ॐ

# श्रीप्रीतमदासनी वाणी

( મહાત્મા પ્રીતમદાસની વાણીનો સંશોધન
સહિત સર્વથી મોટો સંગ્રહ, તેમના
જીવનવૃત્તાંત સહિત )

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशक-भिक्षु अखंडानंद
સ્થળ: અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ બીજી, પ્રત ૫૫૦૦, પૃષ્ઠ ૫૬૦, સંવત ૧૯૯૬
મૂલ્ય દોઢ રૂપિયો, માર્ગવ્યય અલગ



# श्रीप्रीतमदासनी वाणी

( મહાત્મા પ્રીતમદાસની વિવિધ પ્રકારની વાણીનો
સંશોધનસહિત સર્વથી મોટો સંગ્રહ
તેમના જીવનવૃત્તાંત સહિત. )


**सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी**

**संपादक अने प्रकाशक-भिक्षु अखंडानंद**

સ્થળ: અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૪૨૦, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬

મૂલ્ય દોઢ રૂપિયો, માર્ગવ્યય અલગ

# प्रकाशकनुं निवेदन

"શ્રીપ્રીતમદાસની વાણી"ની આ બીજી આવૃત્તિ હોઇ તેની ૫૫૦૦ પ્રતો પ્રસિદ્ધ થાય છે.

પહેલી આવૃત્તિ સંવત ૧૯૮૧ માં "વિવિધ ગ્રંથમાળા"ના બીજા વિભાગદ્વારા પ્રસિદ્ધ થયેલી. તે ઘણા વખતથી ખલાસ થઇ હતી અને તેની માગણી ચાલુ હતી; પરંતુ અનુકૂળતાના અભાવે તે આટલા લાંબા ગાળે પ્રસિદ્ધ થાય છે.

આગલી આવૃત્તિની પુનરાવૃત્તિરૂપેજ આ આવૃત્તિ છપાઈ છે. "સંત પ્રીતમદાસ" એ નામનો એક લેખ 'કુમાર' માસિકના (ઑગસ્ટ ૧૯૪૦)ના અંકમાં પ્રસિદ્ધ થયેલો તે ઉપયોગી જણાવાથી આ પુસ્તકની છેવટે લેવાયો છે. એ સિવાય આગલી આવૃત્તિમાં "મહાત્મા પ્રીતમદાસ"નું ચરિત્ર છપાયું હતું તે તો જેમનું તેમ આ પછીનાં પૃષ્ઠોમાં લેવાયું છે.

મોંઘવારીને લીધે મૂલ્યમાં થોડો ઘણો વધારો કરવો પડત; પરંતુ વાચકવર્ગના પુણ્યયોગથી અગાઉથી થયેલી ગોઠવણ મુજબ કાગળો જૂના ભાવે મળ્યા હોવાથી તેમજ પરદેશી છીંટને બદલે ખાદીની પટ્ટીવાળી બાંધણી રખાઇ હોવાથી આ ગ્રંથ અગાઉના મૂલ્યે પ્રસિદ્ધ થાય છે.

આ પછીનાં પૃષ્ઠોમાં પહેલી આવૃત્તિનું વિસ્તૃત નિવેદન છપાયું છે. તેમાં પ્રીતમદાસની વાણીના આ મોટા સંગ્રહ વિષે સવિસ્તર જણાવેલું છે; એટલે અહીં તો માત્ર એટલુંજ જણાવવાનું કે જિજ્ઞાસુજનો આ વાણી વાંચી–સાંભળીને સમજે અને તેમાં સમાયલા ઉપદેશને કર્તવ્યમાં મૂકવા પ્રેરાઇને પરમપદની પ્રાપ્તિ માટે યોગ્ય બનવા પ્રયત્ન કરે, એવી ભાવનાપૂર્વક **हरिः ॐ तत् सत्** ॥

આસો સુદિ ૧૫ }
સંવત ૧૯૯૬ } અવગુણસાગર—ભિક્ષુ અખંડાનંદ

# आगली आवृत्तिनुं निवेदन

ચાલુ સાલથી "વિવિધ ગ્રંથમાળા" ના પેટામાં જે બીજો વિભાગ શરૂ થયો છે, તેનું આ સર્વથી પહેલું પુસ્તક છે. "વિવિધ ગ્રંથમાળા" ના સળંગ અંક તરીકે આ પુસ્તકનો ગ્રંથાંક ૧૭૪ થી ૧૭૬ અને બીજા વિભાગનો ગ્રંથાંક ૧ થી ૩ છે.

આ પુસ્તકમાં આજથી બસો વર્ષ પૂર્વે જન્મ લઇ ચરોતરના સંદેસર ગામને પાવન કરી ગયેલા અને સવાસો વર્ષ પૂર્વે વિદેહમુક્ત થયેલા પરમ સંત પ્રીતમદાસજીની વાણીનો સંગ્રહ છે.

ચાલુ સાલે આ વિભાગનાં બધાં પુસ્તકો બનતા સુધી આવાં સંતવાણીને લગતાંજ અપાશે.

સંવત ૧૯૬૩ માં કરમસદવાસી પટેલ નારણભાઇ શંકરભાઇ તરફથી એમની કેટલીક વાણીના સંગ્રહરૂપ "પ્રીતમ કાવ્ય" નામે એક નાનું પુસ્તક બહાર પડ્યું હતું. એ પછી અમદાવાદમાં બુકસેલર ઝવેરભાઇ ઉમેદભાઇ તરફથી પ્રીતમદાસની વાણીની એક ચોપડી નીકળી હતી; તેમજ જુદા જુદા કાવ્યસંગ્રહોમાં પણ પ્રીતમદાસની કેટલીક વાણી છૂટક છૂટક છપાઇ ચૂકી છે.

પ્રીતમદાસની વાણીનું લાલિત્ય અને તેની ઉપકારકતાથી આકર્ષાઇને તથા તેમની અપ્રસિદ્ધ ઉત્તમ વાણી બહાર લાવવાના હેતુથી તેનો આ એકત્ર સંગ્રહ યથામતિ સંશોધનપૂર્વક પ્રસિદ્ધ થાય છે.

પ્રીતમદાસની અપ્રસિદ્ધ વાણી ભેગી કરવાનું તેમજ તેમના જીવનને લગતી વિગતો તેમનાં મંદિરો વગેરેમાંથી મેળવી તેને માટે બનતી ચોકસી કરવાનું અને આ પછીનાં પૃષ્ઠોમાં અપાયલો "મહાત્મા પ્રીતમદાસ" વિષેનો લેખ પ્રાથમિક સ્વરૂપમાં તૈયાર કરવાનું કાર્ય, આ સંસ્થાના એક કાર્યકર્તા પટેલ છોટાભાઇ ઉમેદભાઇએ બનતી મહેનત અને કાળજીથી બજાવ્યું છે.

પ્રીતમદાસજી બહારગામ જતા ત્યારે પણ પોતાની સાથે બનતા

સુધી થોડાક લહિયાઓને તેડી જતા અને જ્યારે જ્યારે પોતાના અંતરમાં કાવ્યનો ઊભરો આવતો, ત્યારે ત્યારે તેઓ તેમની પાસે લખાવતા. આવી રીતે ભેગી થયેલી તેમની વાણી તેમના દેહાવસાન પછી તેમના મુખ્ય શિષ્ય નારણદાસજી મહારાજે પોતાના હાથથી એક ગ્રંથમાં ઉતારીને તૈયાર કરી હતી. પ્રીતમદાસજીના સંદેસરવાળા મુખ્ય મંદિરમાં એ ગ્રંથની હજીસુધી પૂજા થાય છે. એ મંદિરના હાલના કોઠારી શ્રીવિષ્ણુદાસજીએ આ સંસ્થાના માણસને મંદિરમાં બેસીને એ ગ્રંથમાંથી વાણી ઉતારવાની છૂટ તથા સગવડ આપી હતી; તેમજ પ્રીતમદાસનાં બીજાં ગામોમાં આવેલાં મંદિરોમાં તપાસ કરવામાં પણ મદદ કરી હતી. વળી સંદેસરની આસપાસમાં આવેલા ગામ 'સિંહોલ'ના મંદિરના વયોવૃદ્ધ મહંત શ્રીપ્રભુદાસજી જેઓ પ્રીતમદાસજીનાં મંદિરોના સંતસમુદાયમાં વિશેષ માનપાત્ર છે, તેમણે ગુરુપરંપરાદ્વારા પોતાની જાણમાં આવેલી પ્રીતમદાસ સંબંધી જાણવા જેવી બાબતો લખાવવા કૃપા કરી છે; જેથી એ ઉભય સંતજનોના ઉપકૃત છીએ. ઉપરાંત સંદેસરના જે અન્ય સજ્જનોએ આ કાર્યમાં એક યા બીજારૂપે મદદ કરી છે, તેઓ પણ ધન્યવાદને પાત્ર છે.

પ્રીતમદાસે કૃષ્ણલીલાને લગતાં પણ સેંકડો પદ્ય રચેલાં છે. તેમના શિષ્ય નારણદાસે ઉતારેલી પ્રતમાં તેવાં સઘળાં પદ્ય લીધેલાં જણાતાં નથી. આ પ્રકારનાં અનેક પદ્યો લગભગ એક જેવાજ ભાવનાં જણાયાથી આ પુસ્તકમાં પણ તેમાંનાં મુખ્ય મુખ્યજ લીધાં છે.

પ્રીતમદાસે ગુજરાતીમાં સારાંશરૂપે ઉતારેલી ભગવદ્ગીતા પણ આમાં અપાઈ છે. તેનો જુદો ઉપયોગ કરવા ઇચ્છે, તેમના માટે તેની જુદી પ્રતો પણ ( ત્રણ આના મૂલ્યથી ) કાઢેલી છે.

પ્રીતમદાસના શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધની નકલ પણ સંદેસરના મંદિરમાંથી ઉતરાવી હતી; પરંતુ તેમાં લહિયાની ભૂલો વગેરેને લીધે સમજાય નહિ એવું ઘણું દેખાવાથી એકાદ ફરમો છપાયા પછી તેને રહેવાજ દેવી પડી છે.

આ સંગ્રહમાં નારણદાસ મહારાજના ગ્રંથમાંથી લીધેલાં કાવ્યો

આ પ્રમાણે છેઃ—સોરઠ માસ, ચેતવણી નં૦ ૮–૯–૧૦, વિનયસ્તુતિ, વિનયદીનતા, કૃષ્ણઅષ્ટક, ભગવાનનાં નામોચ્ચારણ, ચોપાઈનાં ચાર અંગ, ગુરુમહિમા બીજો, બ્રહ્મલીલા, રવેણીનાં પદ નં૦ ૨૫૧ થી ૨૫૩ અને ભગવદ્ગીતા.

અંક ૨૬૩ થી ૨૮૫ તથા ૨૮૮ થી ૨૯૧ સુધીનાં પદ કરમસદના મંદિરમાંની હસ્તલિખિત પ્રતને આધારે લીધાં છે. રવિદાસવાળું પદ ખંભાતના મંદિરમાંથી મળ્યું હતું; પરંતુ એક બીજી હસ્તલિખિત પ્રતમાંથી તે વધારે શુદ્ધ અને સ્વાભાવિક રૂપમાં લખાયલું મળી આવ્યું હતું. છપ્પાનાં અંગ તથા સંતમાહાત્મ્યનું અંગ દુધરેજથી સંત મણિરામે ઉતરાવી મોકલેલામાંથી લીધાં છે. "ભાઇ અમે બાવા રે ભાઇ બાવા" એ લીટીથી શરૂ થતું પદ નાનપણમાં એક કાઠિયાવાડી સંતના મુખથી અનેકવાર આ સેવકને શ્રવણે પડી કંઠે થઇ ગયેલું, તે ઉપરથી આપેલું છે. "ભક્તિ એવી રે ભાઇ એવી"થી શરૂ થતું પદ બુકસેલર ઝવેરભાઈવાળી આવૃત્તિમાં હતું; પરંતુ નાનપણમાં તે પણ એક ભક્તહૃદયી વૃદ્ધ ડોશીમાને મોઢેથી અનેક વાર સંભળાઇ મોટે ભાગે કંઠે થઇ ગયેલું, તેમાં કડીઓ વધુ હતી અને ચારને બદલે છ છ ચરણવાળી તથા સ્પષ્ટ અર્થવાળી હતી. વળી ફોનોગ્રાફની થાળીમાં જે થોડીક કડીઓ ઉતારેલી મળે છે, તે પણ છ છ ચરણવાળીજ હતી; એટલે એ પદ એ ત્રણે સાધન ઉપરથી આપેલું છે.

ઉપલાં સિવાયનાં તમામ પદ, ધોળ વગેરે પ્રીતમકાવ્ય, પ્રીતમદાસની વાણી, કાવ્યદોહન, ભજનસારસિંધુ વગેરે પુસ્તકોમાંથી જરૂરી સંશોધનપૂર્વક લીધાં છે, જેને માટે તે પ્રત્યેકના પ્રકાશક સજ્જનોના ઉપકૃત છીએ.

પૃષ્ઠ ૪૬–૪૭ માં છપાયલી ચેતવણીઓ અને પૃષ્ઠ ૧૫૪–૫૫માં છપાયલું શ્રીકૃષ્ણ અષ્ટક એ બંને એકજ હોઇ મથાળાંના હેરફેરને લીધે બેવાર છપાયાં છે.

આગળના અનેક સંતકવિઓની પેઠે પ્રીતમદાસની વાણીમાં પણ

ગામઠી તેમજ સંસ્કૃતના અપભ્રંશ શબ્દો આવે, અને તે વાણી લખી લેનારા લહિયા ગામડાંના રહેવાસી તથા જુદા જુદા હોવાથી જોડણી અશુદ્ધ અને અનિયમિત હોય એ પણ સ્વાભાવિકજ છે. આવી અશુદ્ધિઓથી ઘણું કરીને શબ્દાર્થમાં ફેર પડી જતો નથી અને કેટલેક સ્થળે તો એથી પ્રાસ, ભાવ અને રસની જમાવટને મદદ પણ મળી જાય છે. પરંતુ 'ઉત્તમ'ને ઠેકાણે 'ઉત્મ' અને એવી બીજી જે દેખીતી ભૂલો લહિયાઓના હાથથી તેમજ લહિયાઓનાં લખાણ ઉપરથી સંદેસરના મંદિરવાળી પ્રત ઉતારવામાં થઇ હોય* અને જે ભૂલો વગેરેને લીધે અર્થ, ભાવ, પ્રાસ, તાલ કે મેળમાં દેખાઇ આવે એવી ક્ષતિ અથવા વિસંગતતા આવી જતી હોય; તેમજ એક શબ્દમાંના થોડા અક્ષર બીજા શબ્દમાં ભળી જવાથી અર્થ બદલાઇ જતો હોય અથવા તો સમજાતોજ ન હોય; તેવા પ્રકારની ભૂલો અને અશુ-

---

* પ્રીતમદાસના એકાદશ સ્કંધ તેમજ ગીતાને અંતે નારણદાસજી મહારાજે સ્વહસ્તે લખેલી વધારાની લીટીઓ નીચે આપી છે, તેમાંના વધુ કાળા છાપેલા શબ્દો ઉપરથી જણાશે કે તેમના લખવામાં પણ તે સમયના સંયોગો તેમજ દૃષ્ટિદોષ ઇ૦ કારણોથી ભૂલો અને અશુદ્ધિઓ આવવી સ્વાભાવિકજ છે.

"સંવત અઢાર **ઈછોતેરના** અસાડ વદ એકાદશીને દિવસ એકાદશ ભાગવત **લિખિતે** લખિતંગ **સાંમી** પ્રીતમના **સીસ્ય** નારણદાસ જે કોયે વાંચે સાંભલે તેને **અમારો જેસીરાંમ છે.** રાંમ રાંમ છે. "બાવા પ્રીતમજી સંવત અઢાર **ચોપનાના** વૈશાખ વદ બારસને દિવસ મધ્યાંન કાલે **સધામ પધારા** છે તે જાંણજો."

ભગવદ્ગીતાની છેવટે નીચે મુજબ લખેલું છેઃ—

"સંવત ૧૮૭૫ ના વરસે ચૈતર **સુદ વાર રવિ** તીથીને દિવસ પ્રત "**સંપૂર્ણં લિખિતે સંતે** અઢાર **ચોપના** વૈશાખ વદ ૧૨ ને દિવસ મધ્યાંનને "કાલે બાવોજી **સધામ પધારા** છે તે જાણજો. લખિતંગ **સાંમી** પ્રીતમના "**સીસ્ય** નારણ **દાસનો** સરવેનું **જેસીરાંમ છે.**"

દ્ધિઓ વગેરેને પણ કોઇ મૂળ વાણી તરીકેજ ગણી લે અને પછી "મહાત્માની વાણીમાં ફેરફારજ કેમ થાય?" એમ કહે તો તે ભૂલજ કહેવાય.

આ પુસ્તકમાં ઉપર જણાવેલા પ્રકારની દેખીતી ભૂલો અને અશુદ્ધિઓ વગેરે યથામતિ સુધારી લીધું છે. એમાંની થોડીક નમૂના તરીકે આખા ચરણ સાથે નીચે આપીને તેમાં ધ્યાન દેવા જેવા પ્રથમના શબ્દ તથા તેને ઠેકાણે મુકાયલા શબ્દ કાળા છાપેલા છે.

| કેવા રૂપે મળેલું | કેવા રૂપે આમાં છપાયું |
|---|---|
| **અસ્ત મંસ** રૂધીર ત્વચ **રોમાણગન** પવન પાવક જલ ભોમ્ય. | **અસ્થિ માંસ** રુધિર ત્વચ રોમ, **ગગન** પવન પાવક જલ ભોમ્ય. |
| **હરીમાં જગતમાં હરી** | **હરીમાં જગત જગતમાં હરી** |
| લેહેરી **લોહ** બુદબુદા **તુરંગ** | લેહેરી **લોઢ** બુદબુદા **તરંગ** |
| **જેટલે** જન્મ સાસના | **જેથી ટલે** જન્મ સાસના |
| ગુરુથી મોટા નહિ સૂર શેસ, **ગુરુથી મોટા બ્રહ્મા વિષ્ણું સહિત વારતા કહી** | ગુરુથી મોટા નહિ સુર શેસ, **ન મોટા બ્રહ્મા વિષ્ણુ મહેશ.** |
| ગંગા **આઘેતી રથ** જેહ | ગંગા **આઘે તિરથ** જેહ |
| મળ્યું **આવે આળ** અચીંત | મળ્યું **અવિચળ** અચીંત |
| **સેંની ધનાપી પારા ઈદાસા** | **સેંના ધના પીપા રઇદાસા** |
| યુદ્ધતણો **ઉછાવ** ઉપજાવવા | યુદ્ધતણો **ઉત્સાહ** ઉપજાવવા |
| જોગજુક્ત **અધ્યાસ** કર્યું; | જોગજુક્ત **અભ્યાસ** કર્યું |
| જેની ગઈ જન્મ મૃત્યુ **વૃથા** | જેની ગઇ જન્મ મૃત્યુ **વ્યથા** |
| **ક્ષેત્રજ્ઞે નમન** જાણ્ય | **ક્ષેત્રજ્ઞ મને** જાણ્ય |
| **જાણ્યે એટલે** સકલભવ સાસના. | **જેણ્યે ટલે** સકલ ભવસાસના |
| **બ્રહ્મં કહે** તેહ | **બ્રહ્મ કહીયે** તેહ |

**આકસન વલે પાય..............આકાશ નવ લેપાય.**
**પ્રેમ પ્રીતમ સુપુના કરો........પ્રેમ પ્રીતશું પૂજા કરે**
**તૃપ** વિના સંન્યાસ સરવથા.........**તપ**વિના સંન્યાસ સરવથા

એવીજ રીતે અનેક સ્થળે આસપાસના સંયોગોને અનુસરીને સ્વાંત આત્માનું શાંત આત્મા, મુનસનું મનુષ્ય, વૈરાહનું વરાહ, સીતનું સંત, અનીનનું અનન્ય, સેસાનનનું ષડાનન, ઉતમનું ઉત્તમ, ગરૂડાગરૂડનું ગરુડારૂઢ, વર્લભનું વલ્લભ, કરીમાંણનું ક્રિયમાણ, સ્પેતનું સંપત, દ્રસાનું દશા, સુખેનું સુંપે, અભ્યેનું અભય, નાલોનું ન્યાળો કસ્પનું કસ્યપ વગેરે યથામતિ સુધારી લીધેલું છે.

સંસ્થાને લગતાં પંડે કરવાનાં બીજાં કામોની સાથે સાથેજ આ સંશોધનકાર્ય કરવાનું હોવાથી, તેમજ પ્રીતમદાસની અપ્રસિદ્ધ વાણી અને તેમનું વૃત્તાંત મેળવવા તથા તેને લગતી ચોકસી કરાવવા ખાતર પણ કેટલીક ઢીલ વેઠવી પડવાથી આ વિભાગનું આ પહેલું પુસ્તક ઠેઠ જેઠ માસની આખરેજ પ્રસિદ્ધ થઇ શક્યું છે. આવાં કામો પાછળ હજીયે જેટલો વધુ શ્રમ અપાય, તેટલી તેમાં વિશેષતા આવે એ તો સ્પષ્ટજ છે; એટલે આ પુસ્તકના સંશોધન વગેરેને માટે પૂર્ણતાનો કે નિર્દોષતાનો જરાપણ દાવો નથી. અનિયમિત અને અશુદ્ધ જોડણી તો મોટા ભાગે જેમની તેમજ છે. ઉપરાંત અનેક ખાસ સુધારવા જેવી દેખીતી અશુદ્ધિઓ પણ લક્ષ પર નહિ આવવાથી, તેમજ સંશોધન કરવાના નિર્ણય પૂર્વે છપાઇ જવાથી, તથા શોધન તત્કાળમાં નહિ સ્ફુરતાં જાણી જોઇને રહેવા દેવી પડવાથી જેમની તેમ રહી હશે અને રહી છે; માટે સુયોગ્ય સજ્જનોને આમાં જ્યાં જ્યાં જે કાંઇ ઠીકઠાક કરવા જેવું લાગે, તે કરી મોકલવા સવિનય પ્રાર્થના છે.

બીજાને મોઢેથી અથવા તો લખાણ ઉપરથી કંઠે કરી લેનારા કે લખી લેનારાઓની પરંપરા વધતી ચાલે તેમ તેમ દૃષ્ટિદોષ, અણસમજ અને ઓછી આવડતથી ભૂલો અને અશુદ્ધિઓનો કેવો ઉમેરો

થતો ચાલે છે તે નીચેની હકીકતથી વધારે સ્પષ્ટ થશે. ×

ગુજરાતી પ્રેસના કાવ્યદોહન ગ્રંથ ત્રીજામાં સંવત ૧૯૪૫ માં પ્રીતમદાસનું "જ્ઞાનપ્રકાશ" નામનું કાવ્ય છપાયું છે અને એજ કાવ્ય મહારાજ નારણદાસના હાથે ઊતરેલી પ્રતમાં પણ આવેલું છે. એ બન્નેમાંથી નમૂના દાખલ નીચે આપેલી થોડીક લીટીઓ તેમાંના વધુ કાળા અક્ષરો તરફ ધ્યાન આપીને વાંચવાથી જણાશે કે એમાં કેવો હેરફેર થઇ ગયો છે; તથા નારણદાસજીવાળી પ્રતના શબ્દો કેવા સ્વાભાવિક અને બંધબેસતા છે.

આ પુસ્તકમાં એ કાવ્ય છપાઇ ચૂક્યા પછીજ નારણદાસવાળી પ્રતનો લાભ મળી શકેલો, એટલે એ ત્રણ પૃષ્ઠના એક કાવ્યમાંજ ઉપલા પ્રકારની જેટલી ભૂલો વગેરે જણાઇ, તે સઘળીનું સંશોધન તો શુદ્ધિપત્રમાંજ આપવાનું રાખી આ નીચે તો તેમાંની થોડીકજ આપી છે અને તેમાંના અશુદ્ધ અને તેને ઠેકાણે નાખેલા શુદ્ધ શબ્દો કાળા અક્ષરમાં આપ્યા છે.

| કાવ્યદોહનમાં— | નારણદાસની પ્રતમાં |
|---|---|
| માયા **જકત** નાખ્યો **મોહની જાળ** | માયા **ચક** નાંખ્યો **જકત મોઝાર** |

મૃત્તિકા **ખાંડ** કહીએ એક—મૃત્તિકા **ખાંણ્ય** કહીએ એક
રાંકને **રોટલે** મળે નહી રાજ—રાંકને **રોળ્યે** મળે નહિ રાજ
**તીમરને** વરસે ન પાકે ધાન્ય—**ધુમેરને** વરસે ન પાકે ધાન્ય

---

× અશુદ્ધિઓનું તો સમજ્યા, પણ કેટલાક એવા પણ તફડંચીબાજ હોય છે કે, ખરા કવિને બદલે પોતાનુંજ નામ અને ગામ ઘુસાડી દે! પ્રીતમદાસના એક કાવ્યના સંબંધમાં તેવો એક દાખલો જણાઇ આવતાં તે વિષે આ પુસ્તકના પૃષ્ઠ ૨૪૮ નીચે ટિપ્પણી આપેલી છે. ખુદ ચરોતરનાજ એક ગામના એક પંથવાળાએ પ્રીતમદાસનાં કેટલાંક પદોમાં પોતાનું નામ ઘુસાડી દીધેલું કહેવાય છે, પણ એ વિષે ચોક્કસ માહિતી નથી.

**તજે** જેમ શંકર કાગભુશંડ–**ભજે અજ** શંકર કાગભુશંડ

**પ્રાણાયમ** ધૂન્ય કરે છે પોતે–**પ્રણવ** ધુન્ય કરે છે પોતે

| | | |
|---|---|---|
| **ખોજે તેને સહજમાં એવી મોજ.** | } | **ખીલે તન સહેજે સમ સરોજ** |

**ચતુર્દશ** ઉપર ષટ આકાર–**ચતુરદલ** ઉપર ખટ આકાર,

દશદલ **ઉપર** ષોડશ સાર–દશદલ **દ્વાદશ** ષોડશસાર.

**સંત સમાગમ આઠે જામ**–સંત **સમાજ** વિષે **વર્તમાન,**

| | | |
|---|---|---|
| સ્વામી**જન રાખ** સમીપે સાર. | } | સ્વામી **જાનરાય** સમીપે સાર. |

મહાત્મા રવિદાસજીના ઉત્તરવાળા જે પદની નકલ ખંભાતના મંદિરમાંથી ઉતરાઇ આવેલી, તેને બીજી હસ્તલિખિત પ્રતમાંના તેજ પદ સાથે સરખાવતાં, તેમાં એ એક પદમાંજ નીચેનાં ચરણોમાં જે ફેરફાર, ભૂલો અને અશુદ્ધિઓ પેઠેલાં જણાય છે, તે ઉપરથી મોટે ભાગે બીજી પ્રતની મદદ વિનાજ સંખ્યાબંધ દેખીતી અને અટપટી ભૂલો તથા અશુદ્ધિઓનું સંશોધન કરવામાં રહેલી મુશ્કેલી સમજી શકાશે.

| ખંભાતની પ્રતમાં | | બીજી શુદ્ધ પ્રતમાં |
|---|---|---|
| જે **રાંમ અનમ** જોગી | | જે **રાંમ આતમ** જોગી |
| બહુ રસ ગાયો **પ્રીતે** પાયો **છેકયું રાડો છોલે** | } | બહુ રસ ગાયો **પીધો** પાયો, **છેક ઉરાઝો છોળે.** |
| **રવીના રૂપમાં રુજની ના હોય આપે સ્વે પ્રકાસીતાં હોય.** | } | **રવીને રૂપે રજની જાય, અંતરમાં અજવાલુ થાય.** |
| ગંગાજી **પ્રાચીત** પરજાલે. | | ગંગાજી **પાતીક** પરજાલે |

ઉપલા ઉતારાઓમાંની છેલ્લી ત્રણ લીટીઓ તો એવી છે, કે જેમાંની અશુદ્ધિઓ બીજી પ્રત સામે ન હોય તો જેમની તેમજ પસાર થઇ જાય; અને એવું ઘણુંએ આ પુસ્તકમાં પસાર થયું હશે.

ઉપલા ઉતારા ઉપરથી વાચકોના ધ્યાન પર લાવવા જેવી અગ-

ત્યની બાબત એ છે કે, એમાંનાં શુદ્ધ પ્રતવાળાં ચરણો પ્રીતમદાસની વાણીને કેવી સરળ, સુરસ, સંસ્કારી, સ્વાભાવિક અને અસરકારક દર્શાવી આપે છે. વળી 'રવીના રૂપમાં' વાળી બે લીટીઓ કેવું ચોખ્ખું દર્શાવી આપે છે કે, મહાત્માઓની વાણીમાં લહિયાઓદ્વારા તેમની હયાતીમાંજ કેવી કેવી વિકૃતિ પેસી જાય છે અને તેમના દેહાંત પછીનાં દશવીસ વરસોમાં પણ આગલા લહિયાની ભૂલોથી તથા એક પરથી બીજી પ્રતો ઉતારવા વગેરે કારણોથી તેમાં પલટો, કર્કશતા અને અસ્વાભાવિકતા વગેરે કેવાં ઘૂસી જાય છે.

મહાત્માઓની આવી વાણી જે જે રાગ કે લહેમાં પરંપરાથી ગવાતી આવી હોય, તેમાં પણ કોઇ ઓરજ અસર અને ખૂબી રહેલી હોય છે; માટે જેમને તે રાગ કે લહેની ખબર ન હોય તેઓ તેની માહિતી મેળવીને તેજ પદ્ધતિથી ગાશે, તો ગાનાર તથા સાંભળનાર ઉભયને અનેકગણો આનંદ અને શાંતિ અનુભવાઇ, સંસારના ત્રિવિધ તાપની અસર થોડાઘણા વખત માટે તો જરૂર દૂર થઇ જશે. સંત-મહાત્માઓની વાણીના રાગ તથા લહે દિવસે દિવસે દેશમાંથી ભુલાતાં જાય છે એ બહુ દિલગીરીની વાત છે. એમ ન બને અને લોકોમાં તેની માહિતી તથા પ્રચાર વધે તેમ થવાની ખાસ જરૂર છે.

મહાત્મા પ્રીતમદાસે લોકહિતના જે ઉદ્દેશથી આ વાણી રચી છે અને ગદ્ય ગ્રંથોના પઠન કરતાં આવી પદ્યવાણી ગાવા સાંભળવામાં જે વિશેષ અસર, સુખ અને હિત રહેલાં છે; તેનો લાભ લઇ વાચકબંધુઓ જ્ઞાનચારિત્ર્યમાં આગળ વધે અને સચ્ચિદાનંદસ્વરૂપ સર્વોપરીપદને પ્રાપ્ત થાય, એ ભાવનાપૂર્વક ॐ **तत् सत्** ॥

સંવત ૧૯૮૧, જ્યેષ્ઠમાસ —**ભિક્ષુ અખંડાનંદ**

# अनुक्रमणिका

| વિષય તથા પહેલી લીટી | પૃષ્ઠાંક |
|---|---|

## ૧–કક્કા



## ૨–મહિના



## ૩–તિથિઓ



## ૪–વાર

## ૫–ગુરુમહિમા



## ૬–ચેતવણીઓ

## ૧૫–ચોપાઇનાં અંગ

## કૃષ્ણુાવતારસંબંધી પદ, ગરબા વગેરે ... ૩૩૩



## તુલસીજીના વિવાહનાં ધોળ

## રવેણીનાં પદ



## પરચૂરણ પદ

## સુડતાળા કાળવિષેનાં પદ



## પ્રીતમદાસજીના છપ્પા

## શ્રીમદ્ ભગવદ્ગીતા

### ગીતામાહાત્મ્યનાં પદ

## પરચૂરણ પદ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩ | ૭ | ધામને | ધામ ને |
| ૩૧ | ૭ | ગરબો | ગરબે |
| ૩૧ | ૨૨ | સોભે | શોભે |
| ૩૪ | ૯ | નરતું | નરતું |
| ૫૯ | ૧૯ | સવ્યો; | સેવ્યો; |
| ૭૦ | ૧૬ | સુનિદેવ | મુનિદેવ |
| ૭૦ | ૧૬ | મુચંદા | મુચકંદા |
| ૭૩ | ૨ | ફેક્યો | ફેંક્યો |
| ૭૩ | ૧૭ | સત | શત |
| ૭૬ | ૧૬ | એક નાથતણે | એકનાથ તણે |
| ૯૩ | ૯ | ભટકાણુ | ભટકણુ |
| ૧૧૦ | ૧૦ | ઇચ્છા ફળ | ઇચ્છાફળ |
| ૧૨૦ | ૧૪ | જમુનાં | જમના |
| ૧૨૪ | ૫ | ધન | ધન |
| ૧૪૭ | ૧૮ | કઠંસ્થાન | કંઠસ્થાન |
| ૧૫૮ | ૧૮ | ચચરી | ચંચરીક |
| ૧૬૩ | ૯ | ક્રાધ | ક્રોધ |
| ૧૬૭ | ૬ | સાભરી | સૌભરી |
| ૧૭૩ | છેલ્લી | ઇન્દ્રિ દિક | ઇન્દ્રિયાદિક |
| ૧૭૬ | ૧૪ | આકરસમે | આકાશમે |
| ૨૦૩ | ૨૦ | સમેજુ | સમજુ |
| ૨૦૭ | ૫ | વિસેં રવિ | રવિ સેં રવિ |
| ૨૦૭ | ૧૯ | ન્યાંઈ | નાંઇ |
| ૨૦૮ | ૧૩ | વૃર્ષારતુ | વર્ષારતુ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૮ | ૧૪ | સુભ શોધ | શુભશોધ |
| ૨૧૧ | ૧૨ | બ્યારે | પ્યારે |
| ૨૧૧ | ૧૪ | દીનબંધું | દીનબંધુ |
| ૨૧૩ | ૯ | જન્મ તું | જન્મનું |
| ૨૧૩ | ૧૩ | જમકિકંરનો | જમકિંકરનો |
| ૨૨૧ | ૧૫ | બ્રહ્ | બ્રહ્મ |
| ૨૨૪ | ૨૨ | પ્રેમસુધારશ | પ્રેમસુધારસ |
| ૨૩૧ | ૩ | સોમણુ | સો મણુ |
| ૨૫૨ | ૨ | ચાંપે | ચોંપે |
| ૨૫૫ | ૧ | વાણુા | વાણી |
| ૨૫૬ | ૨૨ | હંસ વાહન | હંસવાહન |
| ૨૬૪ | ૧૮ | કુંડાં | કુડાં |
| ૨૭૦ | છેલ્લી | ઉબનું | ઉસનું |
| ૨૯૩ | ૧૮ | રામ૦ | કામ૦ |
| ૩૦૫ | ૬ | સરસ્વ | સર્વસ્વ |
| ૩૧૫ | ૬ | પછી | પાછી |
| ૩૨૭ | ૮ | શરગાર | શણગાર |
| ૩૩૬ | ૧૮ | કોતક | કૌતક |
| ૩૩૮ | ૯ | આઘે | આગે |
| ૩૪૫ | ૨૧ | વીર જાતો | વીરજા તો |
| ૩૫૦ | ૧૪ | કાળિંદ્રીથી | કાળિંદીથી |
| ૩૫૧ | ૪ | આહિઠાંનું | આહિરડાંનું |
| ૩૬૬ | ૧૫ | ભોકંગ | ભોરંગ |
| ૩૯૯ | ૧૨ | અહસ્રગણું | અહસ્રગણું |
| ૪૦૩ | ૭ | ઘૃતરાષ્ટરસુતનું | ધૃતરાષ્ટરસુતનું |

# महात्मा प्रीतमदास

વીર વિક્રમની ઓગણીસમી શતાબ્દીમાં ઉચ્ચ કોટીના જે અનેક જ્ઞાનચારિત્ર્યસંપન્ન સંતમહાત્માઓ ગરવી ગુર્જરભૂમિને પોતાની પદરજથી પવિત્ર કરી ગયા છે અને તત્કાલીન અસંખ્ય અધિકારીજનોની હૃદયવાટિકાઓને જ્ઞાનરૂપી બીજ તથા ભક્તિરૂપી અમૃત વડે હરિભરી બનાવી મોક્ષરૂપી ફળથી ફળાવી જવાની સાથે ગુર્જરભાષાની હયાતીપર્યંત તેના સંસ્કારી સપૂતોને ઉચ્ચ ભાવોનાં આન્દોલન આપ્યા કરે એવા અસરકારક અને સત્યપૂર્ણ પદ્યસાહિત્યનો અમર વારસો આપી ગયા છે; તેઓમાંના એક તે આ વાણીના કર્તા મહાત્મા પ્રીતમદાસજી છે.

પ્રીતમદાસ વિષે અત્યાર સુધીમાં ઘણુંજ થોડું લખાયું છે, છતાંએ સામાન્ય જનસમૂહમાં તો પ્રીતમદાસની વાણી સારી પેઠે પ્રસરી ચૂકેલી હોઇને, હજી પણ તેની લોકપ્રિયતા જેવી ને તેવી છે.

"હરિભજન વિના, દુઃખદરિયા સંસારનો પાર ન આવે"
"મન માને નહિ, સો ફેરા સમજાવું તોએ શું થાયે"
"જીભલડી રે તુંને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યાંથી રે"

ઉપલી તેમજ બીજી લોકપ્રસિદ્ધ પંક્તિઓવાળાં અનેક આકર્ષક અને બોધપ્રદ પદ, ધોળ, મહિના વગેરેના કર્તા અને "હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને" એ પંક્તિથી શરૂ થતા મહાત્મા ગાંધીજીને પ્રિય થઇ રહેલા પદ્યના કર્તા પણ એજ પ્રીતમદાસ છે. "કક્કા કર સદ્દગુરુનો સંગ, રુદેકમળમાં લાગે રંગ"–એ પંક્તિથી શરૂ થતો એમનો કક્કો આજે પણ અનેક ભક્તજિજ્ઞાસુઓના હૈયાનો હાર છે. "કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના, ધરીએ રુદિયામાં ધ્યાન" આ પંક્તિથી શરૂ થતો તેમનો કક્કો હજી પણ અનેક ભાવિક ભક્તોને કંઠસ્થ છે. એજ પ્રીતમદાસના સોરઠ રાગના જ્ઞાનમાસ તંબૂરા સાથે કોઇ ભક્તજનના મુખથી મુક્તકંઠે ગવાતા સાંભળવા, એ તો આજે પણ એક લહાવોજ લેખાય. તેમનાં શ્રીકૃષ્ણલીલાનાં અનેક પદ,

ભાસ ને ગરબીઓ અનેક ગુજરાતી સ્ત્રીઓને પેઢીઉતાર કંઠે રહેતાં આવ્યાં છે.

આવા લોકપ્રસિદ્ધ સંતના જીવનસંબંધી વિશેષ હકીકત હજી સુધી બહાર આવી નથી; અને જે કાંઈ હકીકત આજથી ચોત્રીસ વર્ષ ઉપર સ્વ૦ ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ બૃહત્ કાવ્યદોહનના ગ્રંથ ચોથામાં આપી છે, તે કેટલીક રીતે સત્યથી વિપરીત જણાય છે. સમય ને શ્રમનો વ્યય કરવા છતાં પણ આવી બાબતોમાં પૂરેપૂરી સપ્રમાણ હકીકતો મળવી અશકય હોવાથી જે કાંઇ હકીકત પ્રીતમદાસનાં મંદિરો, હસ્તલિખિત પ્રતો, જૂનાં કાગળિયાં, તેમજ સંદેસરના વૃદ્ધ પુરુષો અને મંદિરના વહીવંચા પાસેથી છૂટક છૂટક મેળવી શકાઇ છે, તેને આધારે તેમજ પ્રીતમદાસ અને અન્ય સંતની કવિતાને આધારે આ સ્થળે તેમના જીવન વિષે કેટલુંક લખવાનો યથામતિ યત્ન કરીશું.

સ્વ૦ ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ બૃહત્ કાવ્યદોહન, ગ્રંથ ચોથામાં લખે છે કે:—

"ઇ૦ સ૦ ૧૮૮૪ માં હું નડિયાદ ગયો હતો. ત્યાંથી પ્રીતમદાસ સંબંધી કંઇક વિશેષ માહિતગારી મેળવવાના હેતુથી સંદેસર ગયો. સંદેસરથી કેટલાંક ગપ્પાં સિવાય વિશેષ કંઇ પણ મેળવી શક્યો નહિ; પણ નડિયાદના સુપ્રસિદ્ધ દેસાઇ વિહારીદાસના ચિરંજીવી સ્નેહીભાઇ ગોપાળદાસના યોગથી એક ભાટ સાથે વાતચીત થતા, તેણે પ્રીતમદાસ સંબધી જે સહેજસાજ હકીકત જણાવી છે, તે પરથીજ એનું ચરિત્ર લખી શકાય તેમ છે."

એ પછી એમણે એ આધારને અનુસરીને પ્રીતમદાસ વિષે જે કાંઇ લખ્યું છે, તેની ચર્ચા આગળ કરીશું

એજ વરસમાં 'પ્રાચીન કાવ્યમાળા ત્રિમાસિક'ના વર્ષ છઠ્ઠાના અંક બીજા તરીકે શ્રીમાન હરગોવિંદદાસ કાંટાવાળાએ "પ્રીતમકૃત કવિતા" એ નામથી પચાસેક પાનની એક ચોપડી પ્રસિદ્ધ કરી હતી. જેની સાથે જોડેલી ટૂંક પ્રસ્તાવનામાં તેઓ લખે છે કે, "પ્રીતમનું ચરિત્ર લખવાજોગ ઘણીખરી હકીકત મળી છે અને બીજી ચોક્કસ રીતે મળવાનો સંભવ છે, તેથી બીજે કોઇ પ્રસંગે તેનું ચરિત્ર અપવા

વિચાર રાખ્યો છે." પરંતુ તે પછી આજ સુધી એ વિષે તેમના તરફથી કાંઇ પણ હકીકત બહાર પડેલી જણાતી નથી.

શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પણ પોતાના 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્થંભો'વાળા સં૰ ૧૯૭૦ માં છપાયલા પુસ્તકમાં કેટલીક હકીકત આપી છે.

હવે આપણે પ્રીતમદાસના જીવન તરફ વળીએ. પ્રીતમદાસનો જન્મ બારોટ જ્ઞાતિમાં સંવત ૧૭૭૪ થી ૮૦ ના અરસામાં થયો હતો, એમ નીચેના મુદ્દાઓ ઉપરથી જણાય છે. તેમનું દેહાવસાન સંવત ૧૮૫૪ ના વૈશાખ વદ ૧૨ ને મધ્યાહ્નકાળે થયું, એમ તેમના મુખ્ય શિષ્ય નારણદાસે પોતાને હાથે ઉતારેલી પ્રીતમદાસની ભગવદ્‌ગીતાની છેવટે લખેલું છે. સ્વ૰ ઇચ્છારામ લખે છે કે, "એ છેક બોનેર વરસની વયે મરણ પામેલો કહેવાય છે;" પરંતુ શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરી કહે છે કે, "એની બોતેર વર્ષની વયે એની સ્રીનું અવસાન થયું, તે સમયે પણ એણે પોતાની સાહિત્યપ્રવૃત્તિ છોડી નહિ." આ ઉપરથી તે પછી પણ તેઓ કેટલાંક વર્ષો જીવ્યા હશે એમ સ્પષ્ટ થાય છે. વળી સંદેસરના વૃદ્ધ પુરુષોના કહેવા પ્રમાણે તથા પ્રીતમદાસનાં મંદિરોના સાધુમંડળ પૈકી ચરોતરના ગામ સિહોલના મંદિરના હયાત વૃદ્ધ મહંત પ્રભુદાસજી જેઓ એમનાં મંદિરોના સાધુમંડળમાં અગ્રગણ્ય છે, તેઓ પણ પોતાની ગુરુપરંપરાગત માહિતીને અનુસરીને પ્રીતમદાસનો દેહાંત ૭૫-૮૦ વર્ષની વયે થયેલો કહે છે, તે જોતાં પણ તેમનો જન્મ ઉપલા અરસામાંજ થયેલો કહી શકાય.

સ્વ૰ ઇચ્છારામભાઈ લખે છે કે, "પ્રીતમદાસનો બાપ રઘુનાથદાસ જાતે બે પૈસાનો ચિકાસદાર હોવાથી અને તેને પ્રીતમદાસ એકજ પુત્ર હોવાથી તેને બાળપણથીજ જોતરું વળગાડયું હતું." પરંતુ આ સંસ્થા તરફથી આ વિષે તપાસ કરવા ગયેલા ભાઇને પ્રીતમદાસના મંદિરના વહીવંચાના ચોપડા કઢાવીને જોવા ઉપરથી જણાયું છે કે, તેમના પિતાનું નામ પ્રતાપસિંહ તથા માતાનું નામ જેકુંવરબા હતું.

સ્વ૰ ઇચ્છારામભાઈ તથા મહાશય કૃષ્ણલાલ ઝવેરી પ્રીતમ-

દાસને સંદેસરના વતની લખે છે; પરંતુ તપાસ કરતાં સંદેસરના એક હયાત વૃદ્ધ પાટીદાર ગૃહસ્થ જણાવે છે કે, પ્રીતમદાસનું જન્મસ્થાન 'બાવળા' ગામ હતું. આગળ જણાવેલા પ્રીતમદાસની શિષ્યપરંપરાએ ઊતરી આવેલા સિહોલવાળા વૃદ્ધ મહંત પ્રભુદાસજી પણ ગુરુપરંપરાથી સંભળાતી આવેલી હકીકત ઉપરથી પ્રીતમદાસજીનું જન્મસ્થાન બાવળાજ કહે છે.

વિશેષમાં મહંત પ્રભુદાસજી જણાવે છે કે, "બાવળા ગામને પાદરે એક વખત રામાનંદી સાધુઓની એક જમાત આવેલી, તે વખતે પ્રીતમદાસ દસપંદર વરસની અવસ્થામાં અને અંધ દશામાં હતા. પૂર્વજન્મના કોઇ ઉચ્ચ સંસ્કારોને લીધે તેઓ શેરીમાં રમતાં રમતાં પણ કેટલીક વાર ભક્તિનાં પદ જોડી કાઢતા. કહેવાય છે કે, ઉપલે પ્રસંગે એ જમાતના મહંત ભાઇદાસજી પાસેથી એ બાળકે ગુરુમંત્ર લીધેલો ને તેમની સાથેજ તેમની ગાદીના સ્થાન ચુડા–રાણપર તે ગયેલો અને ત્યાં ઉપદેશ શ્રવણ કરેલો. આ પછી તેમણે ફરતાં ફરતાં સંદેસરમાં આવીને ભજન કર્યું અને પછી છેવટ સુધી સંદેસરમાંજ મુકામ રાખ્યો." મંદિરના વહીવંચાનો ચોપડો પણ પ્રીતમદાસના પ્રથમ સંદેસર આવવાની સાલ સંવત ૧૮૧૭ ની દર્શાવે છે.

સ્વ૦ ઇચ્છારામ સૂ૦ દેસાઈ કહે છે કે, "એકાદશ સ્કંધની કવિતા, કવિએ કશા પણ દુઃખના વખતમાં લખી નથી, પણ પૂર્ણ ઉલ્લાસ ને પૂર્ણ ઉત્સાહના કાળમાં લખેલી છે. એમ ધારીએ કે ચુંમાળીસમાં* એકાદશ સ્કંધ પૂર્ણ કીધો ને પછી તરતજ અંધાપો આવ્યો, નવ વરસ અંધાપો વેઠ્યો." શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરી પણ લખે છે કે, "ઊતરતી વયે એ ઘણું કષ્ટ પામ્યો. એ આંખે અપંગ થયો હતો;" પરંતુ સંદેસર તેમજ પ્રીતમદાસનાં મંદિરોમાં એવીજ માન્યતા અત્યાર સુધી ચાલી આવે છે કે, પ્રીતમદાસ જન્મથીજ અંધ હતા. કોઈ કોઈ એમ પણ કહે છે કે, તેઓનાં ચક્ષુ બાર વરસની વયે

* ખરી રીતે એકાદશ સ્કંધ સંવત ૧૮૪૫ ના પોષ સુદિ પૂર્ણિમાએ પૂર્ણ કર્યો છે.

ગયાં હતાં. છેક પાછલી અવસ્થામાં તેઓ અંધ થયા હતા, એ વાત તો કોઇ પણ જાણતું તેમજ માનતું જણાતું નથી.

એકાદશ સ્કંધમાં લહિયાઓના હાથથી પુષ્કળ શબ્દો બહુજ અશુદ્ધ રહેલા છે. જેમકેઃ–'સદેહ' ને બદલે 'સંધે', 'અવિનાશ'ને બદલે 'અવિન્યાસ', 'સ્પર્શ' ને બદલે 'પ્રસપ્રસ', 'શૂદ્ર' ને બદલે 'સૌદ્ર', 'ગાંધર્વ' ને બદલે 'ગ્રાંધવ', 'અવશ્યમેવ' ને બદલે 'અશ્વ-મેવ', 'સ્વર્ગ' ને બદલે 'શ્રગ', 'અનાદિ' ને બદલે 'અનાહુ' ઇત્યાદિ. એટલે તે ઉપરથી પણ પ્રીતમદાસ જન્મથી નહિ તો બચ-પણથીજ ચક્ષુરહિત બનેલા હોવાની વાતને પુષ્ટિ મળે છે.

આજે પણ ગામના તેમજ મંદિરોના વૃદ્ધો કહે છે કે, પ્રીતમ-દાસ અંધજ હતા અને પોતાની પાસે હમેશાં તે વખતના ત્યાંના ભક્તમંડળના ચાર પાટીદાર લહિયાઓને રાખતા. આ લહિયાઓ પ્રીતમદાસના ઉચ્ચારોને બરાબર ન સમજી શકે અને પોતાની ગામઠી રીતે જેવું આવડે તેવું લખે એ દેખીતુંજ છે. પ્રીતમદાસ જો એ સમયે દેખતા હોત, તો તેઓ એવી અશુદ્ધિઓ આવવા અથવા રહેવા દેત નહિ. તેમની કેટલીક કવિતામાં જે શુદ્ધિ અને સંસ્કારિતા જણાય છે, તે જોતાં તેઓ પોતે એવું અશુદ્ધ બોલે કે લખાવે એમ સંભવતું નથી.

આ લહિયાઓને પ્રીતમદાસ એકીસાથે એક એક પદ મંડાવતા અને દરેકને વારાફરતી તેના પદની એકેક લીટી આપતા જતા–એ રીતે તેઓ ચારેએ પદ એક સાથે પૂરાં કરાવતા. એક રાગનાં ચાર પદોને ચોહર અથવા ચોસર કહે છે. લહિયાઓએ પોતપોતાની આવ-ડત પ્રમાણે લખેલી ભાષાને પ્રીતમદાસ અંધ હોવાથી સુધારી શકેલા નહિ; તેથીજ પ્રાસ કે છંદ પણ કોઇ કોઇ સ્થળે તેમાં અધૂરા રહ્યા છે.

પ્રીતમદાસના મરણ બાદ–કૃષ્ણલીલાનાં પદોના સંગ્રહ સિવાયની લગભગ તેમની બધી કવિતાઓની નકલ એકજ પ્રતમાં તેમના શિષ્ય નારણદાસે સ્વહસ્તે કરી છે. એ નકલ જુદા જુદા લહિયાઓના હાથની લખેલી પ્રતો મંદિરમાં હતી તે ઉપરથી તેમણે ઉતારેલી છે. આમાં કેટલીક કવિતાઓની ભાષા શુદ્ધ છે ને કેટલીકની અશુદ્ધ છે. તે

ઉપરથી પણ સમજાય છે કે, તેમની કવિતાઓ જુદે જુદે હાથે લખાયલી હોવી જોઇએ. નારણદાસજીએ એ પ્રત પ્રીતમદાસજીના દેહાવસાન પછી છ વર્ષ બાદ એટલે કે સંવત ૧૮૬૦ થી ઉતારવાનું શરૂ કરેલું હતું, એમ તેમણે એ ઉતારેલા ગ્રંથમાં જુદે જુદે સ્થળે જે સાલો લખી છે તે ઉપરથી જણાય છે; એટલે એક ઉપરથી બીજી, બીજી ઉપરથી ત્રીજી તેમ ઉત્તરોત્તર નકલો થવાથી અશુદ્ધિઓ આવી હોય એમ પણ નથી.

હવે પ્રીતમદાસના જીવન સંબંધમાં સૌથી મહત્ત્વના પ્રશ્ન ઉપર આવીએ. સ્વ૦ ઇચ્છારામ લખે છે કે, "પ્રીતમદાસ એકનો એકજ પુત્ર હોવાથી એને બાળપણમાંથીજ જોતરું વળગાડયું હતું. એ સ્ત્રી ઘણી કંકાસિયણ–સાક્ષાત્ કર્કશા જેવી હતી. જો કે ગ્રીક ફિલોસોફર સોક્રેટીસની સ્ત્રી પહેલા વર્ગની કર્કશા ગણાય છે, તોપણ પ્રીતમદાસની સ્ત્રી એવી હતી કે, ઝેનટીપીને પાણી ભરાવે ! તે પ્રીતમદાસને બહુ રંજાડતી, ઘરમાં ઘણો બગાડ કરતી, લડતી ને સુખે ખાતી નહિ અને ખાવા દેતી પણ નહિ. એના બાપે બીજી સ્ત્રી કરવાનો પ્રીતમદાસને ઘણો આગ્રહ કર્યો, પણ એ પોતે સમજુ હોવાથી ના પાડીને સદા કૃષ્ણકીર્તન ગાવામાં તલ્લીન રહીને તેમાંજ આનંદ માનવા લાગ્યો. એની સ્ત્રીનું નામ પ્રેમાબાઈ ઉર્ફે પ્રેમી હતું. જ્યારે એ બાઇને એક બાળક અવતર્યું અને તે થોડા દિવસમાં મરણ પામ્યું, ત્યારે પ્રેમાબાઇએ પ્રીતમદાસનાજ નામનું કૂટણું ચલાવ્યું હતું; પણ પ્રીતમદાસે તેની લેશ પણ પરવા કરી નહિ કે કલેશ કર્યો નહિ. જ્યારે જ્યારે પ્રેમાબાઇ ઘણો સંતાપ કરવા માંડતી, ત્યારે ત્યારે પ્રીતમદાસ જાત્રામિષે ડાકોરજી ચાલ્યો જતો હતો. એની ત્રીસ વરસની ઉંમરે એનાથી વયમાં બે વરસે મોટી પ્રેમાબાઇ મરણ પામી. એ પછી એણે બીજી સ્ત્રી કરી હતી, તે પણ એની પાંત્રીસ વરસની વયે મરણ પામી હતી. આ સ્ત્રીએ ત્રણ વરસમાં પ્રીતમદાસને સારું સુખ આપ્યું હતું, એમ એની ન્યાતના ભાટો જણાવે છે. × × × એની જ્ઞાતિના કોઇ જણાવે છે કે, એને એક પુત્ર હતો ને કોઇ કહે છે કે નહોતો. એ પુત્રે પ્રીતમદાસની કંઈ પણ બરદાસ રાખી નહોતી ને તેથી પાછલી

ક્ષયમાં જે દુઃખ વેઠવું પડયું તેથી એની સંસારમાંથી આસ્થા ઊઠી ગઇ." શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરી મહાશયે ટૂંકામાં બન્ને સ્ત્રીઓ વિષે હકીકત આપી છે; પણ તે સાથે તેઓશ્રી જણાવે છે કે, "એની બોતેર વરસની વયે એની સ્ત્રીનું અવસાન થયું" એજ મુખ્ય ફેર છે.

હવે એઓ–પ્રીતમદાસ ગૃહસ્થાશ્રમી હોવાની બાબત ઉપર વિચાર કરીએ તો "**मूलं नास्ति कुतः शाखा ?**" એના જેવુંજ જણાઇ રહે છે. જન્મથી અંધ અને નાનપણમાંથીજ બાવા બનેલા પ્રીતમદાસ મૂળે પરણેલાજ નહિ, તો પછી તેમને સ્ત્રીઓ પણ કેવી ને પુત્ર પણ કેવો ?

સંભવ છે કે, સ્વ૦ ઇચ્છારામને ખબર આપનાર ભાટે કોઇ બીજાનાજ જીવનની ઘટના આપી હોય. અશિક્ષિત સમાજમાંથી હકીકત આપનાર માણસો આવી ભૂલો ઘણી વખત કરે છે. હવે પ્રીતમદાસ ત્યાગી હતા, એ મતને પોષનારી દલીલો જોઇએ.

(૧) પ્રીતમદાસે સંવત ૧૮૧૭ માં સંદેસરમાં પ્રથમ આવી ભજન કર્યું અને પછી તેઓ સંદેસરમાંજ વસ્યા, એ હકીકત આજે પણ વહીવંચાના ચોપડામાંથી નીકળે છે.

(૨) પ્રીતમદાસને ચોતરીસ શિષ્યો હતા અને તેમના શિષ્ય નારણદાસજીને ચોપન શિષ્યો હતા, તે સર્વ ત્યાગી હતા. પ્રીતમદાસની પાછળ સંવત ૧૮૫૫માં ભંડારો થયેલો તે વખતે પ્રીતમદાસનાં જુદાં જુદાં મંદિરોમાં રહેતા સર્વ શિષ્યો ત્યાં આવ્યા હતા, એમ તેમના મંદિરમાંથી મળેલા એક જૂના કાગળિયા ઉપરથી જણાય છે. નારણદાસના સમયમાં પ્રીતમદાસના નામનાં બાવન મંદિર હતાં.× આ

---

× પ્રીતમદાસનાં એ બાવન મંદિરોનાં સ્થળ નીચે પ્રમાણેઃ—

૧ સંદેસર, ૨ જીતડી, ૩ *ચૂડા, ૪ જુગડ, ૫ ચકલાસી, ૬ ખંભાત, ૭ ભડકછ, ૮ સુણાવ, ૯ વટાવ, ૧૦ ખંભાત, ૧૧ સાવલી, ૧૨ બારેજા, ૧૩ મોગરી, ૧૪ મરેડા, ૧૫ મંગળપુરા, ૧૬ અરડી, ૧૭ કાશીપુરા, ૧૮ પિળયાતુ, ૧૯ કરમસદ, ૨૦ વલ્લા, ૨૧ આશીપુરા, ૨૨ જાવલા, ૨૩ વાંકાનેર, ૨૪ ડાકોર, ૨૫ ડાકોર, ૨૬ ગોયાગેટ, ૨૭ વાસણા, ૨૮ ભાટીએલ, ૨૯ ડાકોર. ૩૦ બેહુચા, ૩૧ ડાકરતુ-

મંદિરોમાં ત્યાગી સાધુઓજ રહી શકતા. ઘરબારીઓને મંદિરમાં મહંત અથવા સાધુ તરીકે રહેવાની બંધી હતી. ઉપલાં બાવન પૈકી પંદરવીસેક મંદિરોજ હવે ચાલુ હોઇ બાકીનાં બંધ પડેલાં છે. તેનું કારણ પણ માત્ર ત્યાગીનેજ સાધુ યા મહંત તરીકે મંદિરમાં રાખવાના ધોરણનું છે.

(૩) પ્રીતમદાસના મંદિરમાંના ઠાકોરજીની મૂર્તિને કુંજબિહારીલાલ કહેતા અને તે પછી પ્રીતમદાસના વખતમાં એક બીજા ઠાકોરજી પધરાવવામાં આવેલા, તેમને "જાનરાય" કહેતા. (એની હકીકત આગળ દંતકથામાં આપવામાં આવી છે.) આજે પણ મંદિરના માલિક તરીકે "શ્રી જાનરાય" નાજ નામનું ખાતું સરકારમાં ચાલે છે અને ત્યાંના ત્યાગી મહંત તો માત્ર વહીવટ કરનારજ ગણાય છે.

(૪) નારણદાસના હાથની જે હસ્તલિખિત પ્રત ઉતારવા માટે મળેલી તેમાં "સાંમી પ્રીતમના શિષ્ય નારણદાસ" એમ અનેક ઠેકાણે મિતિ સાથે લખ્યું છે. આજે પણ પ્રીતમદાસ 'પ્રીતમ સાંમી' તરીકેજ ઓળખાય છે. એ પુસ્તકમાં ગીતાની છેવટે આપેલી મૃત્યુનોંધમાં પણ "બાવોજી" એવું સંબોધન આવે છે.[૨] ગૃહસ્થાશ્રમી સાધુને આવાં સંબોધન હોય નહિ.

(૫) પ્રીતમદાસનાં સર્વ મંદિરોમાં તેમજ સંદેસરના જાણકાર વૃદ્ધોમાં પ્રીતમદાસ અને તેમની શિષ્યપરંપરા ત્યાગી હોવાની માન્યતા આજે પણ એટલી બધી સ્વાભાવિક છે તથા ત્યાગીઓજ તેમનાં

---

લસી, ૩૨ કામળ, ૩૩ લિંબાસી, ૩૪ દામનગર, ૩૫ ભાવનગર, ૩૬ કણિયું, ૩૭ બીલા, ૩૮ જુનિયા, ૩૯ ધુમેલ, ૪૦ મુવાલ, ૪૧ દેલવાડા, ૪૨ ભાવનગર, ૪૩ પાલીતાણા, ૪૪ હાલડી, ૪૫ જૂનાગઢ, ૪૬ રતનપુર, ૪૭ ભડકછ, ૪૮ ભુરાકુઇ, ૪૯ બોરિયા, ૫૦ બાલજ, ૫૧ આખડોલ, ૫૨ દેથરી.

આમાં એક ગામનાં જેટલી વખત નામ આવે છે ત્યાં તેટલાં મંદિરો સમજવાનાં છે.

૨ એ નોંધ આ પુસ્તકમાં પણ ૩૫૧ મા પૃષ્ઠમાં અક્ષરશઃ આપેલી છે.

મંદિરોમાં રહી શકે એ ધોરણ અત્યારે પણ એટલું બધું રૂઢ અને સ્વાભાવિક છે કે, પ્રીતમદાસ પર સંસારી હોવાનો કોઇ પ્રશ્ન કરે તો તેમને આશ્ચર્યજ થાય છે. પ્રીતમદાસનાં મંદિરોમાં તેમજ સંદેસરના વૃદ્ધોમાં પણ "પ્રીતમદાસ ઘરસંસારી હોવાની વાત પુસ્તકોમાં છપાયલી છે" એ વાતની જાણ થતાં ઘણાઓ આશ્ચર્ય પામ્યા હતા અને રાતાપીળા થયા હતા. ઘણા કહેતા કે, "સાંમી (પ્રીતમ)નું નામ બદનામ કરવા કોઇ વિરોધીએ આવું લખ્યું હશે. અમે છેક નાના રમતા હતા, તે વખતથી અમારા ઘરડાઓ પાસેથી પ્રીતમદાસની વાતો સાંભળતા આવ્યા છીએ; પણ આ વાત તો અમે કદી સાંભળીજ નથી." ત્યાં તથા આસપાસનાં ગામડાંમાં આ વિષે બનતી તપાસ કરવા છતાં કોઇ પણ સ્થળેથી પ્રીતમદાસ સ્ત્રીપુત્રવાળા હોવાની વાતને કશોજ ટેકો મળ્યો નથી.

(૬) હવે મંદિરમાંથી મળી આવેલી વંશાવળી છેક રામાનંદ સ્વામીથી જોઇએ.

રામાનંદ સ્વામી સંવત ૧૩૫૬ માં થઇ ગયા, તેમની પેઢીએ કુબાજી સ્વામી (ઉર્ફે કેવળદાસ) સં૦ ૧૬૧૧માં 'જીટડા'ની ગાદી ઉપર આવ્યા, તેમની શિષ્યપરંપરામાંના કરસનદાસ નામે એક સાધુ ચુડા–રાણપુર જઇ મંદિર બાંધીને રહ્યા. આ કરસનદાસના શિષ્ય આત્મારામ અને આત્મારામના શિષ્ય ભાઇદાસજી થયા. આ ભાઇદાસજીને ચાર શિષ્ય હતા, તેમાં મોટા બાપુજી હતા અને બીજા પ્રીતમદાસ તે સંદેસરમાં જઇ રહ્યા. આ પ્રમાણે પ્રીતમદાસની પૂર્વની ગુરુપરંપરા તેમજ તેમના પછીની શિષ્યપરંપરા, બન્ને ત્યાગીઓનીજ બનેલી હોવાથી તેમજ ઉપર જણાવેલાં બીજાં કારણોથી પણ પ્રીતમદાસ ત્યાગી હોવાનુંજ સાબિત થાય છે.

હવે પ્રીતમદાસના ગુરુ કોણ હતા તે બાબત ઉપર આવીએ.

સ્વ૦ ઇચ્છારામ લખે છે કે, "એણે નડિયાદના કોઇ ગોવિંદરામ સાધુને પોતાના ગુરુ કીધા હતા ને તેનીજ સ્તુતિમાં ગુરુમહિમા લખ્યો છે. એ ગોવિંદરામજી રામાનંદી મોટા સમર્થ સાધુ હતા ને એમણે

પ્રાકૃત ને સંસ્કૃત વેદાંતના ઘણા સમર્થ ગ્રંથોનું અવલોકન કરેલું હતું. ગોવિંદરામનો પ્રીતમદાસને ઘણા કાળ સુધી સમાગમ રહ્યો હતો. નડિયાદમાંથી કવિ, ગુરુને ઘણો વખત પોતાના ગામમાં તેડી જતો ને ત્યાં સારી રીતે તેની સેવા કરતો."

મહાશય કૃષ્ણલાલ ઝવેરી પણ પોતાના પુસ્તકમાં ગુરુ તરીકે નડિયાદના ગોવિંદરામનું નામ આપે છે.

સ્વ૦ ઇચ્છારામભાઇએ બારોટને આધારે લખેલી ઉપલી વાત ખુદ પ્રીતમદાસના પોતાના શબ્દોજ ખોટી ઠરાવે છે. ભગવદ્‌ગીતાની છેવટે (જુઓ આ પુસ્તકનું પૃષ્ઠ ૩૫૦) તેઓ કહે છે કેઃ—

"ધન્ય સંગત્ય ધન્ય રામજી, ધન્ય સીવદત્ત ગોવિંદરામ;
ધન્ય સ્વામી જાનરાય ઠાકોર, ધન્ય સંદેસર ગામ.
ગુરુ બાપુજી કરી ક્રિપા, સ્વામી આત્મારામ;
સંત સમાગમ પ્રીતમ પામ્યા, હરિ ચર્ણકમલ સુખધામ."

ઉપલી પંક્તિઓમાં શિવદત્તની સાથે ગોવિંદરામને પણ સામાન્ય મનુષ્ય તરીકેજ ધન્યવાદ આપેલો છે અને ગુરુ તરીકે તો બાપુજીનુંજ નામ માનપૂર્વક સ્પષ્ટ આપેલું છે.

એ ઉપરાંત પ્રીતમદાસના સમકાલીન એક બીજા બ્રહ્મનિષ્ઠ મહાત્મા શેરખી ગામમાં રવિદાસ કરીને હતા. એ મહાત્માએ પ્રીતમદાસ ઉપર પદ્યમાં એક પત્ર લખ્યો હતો. તેમાં પણ નીચલી પંક્તિઓમાં પ્રીતમદાસના ગુરુ તરીકે "બાપુજી" નુંજ નામ આપ્યું છે.

"સાચા સતગુરુ વરિયા બાપુ, સાચી કીધી સેવા;
દસધા ભક્તિ પૂરણ પ્રગટી, અંતર ટળ્યા અહમેવા."

હવે પ્રીતમદાસે લખેલો ગુરુમહિમા, ઇચ્છારામભાઇએ ગુરુ ગોવિંદરામની સ્તુતિમાં લખેલો જણાવ્યો છે, તે વાત તપાસીએ. એ ગુરુમહિમા ગુજરાતી પ્રેસના કાવ્યદોહનના પહેલા ભાગમાં આવેલો હોઇ, આ પુસ્તકમાં ૩૧ મા પૃષ્ઠે છપાયલો છે. એ ગુરુમહિમામાં કોઇ કોઇ જગાએ 'ગોવિંદ' શબ્દ આવેલો છે; પરંતુ એ શબ્દ તો એ-

ટલી ખુલ્લી રીતે ઈશ્વરના સંબંધમાં વપરાયલો છે કે તે ઉપરથી પ્રીતમદાસના ગુરુ 'ગોવિંદરામ' હતા એમ કોઈ સાધારણ માણસ પણ કહી શકે નહિ. ગુરુ મહિમામાં આવેલી એ "ગોવિંદ" શબ્દવાળી કડીઓ નીચે પ્રમાણે છે:—

"પ્રથમ નમું ગુરુદેવને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને **ગોવિંદ** ઓળખ્યા, ટળ્યું દેહ અભિમાન.
તત્ત્વસાર ત્રિલોકમાં, ગુરુ **ગોવિંદ**જ રૂપ;
આદ્ય અંત્ય મધ્ય એહ છે, હરિગુણ સંતસ્વરૂપ.
ગુરુ **ગોવિંદ** એક રૂપ જાણ, રખે ભિન્ન ભાવ રુદેમાં આણ;
ગુરુ ગોવિંદ થકી છે અધિક, જેની પરમારથ કારણ શીખ."

હવે પ્રીતમદાસની ગુરુપરંપરા જોતાં તેમાં તો 'બાપુજી' નું નામ ગુરુ તરીકે નહિ પણ ગુરુભાઈ તરીકેજ આવે છે; પરંતુ એ વાત તો સમજી શકાય તેવી છે. મંદિરોમાં ઘણી વાર એવું બને છે કે મંદિરના ગમે તે સંતે ઉપદેશ આપેલો હોય, પરંતુ દીક્ષા તો મુખ્ય મહંતજ આપે છે અથવા તેમના નામથી અપાય છે.

પરંતુ 'જ્ઞાન આપે તેજ ગુરુ' એ શ્રેષ્ઠ ધોરણને અનુસરીને "બાપુજી" ને ગુરુ તરીકે પ્રીતમદાસે લખેલા હોવા જોઈએ.

હવે પ્રીતમદાસ અને ગોવિંદરામજી વચ્ચેના સંબંધ ઉપર આવીએ.

ઘણાખરા સાધકો પ્રથમ ઉપદેશ આપનાર તેમજ દીક્ષા આપનાર ગુરુ તથા આચાર્ય ઉપરાંત અન્ય પણ અનેક ઉચ્ચકક્ષ સંતમહાત્માઓના સમાગમમાં આવે છે અને માર્ગમાં પ્રવેશ કરાવનારી એ વ્યક્તિઓ કરતાં ઘણી વાર ઉચ્ચકક્ષાના અતિ વિરક્ત, વિદ્વાન, યોગકળાકુશળ અને પરમાત્મનિષ્ઠ સંતમહાત્માઓની સેવા તથા સમાગમ તેમને પુષ્કળ લાભદાયક નિવડે છે. પ્રીતમદાસને પણ દીક્ષા લીધા પછી આવીજ રીતે નડિયાદના સંત ગોવિંદરામજીનાં સેવાસમાગમ અતિ ઉપકારક નીવડ્યાં હોય એ બનવાજોગ છે. સ્વ૦ ઇચ્છારામભાઈનું નીચલું લખવું અમને એજ અર્થમાં બંધબેસતું લાગે છે.

" વેદાંતના ભગવદ્‌ગીતા, શ્રીભાગવતનો એકાદશ સ્કંધ, યોગવા-

સિદ્ધ રામાયણ એ સાધુમુખે શ્રવણ કરેલાં જણાય છે ને તેની છાંયા એનાં વેદાંતનાં પદોમાં ઠામઠામ દૃષ્ટિગોચર થાય છે. એણે પણ અખા ભક્તપેરે ઘણા સાધુઓને ગુરુ કીધા હતા; પણ નામ ત્યારે સાધુ, પણ કાર્યમાં કામક્રોધાદિ ષડ્રિપુના પૂજારી હોવાથી, સર્વને દૂરથીજ નવ ગજના નમસ્કાર કરીને, તેઓના પ્રસંગથી એ વેગળો રહેતો હતો. પણ જેમ અખા ભક્તે સાધુસંતોનો તિરસ્કાર કીધો છે, તેમ એણે કીધો નથી, પણ તેમના પરિચયથી એ દૂર રહ્યો છે. વેદાંત-જ્ઞાનની ચટકી લાગ્યા પછી ઉત્તમ પ્રતિનું વેદાંતજ્ઞાન પ્રાપ્ત કરવા માટે એણે ઘણો વખત વળખાં માર્યાં જણાય છે; પણ તેમાં એ પાછળથી સારું જ્ઞાન સંપાદન કરી શક્યો હતો. × × શાંકરભાષ્યની એક સમયે ગોવિંદરામજીએ પ્રીતમદાસને કથા સંભળાવી, તે પછી ગુરુનો મહિમા ગાઇ પૂર્ણ વૈરાગ્ય વ્યાપ્યા પછી વેદાંતકવિતા રચવા માંડી. ગોવિંદરામજી કથાવાર્તા કે ટુચકાઓ કહેતા અને તેને બીજી રીતે પ્રીતમદાસ કવિતામાં મૂકતો. આ કવિતા પોતાના ગુરુને તે હમેશાં બતાવતો ને કહેતો કે, "આ સાંભળીને કોઇ પણ જ્ઞાનમાર્ગમાં પ્રવૃત્ત થશે, તો મારો શ્રમ સફળ થયો ગણીશ." × ×

× × × × સંદેસરમાં

× × ગુરુ ગોવિંદરામ ત્રણ વરસ રહ્યા હતા ને નડિયાદમાં આઠ વરસ વાસો કીધો હતો. એ અરસામાં પ્રીતમદાસે તેમના જ્ઞાનનો ઘણો લાભ લીધો હતો. ગોવિંદરામે ભાગવત એકાદશ સ્કંધની કથા કીધી, તે એણે ઘણી સરસ રીતે કવિતામાં મૂકી; તે ગુરુને બતાવતાં તેઓ ઘણાજ પ્રસન્ન થયા હતા; તેમજ એની કવિતાની કોમળતા જોઇ, તેમજ વેદાંત વિષયને સરળ ભાષામાં મૂકેલો જોઇને ગુરુએજ આશીર્વાદ આપ્યો હતો કે, "તારી કવિતા ઘણી વખણાશે"ને તેજ પ્રમાણે એની કવિતા વખાણને પામી છે.

"અગિયાર વર્ષના સમાગમ પછી ગોવિંદરામજી વિદાય થયા ત્યારે પ્રીતમદાસની આંખો જળથી ભરપૂર થઈ ગઈ. × × ×

પ્રીતમદાસના વૃત્તાંત બાબતમાં લખાયલી વાંધાભરી બાબતો

અહીં સુધી ચર્ચ્યાં પછી, હવે તેમના જીવનની બીજી હકીકતો ઉપર આવીએ.

પ્રીતમદાસ ડાકોરમાં રણછોડજીના મંદિરમાં એક વેળા ભજન-કીર્તન કરતા હતા; તે વખતે કોઇએ કહ્યું કે, "બારોટ તો ગાઇ જાણે બીજું શું ?" તેના પ્રત્યુત્તરરૂપે પ્રીતમદાસે નીચેનું પદ ગાયું હતું:—

"હરિભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાયે.

× × × ×

જુઓ વાલ્મીકજીની જાત વળી, જેણે દર્ભશાળામાં દેહ ધરી;
તેણે શતકોટિ રામાયણ કરી. હરિભજન થકી૦
એમ જાત ભાત સહુની જાણી, હરિ ભજે તે હરિ સરખા પ્રાણી;
કહે પ્રીતમ ઓળખો એંધાણી. હરિભજન થકી૦"

પ્રીતમદાસ પાસે શ્રીધરદાસ નામે એક પાટીદાર લહિયો હતો. એ વખતે લહિયાઓને પંડિત કહેતા. એ પંડિત એક વખતે મદિરા-પાન કરીને મંદિરમાં આવેલો. પ્રીતમદાસની જાણવામાં તે વાત આવી જવાથી તેને ઉદ્દેશીને તેમણે નીચલી કડીઓવાળું પદ યોજેલું:-

" શું કર્યું ગીતા ગાઇને રે, તેં શું કર્યું ગીતા ગાઇને
ભણ્યોગણ્યો પણ ભેદ ન જાણ્યો રે;
કુટુંબ પોષ્યું કમાઇને રે— તેં શું કર્યું૦
પોથી વાંચી પરમારથ ન કીધું રે;
ધિક પડ્યો પંડિતાઈને રે— તેં શું કર્યું૦"

પ્રીતમદાસ બહારગામ રથમાં બેસીને ફરતા ત્યાં પણ લહિયા પંડિતોને સાથેજ રાખતા. રાગ સોરઠના જ્ઞાન માસ એ તેમણે સંવત ૧૮૩૮ ના વર્ષમાં ઉત્તરસંડાથી ખૂંટજના રસ્તામાંજ રચ્યા હતા. એ માસમાં તેમણે જે કહ્યું છે, તે ઉપરથી સમજાય છે કે એ સમય પૂર્વેજ તેમને બ્રહ્મસાક્ષાત્કાર થઇ ચૂકેલો હશે. તેઓ એ વિષે ગાય છે કેઃ-

"સદ્દગુરુની કૃપા થકી, ઉપન્યો રે આનંદ;
પ્રીતમ તે પદ પામિયા, જ્યાં નહિ સૂર ને ચંદ. સાંભળ૦

જાણવું હતું તે જાણિયું, હવે નથી જાણવું કાંય;
પોતે પોતામાં ભળ્યો, જ્યમ પાલો પાંણીમાંય. સાંભળ૦"

એક વેળા જુદા જુદા ધર્મના આગેવાનો વચ્ચે વાદવિવાદ ચાલતો હતો. તેમાં એક પક્ષવાળાઓએ બીજા પક્ષવાળાઓને પ્રશ્ન પૂછ્યો કે તમે જ્યારે એમ કહો છો કે:—

"**जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके ।**
**ज्वालामालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥**"

હવે જો તમારો વિષ્ણુ એવો સર્વવ્યાપકજ હોય, તો પછી શૌચ કરવાની જગ્યા કયી તે બતાવશો?

બીજા પક્ષવાળાઓમાં એ પ્રશ્નનો કોઇ ઉત્તર દઇ શકે તેમ નહોતું, એટલે છેવટે સંદેસરથી મહાત્મા પ્રીતમદાસને બોલાવવાનું ઠર્યું. તે પ્રમાણે પ્રીતમદાસને તેડવા તેડું મોકલ્યું ને તેઓ આવ્યા. પ્રશ્ન તેમની પાસે મુકાયો. એટલે તેમણે બન્ને પક્ષની સભામાં જઇને શ્રીરામચંદ્રજીના નામની ત્રણ વખત મોટેથી જય બોલાવી. આખી સભાએ એ જય ઝીલી લીધી; પણ રામચંદ્રજીને ઇષ્ટદેવ નહિ માનનાર બીજા પક્ષના માણસો એ વખતે મૂંગા રહ્યા. પ્રીતમદાસે કહ્યું કે, "આત્માને ગમે તે નામ આપો પણ તે એકજ છે; એટલે જે મુખમાંથી રામનામ ન નીકળે તેજ શૌચને લાયક જગ્યા છે."

હરેક દેશ અને કાળના મહાન પુરુષોના સંબંધમાં ચમત્કારોની તેમજ બીજી અનેક પ્રકારની દંતકથાઓ પ્રચલિત હોય છે. એવા પુરુષો ચમત્કારોમાં પડવાનું કાર્ય પોતાના હકમાં તેમજ લોકોના હકમાં પણ અયોગ્ય ગણતા હોય છે; છતાં પણ કોઇ કોઇ પ્રસંગે પ્રારબ્ધના યોગથી અથવા તો માણસોની શ્રદ્ધાના બળને લઇને એવા ચમત્કારો બનીજ જાય પણ ખરા; પરંતુ આ શક્યતાના ઓથા હેઠળ રજનું ગજ કરી દેવાનું તેમજ અવનવાં જોડકણાં જોડી ધૂર્તવિદ્યા ચલવવાનું કામ પણ ઓછું ચાલતું નથી, એટલે એવી દંતકથાઓમાંથી ખરીખોટી પારખવાનું મુશ્કેલ થઇ પડે છે.

મહાત્મા પ્રીતમદાસજીના સંબંધમાં પણ અનેક દંતકથાઓ

પ્રચલિત છે; જેમાંની કેટલીક અહીં આપીશું.

૧–સુડતાળા કાળ વખતે ગરીબ તથા પશુપંખીનાં દુઃખથી ત્રાસ પામી આ સંતે વરસાદ માટે પ્રભુપ્રાર્થના કરી હતી. ( આ પુસ્તકના પૃષ્ઠ ૫૫ થી ૫૯ તથા ૨૭૮ થી ૮૦ માં તે આપેલી છે. )

પ્રીતમદાસના સંદેસરના મંદિરમાં સાધુઓ તેમજ તેમના દર્શન-સમાગમ અર્થે આવનારાઓની મોટી સંખ્યા રહ્યા કરતી, એમ આગળ કહેલું છે. મંદિરના ખરચખૂટણુ માટે લોકો પાસેથી ભેટપૂજા તરીકે પ્રીતમદાસ પૈસા કદી સ્વીકારતા નહિ. માત્ર અનાજ વગેરે વસ્તુઓ સ્વીકારતા; તેમજ મંદિરના ખર્ચના નિભાવ માટે ખેતરો પણ મળેલાં હતાં. એ ખેતરોમાં ખેતીના કામમાં તેમજ મંદિરને અંગે મકાન વગેરે બંધાય, ત્યારે તે કામમાં પણ તેઓ ચક્ષુરહિત છતાં પણ અંગ-મહેનતનું તેમજ દેખરેખનું કેટલુંક કાર્ય કરવા લાગતા. મંદિરને લગતા એક સોળ વીઘાંના ખેતરમાં એક વરસ બાજરી વાવેલી હતી; પરંતુ તે વરસ સુડતાળાકાળનું હોઈ બાજરી સુકાવા લાગી. મંદિરના એક સાધુએ વૃદ્ધ પ્રીતમદાસને ખબર કહી કે, “ મહારાજ! આપણી બાજરી પાણી વિના સુકાય છે; અને બીજા બધા તો કોસ જોડી પાણી પાય છે.” પ્રીતમદાસે કહ્યું: “ કાલે જોઇશું.” બીજે દિવસે મંડળી લઇને વૃદ્ધ પ્રીતમદાસ ત્યાં ગયા. તેઓએ ત્યાં જઇ પ્રભુપ્રાર્થના કરી; જેમાં નીચેની લીટીઓ પણ આવે છેઃ—

“ વાલાજી, તું મોકલને વરસાદ રે,
સાધુસંતો શાનો કરશે પરસાદ રે ! ”

કહેવાય છે કે, ભક્તવત્સલ પ્રભુ વહારે ધાયા અને જોતજોતામાં તેજ વખતે અંધ પ્રીતમદાસના ખેતરમાં મુશળધાર વરસાદ પડ્યો ને ઢીંચણ સુધી પાણી ભરાઇ ગયું. અનાજ પણ પુષ્કળ પાક્યું. એ પ્રાર્થનાને ‘પ્રેમપ્રકાશ’ નામ તેથીજ અપાયું હશે. તે વખતથી એમનું વચન હતું કે, બહાર ગમે તેવો દુષ્કાળ પડે તોપણ સંદેસરમાં કદી કાળ નહિ પડે.

છેલ્લા છપ્પનિયા કાળમાં એ ગામમાં કેમ થયેલું તે વિષે

આ સંસ્થાના માણસે સંદેસરમાં ઘણાં માણસોને પૂછેલું, પણ સઘળાનો એજ ઉત્તર હતો કે, ગાઉ બબ્બે ગાઉ દૂર આવેલાં આસપાસનાં સર્વ ગામોમાં કાળ પડવા છતાં સંદેસરની સીમ જ્યાંસુધી હતી તેટલા ભાગમાં અનાજ પુષ્કળ પાકેલું અને બધા સુખી હતા. તેઓ સર્વ એમજ કહેતા કે, પ્રીતમસ્વામીનું વચન છે એટલે અમારા ગામમાં તો સદા સુકાળજ રહેવાનો.

૨—ડાકોરના રણછોડજીના મંદિરમાં આરતી વખતે કોઇએક જણે પ્રીતમદાસની મશ્કરી કરી કે, "બધાને તો આંખો છે તે દર્શન થાય, પણ તમને અંધને શું દેખાય છે તે અહીં આવો છો?" તેજ વખતે પ્રીતમદાસે નીચલી લીટીઓવાળું પદ ગાયું હતું. આ પદ આ પુસ્તકની છેવટે આપેલાં પદોમાં છપાયલું છે.

"રૂપ તમારું રળિયામણું રણછોડરાય,
સુંદર સરખું સોહામણું રણછોડરાય."

એ પદમાં તેમણે રણછોડજીને પહેરાવેલા બધા શણગારનું વર્ણન કર્યું; અને તે વખતે રણછોડજીને ધરાવેલું એક કમળ અવળું મૂકેલું હતું, તે પૂજારીની ભૂલ પણ કહી બતાવી. આ અંધ ભક્તને આવાં દિવ્યચક્ષુવાળા જોઈ બધા ઝંખવાણા પડી ગયા. આજે આંખો બંધ કરી બેભાનમાં નાખેલા માણસદ્વારા દૂરની અદશ્ય વસ્તુઓનું આબેહૂબ વર્ણન મેળવવાનું મેસ્મેરિઝમની વિદ્યામાં પ્રસિદ્ધજ છે, તો પછી પ્રીતમદાસ જેવા સંતપુરુષો ધારે તો અંતરચક્ષુ વડે ઉપર પ્રમાણે જોઇ તથા વર્ણવી શકે એમાં જરાય આશ્ચર્ય જેવું નથી.

૩—મંદિરમાં ચાતુર્માસ ગાળવા એક વેળા સાધુઓની એક જમાત આવી હતી. તેમણે પોતાની મૂર્તિ મંદિરની મૂર્તિ સાથેજ પધરાવી. આ મૂર્તિ બહુજ મોહક હોવાથી પ્રીતમદાસના મુખ્ય શિષ્ય નારણદાસના મનમાં ઇચ્છા થઇ કે, સેવાર્થે આ મૂર્તિ રહે તો કેવું સારું? જતા પહેલાં રજા માગવા આ સાધુઓ પ્રીતમદાસ પાસે આવ્યા, ત્યારે નારણદાસે ધીમેથી કાનમાં કહ્યું: "મહારાજ! આ સાધુઓને કહોને કે એ મૂર્તિ અહીં રાખે." સ્વામીએ કહ્યું: "સાધુ-

ઓને કહેવાની શી જરૂર છે? તમારે સેવા કરવાનો ભાવ હશે તો પરમાત્મા ક્યાં અજાણ્યા છે?" એ પછી કહેવાય છે કે, પેલા સાધુઓથી તે મૂર્તિ ઊપડી શકીજ નહિ અને તેથી તેઓ તેને પડતી મૂકીને ચાલ્યા ગયા; અને એ ઉપરથી એ મંદિરના ઠાકોરજીનું નામ 'કુંજબિહારી' હતું તેને બદલે (મનની ભાવના જાણીને ત્યાં રહ્યા માટે) 'જાનરાય' એવું નામ પડ્યું અને અત્યાર સુધી સરકારમાં પણ તેજ નામથી મંદિરનું ખાતું ચાલે છે. આ પુસ્તકમાં આ નામ ઘણી વખત આવે છે અને પદ ૧૧૧ તથા ૨૨૭ માં તો 'જાનરાય'ની સ્તુતિ પણ આપેલી છે.

કહેવાય છે કે પાછળથી કોઇક સમયે મંદિરમાં અનીતિ દાખલ થઇ, ત્યારે એ મૂર્તિ એક રાતે મોટા અવાજ સાથે ઊખડી પડી અને ફાટી ગઇ. જે પછી તેને ઠેકાણે એજ નામથી બીજી મૂર્તિ પધરાવવામાં આવી છે.

૪–ખંભાતની સામે પાર મહી નદીને કિનારે કાવી નામે એક ગામ છે. એક વાર સાધુઓ સાથે પ્રીતમદાસ તે નદીના ભાઠામાં થઇને જતા હતા. દરિયો પાસે હોવાથી નદીનો પટ ત્યાં બહુજ પહોળો છે. ઉનાળાના તાપને લીધે કેટલાક સાધુઓ તરસ્યા થયા અને નદીનું પાણી ખારું હોવાથી ભાઠામાં એક કૂવો હતો, તે તરફ સર્વ જવા લાગ્યા; ત્યાં તો કોઇએ ખબર આપી કે એમાં પણ ખારુંજ પાણી છે. પ્રીતમદાસે કહ્યું કે, "જાઓ, તે કૂવાનું પાણી ગંગાજળ જેવું મીઠું છે." આથી સર્વ કોઇ તે કૂવે પહોંચી ગયા અને પાણી પીતાં મીઠું જણાયું. તે દિવસથી તે કૂવાનું નામ ગંગવો પડ્યું છે. વહીવંચાના ચોપડામાં પણ સં૦ ૧૮૪૨ માં ખારા કૂવાનું પાણી મીઠું કર્યાની નોંધ જોવામાં આવી છે.

૫–એ પછી કાવીથી અખાતની પાર ઊતરી સાધુમંડળ સહિત પ્રીતમદાસ ખંભાત આવ્યા. પ્રીતમદાસની કીર્તિ ઠીક ફેલાયલી હોવાથી તે વખતના ત્યાંના નવાબ એ વખતે વેશ બદલીને તેમની ભજનમંડળીમાં આવી બેઠા; અને ભેટ તરીકે તેમણે મીઠાનો થાળ રુમાલ ઢાંકીને પ્રીતમદાસ આગળ મૂકયો. પ્રીતમદાસે પ્રથમ તેમાંથી

થોડોક પ્રસાદ ગ્રહણ કરીને પછી સર્વને વહેંચી આપવાની આજ્ઞા કરી. પ્રસાદ વહેંચાયો અને સર્વને મીઠાને બદલે સાકર મળી. નવાબ આશ્ચર્ય પામી નમસ્કાર કરી ચાલ્યા ગયા. તે દિવસથી ખંભાતના અગરમાંથી પ્રીતમદાસનાં મંદિરો માટે ૧૦૦ મણ મીઠું ગાડાંમાં દર વરસે આવતું અને રસ્તામાંનાં પ્રીતમદાસનાં મંદિરોમાં વહેંચતાં વહેંચતાં ઠેઠ સંદેસરના મંદિર સુધી પહોંચાડતું. કાળક્રમે મીઠાના અગરો બંધ થયા, ત્યારથી હજુ સુધી દરવરસે રૂા. ના ની રોકડ રકમ ખોરસદ કચેરીદ્વારા નવાબ તરફથી મંદિરને મીઠાનિમિત્તે અપાતી રહે છે.

૬–એક વખત ડાકોરમાં રણછોડજીના રાજભોગના સમયે પ્રીતમદાસ દર્શન માટે મુકામેથી નીકળ્યા. માર્ગમાં ચાલતાં લોકોની ભીડને લીધે રસ્તો બંધ જણાયો. રાજભોગનો સમય વીતી જશે તો દર્શન નહિ થાય, એવા ભયથી પોતાની સાથેના માણસને ભીડનું કારણ પૂછ્યું. તેણે તપાસ કરી જવાબ આપ્યો કે, "મહારાજ! વડોદરાવાળા શેઠ હરિભક્તિનો બળદ રસ્તામાં મરી ગયો છે અને રાજભોગનો થાળ લઇ મંદિરનો મહારાજ આપણી પાછળજ ઊભો છે. રસ્તામાંથી મડદું ખસે નહિ ત્યાંસુધી થાળ લઇને જવાય નહિ; એટલે રાજભોગને હજી પણ કેટલીકવાર થશે. લોકો તેથીજ હો હો કરતા ઊભા રહ્યા છે." પ્રીતમદાસે કહ્યું: "મને એ બળદની પાસે લઇ જાઓ." પછી બળદની પાસે જઇ તેને તેમણે આ પ્રમાણે કહ્યું: "કેમ નન્દિ! તને બહુ નિદ્રા આવે છે? ચાલ ઊઠ, અત્યારે તને આ ક્યાંથી સૂઝ્યું? ઠાકોરજીનો થાળ પાછળ ખોટી થાય છે." એમ કહી તેના મૃતદેહને સ્પર્શ કરતાંજ બળદ ઊઠી ઊભો થયો અને રસ્તો ખુલ્લો થયો.

૭–એક વેળા સંદેસરમાં મંદિરના ખેતરમાં રાતે એક ચોર જાર ચોરવા સારુ પેઠો. પછી ભારો કાપી માથે લઇને નીકળવા જતાં તેને છીંડુંજ દેખાયું નહિ. આખી રાત ખેતરની અંદર તેણે ચોતરફ ફર્યા કર્યું; પણ તેને જવાનો માર્ગજ મળ્યો નહિ. સવારમાં પ્રીતમદાસને આ વાતની ખબર પડતાં તેમણે જાતે જઇ તેને નીકળવાનો રસ્તો બતાવ્યો અને કહ્યું: "તને રામ વારે, તારે જોઇતું હોય તો

દિવસે લઈ જવાની તને કોણે ના કહી હતી ?" કોઇ જીવને પાપકર્મ કરતો જોઇ તેમને કાંઇ સાત્ત્વિક ક્રોધ થઇ આવતો, ત્યારે "તને રામ વારે" એટલાજ શબ્દો તેઓ કહેતા.

૮–એક વેળા મુસાફરી કરતાં કરતાં રસ્તામાં પ્રીતમદાસના રથની સામો કોઇ બીજા સ્થાનના મોટા મહંતનો રથ સામો મળ્યો. આ વખતે બંને રથના હાંકેડુઓએ પોતપોતાના ગુરુને મોટા સમજીને ચીલો કાપવાની ના પાડી. એ રીતે બન્ને રથ ત્યાંજ સામસામા અટકયા. ગ્રામજીવનમાં અત્યારે પણ એવા પ્રસંગો કેટલીક વાર મોટી તકરારનું મૂળ થઇ પડે છે. દૈવયોગે એ બન્નેના રથની વચ્ચેના રસ્તામાં એક મરેલું કપોત પક્ષી પડયું હતું; તેથી છેવટે એવો નિર્ણય થયો કે, આ પક્ષીને જે સજીવન કરે તેને સામાવાળો માર્ગ આપે. સામા રથવાળા મહંતથી એ પ્રમાણે ન બન્યું એટલે પછી પ્રીતમદાસે પક્ષી ઉપર લૂગડું ઢાંકી પરમાત્માનું સ્મરણ કરી જળ છાંટયું કે તરતજ પક્ષી ઊડી ગયું. કેટલાક એમ પણ કહે છે કે, આ બાબત પ્રીતમદાસના સંબંધમાં નહિ પણ તેમના શિષ્ય નારણદાસના સંબંધમાં બની હતી.

૯–પ્રીતમદાસનું માહાત્મ્ય સાંભળી કાશીથી બે સ્ત્રીપુરુષ તેમના દર્શનાર્થે આવેલાં, પણ સંદેસરના મંદિરમાં આવતાંજ તેમને ખબર મળી કે, સ્વામીજીએ ત્રણ દિવસ પહેલાં દેહ છોડ્યો હતો. એ સાંભળી એ સ્ત્રીપુરુષે કહ્યું કે, "આટલે દૂરથી જો અમે સાચી શ્રદ્ધાપૂર્વક આવ્યાં હોઈશું તો તેઓ જરૂર અમને દર્શન દેશે." એ પછી બન્ને સ્ત્રીપુરુષે અગ્નિસંસ્કારવાળે ઠેકાણે જઇ અન્નજળ છોડી ત્રણ દિવસ સુધી દર્શન માટે પ્રાર્થના કરી. કહેવાય છે કે ત્રીજે દિવસે રાત્રે પ્રીતમદાસે તેમને દર્શન આપ્યાં અને વિશેષમાં કહ્યું કે, "મંદિરમાં નારણદાસને ખબર આપજો કે મંદિરના પટારાની અંદરના એક સંચમાં એક જરૂરી ગુટકો છે, તે તમને કહેવાનું રહી ગયું છે; માટે સંભાળી લેજો." પછી તે સ્ત્રીપુરુષે મંદિરમાં આવીને સર્વ હકીકત સાથે તે ગુટકાની વાત પણ કહી અને નારણદાસે તપાસ કરી તે ગુટકો શોધી કાઢ્યો. આવા બનાવોની શકયતા વિષે હવે આ જમાનામાં તો બે મત હોઈ શકેજ

નહિ; કારણુ કે યુરોપઅમેરિકામાં ભાવનાબળથી મૃત્યુ પામેલાને બોલાવી વાતચીત કરવાના પ્રયોગો પુષ્કળ થાય છે.

આટલી દંતકથાઓ આપ્યા પછી હવે પાછા પ્રીતમદાસજીના જીવન ઉપર આવીશું.

મહાત્મા રવિદાસ પ્રીતમદાસના સમયમાંજ થઇ ગયા. તેઓ પણ ત્યાગી, યોગી, સારા કવિ અને પ્રતાપી પુરુષ હતા. એ મહાત્માએ પ્રીતમદાસ ઉપર પદ્યમાં એક પત્ર લખ્યો હતો, તે ઉપરથી પ્રીતમદાસ કેવા ઉચ્ચ કોટીના સંત હતા, તે બહુ સારી રીતે સમજાય છે. એ આખો પત્ર નીચે આપ્યો છેઃ—

“પ્રીતમ પ્રેમ સોહાગી મીઠા, હેવા વીરલા પ્રથવી પીઠા;
નયણાં દરસન કરવા ઇચ્છે, તમને તત્ત્વદરસી પ્રીછે. પ્રીતમ૦૧
ચાર ખૂંટ સંદેસર સંધે, બિહારીલાલ બિરાજ્યા;
રસિયા કેરું ધામ રમણનું, સંતતણા સમાજા. પ્રીતમ૦૨
સાચા સતગુરુ વરિયા બાપુ, સાચી કીધી સેવા;
દસધા ભક્તિ પુરણ પ્રગટી, અંતર ટળ્યા અહમેવા. પ્રીતમ૦૩
મહાઅધિકારી પાસે પૂરા, જેરાંમ આતમ જોગી;
આઠે પહોર રહે અનુભવમાં, બ્રહ્મરસ કેરા ભોગી. પ્રીતમ૦૪
સમદષ્ટિ સીતલ સુખકારી, સરલ સુભાવિક ગરવા;
વીષિયા રોગ સમૂલો કાપ્યો, રહ્યા નિરંતર નરવા. પ્રીતમ૦૫
મલવા ઇછે મંન રવિનું, પલ પલ ઘડીએ ઘડીએ;
પરાલબદમાં કાંઇક ખાંમી, જો ન અવાયું હડીએ. પ્રીતમ૦૬
કલપવૃક્ષ શોભે અતિ સુંદીર, જે માગે તે આપે;
વીધી નિષેધ રહ્યું છે તેમાં, તેથી તમો અમાપે. પ્રીતમ૦૭
દિનકર નિત ઊગે દિન પરતે, સહુને કરે અજવાળું;
ઉદે અસ્તથી સ્વરૂપ તમારું, નિરગુણ પદ નિરાલું. પ્રીતમ૦૮
અરણુવ ઊંડા તે પણ ખારો, ગંભીરપણે અતિ ભારી;
એ ઉપમા સંતથી રહી ઓરી, જલનિધિથી લક્ષન્યારી. પ્રીતમ૦૯
ભ્રમરકમળ હંસ પંડિત વખાણે, શોક ન છૂટે આશી;

તેથી ચાલ તમારી ઊલટી, સદાય શુદ્ધ નિરાશી. પ્રીતમ૦૧૦
બહુ રસ ગાયો પીધો પાયો, છેક ઉરાડ્યો છોળે;
જે રસ સનકાદિકને દુર્લભ, તે સુખ માણો ભોળે. પ્રીતમ૦૧૧
હેતે પ્રીતે હળતાં મળતાં, ઘણા દિવસ ગયા વીતી;
ગોષ્ટી કરવા મન અભિલાષે, અંતરગતમાં પ્રીતિ. પ્રીતમ૦૧૨
સીરગુણ ઉપર વહાલ વિશેષે, તે સ્વરૂપ છે કેવું;
કેઇ ઠોર રહે છે કહી દાખવો, કેઈ રહેણીએ રહેવું. પ્રીતમ૦૧૩
સીરગુણનું કારણ છે નિરગુણ, કેઇ પેરે તે ભાસે;
ગુણ નિરગુણથી પદ છે ન્યારું, તેહનો કહીએ આસે. પ્રીતમ૦૧૪
સીરગુણ નિરગુણ સાક્ષીનું રૂપ, કીપા કરીને કહીએ;
સંત વિના શંસે કોણ ટાલે, સમજી સુખ બહુ લહીએ. પ્રીતમ૦૧૫
શંકરે કહ્યું હસ્તામલને, ઓળખી બ્રહ્મ સ્વરૂપ;
બોલાવા મન આનંદ ઉપન્યો, રસ પીવા બ્રહ્મ-કૂપ. પ્રીતમ૦૧૬
ગામ સેરખી થકી વિનતિ, લખી ઘણી અનુરાગે;
રવિદાસ કેહે હસ્તકમળનો, પત્ર પ્રેમનો માગે. પ્રીતમ૦૧૭"

આ પત્રનો પ્રત્યુત્તર પણ પ્રીતમદાસે "રવિને રૂપે રજની જાય, અંતરમાં અજવાળું થાય." એ પંક્તિથી શરૂ થતા પદમાં આપેલો છે. પ્રીતમદાસનું આ પદ તપાસ અર્થે ગયેલા આ સંસ્થાના માણસને તેમના ખંભાતના મંદિરમાંથી મળી આવ્યું હતું; પરંતુ તે અગાઉ એક હસ્તલિખિત પ્રત મેળવેલી તેમાં પણ તે હતું; અને તે વધારે શુદ્ધ હતું. આ પુસ્તકના છેવટના ભાગમાં તે આપેલું છે.

અંધ છતાંય પ્રીતમદાસ તેમના શિષ્ય નારણદાસ સાથે કાશી જઈ આવેલા હતા. એ પછી કાશીથી તેમની ખ્યાતિ સાંભળીને એક પંડિત સંદેસર પ્રીતમદાસનાં દર્શન માટે આવ્યો હતો, તે છેવટ સુધી ત્યાંજ રહ્યો હતો.

હવે મહાત્મા પ્રીતમદાસજીની સાહિત્યપ્રવૃત્તિ જોઇએ.

કહેવાય છે કે, પ્રીતમદાસ સંદેસરમાં એક પટારો ભરીને પુસ્તકો મૂકી ગયા હતા, પાછળથી એમાંનાં ઘણાંખરાં પુસ્તકો મંદિર સાથે

સંબંધ ધરાવતો એક બ્રાહ્મણ પોતાને ઘેર લઇ ગયો હતો; પરંતુ તે તેનું ઘર બળવાથી નાશ પામ્યાં હતાં. કહેવાય છે કે, બીજાં કેટલાંક પુસ્તકો સાધુઓ લઇ ગયા હતા; પરંતુ પ્રીતમદાસનાં જુદાં જુદાં મંદિરોમાં મળી આવતી હસ્તલિખિત પ્રતો તપાસતાં તેમાંથી કોઇ નવીન ગ્રંથ હાથ આવ્યો નથી, એટલે સંદેસરના મંદિરમાં હાલ નારણદાસજીએ ઉતારેલો જે હસ્તલિખિત ગ્રંથ છે, તેનીજ બીજી અનેક નકલો લહિયાઓ પાસે કરાવી રાખી હોય અને તેજ ગ્રંથો બળી ગયા હોય, એમ પણ બને.

અત્યાર સુધીમાં પ્રીતમદાસનાં મળી આવેલાં જે કાવ્યોમાંથી તેના રચાયાની સાલો મળી આવે છે, તેની વિગત નીચે પ્રમાણે છેઃ–

૧–સરસ ગીતા (સંવત ૧૮૩૧); ૨–જ્ઞાનકક્કો (સંવત ૧૮૩૨); ૩–સોરઠ રાગના મહિના (સંવત ૧૮૩૮); ૪–જ્ઞાનગીતા (સંવત ૧૮૪૧); ૫–ધરમગીતા (સંવત ૧૮૪૧); ૬–સાખીગ્રંથ (સંવત ૧૮૪૫. જેમાં ૨૪ અંગ ૬૩૮ સાખીમાં છે, જેમાંની એક સાખી તૂટે છે.); ૭–એકાદશ સ્કંધ (સંવત ૧૮૪૫); ૮–જ્ઞાનપ્રકાશ (સંવત ૧૮૪૬); ૯–બ્રહ્મલીલા (સંવત ૧૮૪૭); ૧૦–પ્રેમપ્રકાશ (સંવત ૧૮૪૭); ૧૧–વિનયદીનતા (સંવત ૧૮૪૮); ૧૨–ભગવદ્ગીતા (સંવત ૧૮૫૨).

આ સિવાય પણ સત્યભામાનો ગરબો, ગુરુમહિમા, ભક્તનામાવલિ, નામમહિમા, કૃષ્ણાષ્ટક, મહિના, તિથિ, વાર, રવેણીઓ છપ્પા (તેનાં ૭ અંગ છે), ચોપાઇઓ (તેનાં પાંચ અંગ છે), ચેતવણીઓ (જેને 'ચેતાંમણીઓ' પણ કહે છે), તેમજ પદ, ધોળ વગેરેના રૂપમાં પ્રીતમદાસે પુષ્કળ કવિતાઓ કરેલી છે. તેમનાં પદોની સંખ્યા સ્વ૦ ઇચ્છારામભાઇના લખવા પ્રમાણે ૧૫૦૦ ની કહેવાય છે. તેના બે ભાગ પાડી શકાયઃ–(૧) જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય વગેરેને લગતાં (૨) શૃંગારનાં જેમાં કૃષ્ણલીલાનાં પદ (જેમકે વસંત, હિંડોળા, હોળી, દાણલીલા, રાસ વગેરે)નો સમાવેશ થાય છે. વળી સ્વ૦ ઇચ્છારામભાઈના લખવા મુજબ પ્રીતમદાસે અધ્યાત્મરામાયણ પણ લખી છે.

વળી શ્રીમદ્દભાગવત આખું કાવ્યમાં તેમણે રચ્યું છે, એમ પણ સાંભળ્યું છે; પણ તે ગ્રંથ માટે કશો પત્તો મળતો નથી.

આ ગ્રંથોમાં ઝળહળતો ઉપદેશ પ્રીતમદાસની હયાતીમાં તેમના શ્રીમુખથી જ્યારે ગવાતો હશે અને ઉપદેશાતો હશે, ત્યારે તે કેટલો બધો અસરકારક અને ઉપકારક થતો હશે, તેનો ખ્યાલ એટલા ઉપરથીજ આવી શકશે કે, તેમના દેહાંતસમયે તેમના નામનાં ગુજરાત-કાઠિયાવાડનાં જુદાં જુદાં ગામોમાં બાવન મંદિર સ્થપાઈ ચૂક્યાં હતાં. જણાવવાની જરૂર નથી કે મોટે ભાગે આવાં મંદિરોની સ્થાપના તે તે સ્થળના સંસ્કારી માણસોની સંતસમાગમની તથા આંતરિક સાધનાની તીવ્ર ઇચ્છા અને માગણીને લીધેજ થાય છે.

પ્રીતમદાસના સાધુત્વ અને પરમાત્મનિષ્ઠાની તેમજ તેમની કવિતા અને ઉપદેશની એટલી બધી અસર કેવા સંયોગોમાં થઈ હતી, તે જાણવાથી તે બાબતનો ખ્યાલ વધારે સારી રીતે આવી શકે તેમ હોવાથી, તે વિષે પણ આ સ્થળે કંઈક લખવું ઉચિત ગણાશે.

પ્રીતમદાસનો સમય એટલે રાજકીય સ્થિતિમાં ચારે તરફ લડાઈટંટા અને અશાંતિનો સમય. ઈ. સ. ૧૭૫૫ માં અમદાવાદ ભાગ્યું, તે પહેલાં ગાયકવાડ અને પેશ્વાના ચાલુ હલ્લાઓ અને તે પછી તેઓની માંહોમાંહેની લડાઇઓ અંગ્રેજી લશ્કરની મદદથી કેટલાય કાળ સુધી ચાલુ રહી. એવા સમયમાં સાહિત્યપ્રવૃત્તિ બરાબર ખીલી શકતી નથી, તેમજ ધર્મપ્રચાર પણ બરોબર થઇ શકતો નથી. આવા પ્રતિકૂળ સંયોગો છતાં પણ ઉપર જણાવ્યું તેમ વડોદરાથી ઠેઠ જૂનાગઢ સુધીના પ્રદેશમાં પ્રીતમદાસના નામનાં બાવન મંદિરો ઊભાં થયાં હતાં, એજ પ્રીતમદાસની ખ્યાતિ અને મહત્તા સમજવાને માટે પૂરતું છે. તેમના સમયમાં સંદેસરના મંદિરમાં સંતસાધુઓ તેમજ ભક્તજનોની ૨૦૦–૨૫૦ માણસોની પંગત થતી.

શ્રીમાન કિશોરલાલ મશરુવાળા એ સમયનું ચિત્ર પોતાના '**સહજાનંદ સ્વામી**' નામે પુસ્તકમાં આપતાં લખે છે કેઃ—

"ગુજરાતમાં પોપાબાઇનું રાજ્ય ચાલી રહ્યું છે. ગુજરાતનો

કોઇ માલિક રહ્યો નથી. પેશ્વા અને ગાયકવાડ વારાફરતી મરજીમાં આવે તેમ ગુજરાતનું લીલું ધન લૂંટી જાય છે. કોળી, કાઠી અને ગરાસિયા દેશવાસીઓ પરજ ધાડ પાડી લૂંટફાટ કરી રહ્યા છે. × × એવી સ્થિતિમાં સાધારણ જનસમાજનું રક્ષણ પોતપોતાનાં કે ગામનાં મહાજનોજ કરી શકે. એટલે આ વખતમાં ગુજરાતમાં મહાજનો સર્વોપરી સત્તા ભોગવતાં હોય એમ લાગે છે; × × પણ જેમ મહાજનો રાજા પર અધિકાર ચલાવતાં, તેમ પોતે ધર્માચાર્યોના સંપૂર્ણ અંકુશ તળે હતાં. એ વખતનાં મહાજનોનું મમત્વ મુખ્યત્વે કરીને વલ્લભ સંપ્રદાય કે જૈનમતમાં હતું અને એ બન્ને ધર્મપંથો બહુ અધોગતિએ પહોંચેલા હતા. ધર્મને નામે અનીતિ ચાલતી અથવા અનીતિજ ધર્મરૂપ થઇ ગઇ હતી. ઘણા લાંબા વખતથી એ પંથોમાં સડો પેસતો હતો, એમ અખો વગેરે સાક્ષી પૂરે છે; એટલે એ સડાનું વિસ્તારથી વર્ણન નહિ કરીએ.

" આ તો બે મુખ્ય પંથો કહ્યા. આ સિવાય ગુજરાતમાં બીજા અનેક પંથો ચાલી રહ્યા હતા. કબીરપંથી, કુડાપંથી, કૌલ, શાક્ત, વામમાર્ગી, શુષ્કવેદાંતી વગેરે નામો વિશેષ જાણીતાં છે. વૈરાગીઓનાં જુદાં જુદાં નામો પણ અનેક પંથોનો પ્રચાર બતાવે છે. × × એ વૈરાગીઓમાં નરસિંહ, શિવ, ભૈરવ, કાલી, હનુમાન વગેરે અનેક દેવતાઓની ઉપાસના ચાલતી. વૈરાગીઓનું જોર પણ ઘણું હતું. એ સર્વ શસ્ત્ર રાખતા અને મોટાં મોટાં ટોળાંમાં ફરતા. એમની સવારીનો દાઠ રાજાઓને આંજે એવો રહેતો. એ લોકોના ધર્મ્યબળમાં શસ્ત્રબળનો ઉમેરો થતો. એમની સવારી જે ગામમાં જાય ત્યાં તેઓ શાપની બીતિ દાખવી આધિદૈવિક ત્રાસ, શસ્ત્રથી આધિભૌતિક ત્રાસ અને ભોજન તથા ધનની ઉઘરાણીથી આધ્યાત્મિક ત્રાસ આપી ત્રણે તાપનો અનુભવ કરાવી શકતા. × ×

" આ સિવાય વહેમનો ભંડાર પણ કાંઇ ઓછો ન હતો. ભાગ્યેજ કોઇ કુટુંબ એવું હશે કે જેના ઘરનું કોઇ મનુષ્ય સાધારણ રીતે સ્ત્રીજન–ભૂતયોનિને પ્રાપ્ત થયું ન હોય; ભાગ્યે કોઇ પોળ એવી હશે

કે જેમાંનું એકાદ ઘર ભૂતશાળા તરીકે પ્રસિદ્ધિને ન પામ્યું હોય. ગુજરાત મૂળથીજ અહિંસાધર્મી ગણાય છે, પણ આ સમયમાં ગુજરાતમાં કાળી, અંબા, શીતળા, મહામારી, બળિયાકાકા, ભૈરવ, વીર વગેરેના સાન્ત્વનાર્થે જીવહિંસા થતી."

આ પરિસ્થિતિમાં પ્રીતમદાસ પણ ધારત તો એકાદ નવીન પંથ ચલાવી શકત; પરંતુ તેમણે તેમ કર્યું નથી. નવા પંથની તો વાતજ શી, પરંતુ પોતે જે રામાનંદી સંપ્રદાયમાં દીક્ષિત હતા, તે સંપ્રદાયનો પણ વિશેષ પ્રચાર કરવા તરફ તેમણે ધ્યાન આપ્યું નથી. તેમણે તો પોતે જે પરમ સત્ય અનુભવ્યું હતું. તે સત્ય તે વખતની પરિસ્થિતિમાં જનસમૂહને કયી રીતે સમજાવી શકાય અને કેવી રીતે અધિકારી જનોને તે સત્ય પ્રાપ્ત થાય, તેનોજ ઉપદેશ અને સાધનો પોતાની અસરકારક અને શાંતરસથી છલકાતી મધુર વાણીદ્વારા નિઃસ્પૃહતાથી સમાજ આગળ ધર્યાં અને એમાંજ તેમની મહત્તા હતી. આમ કરતાં તેમણે ભિન્ન ભિન્ન કોટિના અધિકારીઓની વૃત્તિ તથા શક્તિને અનુસરતા અનેક માર્ગો બતાવ્યા છે. તેઓ શ્રીશંકરાચાર્યના માયામિથ્યાત્વવાદ તથા અદ્વૈત મતના માનનાર હતા; તથાપિ દ્વૈત મતના ઉપદેશો પણ તેમની વાણીમાંથી મળી આવે છે; એ તેમની એક ઉચ્ચ કક્ષાના મહાપુરુષ તરીકેની મહત્તાજ દર્શાવે છે કે જે કોટિના સત્પુરુષો જેવો જેનો અધિકાર તેવો તેને ઉપદેશ આપવાનું યોગ્ય સમજે છે. તેમણે જુદી જુદી બાબતો વિષે આપેલા ઉપદેશ પૈકી થોડી થોડી વાનગીજ અત્ર આપીને અટકીશું.

ભક્તિ કરવી એ કેવા પુરુષનું કામ છે અને તે કેવી રીતે કરવી જોઇએ, તે વાત પ્રીતમદાસ નીચેની લીટીઓવાળાં પદોમાં ઉપદેશે છે:–

"ભક્તિ એવી રે ભાઇ એવી, તરસ્યાને પાણી રે જેવી;
ભક્તિ જુગમાં કરે જન સોઇ, જેના ધડ પર શીષ ન હોઈ.

× × × ×

"ધ્યાન ધરજે પરિબ્રહ્મનું, જેમ કાંઇ લોભીને ધન;
કામીને જેમ કામની, એવું કરીએ ચિંતવન.

× × × ×

"હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;×
પ્રથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.

× × × ×

પ્રભુના પંથે ચાલનાર ભક્તજનનું ચરિત્ર તથા સંયમબળ કેવું હોય તે વિષે પ્રીતમદાસ નીચેની લીટીઓમાં કહે છે:-

"ધદ્ધા ધરજે ધારણ ધીર, વાચ કાછ વશ રાખે વીર;
શબ્દ તણી ધરજે સમશેર, શત્રુદળમાં પાડે ભેર.
સદ્‌ગુરુ બખ્તર પહેર શરીર, ધધ્ધા ધારણ ધરજે ધીર;
નન્ના નિશાન ગુરુનું હોય, ધીર વીર પગ રોપી રેય.
કાયર નરનું નહિ ત્યાં કામ, શૂરવીરનો સાચો સંગ્રામ;
જીત્યા નિર્ગુણ જગમાં જેય, નન્ના નિશાન ગુરુનું હોય.
પપ્પા પૂગની એ પ્રીત, મેરુ ચળે પણ ન ચળે ચિત;
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતિનિંદા ને સુખદુઃખ સહે;
નારાયણને નીરખે નિત, પપ્પા પૂરાની એ પ્રીત.

× × × ×

ભક્તિને પ્રીતમદાસ જ્ઞાનના સાધન તરીકે વર્ણવતાં એક સ્થળે કહે છે કે:—

"ભક્તિ વિચારથી ઊપજે, ભક્તિથી ઊપજે જ્ઞાન;
જ્ઞાન થકી હું તું ટળે, પ્રીતમ પ્રેમનિધાન
તત્ત્વ વિચારે દેહનું, સર્વ ટળે અભિમાન;
પ્રીતમ પ્રગટ આત્મા, એકરસ નિર્મળ જ્ઞાન."

ભગવાન શંકરાચાર્યની પેઠે પ્રીતમદાસનું કવન પણ અભેદ

સિદ્ધાંતનું તેના યોગ્ય અધિકારી પરત્વેજ છે, એ વાત તેમના સોરઠ રાગના જ્ઞાનમાસમાં દરેક કડીને અંતે "સાંભળ શુદ્ધ ચિત્તે કરી" એ વાક્ય આવે છે, તે ઉપરથી હરકોઇને સમજાય તેમ છે.

આ શુદ્ધ ચિત્તની આવશ્યકતા ઉપર ભાર મૂકતાં પ્રીતમદાસ એક સ્થળે કહે છે કે:—

"શુદ્ધ ચિત્ત વિના, જપ તપ તીરથ વ્રત કરે શું થાયે;
હરિનામ વિના, અંતરનો અંધકાર કદી નવ જાયે.

"શુદ્ધ ચિત્ત વિના શી જોગ જુક્તિ, શુદ્ધ ચિત્ત વિના શી ભાવભક્તિ;
શુદ્ધ ચિત્ત વિના કયાં મળે મુક્તિ— શુદ્ધ૦
શુદ્ધ ચિત્ત વિના જે નહાયે ગંગ, સો વરસ લગી કરે સંતસંગ;
તોયે રુદિયામાં નવ લાગે રંગ— શુદ્ધ૦
શુદ્ધ ચિત્તે સાધન સૌ થાય, અંતઃકરણનું અજ્ઞાન જાય;
રહે રુદિયામાં ગોપાલરાય— શુદ્ધ૦"

× × × ×

એ ચિત્તશુદ્ધિના મૂળ સાધનરૂપ નિષ્કામ દયા અને પરોપકાર-વિષે પ્રીતમદાસ કહે છે કે:—

"પરહિત સમાન પુન્ય નહિ, પરપીડા સમ પાપ;
કહે પ્રીતમ સબ શાસ્ત્રમેં, દેખ વિચારી આપ."

× × × ×

"દયા દાન ને દીનતા, એ તરવાનો ઉપાય;"

× × × ×

અષ્ટાંગ યોગનાં માત્ર બાહ્ય અંગોનેજ સર્વસ્વ માની બેસનારને સર્વ અનિષ્ટોના કારણરૂપ વાસનાને ટાળવાનો બોધ પ્રીતમદાસ નીચેની લીટીઓમાં કરે છે:—

"કોઇ ધરે એકાંતે ધ્યાન, આસન વાળે રે;
તેમાં ચડે ચોગણું માન, ગરવ ન ગાળે રે.
કોઇ કુંભક કરે છે શ્વાસ, પવન ચડાવે રે;

કોઇ અમૃત પીવા આશ, જીભ વધાવે રે.
કોઇ ધોતી નેતિ ધ્યાન, સાધન સાધે રે;
તોય ટળે નહિ અભિમાન, વાસના વાધે રે.
કોઇ દમે રાત ને દિન, કસોટી કરવી રે;
જો બાળે વાસના બીજ, ટળે દેહ ધરવી રે. ”

× × × ×

પ્રીતમદાસ ગુરુની આવશ્યકતા ઉપર સ્થળે સ્થળે ભાર મૂકે છેઃ—

“ ચંદ્ર વિના જેમ જામની; કંથ વિના જેમ નાર;
કહે પ્રીતમ એમ ગુરુ વિના, પ્રાણી પશુ ગમાર. ”

× × × ×

“ શુદ્ધ ચિત્ત સેવે સદ્‌ગુરુને, મૂકી મનનો મેલ;
કહે પ્રીતમ ભવસાગર ભૂંડો, તેને તરવો સહેલ.

× × × ×

“ ગુરુ પદપંકજ પૂજતાં, ચૌદે લોક પૂજાય;
શિવ વિરંચી ને શારદા, ગુરુના જશ ગાય.
જપ તપ તીરથ જોગનું, ફળ જે રે કહેવાય.
પ્રીતમ સદ્‌ગુરુ સેવતાં, તે તો સરવે થાય. ”

સદ્‌ગુરુ અને સંતનું માહાત્મ્ય વર્ણવતાં પ્રીતમદાસ કહે છે કેઃ—

સગુણ બ્રહ્મ રે સદ્‌ગુરુ સંત છે રે, નિરગુણ નિગમ નિરંતર ગાય;
નન્ય ભાવે રે કરે ઉપાસના રે, આનંદ તેને અંગ ન માય. ”

× × × ×

અખામાં જેમ ‘ સેવો હરિગુરુ સંતને ’ એ ઉક્તિ વારંવાર આવે છે, મ પ્રીતમદાસને પણ ‘ હરિગુરુ સંત કૃપા કરે ’ એ ઉક્તિ પ્રિય છે; પરંતુ નહીણને ગુરુ ન કરવા જોઇએ, તેઓ માટે પણ એ કહે છે કેઃ—

“ જ્ઞાનહીણ ગુરુ નવ કીજીએ, વાંઝ ગાય સેવ્યે શું થાય;
કહે પ્રીતમ બ્રહ્મવિદ ભેટતાં, ભવરોગ સમૂળો જાય,

× × × × સમાગમ સંતનો.

વળી તે માટે સંતનાં ત્રીસ લક્ષણ પણ (પદ ૪૫ મામાં) આપ્યાં છે.

ભક્તિ અને જ્ઞાન ઉપરચોટિયાં નહિ પણ શુદ્ધ ભાવ સહિત હોય તોજ તે સફળ થાય છે; તે વિષે પ્રીતમદાસ કથે છે કેઃ—

"ભાવે જાઓ મધુપુરી, ભાવે કાશી કેદાર;
કહે પ્રીતમ શુદ્ધ ભાવ વિના, ફળે ન એક લગાર.
ભાવ વિના પૃથ્વી ભમે, દમે દેહ બહુ ભાંત;
કહે પ્રીતમ શુદ્ધ ભાવ વિના, મિલે નહિ સુખશાંત."

× × × ×

અંતરની ભાવશુદ્ધિ વિના માત્ર બહારથી સંતનો ભેખ (વેષ) ધારણ કરવો નકામો છે, તે વિષે તેઓ કહે છે કેઃ—

"ભેખ ધરે જો સિદ્ધિ થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય;
જેવો ભાવ તેવા હરિ ફળે, ભજ્યા ભજન થકી ભય ટળે."

સંસારી જીવોને એ પોતાની મધુર વાણીમાં અહંતામમતા તજવાનું કહેતાં સમજાવે છે કેઃ—

"અણછતું આપું માનીને, દુઃખ પામે અપાર;
શ્વાન સમાન આ જીવ છે, વહે શકટનો ભાર.
સામગ્રી સહુ હરિતણી, ભોગવે સંસાર;
મારું મારું તે કરી રહ્યો, તેણે ખાયે છે માર."

× × × ×

કોઈ વખત તો આ મહાત્મા ભોજાભગતની માફક ચાબખા પણ લગાવે છે કેઃ—

"સગાંસનેહીનું જોર નહિ ચાલે રે, રહેશે દિવસ દશ રોઈને રે;
ત્રિયા તે તારી દિવસ દશ બાર રે, જશે બીજું ઘર જોઈને રે.
જીવ રહ્યો માયામાં મોહીને૦

× × × ×

" સમજુને શિખામણ સરવે, કંટકને નહિ કહેવું રે;
અજ્ઞાની અભિમાની આગળ, મૌન ગ્રહીને રહેવું રે.

× × × ×

" પુરુષ ખરો પણ પશુનાં લક્ષણ, જીવ જનાવર જેવો
કહે પ્રીતમ તેને શું કહીએ, મિથ્યા દોષ ન દેવો."

× × × ×

જીવ–માયા–ઈશ્વરના સ્વરૂપ વિષે પ્રીતમદાસજી કવે છે કેઃ–

" ઢાંકયો પાવક ધૂમરે, ઢાંકયો વાદળે સૂર;
માયાએ ઢાંકયો આતમા, સમજણ રહી ગઇ દૂર.

× × × ×

" વાયુને ખોળે વંટોળિયો, એમ ઈશ્વરને જીવ;
વસ્તુ વિચારતાં એક છે, સમસૂત્ર સદૈવ.
અરસપરસ રહે એકમાં, જેમ તરુણીમાં તેજ;
ભિન્ન નહિ એમ બ્રહ્મથી, ઓળખો, પદ એજ.
સરિતા સાગરમાં રહે, સાકરમાંહે મીઠાઇ;
પ્રીતમ પુષ્પમાં વાસના, એવી ગુરુગમ પાઇ."

× × × ×

" વિશ્વ વિચિત્ર છે જે વડે, કરે રંગ કલ્લોલ;
થંભ વિના થંભાવિયું, બ્રહ્માંડનું ગોલ.
રમવાની બાજી રચી, ધરી નવ નવાં રૂપ;
સંશય શોક સ્વભાવથી, થયો જીવ સ્વરૂપ.
વિષય વૃત્તિને આંતરે, અવરાયો અતીત;
પ્રીતમ પોતાને વીસર્યો, કરે પરશું પ્રીત.

× × × ×

" છે છતિ વસ્તુ દેખે નહિ, જીવનું જોને અજ્ઞાન;
માયા પડદો મધ્યે પડ્યો, ભૂલવણીનું એ ભાન

× × × ×

" માયા મૂળ વની વરખડી, મહાલી ત્રિભુવનમાંય;
નિત્ય નૌતમ ફૂલે ફળે, તાતી શીતળ છાંય.

× × × ×

"ઈશ્વર અંશ તે જીવ જાણો, સાગર બિંદુ જોય:
તણખા દીપ મશાલ ભડકા, ભિન્ન અગ્નિ ન હોય.
ભુગતા જીવ ઈશ્વર ફળદાતા, શુભ અશુભ અનુસાર;
અવિદ્યા માયાને સંગે, ભમે ભવમોઝાર

× × × ×

"હો જીવલડા, જન્મ ધરીને ન લાધ્યું હરિનું રૂપ
શું બાહેર ભમે, ભીંતર જોને તારું બ્રહ્મ સ્વરૂપ.
જે બોલે તેને શોધજે, ગુરુજ્ઞાન બુદ્ધિએ બોધજે;
હરિ હીરે હીરો વીંધજે— હો જીવલડા૦
તુરીયા તે તારું રૂપ છે, ભજશે તે બ્રહ્મસ્વરૂપ છે;
અવિનાશી અકલ અરૂપ છે— હો જીવલડા૦"

× × × ×

પ્રીતમદાસની કવિતાની ખૂબીઓ વિસ્તારથી સમજાવવાનું જ્યારે જેના નસીબમાં હશે ત્યારે તે સમજાવશે. બાકી તો એ મહાસંતની કવિતા પોતેજ ગુજરાતના પ્રત્યેક સંસ્કારી હૃદયમાં ઘર કરી રહી છે એજ એનો મોટો મહિમા છે. સ્વ૦ ઇચ્છારામભાઇ કાવ્યદોહનના ચોથા ભાગમાં પ્રીતમદાસની કવિતા વિષે લખે છે કે:—

" એની કવિતાના બે ભાગ પાડી શકાય. એક ભાગ પ્રેમભક્તિ ભાવ દર્શાવનારો શૃંગારનો ને બીજો વેદાંતજ્ઞાનવિચારનો અને આત્મબોધનો. પ્રેમભક્તિભાવ દર્શાવનારો શૃંગારભાગ ઘણો છે. તેમાં જ્ઞાનસાથે ભક્તિને પ્રેરી છે. તેમ તેમાં બોધ એવી રીતે મૂક્યો છે કે, તે વાંચનારને આનંદ સાથે એકતાન કરી મૂકે છે. શુદ્ધ શૃંગારી કવિતાનો ભાગ એ ભાગમાં સમાય, પણ તે ભાગ ઘણો થોડો છે ને તેમાં શ્રીકૃષ્ણની લીલા ગાઇ છે. એમાં શબ્દલાલિત્ય ને મધુરીસી

બાની એવી તો ભભકભરી રીતે આવેલાં છે કે, કેટલેક સ્થળે વાંચનારને બહુ આનંદ થાય છે.

"એનું શૃંગારકાવ્ય જો કે થોડું છે તોપણ તે સારું છે ને કેટલાંક પદો તો ઊંચી પક્તિમાં મૂકવા યોગ્ય છે. પ્રેમના માનસિક વિકારી દર્દથી ભરેલી ખુલ્લાં શૃંગારી ભાવવાળી કવિતા પ્રીતમદાસની નથી, પણ શુદ્ધ પ્રેમભક્તિ દર્શાવનારી કવિતા હોવાથી તેના તરફ ઉમળકો વધારે રહે છે. છટેલ ને ખુલ્લા શૃંગારની કવિતા કરતાં ભક્તિભાવ દર્શાવનારી કવિતા પર બહુ પ્રેમ થાય તેમાં આશ્ચર્ય નથી. પ્રીતમદાસથી જ્યાંત્યાં મધુરા સુંદર શબ્દો એવી તો સુંદર રીતે ગોઠવાયા છે કે, તે પ્રીતમદાસને ઉત્તમ પંક્તિના કવિમાં ગણાવે છે. જો કે પ્રીતમદાસની શૃંગારકવિતામાં પંડિતાઈ નથી, તોપણ જે કાંઇ છે, તે ચિતડું ચોરી શકવાની શક્તિ ધરાવે છે.

"વેદાંતજ્ઞાન વિચારવાની કવિતાના ભીતરનું હાર્દ બહુ ઠોક મારતું ને ઘટ છતાં કોમળ ને રસભરિત છે. જેમ કોઇએક નિર્મળ નદીનો પ્રવાહ શાંતિથી વહ્યો જતો હોય ને તે જેમ આનંદ આપે છે, તેમ એની કવિતા આનંદ આપે છે; ને તેમાંનો બોધ મનમાં ઠસી જાય છે. અખાપેરે એ પણ કોઇ કોઇ સ્થળે જબરા ઠોક મારે છે. વેદાંત કવિતામાં કોઇ કોઈ સ્થળે સારા અલંકારો વાપર્યા છે. શબ્દરચના છે તે બહુ મનહર છે ને તત્કાળમાં અસર કરે છે. જીવને બોધ ને દેહમાંથી મમતા છોડાવવાનાં એનાં પદો કોઈ પણ કવિની વાણીને શોભા આપે તેવાં છે. પ્રીતમદાસની વેદાંતની કવિતામાં જ્યાંત્યાં જે વૈરાગ્યનો ભાવ રસળાતો જણાય છે, તે સમયે સમયે મનને ઉદાસીન કરતાં વાર કરતો નથી. × × × ×

"કક્કાઓમાં ઠોક સાથે બોધ આપ્યો છે ને મહિનામાં આસ્થા સાથે જ્ઞાન ને ભક્તિરસ બતાવ્યો છે. બેશક, પ્રીતમદાસની સર્વે કવિતા "સાર્થ ઘટ કોમળ સરસ ને રસભરી" છે; એટલુંજ નહિ પણ હૃદયને સમયે સમયે આહ્લાદિત કરતી, ઉત્સાહ સાથે શાંત પ્રકૃતિમાં પ્રેમના વોહમાં તણાવતી, કહીં કહીં ભભકભરી ને કહીં

કહીં હાવકી, મધુરી ને વિનોદી છે."

છેવટે સાક્ષરશ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા એક નિબંધમાં અખો અને પ્રીતમની સરખામણી જે વાક્યોમાં કરે છે તેનો ઉતારો આપી આ લેખ સમાપ્ત કરીશું.

× × × ×

"× × અખામાં રહેલા આ ગુણો પ્રતિ બહુ માન દર્શાવ્યા છતાં આપણે કહેવું જોઇએ કે, તેનામાં ધીરાની કલ્પનાશક્તિ નથી. યોગમાર્ગના અણસારા ભાગ્યેજ જણાય છે. પ્રીતમની પેઠે તેનામાં શાંત તથા શૃંગાર એ ઉભય રસની નિષ્પત્તિ કરવાનું સામર્થ્ય નથી. અખો ઘણે પ્રસંગે શુષ્ક કવિ લાગે છે. પ્રીતમ શાંત અને તેની સાથે રસિક કવિ છે. પ્રીતમમાં તેના નામ પ્રમાણે ભાવાનું માધુર્ય અદ્દભુત છે. નીચેની પ્રીતમની પંક્તિઓની મધુરતા નથી અખામાં, નથી ધીરામાં, નથી ભોજામાં અને નથી નિષ્કુળાનંદમાં:—

"અષાડે અમરિત તણા, વરસ્યા વરસાદ,
હરિ હરિ સઘળે થઇ રહ્યું, થાવર જંગમ જાત;
ચિત્ત ચાતક રંગે રટે, બોલે મન મોર,
જ્યાંત્યાં ચૈતન્ય બ્રહ્મના, ઊગતા અંકુર.
સુખસાગર સહેજે ઊછળ્યો, સરિતા શુભ સાર,
બ્રહ્મ નિરંતર જળ ભર્યાં, કોઈ પામે ન પાર;
માણે મત્સ્ય મગન થઇ, મરજીવા સંત,
પ્રીતમ પલક ન્યારા નહિ, રસિયા રસવંત" (જ્ઞાનમાસ)

"પદલાલિત્ય જેટલું પ્રીતમમાં તથા ધીરામાં છે તેટલું અખામાં નથી. પ્રીતમ શાંત તથા શૃંગારરસમાં સરખી શક્તિ પ્રકટ કરતા જાય છે, પણ શૃંગારની છાયા તેના શાંત રસમાં પણ પ્રવેશે છે. પ્રીતમમાં જ્ઞાન અને ભક્તિનું સમાન બળ છે; અખામાં વિચારનું પ્રાધાન્ય છે."

---



# श्रीप्रीतमदासनी वाणी

## १-कक्का

### કક્કો ૧ લો–શ્રીકૃષ્ણ ઉપાસના–રાગ ધોળ

કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના, ધરિયે રુદયામાં ધ્યાન;  
ફરીએ નહિ ગર્ભવાસમાં, ઠરિયે ઠીક નિદાન. કરીએ૦  
ખોટો ખેલ સંસારનો, આતશબાજીનો રંગ;  
કરતાં વર્ષ વીત્યાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ. કરીએ૦  
ગુરુગમ ગાઇએ ગોવિંદને, જીવનું જોખમ જાય;  
દયા, દાન ને દીનતા, એ તરવાનો ઉપાય. કરીએ૦  
ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી, ભરિયા રત્ન ભંડાર;  
હીરા મોતીની હાટડી, સદ્ગુરુ ખોલણહાર. કરીએ૦  
નિર્મળ નામ નારાયણનું, જુગતે જપશે જે કોઇ;  
અવિચળ પદવી તે પામશે, આવાગમન ન હોય. કરીએ૦

ચિંતવન કરીએ ચિદ્દરૂપનું, ઈશ્વર બોલે છે આપ;
એને સમયેં સુખ ઊપજે, ટળશે ત્રિવિધના તાપ. કરીએ૦
છે છતિ વસ્તુ દેખે નહિ, જીવનું જોને અજ્ઞાન;
માયા પડદો મધ્યે પડ્યો, ભુલવણીનું એ ભાન. કરીએ૦
જન્મમરણતણી આપદા, નથી કાંઇ સંકટ સહેલ;
ધંધો કરતાં ઢળી પડ્યો, જેમ કાંઇ ઘાણીનો બેલ. કરીએ૦
ઝાઝે લોભે લાગી રહ્યો, માયાની મધલાળ;
તેમ તેમ તૃષ્ણા વાધી ઘણી, કુટાયો કંઇક કાળ. કરીએ૦
નૌતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યો છું તેહ;
હીરો નીછારે નાખીઓ, એમાં ન રહ્યો સંદેહ. કરીએ૦
ટેક ધરીએ નિજ નામની, સેવા સમરણ ધ્યાન;
હેતે હરિરસ પીજીએ, મૂકી માન ગુમાન. કરીએ૦
ઠીક ઠરીને રે બેસીએ, રાખીને રે વિશ્વાસ;
જઠરામાં જેણે જાળવ્યો, પરહર પારકી આશ. કરીએ૦
ડગમગ ઠાલી શાને કરે, તારું ધાર્યું નહિ થાય;
ગમતું થાશે ગોવિંદનું, કોઇનું જાણ્યું નહિ જાય. કરીએ૦
ઢાંક્યો પાવક ધૂમસે, ઢાંક્યો વાદળે સૂર;
માયાએ ઢાંક્યો આતમા, સમજણ રહી ગઇ છે દૂર. કરીએ૦
ઋણસંબંધે આવી મળ્યા, સુત વિત દારા ને દેહ;
લેવાં દેવાં જ્યારે મટે, મારગ લાગશે તેહ. કરીએ૦
તોળ્યું તત્ત્વ ત્રિલોકમાં, નહિ હરિ નામ સમાન;
બીજું સરવે એ બાદલું, અંતે આવે નહિ કામ. કરીએ૦
થિરતા કરીને તું ન્યાળજે, હૃદે-કમળમાં રૂપ;

બાહ્યાભ્યંતર ભાળજે, હરિનું અકળ સ્વરૂપ. કરીએ૦
દેહ તણું ફળ એહ છે, ભાવે ભજીએ ભગવાન;
બીજાં સાધન સંસારનાં, નહિ હરિ નામ સમાન. કરીએ૦
ધ્યાન ધરજે પરિબ્રહ્મનું, જેમ કાંઇ લોભીને ધન;
કામીને જેમ કામિની, એવું કરીએ ચિંતવન. કરીએ૦
નિશ્ચે જાણો રહેવું નથી, જૂઠો જગત વિલાસ;
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાસ. કરીએ૦
પ્રીત નિરંતર કીજીએ, સદ્દગુરુ સંતની સાથ;
રખે ઢોળી તું નાખતો, અમૃત આવ્યું છે હાથ. કરીએ૦
ફોગટ ફંદ સંસારનો, સ્વારથનો છે સનેહ;
અંતે કોઈ કોઇનું નથી, તું તો તેનો રે તેહ. કરીએ૦
બાવન ઉપનિષદ વેદનાં, તેનું તત્ત્વ વિચાર;
તત્પદ ત્વંપદ ત્યાગીને, અસિ પદમાં ચિત્ત ધાર. કરીએ૦
ભારે ભેદ ગુરુદેવનો, કોઇ નવ પામે રે પાર;
શિવ વિરંચી ને શારદા, સેવે પદરજ સાર. કરીએ૦
માયા મૂળ વની વરખડી, મહાલી ત્રિભુવન માંય;
નિત્ય નૌતમ ફૂલે ફળે, તાતી શીતળ છાંય. કરીએ૦
જીવ અનેક નિપજાવતી, સેવે સુર નર વૃંદ;
અણુની આદ્ય અજા ઈશ, સૌને સરખો આનંદ. કરીએ૦
રહીએ ઈશ્વરને આશરે, ધારી ધારણ ધીર;
સુખદુઃખ એણીપેરે આવશે, જેમ નાળિયેરમાં નીર. કરીએ૦
લીલા કોઇએ લેતું નથી, એની ભૂલવણી સોય;
નટ જેમ નજરબંધી કરે, કળી શકે નહિ કોય. કરીએ૦

વિશ્વ રહ્યું સૌ મોહીને, જૂઠી બાજીને જોય;
તેનો કરતા કોરે રહ્યો, જાણે તે જન કોય. કરીએ૦
શશા શોધ સ્વરૂપને, તેને સમજે સુખ થાય;
નિદ્રા મહીં દુઃખ ભોગવે, તે તો જાગ્યેથી જાય. કરીએ૦
ખોળ્યે ખોટું સર્વે પડે, ન જડે નામ ને રૂપ;
બાંધી રૂંધી ઊભું કર્યું, જેવું કાષ્ઠ સ્વરૂપ. કરીએ૦
સંશય તેને શાનો રહ્યો, જેને બ્રહ્મ વિચાર;
અગ્નિને ઉધેઇ અડે નહિ, રવિને નહિ અંધકાર. કરીએ૦
હરિનો મહિમા અપાર છે, નિગમ નિરંતર ગાય;
અજઉમિયાપતિઅહિપતિ, નિશદિનધ્યાનમાંધ્યાય. કરીએ૦
પ્રેમ પયોધરે ઝીલીએ, સદ્‌ગુરુ સંતને સંગ;
પ્રીતમ તનમને તે થકી, પ્રગટે પૂરણ રંગ. કરીએ૦

## કક્કો ૨ જો-છપયા છંદ

કક્કા કર સદ્‌ગુરુનો સંગ, હૃદે-કમળમાં લાગે રંગ;
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દૂર પળાય;
લિંગ વાસના હોયે ભંગ, કક્કા કર સદ્‌ગુરુનો સંગ. ૧
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રીમુખે કહિ સાક્ષાત્;
જ્ઞાની મુનિ જોગી જતી, ગુરુકૃપા વિણ સિદ્ધિ નથી;
જન્મ મરણની મટશે ધાત, ખખ્ખા ખરેખરી છે વાત. ૨
ગગ્ગા ગુરુની સેવા કરો, પરનિંદા પરધન પરહરો;
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતારામ;
એ શિખામણ ચિત્તમાં ધરો, ગગ્ગા ગુરુની સેવા કરો. ૩

ધધ્ધા ઘણું કહે શું થાય, ભવ તરવાનો એ ઉપાય;
સમજીને સંશય ટાળવા, બાહ્યાભ્યંતર હરિ ભાળવા;
જોતાં જીવ દશા તે જાય, ધધ્ધા ઘણું કહે શું થાય. ૪
નન્ના નિર્મળ તેની દશા, જેને હરિ હૃદયામાં વસ્યા;
પોતાના અવગુણને હણે, પરના તો હૃદયે નવ ગણે;
કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫
ચચ્ચા ચિત્તમાં ચેતી લે, માથે મરણ તણો છે ભે;
કાયા ઉપર તાકે કાળ, મહા પારધીએ માંડી જાળ;
તેમાં હરિ રાખે તો રહે, ચચ્ચા ચિત્તમાં ચેતી લે. ૬
છચ્છા છે માયા ગુણમયી, બળવંતી પણ દીસે નહિ;
દાનવ, માનવ ને દેવતા, આધીન થઈ સૌએ સેવતા;
હરિજન આગે હારી રહી, છચ્છા છે માયા ગુણમયી. ૭
જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધિ નિષેધ;
તે માયાનું તજવું મન, માયાપતિ ભજવા ભગવન;
અંતરમાં ઊપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮
ઝઝ્ઝા ઝાંખી જોને તેહ, વણ વાદળ જ્યાં વરસે મેહ;
વિના સરોવર અંબુજસાર, વિના ભમર ઊઠે ગુંજાર;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝ્ઝા ઝાંખી જોને તેહ. ૯
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઊતરે પાર;
કાળ કર્મ નહિ લાગે લેશ, છે આનંદી હરિનો દેશ;
તે પદને પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦
ટટ્ટા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમાં મળે;
નાના મોટા હરિના ઘાટ, કાંઈ સૂક્ષ્મ ને કાંઇ વૈરાટ;

હરિને ભજતાં દુંપદ ગળે, ટટ્ટા ટેક જન્મનો ટળે. ૧૧
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં ન મળે બીજાની બીક;
નિર્ભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખો પાસ;
સમજુ માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨
ડડ્ડા ડહાપણ મૂકી દે, સદ્દગુરુને શરણે જઇ રહે;
વચન તણો રાખી વિશ્વાસ, કુકલ્પનાનો કરજે નાશ;
ઉપાધીથી અળગો રહે, ડડ્ડા ડહાપણ મૂકી દે. ૧૩
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરુષને હૃદયે રહ્યું;
સમજ્યા તેણે લીધો સાર, ગાફલ નર તો ખાશે માર;
જોતામાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪
રેણા રણ ચોરાશી તણું, તેનું વ્યાજ વધે છે ઘણું;
દાણી ગણમાં ડૂલી ગયો, દેવાળું કાઢીને રહ્યો;
જમકિંકર કરશે તાપણું, રેણા રણ ચોરાશી તણું. ૧૫
તત્તા તારું આપ તપાસ, ક્યાંથી આવ્યો ક્યાં તું જાશ;
ખેપ કરીને ખોળી કાઢ, હરીફ હોય તો લાગે હાથ;
મૂરખના મનમાં નહિ ત્રાસ, તત્તા તારું આપ તપાસ. ૧૬
થથ્થા થિર તો રહેવું નથી, કોણ રંક કોણ પૃથ્વીપતિ;
આજ કાલમાં જાવું સહી, કોટિ ઉપાયે રહેવું નહિ;
ભાવ ધરી ભજ કમળાપતિ, થથ્થા થિર તો રહેવું નથી. ૧૭
દદ્દા દેહ-દેવળમાં દેવ, સેવક થઇને કરને સેવ
પ્રેમ પુષ્પ ને ચંદન હાર, જ્ઞાનદીપક ઘટમાં અજવાળ;
અંતરનો ટાળે અહમેવ, દદ્દા દેહ દેવળમાં દેવ. ૧૮
ધધ્ધા ધરજે ધારણ ધીર, વાચ કાછ વશ રાખે વીર;

શબ્દ તણી ધરજે સમશેર, શત્રુ દળમાં પાડે ભેર;
સદ્ગુરુ બખ્તર પહેર શરીર, ધધ્ધા ધારણ ધરજે ધીર. ૧૯
નન્ના નિશાન ગુરુનું છેય, ધીર વીર પગ રોપી રેય;
કાયર નરનું નહિ ત્યાં કામ, શૂરવીરનો સાચો સંગ્રામ
જીત્યા નિર્ગુણ જગમાં જોય, નન્ના નિશાન ગુરુનું છેય. ૨૦
પપ્પા પૂરાની એ પ્રીત, મેરુ ચળે પણ ન ચળે ચિત;
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતિ નિંદા ને સુખદુઃખ સહે;
નારાયણને નિરખે નિત, પપ્પા પૂરાની એ પ્રીત. ૨૧
ફફ્ફા ફોગટ તે કોણ ફરે, સચેત થઇ હરિ સમરણ કરે;
જનમ મરણમાં આવે નહિ, જેનું મન વસિયું હરિમહીં;
જઠરા વાસ ન નિશ્ચે કરે, ફફ્ફા ફોગટ તે કોણ ફરે. ૨૨
બબ્બા બોલે તેને જાણ, મૂકી દેને મનની તાણ;
હું મારું હૃદયેથી ટાળ, પરમારથમાં પિંડજ ગાળ;
દયા દીનતા મનમાં આણ, બબ્બા બોલે તેને જાણ. ૨૩
ભભ્ભા ભજન થકી ભય ટળે, નિશ્ચય કાળ કરાળ ન ગળે;
ભેખ ધરે જો સિદ્ધિ થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય;
જેવો ભાવ તેવા હરિ ફળે, ભભ્ભા ભજન થકી ભય ટળે. ૨૪
મમ્મા માયા મનની જાણ, મારું તારું ખેંચાતાણ;
સઘળે સરખો આતમરામ, સાંધા વાંધા મનનું કામ;
માટે મન હરિ ચરણે આણ, મમ્મા માયા મનની જાણ. ૨૫
યય્યા જીવપણું જેહને, સંશય શોક સદા તેહને;
આતમ બુદ્ધિ ન ઊપજે કદા, આશા તૃષ્ણા બહુ આપદા;
દેહદરશી દેખે દેહને, યય્યા જીવપણું જેહને. ૨૬

રરૂરા રામ ભજનમાં રહે, બીજું બકવું મૂકી દે;
વળતો શીદ વદે છે વાત, નીર વલોવે નાવે સ્વાદ;
હરિનું હારદ હેતે ગ્રહે, રરૂરા રામ ભજનમાં રહે. ૨૭
લલ્લા લે તું આતમ લ્હાવ, ફરી ફરી નહિ આવે દાવ;
જીતી બાજી હારીશ નહી, સમજુને શિખામણ કહી;
હવે ન ચૂકીશ આવ્યો દાવ, લલ્લા લે તું આતમ લ્હાવ. ૨૮
વવ્વા વેદવચન નિરધાર, જે પ્રીછે તે પામે પાર;
ઊંચ નીચનું અંતર નથી, સમજ્યા તે પામ્યા સદ્ગતિ;
સંશય સૌ તજવો અહંકાર, વવ્વા વેદવચન નિરધાર. ૨૯
શશ્શા સાધન સર્વે થયું, જેનું ચિત્ત હરિચરણે રહ્યું;
હરતાં ફરતાં હરિનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન;
કોટિ વિધાન ભય દુષ્કૃત ગયું, શશ્શા સાધન સર્વે થયું. ૩૦
ખખ્ખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજર કરે;
મીન મગર બહુ જળચર જાત, જેવું બીબું તેવી ભાત;
મિસરી જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડનાં બીબાં ભરે. ૩૧
સસ્સા સઘળે સુંદરશ્યામ, હરિ વિના નહિ ઠાલો ઠામ;
અનેક રૂપે એનાં નામ, આદે અંતે એકજ રામ;
જો સમજે તો પૂરણકામ, સસ્સા સઘળે સુંદરશ્યામ. ૩૨
હહ્હા હરિ ભાળો ભરપૂર, દોષ કર્મ તો રહેશે દૂર;
રવિને રજની નહિ કો કાળ, તેમ આતમા પૂરણ ભાળ;
નિર્મળ નયણે નિરખો નૂર, હહ્હા હરિ ભાળો ભરપૂર. ૩૩
સૌ અક્ષર સંપૂરણ થયા, હરિગુરુ સંતે કીધી દયા;
અક્ષર અક્ષર આતમબોધ, જો સમજે તો ટળે વિરોધ;

સંવત અઢાર બત્રીની સાલ, ચૈતર સુદ સાતમ સોમવાર. ૩૪
સંદેસર સાધુનું ધામ, ઠાકોર કુંજબિહારી નામ;
પ્રીતમ પ્રેમે અક્ષર કહ્યા, હરિગુરુ સંતે કીધી દયા. ૩૫

# ૨-महिना

## મહિના ૧ લા-રાગ સોરઠ

**સાખી**–સદ્દગુરુને ચરણે નમું, માગું પ્રેમ પ્રસાદ;
દયા કરીને દીજીએ, હરિરસ અમૃત સ્વાદ.
વાણી શકે નહિ વરણવી, સદ્દગુરુતણું સ્વરૂપ;
બુદ્ધિ મન પહોંચે નહિ, ઉપમારહિત અનૂપ.
પરથમ પૂરણ પ્રેમશું, વંદુ સદ્દગુરુ ચરણ;
તાપ ટળે સંસારના, મટે જન્મ ને મરણ.

**સોરઠ**–સાંભળ શુદ્ધ ચિત્તે કરી, હરિનાં ગુણ ગાન;
પ્રીતસહિત નિત્ય નાથનું, હૃદયે ધર ધ્યાન. સાંભળ૦
ગુરુપદપંકજ પૂજતાં, ચૌદ લોક પૂજાય;
શિવ વિરંચી ને શારદા, ગુરુના જશ ગાય. સાંભળ૦
અંતઃકરણ હોય ઊજળાં, જડ તિમિર ટળી જાય;
સરવેને લાગે સૂઝવા, પદરજ મહિમાય. સાંભળ૦
જપ તપ તીરથ જોગનું, ફળ જે રે કહેવાય;
પ્રીતમ સદ્દગુરુ સેવતાં, તે તો સરવે થાય. સાંભળ૦

**સાખી**–સદ્દગુરુ સંતકૃપાથકી, ઊપજે નિર્મળ જ્ઞાન;
શુદ્ધ ચેતન તુરિયાપદે, રહે નિરંતર ધ્યાન.

**સોરઠ**–કારતક ચિત્ત ચેત્યો નહિ, ઘડી લાખેણી જાય;
વળતી વિચારીશ જીવડા, પાછળથી પસ્તાય. સાંભળ૦
જો જાણે તો બાંધજે, પાણી પહેલી રે પાળ;
નીર ગયે નહિ નીપજે, શિર તાકે છે કાળ. સાંભળ૦
કાયા કુસુમ છે કારમું, વેગે વણસી રે જાય;
અમર થાય જેમ આતમા, એવો કરજે ઉપાય. સાંભળ૦
કહે પ્રીતમ તું પ્રીછજે, ઇચ્છજે રે કલ્યાણ;
સંતસમાગમ કીજીયે, મૂકી મનની રે તાણ. સાંભળ૦

**સાખી**–મનના પ્રપંચ મૂકજે, કરજે તત્ત્વવિચાર;
રત્ન પદારથ જન્મ છે, તે નાવે વારંવાર.

**સોરઠ**–માગશર માથા ઉપરે, મોટું મરણનું સાલ;
મારગ વહે છે ઉતાવળો, કોઇ આજ ને કાલ. સાંભળ૦
અંતે નહિ કોઇ કામનું, રામનું લે નામ;
એક ઘડી ન વિસારિયે, સુખસાગર શ્યામ. સાંભળ૦
જૂઠી બાજી જોઇને, મનમાં આવી ભૂલ;
રૂડાં રંગે રળિયામણાં, શીમળાનાં ફૂલ. સાંભળ૦
સુત વિત મંદિર સુંદરી, સુખ સ્વપ્ન વિચાર;
કહે પ્રીતમ સહુ કારમું, દીસે છે દિન ચાર. સાંભળ૦

**સાખી**–મોતી ઉસ ઉદકતણાં, તેના હાર ન થાય;
મિથ્યા મન મોદક કરે, તેણે ભૂખ ન જાય.

**સોરઠ**–પોષે તે પ્રાણી પ્રીછશે, જેને ગુરુગમ હોય;
પરમારથ પાકું રત્ન છે, જત્ન કરશે જે કોઇ. સાંભળ૦
અણછતું આપું માનીને, દુઃખ પામે અપાર;

શ્વાન સમાન આ જીવ છે, વહે શકટનો ભાર. સાંભળ૦
સામગ્રી સરવે હરિતણી, ભોગવે સંસાર;
મારું મારું તે કરી રહ્યો, તેણે ખાય છે માર. સાંભળ૦
તમ મન જેણે સોંપિયું, શ્રીહરિને રે હાથ;
કહે પ્રીતમ તે પામિયા, વૈકુંઠનો નાથ. સાંભળ૦

**સાખી**–તજશે આપું આપદા, ભજશે પૂરણ બ્રહ્મ,
પલકમાંહી પ્રલે થશે, કોટી જનમનાં કર્મ.

**સોરઠ**–માહા મહિને માયા તણો, મર્મ જાણશે જેહ;
ભૂલવણીમાં ભૂલે નહિ, તરે ભવજળ તેહ. સાંભળ૦
બાજીગરનો બાળકો, ગ્રહે હાથ ભુજંગ;
ઔષધ બૂટીને ઓળખે, વિષવ્યાપે ન અંગ. સાંભળ૦
નામ અમીરસ જે પીએ, તે તો અમર થાય;
જનમમરણની આપદા, તે તો તત્ક્ષણ જાય. સાંભળ૦
અજ ઉમિયાપતિ, અહિપતિ જપે નિશદિન જેહ;
અનંત કોટી ગ્રહી ઉધર્યા, પ્રીછે પ્રીતમ તેહ. સાંભળ૦

**સાખી**–સદ્દગુરુ શબ્દ વિચારતાં, પ્રગટે જ્ઞાન પ્રકાશ;
રવિ ઊગે રજની ટળે, હોય અવિદ્યા નાશ.

**સોરઠ**–ફાગણ ફૂલ્યો સોહામણો, ફૂલી જૂજવી ભાત;
જોયાની રચના ઘણી, રંગ જૂજવી જાત. સાંભળ૦
વિધવિધ પેરની વાસના, ઊઠે અનંત અપાર;
મન ભમરો ભોગી થયો, રહ્યો વનમોઝાર. સાંભળ૦
ઠોરે ઠોર દ્રુમ ઢાંકિયાં, આશા અમર વેલ;
નવપલ્લવ નૌતમ સદા, કોકીલા કરે કેલ. સાંભળ૦

લીલા લલિત સોહામણી, શોભાનો નહિ પાર;
જન પ્રીતમ એવું જોઇને, રીઝયા રુદયમોઝાર. સાંભળ૦

**સાખી**–નિરમળ નયને નિરખતાં, દરશે નીજ દેદાર;
સાગરથી સૌ ઊપજે, લહેરી લોઢ અપાર.

**સોરઠ**–ચૈતર ચિત્ત ચિદ્રૂપમાં, થઇ રહ્યું તલ્લીન;
નિમિષમાત્ર ન્યારું નહિ, જેવું જળનું રે મીન. સાંભળ૦
ચૈતન સિંધુ ઝીલતાં, થયું શુદ્ધ શરીર;
સર્વેશ્વર સૌને વિષે, જેમ મણકામાં હીર. સાંભળ૦
એને આધારે સૌ રહ્યું, પિંડ ને બ્રહ્માંડ;
સચરાચર શોભી રહ્યો, અવિનાશી અખંડ. સાંભળ૦
બ્રહ્મ જથારથ ભાળતાં, ભાગી મનની રે ભ્રાંત;
પ્રીતમ પ્રીછે પાધરું, થાય સમજે તે શાંત. સાંભળ૦

**સાખી**–સચ્ચિદ આનંદ સરવમાં, ભરી રહ્યો ભરપૂર;
દિનરજની રહે રંગમાં, નિરમળ વરસે નૂર.

**સોરઠ**–વૈશાખે જોતાં વેદમાં, મહાવાકયનું જ્ઞાન;
તત્ત્વમસી તે તુંજ છે, અળગો નહિ અન્ય. સાંભળ૦
વાયુને ખોળે વંટોળીઓ, એમ ઈશ્વર જીવ;
વસ્તુ વિચારતાં એક છે, સમ સૂત્ર સદૈવ. સાંભળ૦
અરસપરસ રહે એકમાં, જેમ *તરણીમાં તેજ;
ભિન્ન નહિ એમ બ્રહ્મથી, ઓળખો પદ એજ. સાંભળ૦
સરિતા સાગરમાં રહે, સાકર માંહે મીઠાઇ;
પ્રીતમ પુષ્પમાં વાસના, એવી ગુરુગમ પાઈ. સાંભળ૦

*તરણી=સૂર્ય

**સાખી**–પટતંતુ ન્યારો નહિ, જ્યમ હાટકના હાર;
જડ ચૈતન જગદીશમાં, તેજપુંજ એક તાર.
**સોરઠ**–જેઠે જનમ સફળ થયો, જો જાણ્યા જગદીશ;
અખિલ ભુવનનો આતમા, ગુણ માયાનો ઈશ. સાંભળ૦
વિશ્વ વિચિત્ર છે જે વડે, કરે રંગ કલોલ;
થંભ વિના થંભાવિયું, બ્રહ્માંડનું ગોળ. સાંભળ૦
રમવાની બાજી રચી, ધરી નવ નવાં રૂપ;
સંશય શોક સ્વભાવથી, થયો જીવસ્વરૂપ. સાંભળ૦
વિષયવૃત્તિને આંતરે, અવરાયો અતીત;
પ્રીતમ પોતાને વીસર્યો, કરે પરશું પ્રીત. સાંભળ૦
**સાખી**–અંતરજામી આતમા, માનો મિથ્યા ગર્વ;
માયાને પડદે રહી, મોહ પમાડ્યું સર્વ.
**સોરઠ**–અસાડે અમરિતતણા, વરસે છે વરસાદ;
હરિ હરિ સઘળે થઇ રહ્યું, સ્થાવરજંગમ જાત. સાંભળ૦
ચિત ચાતક રંગે રટે, બોલે મન મોર;
જ્યાં ત્યાં ચૈતન બ્રહ્મનાં, ઊલટ્યાં અંકુર. સાંભળ૦
સુખસાગર સેજે છલ્યો, સરિતા શુભ સાર;
બ્રહ્મ નિરંતર જળ ભર્યાં, કોઈ ન પામે પાર. સાંભળ૦
માણે મત્સ મગન થઇ, મરજીવા રે સંત;
પ્રીતમ પલક ન્યારા નહિ, રસિયાં રસવંત. સાંભળ૦
**સાખી**–મહા મુગત જાણે જુગત, જે આપે અદ્વૈત;
અણલિંગી આકાશવત, સ્વેપદ શબ્દાતીત.
**સોરઠ**–શ્રાવણ સાધન શું કરું, સમરણ ને રે ધ્યાન;

અહંકર્તા રે ઊઠી ગયો, થયું સરવ સમાન. સાંભળ૦
પંચકોશ પદ હું નહિ, નહિ અંતઃકરણ;
ઇંદ્રી અવસ્થા ઊરમી નહિ, નહિ વેશ ને વર્ણ. સાંભળ૦
જીવ નહિ, ઈશ્વર નહિ, નહિ માયા ને માન;
ત્રિધા વૃત્તિ ત્રિગુણ નહિ, નહિ જ્ઞાતા ને જ્ઞાન. સાંભળ૦
સોહં પ્રકાશક સરવનો, સાક્ષી શુદ્ધ સ્વરૂપ;
પ્રીતમ તે પરમાતમા, એ છે અકળ–અનૂપ. સાંભળ૦

**સાખી**–ચિહ્ન ચરિત્ર જેને નહિ, સૌનો પ્રેરક સોય;
પ્રીતમ તેને પ્રીછતાં, આવાગમન ન હોય.

**સોરઠ**–ભાદરવો એક રસ ભર્યો, સચરાચર માંય;
પ્રલય સમે પાણી વિના, દીસે નહિ કાંય. સાંભળ૦
દ્વાર કિનારો પાળી નહિ, નહિ આવરણ ને આડ;
એક ચિદાનંદ જોઇને, છળવિદ્યા છાંડ સાંભળ૦
સતંતર અંતર નહિ, બાહ્યાંતર બ્રહ્મ;
એમ જાણે તે ઉપાસના, એ છે મોટો મર્મ. સાંભળ૦
બ્રહ્મનિષ્ઠા પળ નવ ચળે, અનન્યતા એહ;
પ્રીતમ પૂરણ બ્રહ્મશું, જેને સાચો સનેહ. સાંભળ૦

**સાખી**–દૃષ્ટ પદારથ જેટલું, એને થયો અભાવ;
તન્મય મન તુરિયા પદે, તે શું બન્યો બનાવ.

**સોરઠ**–આ સોહં લીલા અખંડછે, નીરખી નિરધાર;
ઓધ વળ્યા રે આનંદના સુખસિંધુ અપાર. સાંભળ૦
ઇચ્છા ટળી ઇન્દ્ર લોકની, અજપદ ને કૈલાસ;
નહિ વૈકુંઠની વાસના, ભાળ્યો બ્રહ્મવિલાસ. સાંભળ૦

અધિકારીને આવશે, સમજણ ને સાન;
મુક્ત થઇ તે માણશે, મૂકી દેહાભિમાન. સાંભળ૦
સદ્‌ગુરુની કૃપાથકી, ઉપન્યો રે આનંદ;
પ્રીતમ તે પદ પામિયા, જ્યાં નહિ સૂર ને ચંદ. સાંભળ૦
**સાખી**–જાણવું હતું તે જાણિયું, હવે નથી જાણવું કાંય;
પોતે પોતામાં ભળ્યો, જેમ પાલો *પાણી માંય.
**સોરઠ**–ઉત્તરસંડે આદર કર્યો, રચિયા બારે માસ;
ખૂટજ પ્રેમે પૂરા કર્યા, આણી અંગ ઉલ્લાસ. સાંભળ૦
સોરઠ રાગ સોહામણો, સુંદર શુભ સાર;
અક્ષર અક્ષર અતિ ઘણો, અનુભવ ભંડાર. સાંભળ૦
સંવત અઢાર આડત્રીસે, કીધો એહ વિચાર;
ચૈત્રવદિ તિથિ સપ્તમી, ઉત્તમ છે ગુરુવાર. સાંભળ૦
ગાશે સાંભળશે શીખશે, કરશે હૃદયે વિચાર;
કહે પ્રીતમ પદ પામશે, નહિ સંશય લગાર. સાંભળ૦

## મહિના ૨ જા–રાગ–ગરબી

### માસ ૧ લો

કારતક કર્મ નિવાર, કહું તે માટે રે;
આવ્યો લક્ષ ચોરાશી વાર, આણી વાટે રે. ૧
તું જન્મમરણ અવતાર, બહુ અવતરિયો રે;
તોય નાવ્યો પંથનો પાર, ફેરા બહુ ફરિયો રે. ૨
તારો જન્મ અવરથા જાય, જીવ અભાગી રે;
તારું આયુષ ઓછું થાય, જોને જાગી રે. ૩

* પાલો=ઝાકળ

તેં ભજન ઉપર ભાવ, કો દિન ન કીધો રે;
તેં સંતસમાગમ લહાવ, કાંઈ ન લીધો રે. ૪
તને રામ નામનો રંગ, અંગ ન આવ્યો રે;
નવ સપનામાં સત્સંગ, દાસ ન કહાવ્યો રે. ૫
તેં અવનિમાં અવતાર, એળે ખોયો રે;
કહે પ્રીતમ ચેત ગમાર, જન્મ વગોવ્યો રે. ૬

માસ ૨ જો

માગશરે મૂરખ ચેત, હિંમત રાખી રે;
તારો અવસર જાય અચેત, જોને જાગી રે. ૧
તારા પંડમાં કર્યો પ્રવેશ, જરા દુઃખ લાવી રે;
તારા કાળા તજીને કેશ, સફેતી આવી રે. ૨
તારાં ગળે નાસિકા ને નેણ, લાઠી કરમાં રે;
તારું બોલ્યું ન માને વેણ, ગણે નહિ ઘરમાં રે. ૩
તારે ઘરથકી નવલો નેહ, નઉતમ નારી રે;
તને તજવા બેઠી તેહ, ચ્હેહ વિસારી રે. ૪
તારો બોલતાં ફગે છે બોલ, સૂણે નહિ કાને રે;
તારો ભાગી પડ્યો સૌ તોલ, કોઇ ન માને રે. ૫
તું હવે કરી લે હેત, હરિની સાથે રે;
કહે પ્રીતમ ચિત્તમાં ચેત; આવે ઘાતે રે. ૬

માસ ૩ જો

પોષે ઓસડ એક, અંગ ન લાગે રે;
જો ઉપાય કરે અનેક, પીડા ન ભાગે રે. ૧
તારે વિષે થયું વિપરીત, ભીતર ભેદ્યું રે;
તોયે પીવા વધારી પ્રીત, મૂળ ન છેદ્યું રે. ૨

તને જે આવે તે જોઇ, ઓસડ આપે રે;
એવો વૈદ મળ્યો નહિ કોઇ, રોગને કાપે રે. ૩
કોઇ સાચા મળે સુખ થાય, ભવદુઃખ ભાગે રે;
તારો રોગ જનમનો જાય, વાર ન લાગે રે. ૪
તારું શૂળ સમૂળું જાય, વેદના વરતે રે;
જેમ પીએ તેમ રસ પાય, સુખની સરતે રે. ૫
તારી હોય ભ્રમણા ભંગ, કર્મને કાપે રે;
કહે પ્રીતમ સાધુસંગ, સદા સુખ આપે રે. ૬

### માસ ૪ થો

મહાવાયકનું જ્ઞાન, જેને જડિયું રે;
તેને જીવઈશ્વરનું ભાન, પાછું પડિયું રે. ૧
તેણે ભાગી ભિન્નાભિન્ન, વસ્તુ વિચારી રે;
રસરૂપ હરિમાં લીન, દીસે દેહધારી રે. ૨
ચિત્રામણ તરુછાંય, જેવી દીસે રે;
એક અહિ[1] લખ્યો તે માંય, એ કેમ પીસે[2] રે. ૩
એ જડ નહિ ચૈતન્ય, સેજ સ્વરૂપી રે;
એમ તત્ત્વદર્શીનું તન, અમલ અરૂપી રે. ૪
એને કરે કલ્પના કોણ, પ્રગટ પોતે રે;
જેમ ગળ્યું ઉદકમાં લૂણ, જડે નહિ જોતે રે. ૫
તેને નહિ સંશય લવલેશ, આપાપરનો રે;
કહે પ્રીતમ એ ઉપદેશ, ગુરુના ઘરનો રે. ૬

### માસ ૫ મો

ફાગણ ફૂલ્યો ફૂલ, કૈવલ્યકેરો રે;

રમે લહેર તોરંગી લાલ, રંગ ઘણેરો રે. ૧
આ જ્યાં જોઉં ત્યાં તેમ, થઇને વિલસ્યો રે;
તેને કળી શકે કહો કોણ, આપે ઉલસ્યો રે. ૨
પશુ પક્ષી નર–નાર, છે બહુ નામી રે;
એવો આદ્ય પુરુષ અપાર, અંતરજામી રે. ૩
તેને જાણે કોઈ વિરલાજન, ત્રીગુણ ત્યાગી રે;
એનું દીસે રૂપ અખંડ, સમાધિ લાગી રે. ૪
અરસપરસ થયો એક, સાગર લહેરી રે;
એના દીસે ઘાટ અનંત, ન પડે ન્યારી રે. ૫
પટતંતુ નહિ હોય, દુગ્ધા એ ટાળો રે;
કહે પ્રીતમ અવર નહિ કોય, વસ્તુ ન્યાળો રે. ૬

માસ ૬ ઠ્ઠો

ચૈતરે ચિત્ર વિચિત્ર, વહાલો બિરાજે રે;
ભર્યો બાહેર ભીતર બ્રહ્મ, ઘટમાં ગાજે રે. ૧
કોઇ ધરે એકાંતે ધ્યાન, આસન વાળે રે;
તેમાં ચડે ચોગણું માન, ગરવ ન ગાળે રે. ૨
કોઇ કુંભ કરે છે વાસ, પવન ચડાવે રે;
કોઈ અમૃત પીવા આશ, જીભ વઢાવે રે. ૩
કોઇ ધોતિ નેતિ ધ્યાન, સાધન સાધે રે;
તોયે ટળે નહિ અભિમાન, વાસના વાધે રે. ૪
કોઇ દમે રાત ને દિન, કસોટી કરવી રે;
જો બાળે વાસના બીજ, ટળે દેહ ધરવી રે. ૫

---

૧ અહિ–સાપ ૨ પીસે–કરડે

રહે ભજનમાં સોઇ, સેજ સમાધિ રે;
કહે પ્રીતમ કરે નહિ કોઇ, એમ ઉપાધી રે. ૬

માસ ૭ મો

વૈશાખે વિચાર, આદ્ય અનાદે રે;
કૈં પતિત પામ્યા પાર, સંત પ્રસાદે રે. ૧
તું સંતચરણ રજ લે, જીવન જાણી રે;
તું તન મન અરપી દે, ઉલટ આણી રે. ૨
તું એકમેક ગુલતાન, મતામાં રહેને રે;
એવી સેજ નિશાન, સમજી લેને રે. ૩
તારા તનના તાપ ટળે, ન પીડે હૃદામાં રે,
તારા મનમાં સુખ મળે, ભળે મહા પદમાં રે. ૪
એક બ્રહ્મ ભર્યો ભરપૂર, સચરાચરમાં રે,
તેનું નીરખી જોજે નૂર, નારી નરમાં રે. ૫
તેને રૂપ રંગ નહિ કાંય, નિરાલંબ ભરિયો રે,
કહે પ્રીતમ એ ઉનમાન, અખંડ બ્રહ્મદરિયો રે. ૬

માસ ૮ મો

જેઠ પદારથ જોઇ, ને રંગ લાગ્યો રે;
મારી બળ બુદ્ધિ સૌ ખોઇ, સંશે ભાગ્યો રે. ૧
આદ્ય સનાતન એક, સઘળે સરખો રે;
તું નિઃશંક થઇ નિઃશેષ, નિજ પદ નીરખો રે. ૨
જનક સનક શુકદેવ, એને જાણે રે;
જેના અંતર ટળ્યા અહમેવ; મહારસ માણે રે. ૩
જેણે પ્રીછ્યું પરા ને પાર, તેનું વપુ કેવું રે;
જેવું શ્રીફલ સાકર સાર, સમજી લેવું રે. ૪

તેની ગોટલી સોટલી સહિત, સર્વે મીઠું રે;
એક દેહાતીત વિદેહ, દ્વૈત ન દીઠું રે. ૫
એવો અકળ પુરુષ અવિનાશ, બળવંત બળિયો રે;
કહે પ્રીતમ પ્રગટયો પાસ, અંતર ટળિયો રે. ૬

માસ ૯ મો

આવ્યો માસ અસાડ, અમૃત વરસે રે;
તું અનુભવ આંખ ઉઘાડ, આતમ દરસે રે. ૧
એક સન્મુખ સભર ભર્યો, સાગર મોટો રે;
તે મધ્યે જીવ કર્યો, જુગ પરપોટો રે. ૨
તેની ઊઠે લહેર અનંત, અનંત ઠેકાણે રે;
તે સુખમાં ઝીલે સંત, જગત ન જાણે રે. ૩
તે જીવન્મુક્તા જેહ, જગતથી ન્યારા રે;
તેને તપે ન ત્રિવિધ તાપ, શીતળ અંગ સારા રે. ૪
આ બ્રહ્માનંદ ભરપૂર, સુખનો ભરિયો રે;
જેમ રવિને તેજે જરૂર, તપે નહિ દરિયો રે. ૫
એવો મહા દશાનો મર્મ, અનુભવ આવ્યો રે;
કહે પ્રીતમ પરિબ્રહ્મ, બંધનમાં નાવ્યો રે. ૬

માસ ૧૦ મો

શ્રાવણ સુરતનો ખેલ, તુરતમાં આણો રે;
થઈ રહી રસની રેલ, જથારથ જાણો રે. ૧
ઠરી રહ્યો નિજ ઠાર, ઘટમાં ગાજે રે;
એ ઉન્મુનિ આઠે પહોર, અલખ વિરાજે રે. ૨
નિરાલંબ નિરધાર, કર્મ ન લાગે રે;
સૌ પ્રોઇ રહ્યો સંસાર, સોહં બ્રહ્મ ધાગે રે. ૩

જેણે જાણી પોતાની જાત, પાંચ પચીસે રે;
જેમ દગ્ધ પટોળે ભાત, એવી દીસે રે. ૪
તે વરતાય નહિ પહેરાય, જોયા જેવી રે;
તે દૂર થકી દેખાય, મોહ્યા જેવી રે. ૫
તેના દેહના દોષ વિકાર, દહ્યા બ્રહ્મ અગને રે;
કહે પ્રીતમ મળે એક તાર, ગાજે ગગને રે. ૬

માસ ૧૧ મો

ભાદ્રપદ બ્રહ્મરૂપ, જેને ભાસ્યો રે;
તેને કોણ પડે ભવકૂપ, તત્ત્વ તપાસ્યો રે. ૧
ઇચ્છા થકી અવતાર, કૈવલ્ય કીધો રે;
એવો મનકલ્પિત સંસાર, માની લીધો રે. ૨
જેમ અમાસે આકાશ, ચંદ્ર કહેવાનો રે;
એમ નિશ્ચે જગતનો નાશ, નથી રહેવાનો રે. ૩
આ મૃગજળ લહરી થાય; દિનકર દાઝે રે;
તેમાં પશુ પછાડે પાય, પીવા કાજે રે. ૪
તું રામ જગતને જાણ, મિથ્યા માને રે;
જેમ નીર અડે હોય હાણ, કાગળ પાને રે. ૫
આ બન્યો બાજીગરનો ખેલ, ખૂબ સ્વરૂપે રે;
જન પ્રીતમ મમતા મેલ, રહો નિજરૂપે રે. ૬

માસ ૧૨ મો

રમે આ સોહં બ્રહ્મ, સકળ ઘટ સ્વામી રે;
પોતે પોતાને મન, અંતરજામી રે. ૧
જ્ઞાન ઉજાગર જેહ, અનભે જોગી રે;
તે વસ્તુ રૂપ વિદેહ, બ્રહ્મરસ ભોગી રે. ૨

એવા સુખના સાગર સંત, આનંદકારી રે;
તે વિખ્યાતા વેદાંત, પર ઉપકારી રે; ૩
ત્યાં વાગે અનહદ નાદ, આઠે પહોરે રે;
તે શ્રુતિતણે સિદ્ધાંત, ચાલી જોને રે. ૪
કોઇ શીખે સુણે ને ગાય, ગુરુગમ આણી રે;
તે નર તદરૂપે થાય, એ એંધાણી રે. ૫
આ સદ્‌ગુરુ સંત પ્રસાદ, સમરથ સ્વામી રે;
જન પ્રીતમ અણછતો ગાય, ચરણ ચિત્ત નામી રે. ૬

## મહિના ૩ જા–રાગ ગરબી

**કારતકે** કાં ચેત્યો નહિ મૂઢ ગમાર રે આ અવસરમાં;
જનમ ધરી નવ જાણ્યા જુગદાધાર રે આ અવસરમાં. ૧
શા માટે તેં ભૂમિ ભારે મારી રે આ અવસરમાં;
અમૂલખ હરિ હીરો તું બેઠો હારી રે આ અવસરમાં. ૨
દશ મહિના તેં માતાને દુઃખ દીધું રે આ અવસરમાં;
જનમ ધરીને સાધન કાંઇ નવ કીધું રે આ અવસરમાં. ૩
ગનોડે જેણે ગિરધરલાલ ન ગાયા રે આ અવસરમાં;
કહે પ્રીતમ તે વસ્તીમાં લૂંટાયા રે આ અવસરમાં. ૪

**માગશરે** મહા દુઃખ વેઠી કીધી મહેર રે આ અવસરમાં;
તે પ્રભુને તેં શેં ન સંભાર્યા ઘેર રે આ અવસરમાં. ૧
જઠરામાં તુંને જતન કરીને રાખ્યો રે આ અવસરમાં;
અચેત નર તારી શેં નવ ઊઘડી આંખ્યો રે આ અવસરમાં. ૨
નેન નાસિકા શ્રવણ આગે શ્રીકાર રે આ અવસરમાં;

મનુષા દેહનું મૂલ નહિ નિરધાર રે આ અવસરમાં. ૩
તે પ્રભુનો તું ગુણ ઓસિંગણ ન થયો રે આ અવસરમાં;
કહે પ્રીતમ તારો જનમ અકારજ ગયો રે આ અવસરમાં. ૪

**પોષે** પામર પ્રાણી કાંઈ ન પ્રીછે રે આ અવસરમાં;
હરિપદ મૂકી માયા સુખને ઇચ્છે રે આ અવસરમાં. ૧
કામ ધામને ધનને કાજે ધાયો રે આ અવસરમાં;
હરિ નવ જાણ્યા પરથમ ખોટો પાયો રે આ અવસરમાં. ૨
તેમ તેમ તૃષ્ણા વાધી ગઈ વિપરીત રે આ અવસરમાં;
ન કર્યો સતસંગ રાખી કુળની રીત રે આ અવસરમાં. ૩
સત્સંગત દુર્લભ હરિહર અજને રે આ અવસરમાં;
પ્રીતમના સ્વામીને ભાવે ભજને રે આ અવસરમાં. ૪

**માહા** માસે માયારસ ચાખ્યો મૂઢગમાર રે આ અવસરમાં;
ગર્વ તજી નવ ગાયા અખિલાધાર રે આ અવસરમાં. ૧
જેને હરિમારગનો મર્મ ન લાધ્યો રે આ અવસરમાં;
તે પ્રાણીએ ફોગટ ફેરો ખાધો રે આ અવસરમાં. ૨
અપરાધી અહંકારે ઊંધું વાળ્યું રે આ અવસરમાં;
હરીફ થઇને હાથે હારદ ટાળ્યું રે આ અવસરમાં. ૩
સદ્ગુરુ સંગે સરવાળો નવ સાધો રે આ અવસરમાં;
પ્રીતમ પોતાના મનને પરમોદો રે આ અવસરમાં. ૪

**ફાગણ** મહીને ફૂલ્યા નવરંગ ફાલ રે આ અવસરમાં;
કોઈક લાભ કમાશે હરિના લાલ રે આ અવસરમાં. ૧
સંસાર સોદો સમજે તેને સાર રે આ અવસરમાં;
નીકર અંતે ઊગરવાની છાર રે આ અવસરમાં. ૨

જે જેમ આવ્યું તેમ જાશે સૌ કો રે આ અવસરમાં;
કોઇક કમાશે કોઈક જાશે ખોઇ રે આ અવસરમાં. ૩
હરિને ભજતાં આવે ભવનો પાર રે આ અવસરમાં;
કહે પ્રીતમ એવું અંતરમાં ધાર રે આ અવસરમાં. ૪

**ચૈતર** ચંચળ ચપળ ચિત્તના ચાળા રે આ અવસરમાં;
હૃદયે રાખો રામરટણની માળા રે આ અવસરમાં. ૧
કામ ક્રોધ મદ લોભની લહેર ન લાગે રે આ અવસરમાં;
જેનું મન પ્રોયું પૂરણ બ્રહ્મ ધાગે રે આ અવસરમાં. ૨
મૂલ પ્રણવ ધુન સ્નેહ ધરી સાંભળીએ રે આ અવસરમાં;
ભજન કરીને બ્રહ્માનંદમાં ભળિયે રે આ અવસરમાં. ૩
અખંડ સુરતિ સેજ સમાધિ લાગે રે આ અવસરમાં;
પ્રીતમ પ્રભુને ભજતાં ભવદુઃખ ભાગે રે આ અવસરમાં. ૪

**વૈશાખે** તો વસમી એની વાટ રે આ અવસરમાં;
અધરી આંટીઆડા ઓઘટ ઘાટ રે આ અવસરમાં. ૧
કાચા પોચાનું છે નહિ ત્યાં કામ રે આ અવસરમાં;
શૂરપૂરાનો એ છે સંગ્રામ રે આ અવસરમાં. ૨
પૂરા હોય તે પૂરણ પદને પરસે રે આ અવસરમાં;
મરજીવા થઈને બ્રહ્મરંધ્રે હરિ દરસે રે આ અવસરમાં. ૩
દસે નાદનાં ગડગડિયાં નિશાન રે આ અવસરમાં;
કહે પ્રીતમ પદ પામે છે નિરવાણ રે આ અવસરમાં. ૪

**જેઠે** ઠેઠ ઠરી બેઠા ઠેકાણે રે આ અવસરમાં;
જે જન જીવ ઈશ્વરના પરિયા* જાણે રે આ અવસરમાં. ૧

* પરિયા=પૂર્વજ

દેહાતીત પણ દીસંતા દેહધારી રે આ અવસરમાં;
ચઢી ન ઊતરે લાગી બ્રહ્મ ખુમારી રે આ અવસરમાં. ૨
તેને અવતરવાની શાની આશ રે આ અવસરમાં;
સાક્ષાતરૂપી સઘળે તેનો વ્યાપ રે આ અવસરમાં. ૩
સહુના પ્રેરક સહુના મનની જાણે રે આ અવસરમાં;
કહે પ્રીતમ ત્યાં ઉપમા કોની આણે રે આ અવસરમાં. ૪

**અશાડ** માસે પુનરપિ નાવે તેહ રે આ અવસરમાં;
જેને નિરખે નારાયણ શું સ્નેહ રે આ અવસરમાં. ૧
રવિનાં કિરણ સરીખી તેહની કાય રે આ અવસરમાં;
દેહદમનનાં દુખડાં ફરી ન થાય રે આ અવસરમાં. ૨
ગતિ કરે તે સપ્તદ્વીપ નવ ખંડ રે આ અવસરમાં;
લોક ચતુરદસ એકવિશમો બ્રહ્માંડ રે આ અવસરમાં. ૩
જળ સ્થળ જંગમ સઘળે તેનો વ્યાપ રે આ અવસરમાં;
કહે પ્રીતમ એ કરતા હરતા આપ રે આ અવસરમાં. ૪

**શ્રાવણ** શ્રવણમનન નિદિધ્યાસન કરીએ રે આ અવસરમાં.
બાકી સરવે પ્રપંચને પરહરિયે રે આ અવસરમાં. ૧
સત્સંગ કરતાં તરિયે ભવસંસાર રે આ અવસરમાં;
વિષ ન વ્યાપે કાપે કોટિક પાપ રે આ અવસરમાં. ૨
હરિકથા કીરતન કળજુગમાં કરીયે રે આ અવસરમાં;
ધીરા રહીને ધ્યાન ધારણા ધરીયે રે આ અવસરમાં. ૩
જોગ જુગતથી સદા સ્મરણમાં રહીએ રે આ અવસરમાં;
પ્રીતમ પ્રભુને ભજતાં પાવન થઇએ રે આ અવસરમાં. ૪

**ભાદરવો** ભરપુર હરિને ભાળો રે આ અવસરમાં;

હું મારું અહંકાર હૃદેથી ટાળો રે આ અવસરમાં. ૧
તૃણ માત્ર તો હરિ વિના નવ હાલે રે આ અવસરમાં;
કીડી કુંજર ચૈતનતાએ ચાલે રે આ અવસરમાં. ૨
કીટ ઇન્દ્ર તો આતમ દષ્ટે એક રે આ અવસરમાં;
ગુરુગમથી જોઇએ જ્ઞાન વિવેક રે આ અવસરમાં. ૩
ગુરુ ગોવિંદના ઘરની જેને ગમ રે આ અવસરમાં;
કહે પ્રીતમ એ છે જેમનું તેમ રે આ અવસરમાં. ૪

**આસો** સોહં બ્રહ્મ હૃદયા મોઝાર રે આ અવસરમાં;
ઊઠે અજંપા ષટ એકવિસ હજાર રે આ અવસરમાં. ૧
તે ઉપર છે અખંડ બ્રહ્મનો ખેલ રે આ અવસરમાં;
ૐકારમાંહિ થઇ રહી રંગની રેલ રે આ અવસરમાં. ૨
કોઇક જાશે રસિયા તે રસ પીવા રે આ અવસરમાં;
જેમ ડૂબકી મારે દરિયામાં મરજીવા રે આ અવસરમાં. ૩
દિન દિન પ્રત્યે ચઢે ચોગણો રંગ રે આ અવસરમાં;
કહે પ્રીતમ કરો સતગુરુ સંતનો સંગ રે આ અવસરમાં. ૪

## મહિના ૪ થા—રાગ ઉદ્ધવના સંદેશાનો

શામળિયો ના આવ્યા રે સૈયર શું થયું,
મોહનજીએ માયા ઉતારી મન જો;
આવ્યાની આશા રે અમને છે ઘણી,
વાટલડી જોતાં વીત્યા કંઇ દન જો. ટેક.
માસ **અષાડો** આવ્યો નાવ્યા નાથજી,
કઠણ થયા કંઇ નટવર નંદકુમાર જો;

કુણ ભાગ્ય કહીએરે મધુપુરભામિની,
કુબજાએ પૂજી સાચા મનથી ગોર જો. શામળિયો૦ ૧
**શ્રાવણ**ની શોભા રે સૌથી છે ભલી,
હરિની લીલા હિંડોળા કહેવાય જો;
જસોદાનંદન વંદન સૌ સુરલોકનું,
જોતાં જુવતી જનમ વધાઇ ગાય જો. શામળિયો૦ ૨
**ભાદરવે** આવો તો ભાવે ભેટીએ,
ઋષિ પંચમી વરાહજી અવતાર જો;
રાધાઅષ્ટમી ઉત્તમ વામનદ્વાદશી,
આનંદ ઉત્સવ મંગળ સુખનું સાર જો. શામળિયો૦ ૩
**આસો**નો આનંદ ન જાયે વર્ણવ્યો,
દીપ ઓચ્છવ શરદ રાણીનો રાસ જો,
એ સુખડું સંભારી દુઃખડું ઊપજે,
મુખડું જોવા મનમાં મોટી આશ જો. શામળિયો૦ ૪
**કારતક**નું વ્રત કરતી નાર કુંવારકા,
અરુણ ઉદે જઈ જળમાં કરતી સ્નાન જો;
દોષ નિવારણ કીધો દેવ મોરારીએ,
વસ્ત્ર હરણ કરી આપ્યાં છે વરદાન જો. શામળિયો૦ ૫
**માગશર**નો મહિમા રે મોટો છે ઘણો,
વિભૂતિ વરણવ કીધું ત્રિભુવન ભૂપ જો;
ઉદ્ધવ—અર્જુન પ્રત્યે પ્રભુએ ભાખિયું,
બારે માસમાં માગશર મારું સ્વરૂપ જો. શામળિયો૦ ૬
**પોષ** માસમાં ભાવે ભોજન કરાવીએ,

ઉર અંતરમાં અમને એ અભિલાષ જો;
મનગમતા લાવું રે મેવા મીઠડા,
પ્રેમે રચીએ પેર પેરના પાક જો. શામળિયો૦ ૭

**મહા** મહિનો આવ્યો રે મોહનલાલજી,
વસંતપંચમી જનમ રમાનો જાણજો;
વૈષ્ણવ જનને ઘર ઘર વ્હાલ વધામણાં,
મંગળમૂળ મહા રસ કેરી ખાણ જો. શામળિયો૦ ૮

**ફાગણ** રે આવ્યો ને કેસુ ફૂલિયાં,
ફૂલડોલનો સુંદર પ્રેમ સોહાગ જો;
કેસરને કેસૂડાં કીજે છાંટણાં,
શામળિયાની સંગે રમીએ ફાગ જો. શામળિયો૦ ૯

**ચૈતરની** ચતુરાઈ શકે કોણ વરણવી,
રામજનમજશ જીવ ચરાચર ગાય જો;
ભક્ત તણા ભયભંજન પ્રભુજી પધારિયા,
નામ ઉચ્ચારણ કરતાં નિરભે થાય જો. શામળિયો૦ ૧૦

**વૈશાખે** પ્રહ્લાદની પીડા ટાળવા,
થંભ થકી હરિ ધરિયું નૃસિંહ રૂપ જો,
દાસ તણાં દુઃખડાં રે પ્રભુજી ટાળવા,
હાથે હણિયો હિરણ્યકશ્યપુ ભૂપ જો. શામળિયો૦ ૧૧

**જેઠે** મચ્છારૂપ તણી જળજાતરા,
ચંદનનો વાઘો ના કીધો ત્યાગ જો,
પ્રીતમના સ્વામી રે ભાવે ભેટિયા,

ભામિનીઓનાં કહીએ મહા બડભાગ્ય જો,
શામળિયો આવ્યા રે આનંદ ઊપન્યો. શામળિયો૦ ૧૨

## મહિના ૫ મા–રાગ સીતાજીના મહિનાનો

સખી આવ્યો **અસાડો** માસ રે, અતિ ગાજે ગગન આકાશ રે,
મારો પ્રાણ પ્રભુજી પાસ સાહેલી, શામળિયો શે ન આવ્યા રે.
સખી **શ્રાવણ** સરવડે વરસે રે, સોળ શણગારે ધરતી દરશે રે,
બપૈયા પીઉ પીઉ કરશે, સાહેલી૦
આવ્યો **ભાદરવો** ભર ગાજે રે, બહુ વાજાં ગગનમાં વાજે રે,
દીનાનાથ વિના તન દાઝે, સાહેલી૦
આવ્યો **આસો** ચંદ્ર અજવાળી રે, ગરબે સોહે કનકની જાળી રે
ગાય ગોપી વચ્ચે વનમાળી, સાહેલી૦
આવ્યો **કારતક** કુંજવિહારી રે, ઘનશ્યામ પીતાંબરધારી રે,
તમને ઇચ્છે છે અબળા નારી, સાહેલી૦
આવ્યો **માગશર** મન અકળાય રે, તન વહાલા વિના સુકાય રે,
જોબનિયું તો એળે જાય, સાહેલી૦
**પોષે** ઘેર આવો ગિરિધારી રે, વાટ જુએ છે વ્રજની નારી રે,
હવે પૂરોને આશ અમારી, સાહેલી૦
**મહા** મહિને હિમાળો હાલ્યો રે, સૂની સેજે શિયાળો ચાલ્યો રે,
વેહે રાખ્યો રહે નહિ ઝાલ્યો, સાહેલી૦
ફૂલ્યો **ફાગણ** શોભા સારી રે, શણગાર સજે સૌ નારી રે,
ગીત ગાય વસંતવિહારી, સાહેલી૦
આવ્યો **ચૈતર** ચંદન લીજે રે, અલબેલાને અરચા કીજે રે,

દયા આણીને દરશન દીજે, સાહેલી૦
વૈશાખે આવો વનમાળી રે, મોરી આંબા ડંમરની ડાળી રે,
કોયલ બોલે છે કંઠ રસાળી, સાહેલી૦
જેઠે ઘેર આવો જદુવીર રે, સૌ નદીએ ખૂટયાં નીર રે,
મન રાખી રહે નહિ ધીર, સાહેલી૦
સંસારમાં સાર કમાયા રે, જેણે મગન થઇ જશ ગાયા રે,
કહે પ્રીતમ માયાથી મુકાયા, જેને ઘેર શામળિયો ન આવ્યા રે.

---

# ૩-તિથિઓ

## તિથિઓ ૧ લી-રાગ ગરબો

પડવે પ્રભુ મહોલ પધાર્યા રે;
અતિ અંગમાં રંગ વધાર્યા રે; નંદનંદનજી. ૧
બીજે બહુ કરુણા કીધી રે;
રસ રીત દેખાડી દીધી રે; નંદનંદનજી. ૨
ત્રીજે તોરણ બારણે બંધાવું રે;
સોનાના મોર સોહાવું રે, નંદનંદનજી. ૩
ચોથે ચોક પુરાવું મોતી રે;
કીધી પ્રેમે પ્રેમ પનોતી રે; નંદનંદનજી. ૪
પાંચમે પિયુ પલક ન મૂકું રે;
સેવા ચરણ કમળની ન ચૂકું રે; નંદનંદનજી. ૫
છઠ્ઠીના લખિયા લેખ રે;
પિયુ પામી અમર અલેખ રે; નંદનંદનજી. ૬

સાતમે ખાતર આવે તમારી રે;
પાળો પ્રીતની રીત મોરારી રે; નંદનંદનજી. ૭
આઠમનો કરે અપવાસ રે;
તે તો પામે વૈકુંઠ વાસ રે; નંદનંદનજી. ૮
નોમે નૌતમ નવરાત્રે રે;
ગરબો રમીએ ગોવિંદાની સાથે રે; નંદનંદનજી. ૯
દશમે દશેરાનો દહાડો રે;
આજ આંક વળ્યો છે આડો રે; નંદનંદનજી. ૧૦
એકાદશી ઓછવ કરશે રે;
તે તો સંસારસાગર તરશે રે; નંદનંદનજી. ૧૧
દ્વાદશીએ દેવ મોરારી રે;
ધર્યું વામનરૂપ વિચારી રે; નંદનંદનજી. ૧૨
ધનતેરસનું ધન ધોયે રે;
જીવણજીનું મુખ જોએ રે; નંદનંદનજી. ૧૩
કાળીચૌદશે કાજળ કરીએ રે;
અલબેલાને અંજન ધરીએ રે; નંદનંદનજી. ૧૪
અમાસે આવી દિવાળી રે;
કરું સુંદર સેવ સુંવાળી રે; નંદનંદનજી ૧૫
આદ્ય અંતની રીત વિચારો રે;
સેવકનાં કારજ સારો રે; નંદનંદનજી. ૧૬
સૌમાં તેજ સોમે તમારું રે;
જોઈ મોહી રહ્યું મન મારું રે; નંદનંદનજી. ૧૭
મંગળ નિર્મળ હરી નામ રે;

ભજશે તેના ભગવાન રે; નંદનંદનજી ૧૮
બુદ્ધિ બળ કાંઇ ન ચાલે રે;
તરશે હરિ જેનો હાથ ઝાલે રે; નંદનંદનજી ૧૯
ગુરુદેવનું જ્ઞાન વિચારે રે;
તે તો આપ તરે ને તારે રે; નંદનંદનજી ૨૦
શું કરે સંસારની માયા રે;
જેણે હેતે હરિગુણ ગાયા રે; નંદનંદનજી ૨૧
શેની આડ અટક રહી તેને રે;
હરિ અરસપરસ હોય જેને રે; નંદનંદનજી ૨૨
પ્રીતમના સ્વામીને સંગે રે;
મન રંગાયું હરિ રંગે રે; નંદનંદનજી ૨૩

## તિથિઓ ૨ જી–રાગ ધોળ

આમાં વસ્તુ અનુપ છે, જાણે વિરલા જન કોઈ;
ભવ વિષે રે ભટકે નહિ, જેને ગુરુગમ હોય.
સત્સંગ કીજે રે સ્નેહશું. ૧
પડવાની આ સહુ સૃષ્ટિ છે, માટે હરિને તું જાણ;
જે જન હરિને ભજ્યા નહિ, વાંઝપયોધર જાણ. સ૦ ૨
બીજે શું મોહ્યો બાપડા, મિથ્યા માયા વહેવાર;
તે દેખી રખે રીઝતો, સપના સરખો સંસાર. સ૦ ૩
ત્રીજે સદ્‌ગુરુના શબ્દથી, ભવજળ પેલે રે પાર;
આવો દાવ આવે નહિ, મોંઘો મનુષાવતાર. સ૦ ૪
ચોથા પદનીરે સંજ્ઞા, સદ્‌ગુરુ શબ્દે સમજાય;
જનમ મરણની રે આપદા, તે તો તતક્ષણ જાય. સ૦ ૫

પંચમ સાર શિરોમણિ, જેણે જાણ્યા જુગદીશ;
સર્વ સરાહેરે તેહને, વંદે વિભુ અજ ઈશ. સ૦ ૬
છઠે સમજ્યો નહિ નિજ આત્મા, કીધો અવર ઉપાય;
બીજ બોયાં બંબોલનાં, અંબફલ ક્યાંથી રે થાય. સ૦ ૭
સાતમી ભૂમિકા જ્ઞાનની, સદ્‍ગુરુ સાને ચડાય;
સંશે શોક ભય સોચના, સર્વ સમૂળી રે જાય. સ૦ ૮
આઠે અંગ રે જોગનાં, સાધન કઠણ કહેવાય;
સદ્‍ગુરુ કેરા રે શબ્દથી, સેહેજે સુલભ થાય. સ૦ ૯
નવપલ્લવ દેહ દ્રુમમાં, પક્ષી બેઠાં છે બેય;
કોઇ કોઈને દેખે નહિ, આપ આપણા રંગમાંય. સ૦ ૧૦
દશ દલ પુષ્પની પાંખડી, મધુકર બેઠો છે માંય;
સુખનો ભોગી ભાવે થયો, જોખમ જાણ્યું નહિ કાંઇ. સ૦ ૧૧
એક દશામાં તું આવીને, સદ્‍ગુરુ ભક્તિ રે માણ;
શિવ વિરંચી ને શારદા, જાચે જોડી કર પાણ. સ૦ ૧૨
દ્વાદશ સ્કંધમાં જે કહ્યું, શ્રીમુખ શુકજીની વાણ,
તેને તપાસી તું દેખજે, ઊઘડે અનુભવ નિર્વાણ. સ૦ ૧૩
તે રસ પીતાં કંઈ તરી ગયા, ઉધર્યા અનંત ક્રોડ;
સદ્‍ગુરુ હરિની ઉપાસના, બીજાં બંધન તોડ. સ૦ ૧૪
ચૌદ ભવનમાં તું ચીનજે, કરજે તત્ત્વવિચાર,
પરપંચ મૂક તું પરહરિ, સમજે સારમાં સાર. સ૦ ૧૫
પૂર્વપુન્યે તું પામિયો, સદ્‍ગુરુ કેરો રે સંગ;
પ્રીતમ પ્રેમે પાવન થયો, હૃદે લાગ્યો હરિરંગ. સ૦ ૧૬

---

## તિથિઓ ૩ જી

(રાગ-હરિભજન વિના દુઃખદરિયા
સંસારનો પાર ન આવે-એને મળતો)

પડવાનો પ્રથમ જાણીને, ભજ ભાવે સારંગપાણિને;
શું બેઠો આળસ આણીને, અજ્ઞાની અચેત
આજકાલ કરતામાં અવસર વીત્યો, કર હરિશું હેત;
મનમાં મરણથકી મૂર્ખ નથી બીતો અજ્ઞાની૦ ૧
બીજે મન બાંધ્યું છે તારું, સમજ્યો નહિ નરનું સારું;
જેમ સો મણ તેલે અંધારું અજ્ઞાની૦ ૨
તરી જાતાં વાર કશી તારે, તું ફરી ફરી આવ્યો આરે;
તું જીતી બાજી કાં હારે અજ્ઞાની૦ ૩
ચોથો દેહ ચેતન તુરિયાનો, નહિ પાર જડે હરિ-દરિયાનો;
રખે ગર્વ કરે ગુણ કીયાનો અજ્ઞાની૦ ૪
પંચતત્ત્વ મળી આ પિંડ રચ્યો, નખશિખ સુધી મળમૂત્ર પચ્યો,
હરિ વિસારી માયામાં મચ્યો અજ્ઞાની૦ ૫
ષડવિકાર છેદીને નાખે, તું જોજે અનુભવની આંખે;
એક રામરટણ હૃદયે રાખે અજ્ઞાની૦ ૬
સ્વાદ આવે તો સમઝ પેર, રખે અમૃત તજીને પીએ ઝેર;
ચિત, નેણ, વેણ તું રાખ્ય ઠેર અજ્ઞાની૦ ૭
અષ્ટાંગ જોગ જે સાધે છે, તોય ક્રોધ વિરોધ મન વાધે છે;
ભવ તરવા હરિ આરાધે છે અજ્ઞાની૦ ૮
નવધામાં એક આચરશે, સંસારસાગર સેહેજે તરશે;
તે ગર્ભવાસ શાને ફરશે અજ્ઞાની૦ ૯

દશલક્ષણ દાસતણા ધરશે, ગુરુ ઈશ્વરની ભક્તિ કરશે;
ચઢયો ચોળરંગ ક્યમ ઊતરશે અજ્ઞાની૦ ૧૦
એકદશા અવલોકન કરજે, કાંઇ હરિવચન ચિત્તમાં ધરજે;
પરમારથ – પંથે પરવરજે અજ્ઞાની૦ ૧૧
દ્વાદશ અક્ષર ધ્રુવ જાપ જપ્યો, તે અચળ થઇ આકાશ તપ્યો;
હરિ ગુણ ગાયા તે કોણ છુપ્યો અજ્ઞાની૦ ૧૨
તેરશનું તત્ત્વ જડ્યું જેને, બ્રહ્માનંદ બ્રહ્માંડ થયું તેને;
તે રાગદ્વેષ કરશે કેને અજ્ઞાની૦ ૧૩
જુઓ ચૌદ લોક સચરાચરમાં, વ્યાપિક બ્રહ્મ નારી નરમાં;
તરુ ફળમાંહિ, ફળ તરુવરમાં અજ્ઞાની૦ ૧૪
પૂરણપદ પામ્યા તે સાચું, એના કર્તવ્યમાં ન મળે કાચું;
કહે પ્રીતમ પ્રેમભક્તિ જાચું અજ્ઞાની૦ ૧૫

## તિથિઓ ૪ થી–રાગ ગરબી

પડવે એ પિંડ છે કાચો રે, પરમારથ પ્રીછો;
હરિગુરુ સંતની સંગે રે, આતમલાભ ઇચ્છો. ૧
બીજે બીજી વાતો રે, સહુ મનથી મેલો;
ચિત્તમાં ચેતી ચાલો રે, આ અવસર છે છેલ્લો. ૨
ત્રીજે ત્રણ ગુણની રે, આવી છે આંટી;
આગળ છે મહા અઘરી રે, માયાની ઘાંટી. ૩
ચોથે ચાર દિવસનો રે, દુનિયાનો લટકો;
તે સુખને સત્ય માની રે, કાં ભવમાં ભટકો. ૪
પાંચમે પંચ વિષેનું રે, પરિબળ છે મોટું;

શુદ્ધ વિચારે વરતો રે, ખેલો મા ખોટું. ૫
છઠે છક્યો ખટરસમાં રે, શઠ સમજ્યો નહિ કાંઇ;
આઠ પોહોર એમ ઝીલે રે, માયા જળમાંહી. ૬
સાતમે સૂરત નૂરતસૂ રે, સાપવશું ખેલો;
મન ઇન્દ્રિની માયા રે, સહુ મનથી મેલો. ૭
આઠમે અખંડ વર વરીએ રે, ફરીએ નહિ ફેરા;
ધ્યાન હરિનું ધરીએ રે, ટળે તાપ અનેરા. ૮
નોમે નથી હરિ અળગા રે, જુવો ગુરુગમ જડશે;
અંતરમાં અનુભવની રે, આંખો ઊઘડશે. ૯
દશમે દશા પરવરીએ રે, વિહંગમ વાટે;
ગગનમંડલ ઘર કરીએ રે, મહાસુખ છે માટે. ૧૦
એકદશામાં આવો રે, અમૃતરસ પીવા;
તિમર ટળી જાય તારાં રે, પ્રગટે બહુ દીવા. ૧૧
દ્વાદશ આંગુલ દરશે રે, પરશે કોઇ પૂરા;
અણી અગર પર ખેલે રે, સાચા સંત શૂરા. ૧૨
તેરશે તાર ન તૂટે રે, લાગી તેશું તાળી;
ભલા ભલા મહા મુનિવર રે, રહ્યા ભાવે ભાળી. ૧૩
ચૌદશે એક ચરાચર રે, અખંડ અવિનાશી;
બાહ્યાભ્યંતર ભરિયા રે, જુવો તનમાં તપાસી. ૧૪
પૂનમે પરમાત્મા રે, પુરાણ કરી પેખો;
એમ વસે હરિ સહુમાં રે, હસ્તામલક દેખો. ૧૫
પંદર તિથિ થઈ પૂરી રે, શીખે જે ગાય;
કહે પ્રીતમ તેના પિંડમાં રે, પ્રભુ પ્રગટ થાય. ૧૬

## તિથિઓ ૫ મી–રાગ ગરબી

હરિ સ્મરણ નિશદિન કીજે, પ્રેમસુધા પ્રેમે પીજે;
તનમન સદ્દગુરુને દીજે, હરિસ્મરણ નિશદિન કીજે. ટેક૦
પડવે પડવાની કાયા, ડહાપણ નહિ ચાલે ડાહ્યા;
મૂકી દેને મનતણી માયા હરિ૦ ૧
બીજે શું બેઠો હારી, ભક્તિ ભેદ ઘણો ભારી;
સદ્દગુરુની સમજણ ન્યારી હરિ૦ ૨
ત્રીજે કોઇ નથી તારું, મૂરખ માન કહ્યું મારું;
સ્વાર્થથી સર્વે લાગે સારું હરિ૦ ૩
ચોથે ચતુરપણું તેનું, મન મોહ પામે નહિ જેનું;
રહે નિત્ત હરિ રંગમાં ભીનું હરિ૦ ૪
પાંચમે પ્રીછોને પ્રાણી, દેહ માયા જૂઠી જાણી;
સાચી પ્રીત હરિ સાથે આણી હરિ૦ ૫
છઠે છે નૌકા હરિનામ, જે બેસે તે પામે નિજધામ;
નારદ વેદ કરે ગુણગ્રામ હરિ૦ ૬
સાતમે સેતાનની વાણી, હરિથી વિમુખ હોય જે પ્રાણી;
તેનો ભાર સહું છું દુઃખ આણી હરિ૦ ૭
આઠમે અજ બોલ્યા એવું, સનકાદિક સમજી લેવું;
ભજન વિના ક્ષણુએ નવ રહેવું હરિ૦ ૮
નોમે રવિનંદન ભાખે, જે બહાનું હરિનું રાખે;
તેનું ઘર જમદૂત નવ ઝાંખે હરિ૦ ૯
દશમે દાખે ત્રિપુરારી, સૂણ ઉમિયા આનંદકારી;
સંત ચરણરજ મને પ્યારી હરિ૦ ૧૦

એકાદશે એમ કહે અવિનાશ, સુણ ઉદ્ધવ આણી ઉલ્લાસ;
મુજને વહાલા છે નિજ દાસ હરિ૦ ૧૧
દ્વાદશી દેવહુતી પ્રત્યે જ્ઞાન, એમ કહે કપિલદેવ ભગવાન;
નહિ કોઈ વહાલું સંત સમાન હરિ૦ ૧૨
તેરશે તત્ત્વ કહું તુજને, ગંગા ઇચ્છે પદરજને;
તેને તું ભાવ કરી ભજને હરિ૦ ૧૩
ચતુર્દશ લોક તણો સ્વામી, ભક્તવત્સલ અંતરજામી;
બહુ તન ગુણ બહુનામી હરિ૦ ૧૪
પૂનમે પ્રભુના ગુણ ગ્રહશે, રસનાએ કૃષ્ણ કૃષ્ણ કહેશે;
પદ્મના પત્ર પેરે રહેશે હરિ૦ ૧૫
કહે પ્રીતમ પૂરણ પ્રીતે; નિશદિન નામ જપો નીતે;
સત્સંગ કીજે શુદ્ધ ચિત્તે, હરિસ્મરણ નિશદિન કીજે. હરિ૦ ૧૬

## તિથિઓ ૬ ઠ્ઠી–રાગ ધોળ

પડવે તું પ્રથમ ચેતને, હજુ પહેલો દિન;
પૂરણ પુણ્યે પામ્યો દેહડી, કર કાંઇ સાધન
રામ સમર દિન જાય છે. ૧
બીજે તું બહુ ફેરા ફર્યો, અવતાર અનેક;
જન્મમરણની રે આપદા, પીડા પામ્યો વિશેષ રામ૦ ૨
ત્રીજે તે તૃષ્ણા ટળે નહિ, તપ્યો ત્રિવિધ તાપ;
સદ્ગુરુ સંત સેવ્યા વિના, અંગે અધિક અદાપ રામ૦ ૩
ચોથે તે ચારે ખાણનું, દુઃખ દીઠું અપાર;
ઘાટે ઘાટે ઘણો આથડ્યો, લખ ચોરાશી વાર રામ૦ ૪

પાંચમે પ્રપંચ પરહરો, ધરો હરિનું ધ્યાન;
પ્રીતસહિત પ્રભુને ભજો, તજો દેહાભિમાન રામ૦ ૫
છઠે તે ખટ ઊર્મિ તણી, આત્માને આડ;
દશ ઇન્દ્રિય, દશ દેવતા, ફરતી વિષયની વાડ રામ૦ ૬
સાતમે શોધ શરીરમાં, કરી સંયમ સોએ;
સહેજે સમાધિ પ્રગટે, અતિ આનંદ હોએ રામ૦ ૭
આઠમે ઇષ્ટ ઉપાસના, હરિગુરુની જો હોએ;
અવર બીજા સૌ પાંપલાં, રખે કરતા કોએ રામ૦ ૮
નોમે નાવ નિજ નામનું, જઈ બેઠા કોઇ જન;
સહેજે સાયર પાર પહોંચિયા, નવ પડયું પ્રેતંન* રામ૦ ૯
દશમી દશા પ્રેમભક્તિની, કર સંતશું સ્નેહ;
જે પદ દુર્લભ દેવને, પ્રાણી પામશો તેહ રામ૦ ૧૦
એકાદશીએ રે અનુભવો, જોગી જનકની વાત;
ઉદ્ધવને શ્રીકૃષ્ણે કહ્યું, શ્રીમુખે સાક્ષાત રામ૦ ૧૧
બારે બેસી રહેવું નથી, માથે મરણનું સાલ;
કોઇ ચાલ્યા કોઇ ચાલશે, કોઇ આજ ને કાલ રામ૦ ૧૨
તેરસે તારું તપાસને, શું આવશે સાથ;
જે જેમ તે તેમ ત્યાં રહે, જાવું ઠાલે હાથ રામ૦ ૧૩
ચતુર્દશી ચક્વે હુતા, મોટા સુભટ ને શૂર;
ગયા તેની ગણતરી નહિ, ભારે ભવજળ પૂર રામ૦ ૧૪
પૂનમે પ્રભુના ભજનથી, પહોંચ્યા પરમધામ;
કહે પ્રીતમ પાછા નવ ફરે, પહોંચ્યા અવિચળ ઠામ રામ.૦ ૧૫

* પ્રેતંન=પ્રયત્ન

# ૪—વાર

## વાર ૧ લો—રાગ ગરબી

આદ્ય અંત પ્રીત અંકોરે રે, અનુભવી ગુરુ ભેટે;
હૃદય સંશયગ્રંથિ રે, છેદી કરે છેટે.
સોમ સુર એક થાય રે, શુદ્ધ બુદ્ધ પ્રકાશે;
તેજપુંજ સૌ તેને રે, બ્રહ્માનંદ ભાસે.
મંગળ પદમાં ઝીલી રે, મરજીવા જોગી;
આકાશવત્ અણુ લગી રે, બ્રહ્મરસના ભોગી.
બુધે બુદ્ધિ જેની ઝીલે રે, શબ્દાતીત સાથે;
બીજ જથારથ ભાસે રે, ભૂલે નહિ ભાતે.
બૃહસ્પતિ—બ્રહ્મવિદ્ ગુરુનો રે, જેને રંગ લાગ્યો;
જીવ ઈશ્વર કેરો રે, તેનો સંશય ભાગ્યો.
શુક્રે સકળ ઘટ છાયો રે, બોલે બહુનામી;
અણુને ત્રીસમે ભાગે રે, રમે અંતરજામી.
શનિ શાખ સૌ સંતની રે, અનંતની આશે;
પોત પોતાનું પ્રીછો રે, જુઓ તત્ત્વ તપાસે.
સૌ મળીને ચોવીસ રે, પચ્ચીસમી માયા;
છવ્વીસમા પરમાત્મા રે, અક્ષરાતીત રાયા.
હરિ ગુરુ સંત પ્રસાદે રે, ટળી ચિત્તની ચોરી;
પ્રીતમને મન આનંદ રે, હરિને હાથ દોરી.

## વાર ર જો–રાગ ધોળ

આદિતવાર વિચારને, મન કરીને વિવેક;
આગે અધમ બહુ ઓધર્યા, ગ્રહી નામની ટેક.
જીભ્યાએ જપ જગદીશને. ૧
સોમે સૌમાં તે સાક્ષીરૂપ છે, અંતરજામી એહ;
મન–વાણી પહોંચે નહિ, તેશું કર્યો સ્નેહ. જીભ્યાએ૦ ૨
મંગળ પદ મહારાજનું, નિરખે નિરદોષ;
નિર્મળ જશ નારાયણના, પૂરણ આનંદ કોષ. જીભ્યાએ૦ ૩
બુધે બુદ્ધિ ભલી તેહની, મૂકે મિથ્યા માન;
રજની–દિવસ રહે ભજનમાં, ગ્રહે નિર્મળ જ્ઞાન. જીભ્યાએ૦ ૪
ગુરુએ ભજનપ્રતાપથી, જીત્યો ધ્રુવજી દાસ,
અવિચળ પદવી પામિયો, ફરી નહિ ગર્ભવાસ. જીભ્યાએ૦ ૫
શુકરે સમૃદ્ધિ ઇન્દ્રની, જેને હૃદયે છે રામ;
નામ મહામણિ જેહને, શું કલ્પ્યાનું કામ? જીભ્યાએ૦ ૬
શનિ સમજ્યે સુખ છે ઘણું, કર તત્ત્વ વિચાર;
કહે પ્રીતમ પ્રાણી પ્રીછજે, કહ્યું સાતે વાર. જીભ્યાએ૦ ૭

# ५–गुरुमहिमा

## ગુરુમહિમા ૧ લો

સાખી–પ્રથમ નમું ગુરુદેવને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહાભિમાન. ૧

તત્ત્વ સાર ત્રિલોકમાં, ગુરુ ગોવિંદજ રૂપ;
આદ્ય,અંત, મધ્ય એહ છે, હરિગુરુસંતસ્વરૂપ. ૨

**મોતીદામ છંદ**

હરિ ગુરુ સંત સદા પદ સેવું, જેનું નિત નામ નિરંતર લેવું;
ગુરુ ગોવિંદ એક રૂપ જાણ, રખે ભિન્ન ભાવ હૃદેમાં આણ.
ગુરુ ગોવિંદ થકી છે અધિક, જેની પરમારથ કારણ શીખ;
ગોવિંદના સરજ્યા પડ્યા જીવજાળ, ગુરુ તેની મુક્તિ કરે તત્કાળ.
એવા ગુરુ પૂરણ પ્રેમ દયાળ, પોતાનો જાણીને કરે પ્રતિપાળ;
ગુરુતણું જ્ઞાન ગ્રહ્યું શુકદેવ, સંસારસમુદ્ર તર્યા તતખેવ.
મળ્યા ગુરુ નારદને સુખરાશી, તો ટળી તતક્ષણમાંય ચોરાશી;
ગુરુ વિના કોઇ ન પામે પાર, જેના જશ ગાય ઉમિયાત્રિપુરાર.
વિરંચિ વ્યાસ વદે ગુરુ ઇષ્ટ, ન જાણે મહિમા પ્રાણી પાપીષ્ટ;
તેને ગુરુદ્રોહી કૃતઘ્ની કહીએ, જેણે ગુરુજ્ઞાન ગ્રહ્યું નહિ હૈયે.
ગુરુને આપ બરાબર જાણે, તેને જમદૂત વૈતરણીમાં તાણે;
ગુરુને ગાળ કાઢે તે કપૂત, તેનું મુખ સૂળે ભરે જમદૂત.
ગુરુની સેવામાં ચૂક પડાવે, તેને હરિ ચક્રની ધારે ચડાવે;
ગુરુની નિંદા સુણે નિરધાર, સીસું ગાળી રેડે શ્રવણમોઝાર.
ગુરુને ચરણે નમાવે ન શીશ, તેને શત્રુરૂપે જાણે જગદીશ;
ગુરુની સેજે જે પગ ધારે, તેને ત્રિલોકમાં કોણ ઉગારે.
ગુરુમરજાદ ન રાખે કોય, તે તો નર રણમાં રાક્ષસ હોય;
ગુરુ વિના ચાકટ જેવો સાપ, જેનું મુખ દીઠે ચડે બહુ પાપ.
ગુરુ વિના નુગરો ફરે જન જેહ, મૂઆ પછી ઢોર અવતરે તેહ;
એવું ગુરુગીતામાં કહે શિવરાય, જેને વેદશાસ્ત્ર નિરંતર ગાય.

ગુરુ બ્રહ્મ કેવળ જ્ઞાનસ્વરૂપ, જેને હૃદે આતમતત્ત્વ અનૂપ;
છે તત્ત્વ-મસીમાં અખંડ આનંદ, ત્રિગુણાતિત ટાળે ભવફંદ.
એવા ગુરુ પ્રેમે કરી જે પૂજે, તેને ઘટમાંહી ત્રિભુવન સૂઝે;
ગુરુનું પ્રેમે ચરણોદક પીધું, તેણે ત્રિલોકનું તીરથ કીધું.
પામે પ્રસાદ ગુરુનો પ્રીતે, જાણે તેણે યજ્ઞ કર્યા લક્ષ નિત્યે;
ગુરુને પ્રેમે સંતોષ પમાડ્યા, જાણે તેણે ચૌદ લોક જમાડ્યા.
ગુરુને પરકમા કરી લાગે પાય, તેને સહુ સાધન સહેજે થાય;
એવા ગુરુ જાણીને આવ્યો શરણ, નિવારો નાથ જનમ ને મરણ.
ધરી ધરી દેહ પામ્યો મહાદુઃખ, હવે હરિ આપો અવિચળ સુખ;
પીડાયો પાર વિના મહારાજ, હવે હરિ બાંહ્ય ગ્રહ્યાની લાજ.
જોશો અપરાધ અમારા ઈશ, ત્યારે કોઇ કાળે હું કેમ તરીશ;
જ્યારે નિજ માતાબાળકને મારે, ત્યારે તેને બીજું તે કોણ ઉગારે.
અભયપદ બિરદ તમારું હોય, આવે શરણે તેને હણે નહિ કોય;
તમો ગુણ ગાયે જો કર્મ ન નાસે, ત્યારે કોણ ચરણ તમારા ઉપાસે.
રવિને ઊગે રહે અંધકાર, ત્યારે તેને શીદ ઇચ્છે સંસાર;
અમૃતને પીધે જો રોગ ન જાય, ત્યારે શો અમૃતનો મહિમાય.
સુરતરુ સેવે ન ભાગે ભૂખ, ત્યારે તેને કોણ કહે સુરવૃક્ષ;
તીરથને નહાયે ન જાયે પાપ, ત્યારે શો તીરથનો પરતાપ.
પારસને પરસે ન હોએ હેમ, ત્યારે તેને પારસ કહીએ કેમ;
સિંહને શરણે જાંબુક ખાય, ત્યારે સિંહ શરણે ગયે શું થાય.
રામનામ લીધે દમે અજ્ઞાન, ત્યારે કોણ કહેશે ભલા ભગવાન;
કામક્રોધ લોભ લૂંટે જ્યારે ચોર, ત્યારે શું નાથ તમારું જોર.
ધણીમાં જ્યારે મળે નહિ ઢંગ, તેની ત્રિયા ફરે ઉઘાડે અંગ;

પતિવ્રતા નાગી પતિને લાજ, જુઓ મનમાંહી તમે મહારાજ.
પીડા પામે દાસ પ્રભુને ખોટ, અમો પર કાળ ચલાવે ચોટ;
પ્રભુનું ભજન કરે તે પીડાય, તેનો તમને બટ્ટો છે જદુરાય.
આપો નિજ ભક્તિ સંગ ઉમરાવ, હૃદે ખેડું ઉજડ ફેર વસાવ;
બેસારોને બેરખે નામ તમારું, તેણે કરી કારજ થાય અમારું.
ત્યારે ફરી નગર ન લૂંટે કોય, જ્યારે રખવાળું હરિનું હોય;
આવી પ્રભુ કરો હૃદેમાં વાસ, ત્યારે સહુ થાય અવિદ્યા નાશ.
વરતાવોને એક તમારી આણ, ઉઘાડોને રામ રતનની ખાણ;
દીનપણું દૂર કરોને જદુનાથ, હવે હરિ હેતે કરી ઝાલો હાથ.
બોલાવી પાસ બેસારો બાપ, પમાડો શીદ હવે પરિતાપ;
ભમાવો શીદ હવે ભગવાન, દયા કરી દીજે અભયપદ દાન.
નાઠે નહિ છૂટો ત્રિભુવનનાથ, ન મૂકું શ્યામ તમારો સાથ;
વેરી મેઘબિંદુ બરાબર હોય, તમારો સંગ ન મૂકું તોય.
માયાને વારો તમે રામરાય, નથી મુજને જંપવા દેતી જરાય;
કરે છે સાંધા વાંધા બહુ જોર, એવું એનું કારમું કામ કઠોર.
હરિ ગુરુ સંતમાં અંતર પાડે, જીવને લાલચ લોભ દેખાડે;
એને કોઈ જીતે મહા શૂરવીર, ડગે નહિ ધર્મધુરંધર ધીર.
સાગર સાત તે અંજલિ નીર, ગોપદ ભૂમિ ગગન સમીર;
શૂન્યમાં પૂરણ દેખે સોય, મૃત્યુ તેને અમૃતનું ફળ હોય.
જાણો કાંઈ માગશે મારી પાસ, એવું રખે રાખતા શ્રીઅવિનાશ;
રિદ્ધિ સિદ્ધિ મારે ન જોઇએ મુક્તિ, ન માગું જોગ સિદ્ધિની જુક્તિ.
ન માગું એક છત્ર રામરાજ, ઇન્દ્રતણા આસનનું શું કાજ;
ઇચ્છું નહિ અજપદ ને કૈલાસ, ન માગું ગોલોક વૈકુંઠ વાસ.

પદરજ એક ચડાવું શીશ, તમારી મહેર માયાને અધીશ;
ઇચ્છું નહિ અન્ય પદારથ કાંઇ, રાખો નિજ ચરણકમળની છાંય.
માગું પ્રેમભક્તિ સંતસંગ સાર, માગું જશ ગાવા લીલા અવતાર;
નડે નહિ કોઇ મને સંસાર, રહું નિજ નામ તણે આધાર.
પ્રીતમ પતિતઉધ્ધારણ નામ, તાર્યાં કંઈ કોટિ પામ્યા નિજધામ;
**સાખી**—સત્ય નામ પ્રભુ તમ તણું, સત પુરુષ વિચાર,
કહે પ્રીતમ શુદ્ધ ભાવશું, દીજે નિત્ય દેદાર.
ગાય, શીખે ને સાંભળે, ધરે નિરંતર ધ્યાન,
કહે પ્રીતમ નરનારમાં, નહિ કો તેજ સમાન.

## ગુરુમહિમા ૨ જો

જય ગુરુ આદ્ય નિરંજન ઈશ્વર, જય ગુરુ પરિબ્રહ્મ પરમેશ્વર.
જય ગુરુ અજ અખંડ અવિનાશી, જયગુરુ રામ સકલ ઉરવાસી.
જય ગુરુ સર્વેશ્વર સચરાચર, જય ગુરુ દેવ દયા કરુણાકર.
જય ગુરુ સાક્ષીરૂપ સતંતર, જય ગુરુ વ્યાપીક ભીતર બાહર.
જય ગુરુ તત્ત્વમસી પદ તુરીયા, જય ગુરુ ઈશ એક રસ ભરિયા.
જય ગુરુ શબ્દાતીત શુદ્ધ ચૈતન, જયગુરુ પુરણાનંદ પુરુષોત્તમ.
જય ગુરુ જ્ઞાન ધ્યાન વિજ્ઞાતા, જય ગુરુ ભક્તિ મુક્તિ કે દાતા.
જય ગુરુ જપ તપ વેદ પુરાણા, જય ગુરુ બ્રહ્મરૂપ ભગવાના.
જય ગુરુ ચતુરવીસ અવતારા, જય ગુરુ મંત્ર અધમઓધારા.
જય ગુરુ સકલ સૃષ્ટિકે કરતા, જય ગુરુ અષ્ટ યોગ કે ધરતા.
જય ગુરુ કલ્પદ્રુમ સુરસરિતા, જય ગુરુ પાવન પરમ પુનીતા.
જય ગુરુ તીરથરાજ પ્રયાગા, જય ગુરુ સંયમ વૃત વૈરાગા.

જય ગુરુ ચિંતામણિ સુરધેનુ, જય ગુરુ શિવ અજ ધર શિર રેણુ.
જય ગુરુ જગતપિતાકુ ભેટે, સંશે શોક સકલ દુઃખ મેટે.
જય ગુરુ નારદકુ સમજાયે, આયે સરણુ પરમ પદ પાયે.
વેદ વ્યાસકુ મીલે ગુરુ જબહિ, અંતર તાપ ટલે સબ તબહી
શ્રીમુખ દેવ કીયે ગુરુ જાઇ, જીવન મુક્ત ભયે નિધિ પાઇ.
પારવતી ગુરુ જબહી ચીના, અમર આત્મા તબહી કીના.
રામચંદ્ર પુરણુ બ્રહ્મ હોઇ, ગુરુ વસિષ્ઠ ઇષ્ટ કીયે સોઇ.
કૃષ્ણનામ સેહેજે અઘહરના, સો સેવે સદ્ગુરુ કે ચરના.
કાંહાં લોં કહું ગુરુકી મહિમા, પાર ન પાવે હરિહર બ્રહ્મા.
શ્રીગુરુ સુજસ કરું વિસ્તારા, હોય રસના જો અનંત અપારા.
જેસે રવિ બિન રાત ન જાઇ, ગુરુ બિનુ સુપનંતર હરી નાહિ.
ગુરુ કે ચરણ પ્રીત નહિ લાગી, સો પ્રાણી મહામંદ અભાગી.
સુકર કૂકર કાગ મિંઝારા, ગુરુકી ભક્તિ બિન ધીક અવતારા.
ઊપજે ખપે જનમ બહુવારા, ગુરુકૃપા બિન નહિ વિસ્તારા.
ગુરુનિંદાકા નર જે સંસારા, ગયે નરક સો મૂઢ ગમારા.
ગુરુ નિંદા જે સુનહી કાના, અધમ નહિ કોઈ તાહી સમાના.
શ્રી ગુરુ ચરન પાદુકા ચંપે, વાકો દોષ ત્રિભોવન કંપે.
જે ગુરુકી સેજે પગ ધારે, વાકો પાતીક કૌન નિવારે.
ગુરુ મુરજાદ ન રાખે કોઇ, અંતે બુધ્ધિ અસુર કી હોઇ.
ગુરુ કુ આપ બરાબર દેખે, તાકુ હરિ શત્રુ સમ લેખે.
સદ્ગુરુ સેવક જે સુખ પાવે, ઇન્દ્રાદિક કુ સુપને નાવે.
તનમન ધન સદન સુતદારા, સંપત પ્રીત સહિત વહેવારા.
ગુરુ ચરન નિવેદન કીજે, સરવ ભાવ લ્હાવ સુખ લીજે.

ગુરુકું બ્રહ્મરૂપ જે જોઈ, બ્રહ્મભાવે આપે બ્રહ્મ હોઇ.
તાકું દોષ લેશ નહિ કોઈ, જો સેવક સદ્‌ગુરુ કા હોઇ.
સદ્‌ગુરુ દેવ દયા જબ કરહી, સો પ્રાણી ભવસાગર તરહી.
જો સદ્‌ગુરુ પદ પ્રેમે પૂજે, તાકુ અગમ નિગમ સબ સૂઝે.
તીન કાલ કહાવે જ્ઞાના, જાને ભૂત ભવિષ વર્તમાના.
મુક્તિ ચતુરધા દાસી હોઇ, ત્રિભોવન વંદે સબ કોઈ.
સદ્‌ગુરુ શબ્દસુધારસ પીવે, ચાર પદારથકું નહિ છીવે.
ઇન્દ્ર કમલભૂ શિવ ષડાનન, ગુરુ આધાર રહે ગિરિકાનન.
સપ્ત દ્વીપ સબ સરિતા સાગર, ઉડગન ઇંદુ દેવ દિવાકર.
ગગન પવન ગુરુકે આધારા, તેજ તોય વસુધા વિસ્તારા.
સ્થાવર જંગમ જીવ હે જે તે, ગુરુ આધાર રહે સબ તે તે.
આદ્ય અંત મધ્ય હરિ ગુરુ હોઇ, ગુરુસે અવર અધિક નહિ કોઇ.
ગુરુ નારાયણ નરકે રૂપા, શબ્દ બોધમય તત્ત્વ અનુપા.
સીતલ કોમલ વચન રસાલા, કહે પ્રીતમ ગુરુ પરમ દયાલા.
સદ્‌ગુરુ ચરણકમલરજ સેવે, એસે અખંડ અભેપદ લેવે.
પ્રીતમ સોઈ પરમ પદ પાવે, જો સદ્‌ગુરુ કે શરણે આવે.
ગુરુમહિમા સુને અરુ ગાવે, સો બહોર ગર્ભવાસ ન આવે.

# ૬—चेतवणीओ

## ચેતવણી ૧ લી

રામ સમર તું રામસમર તું, રામ સકળ ઉરવાસી છે.
અંતરજામી એક નિરંતર, જેણે જગત પ્રકાશિત છે. ૧

વેદપુરાણે મહિમા મોટો, આદ્ય પુરુષ અવિનાશી છે;
ઇન્દ્રજાળનો ખેલ બનાવ્યો, અજબ તમાસો હાંસી છે. ૨
આંખતણે અણસારે નાચે, માયા જેની દાસી છે;
અંડ કટાહ ઉમર ફલ પેરે, રચના રંગવિલાસી છે. ૩
એક વાર હરિ નામ ઉચ્ચારે, કોટિ ગંગા ને કાશી છે;
સઘળાં તીરથ તેણે કીધાં, જે જન નામ ઉપાસી છે. ૪
કમળનયનનું કીર્તન કરતાં, વિશ્વ સકળ સુખરાશિ છે;
જેનું ધ્યાન ધરે શિવ ગિરિજા, ચરણસેવક કમલાસી છે. ૫
ભજન ભરોંસો જેને ન મળે, તેને લખચોરાશી છે;
ચાર ખાણનું ભટકણ ભારે, આઠે પહોર ઉદાસી છે. ૬
ધર્મરાયની તલબ ન ચૂકે, જનની પીડ્યા ખાસી છે;
હરિમારગથી વિમુખ થયા, તેને કાળકર્મની ફાંસી છે. ૭
તજી અમૃતને ઝેર પીએ, ભાઈ તેમાં શી શાબાશી છે;
પ્રીતમ પ્રભુનું ભજન કરે તો, લીલાલહેર ક્ષુધા શી છે. ૮

---

રામ સમર તું, રામ સમર તું, રામ હૃદયમાં રાખીને;
માથા ઉપર મરણ ભમે છે, કાળ રહ્યો છે તાકીને. ૧
જનમમરણનું દુઃખ જોરાવર, જીવ જુએ નહિ ઝાંખીને;
પર્વત સરખાં પાપ કર્યાં તેં, વાંકું વસમું ભાખીને. ૨
ધામધૂમ ધંધામાં ધાયો, સમજ્યો નહિ પદ સાખીને;
કર્યાં કર્મ આવીને નડશે, પાપ રહ્યું છે પાકીને. ૩
સાંચ્યું છે તે કોઈક ખાશે, પૂછી જો મધમાખીને;
આશા, તૃષ્ણા, લોભ, ઇર્ષા, કર દે સબ નાખીને. ૪

અનુભવ આંખ ઉઘાડી જોજે, મનની મહોરસ લાખીને;
આઠે પહોર રહે મતવાલો, પ્રીતમ પ્રેમરસ ચાખીને. ૫

---

રામ સમર તું, રામ સમર તું, રામ નામ ચિત્ત ધારીને;
ઘણા જન્મ પીડાયો પ્રાણી, પ્રભુનું ભજન વિસારીને. ૧
ચાર ખાણ લખચોરાશીમાં, મૂઓ તે ફાંફાં મારીને;
કહીં કોળ થયો કહીં નોળ થયો, કહીં કીટ થયો કિલકારીને ૨
કહીં પશુ થયો કહીં પંખી થયો, કહીં બેઠો પંથ પસારીને;
કહીં ભૂત થયો કહીં પ્રેત થયો, કહીં ભોવન રહ્યો ભિખારીને. ૩
હરિના હેત વિના અથડાયો, હીંડ્યો સરવસ હારીને;
દુઃખને સુખ કરી માન્યું મૂરખ, શું કહીએ અહંકારીને. ૪
આનંદનો લવલેશ મળે નહિ, શોક ઘણો સંસારીને;
કહીં માત મરે કહીં તાત મરે, કહીં ભ્રાત રુએ સુત નારીને. ૫
જમના દૂત કરે દિવાળી, લીધું સૌ લલકારીને;
જગત બેહાલ કર્યું માયાએ, જોજે જીવ વિચારીને. ૬
અચેત થઇને શું ઊંઘે છે, લે બગાડ્યું કામ સમારીને;
શરણ ગ્રહે શામળિયા કેરું, તે લેશે ઉગારીને. ૭
નજરે જોતાં નિરભે કરશે, હરશે સંકટ ભારીને;
તાતો વા નહિ લાગે તેને, જે મળશે મોરારીને. ૮
માથે ધણી કર મધુસૂદનને, મોહન મંગળકારીને;
દિનરજની હૃદયામાં રાખો, નટવર નવલ વિહારીને. ૯
નામ લગન કરો નીસવાસર, પૂરણ પ્રેમ વધારીને;
અખંડ અભેપદ તેહ પામશે, અમરપટો અધિકારીને. ૧૦

હરિસમરણ કરી થા તું સુખીઓ, અમૃત નામ ઉચ્ચારીને;
કહે પ્રીતમ સેવો સદ્‌ગુરુને, તન મન ધન સૌ વારીને. ૧૧

---

રામ સમર તું રામ સમર તું, રામ નામ શુભ સારું છે;
શેષ મહેષ જપે જોગેશ્વર, પ્રેમીજનને પ્યારું છે. ૧
રામ નામનો રંગ ન લાગ્યો, જાણો જીવ નઠારો છે;
નામ જહાજ સંસાર સિંધુ, ઊતરવાનો આરો છે. ૨
નામ અર્ક અંધકાર મિટાવે, અખિલ ભુવન ઉજિયારો છે;
રામ નામ ઉજ્જ્વળ મુક્તાફળ, હરિજન હંસનો ચારો છે. ૩
રામનામ નિજ મૂળ મંત્રનું, પંડ બ્રહ્માંડ પસારો છે;
મોહપાશમાં સર્વ પડ્યું, પણ નામ જપે તે ન્યારો છે. ૪
સ્નેહસહિત હરિનામ ઉચ્ચારે, આત્મારામ અમારો છે;
કહે પ્રીતમ નિજ નામ તત્ત્વ છે, અવર સરવ કુટારો છે. ૫

---

## ચેતવણી ૨ જી

ભજન કરી લે ધ્યાન ધરી લે, અવસર વીત્યો જાએ;
કહે પ્રીતમ ચેતી લે ચિત્તમાં, આયુષ્ય ઓછું થાએ. ૧
આયુષ્ય તારું ઓસતણું જલ, ક્ષણમાં ઊડી જાએ;
કહે પ્રીતમ મનમોદક ખાધે, ભૂંડા ભૂખ ન જાએ. ૨
માયા તે મનમોદક મિથ્યા, ધૂમ્ર તણાં જેમ ધામ;
કહે પ્રીતમ સ્વપ્નાનો વૈભવ, કશો ન આવે કામ. ૩
કથીરનું ધન કામ ન આવે, સાચું નાણું ચાલે;
કહે પ્રીતમ હીરા માણક મૂકી, કોડીને કોણ ઝાલે. ૪

કોડી તે સંસાર તણું સુખ, હીરો હરીનું નામ;
કહે પ્રીતમ પ્રીછી લે પ્રાણી, સેજે સરશે કામ. ૫
કારજ થાશે ભવદુઃખ જાશે, અનુભવ આંખ ઊઘડશે;
કહે પ્રીતમ સદ્‌ગુરુને સેવો, વસ્તુ જથારથ જડશે. ૬
જડશે ત્યારે જશે કલ્પના, માલ ઘણો છે ઘરમાં;
કહે પ્રીતમ ભટકણ સૌ ભાગે, ઓળખ આ અવસરમાં. ૭
અવસર ચેતે તે નર ઉત્તમ, વળતી શીદ વિચારે;
કહે પ્રીતમ જો દાવ ન સમજે, તો જીતી બાજી હારે. ૮
હાર્યો તે હરિ નામ વીસર્યો, માયા માંહીં ગૂંથાતો;
કહે પ્રીતમ પ્રપંચે પ્રાણી, પેટ ભરીને સૂતો. ૯
પેટ ભર્યું પામરની પેરે, પરમારથ ન પ્રીછે;
કહે પ્રીતમ કાયા તો ખોટી, અમર થવાને ઇચ્છે. ૧૦
અમર થાયે ઈશ્વર ઓળખતાં, તે સમજણ છે ન્યારી;
કહે પ્રીતમ કહિયે શું ઝાઝું, જોજે જીવ વિચારી. ૧૧
જીવપણાનું જોખમ મોટું, મરવું ને અવતરવું;
કહે પ્રીતમ કુબુદ્ધિને સંગે, લખચોરાશી ફરવું. ૧૨
લખચોરાશીનું દુઃખ દીર્ઘ, દુરમતિ તે નવ દેખે;
કહે પ્રીતમ નર નજરે આવે, પણ પુરુષ પશુને લેખે. ૧૩
પુરુષ ખરો પણ પશુનાં લક્ષણ, જીવ જનાવર જેવો;
કહે પ્રીતમ તેને શું કહીએ, મિથ્યા દોષ ન દેવો. ૧૪
દૂષણ દેવું જે કાંઈ કહેવું, માણસ હોય તે માને;
કહે પ્રીતમ અજ્ઞાની એવા, કહ્યું ધરે નહિ કાને. ૧૫
કાન ખરા પણ કશું ન સમજે, જેવો હોય તાબૂત;

કહે પ્રીતમ ચોરી ચિત્ત લીધું, વળગ્યું વિષયભૂત. ૧૬
વિષયભૂત વળગ્યું પ્રાણીને, તેને કાંઇ ન સૂઝે;
કહે પ્રીતમ ખોળું કર્યો ખાઇ, હાણ લાભ ન બૂઝે. ૧૭
જાણે નહિ જે લાભ હાણને, સ્વારથમાં સૌ ખોયું;
કહે પ્રીતમ અમરફલ ક્યાંથી, બી બાવળનું બોયું. ૧૮
પાપ કરીને પુણ્યતણું ફલ, કોણ પામ્યું છે પ્રાણી;
કહે પ્રીતમ જમરાની ઝોટો, જીવે જરા નવ જાણી. ૧૯
જાણે નહિ પણ જમ નહિ મૂકે, જેણે જગત હલાવ્યું;
કહે પ્રીતમ એમાં ન ઉધારો, કેડા મોરે આવ્યું. ૨૦
આવ્યું તે તો નહિ ઓસરે, જાવું નિશ્ચે જાણો;
કહે પ્રીતમ ખોટા સુખ સારુ, અભિમાન શું આણો. ૨૧
અભિમાન અહંકારે બુડ્યા, અનેક આગે શૂરા;
કહે પ્રીતમ સંસાર તરે તે, કોઇ પ્રભુના પૂરા. ૨૨
પૂરા નરનું એ પારખું, લક્ષણથી લેવાશે;
કહે પ્રીતમ નહિ માને તે જન, ઘણા કાલ કુટાશે. ૨૩
કુટાશે પોતાને કરમે, જૂઠ જરા નહિ ચાલે;
કહે પ્રીતમ પારસમણિ મૂકી, ગુંજાને કોણ ઝાલે. ૨૪
રામનામ ધન સારું હતું તે, પાપે પૂંજી ટાળી;
કહે પ્રીતમ કાયા નગરીને, કામ ક્રોધે પ્રજાળી. ૨૫
વિષય વહ્નિ જોરાવર કહાવે દીરઘ દાવાનલથી;
કહે પ્રીતમ કાંઇક હોલાએ, નિર્મળ જ્ઞાનજળથી. ૨૬
ખોટું હુંપદ ખરી મસાગત્ય, મિથ્યા કરે સુહાએ;
કહે પ્રીતમ કાગળ તે નાવે, પાર પડે નહિ કોઇએ. ૨૭

હરિમારગનો મર્મ ન જાણે, મૂરખ ફૂલે મનમાં;
કહે પ્રીતમ એક પલક ઠરે નહિ, તાપ ઘણેરો તનમાં. ૨૮
તાપ ટળે નહિ શાંતિ મળે નહિ, ક્ષણુએ સુખ ન થાએ;
કહે પ્રીતમ તે પાર ન પામે, ઘણા કાળ કૂટાએ. ૨૯
કાળે કૂટયા જમરે લૂંટ્યા, ચાર ખાણમાં પડીઆ;
કહે પ્રીતમ અજ્ઞાની એવા, ચોરાશી રડવડીઆ. ૩૦
રડવડતા ને કોઇ ન રાખે, કર્મતણો કૂટારો;
કહે પ્રીતમ સેવે સદ્‌ગુરુને, એ તરવાનો આરો. ૩૧
શુદ્ધ ચિત્ત સેવે સદ્‌ગુરુને, મૂકી મનનો મેલ;
કહે પ્રીતમ ભવસાગર ભૂંડો, તેને તરવો સહેલ. ૩૨
સહેલ વાતમાં કોઇક સમજે, જેનો સંશય જાએ;
કહે પ્રીતમ મનમાં મોટા, સવાશેર સૌ થાએ. ૩૩
સ્વામી થાવા સૌને ઇચ્છા, સેવક ન જડે શોધ્યો;
કહે પ્રીતમ કોઈક નર જીત્યા, જેણે મન પ્રમોધ્યો. ૩૪
મન જોરાવર કહ્યું ન માને, આડુંટેડું ચાલે;
કહે પ્રીતમ પારસમણિ મૂકી, પથ્થરને જઇ ઝાલે. ૩૫
હીરા મોતી નામ હરિનું, પથ્થર બીજી વાતો;
કહે પ્રીતમ મૃગજલ દેખીને, રખે તું પીવા ધાતો. ૩૬
ધાયા તે તો ધૂળ કમાયા, આડા થઇ અથડાયા;
કહે પ્રીતમ માયાને મુસળ, ખૂબ તરેહ ખંડાયા. ૩૭
ખંડાયા તે ખોળ્યા ન જડ્યા, આટો થઇને ઊડ્યા;
કહે પ્રીતમ સંસારસિંધુમાં, બહુ વાર તે બૂડ્યા. ૩૮
બૂડયા તેને કોણ બચાવે, આપે અવળા ચાલે;

કહે પ્રીતમ પોતાને હાથે, ફાંસી ગળામાં ઘાલે. ૩૯
મોહમાયાના મોટા ફાંસા, છે તોડયા નવ તૂટે;
કહે પ્રીતમ હરી દયા કરતો, જગતજાળથી છૂટે. ૪૦
જગતજાળ જોરાવર કહાવે, કંઇક લપેટી લીધા;
કહે પ્રીતમ માયામદ્ય પાઈ, ઘણા તે ઘાયલ કીધા. ૪૧
ઘેલપણામાં સર્વે ખોયું, કૂડું કામજ કીધું;
કહે પ્રીતમ અમૃત ઢોળીને, ઝેર હળાહળ પીધું. ૪૨
અમૃત તે ઉપદેશ ગુરુને, ઝેર અવિદ્યા જાણો;
કહે પ્રીતમ પરમાર્થ મૂકી, સ્વાર્થને શીદ તાણો. ૪૩
સ્વારથ તે સંસાર મૂળ છે, પરમાર્થ ભવ તરવું;
કહે પ્રીતમ પાખંડ તજીને, હરીનું સમરણ કરવું. ૪૪
હરિ નામ હુતાશન તણખા, કર્મ કાઠીને બાળે;
કહે પ્રીતમ પાતક મહા પ્રૌઢાં, એક પલકમાં ટાળે. ૪૫
અજામિલ અવિચળ પદ પામ્યો, નારાયણને નામે;
કહે પ્રીતમ અવગુણ ટાળીને, સનમુખ ભાળ્યું શ્યામે. ૪૬
સુંદર શ્યામ સદા સુખકારી, દાસતણું દુઃખ ટાળે;
કહે પ્રીતમ અમૃતની દષ્ટે, નિજ જન સામું ભાળે. ૪૭
સામું ભાળે ભવદુઃખ ટાળે, અટલ અભેપદ આપે;
કહે પ્રીતમ બીજાં બહુ બંધન, એક ક્ષણમાં કાપે. ૪૮
કર્મ ભરમના ફૂટારામાં, નિવૃત્તિ નવ મળે;
કહે પ્રીતમ પરવાર ન આવ્યો, પડયો માયાને વમળે. ૪૯
માયા મોહ કલ્પના મનની, તે દહાડી દુઃખ દે છે;
કહે પ્રીતમ પ્રાણી પીડાયા, સદા શોકમાં રહે છે. ૫૦

શોક ધામ વિશ્રામ નહિ, કામક્રોધ મદમાતા;
કહે પ્રીતમ સંસારપુરમાં, ગાય તે ગોથાં ખાતા. ૫
ગોથાં ખાધાં ઘણી પેરનાં, કંઇક આવ્યા ગયાને;
કહે પ્રીતમ વિસાર્યા હરિને, દેહ તણે અભિમાને. ૫
દેહતણું સુખ દીઠા સુધી, ઉપર દીસે આછું;
કહે પ્રીતમ ભીતર ભાળે તો, સૌકો નાસે પાછું. ૫
રુધિર માંસનું ચર્મ અન્ન નખ, અસ્થિ કૃમિ વીટ માત્ર;
કહે પ્રીતમ તેમાં શું મોહ્યો, કાયા ક્લેશનું પાત્ર. ૫
અવિદ્યાનું પાત્ર પંડ છે, તેશું પ્રીત ન કીજે;
કહે પ્રીતમ અહંકાર તજીને, રામ સુધારસ પીજે. ૫
રામસુધારસ પીધો પ્રેમશું, તેહ થયા અવિનાશી;
કહે પ્રીતમ સુરતરુની પેરે, સૌને તે સુખરાશી. ૫
સુખદાયક સર્વે પ્રાણીને, કોને નહિ દુઃખદાતા;
કહે પ્રીતમ તેને સૌ ઇચ્છે, વિષ્ણુ શિવ વિધાતા. ૫
શિવબ્રહ્માને દર્શન દુર્લભ, જેહ હરિના હેતકારી;
કહે પ્રીતમ તેની સમજણમાં, શું સમજે સંસારી. ૫
સંસારીની દષ્ટિ દેહ પર, દેહ કર્મને દેખે;
કહે પ્રીતમ અંતરનો અનુભવ, પ્રાણી કોઇને પેખે. ૫
પેખે ક્યાંથી પ્રાપ્તિ ન મલે, ગુરુ વિણ જ્ઞાન ન આવે;
કહે પ્રીતમ પ્રથમથી ભૂલ્યો, તેને શું સમજાવે. ૬
સમજુને શિખામણ સર્વે, મૂરખ કહ્યું ન માને;
કહે પ્રીતમ પરમાર્થ દષ્ટે, જોજો પોથી પાને. ૬
પ્રેમ વિના પ્રબોધ ન લાગે, હરિ હૈયામાં ન મળે;

કહે પ્રીતમ પીળું તું દેખે, તે પોતાને કમળો. ૬૨
કમળો તે તો કુટિલ કર્મ છે, મનને કરે મલિન;
કહે પ્રીતમ તૃષ્ણાએ પીડ્યો, રહે દીનનો દીન. ૬૩
દીન થઇને અતિ દુઃખ પામે, સેવે નહિ સદ્ગુરુને;
કહે પ્રીતમ કહીએ શું ઝાઝું, નફ્ટ નિર્લજ નરને. ૬૪
નર નારાયણ કરે પલકમાં, તે સદ્ગુરુની કૂંચી;
કહે પ્રીતમ સૌ શાસ્ત્ર પુરાણે, એહ દશા છે ઊંચી. ૬૫
ઊંચી દશાને જે અનુભવશે, તે થાએ તદ્રૂપ;
કહે પ્રીતમ પૂરણપદ પામે, પડે નહિ ભવકૂપ. ૬૬
ભવસાગર સુરભી પદ સરખો, તરતાં વાર ન લાગે;
કહે પ્રીતમ સદ્ગુરુને સેવે, તેની ભ્રાંતિ ભાગે. ૬૭
ભ્રાંતિ ભાગે અનભે જાગે, ઊઘડે સત્ય સરોજ;
કહે પ્રીતમ સેજે વશ થાએ, માયા મોહ મનોજ. ૬૮
માયા દાસી સંત તણી પણ, અવર જીવની રાણી;
કહે પ્રીતમ ક્યાંથી સુખ થાએ, ટળે ન ખેંચાતાણી. ૬૯
ખેંચાતાણી જીવનું લક્ષણ, સહેજ સ્વરૂપ હરિનું;
કહે પ્રીતમ શાન્ત ન થયું, મળવું મિત્ર અરિનું. ૭૦
સહેજપણામાં સર્વ સમૃદ્ધિ, તરણાવત ત્રિલોક;
કહે પ્રીતમ આનંદ અખંડિત, સ્વપને ન મળે શોક. ૭૧
શોક શું કરવા તેને વ્યાપે, આપે સૌનું ઇચ્છ્યું;
કહે પ્રીતમ પરમારથ ભાવે, સાર પોતાનું પ્રીછ્યું. ૭૨
પ્રીછ્યું તે પરમાણ તેહનું, જેની તૃષ્ણા તૂટી;
કહે પ્રીતમ મગ્ન થયા, તે છૂટી મર્કટ મૂઠી. ૭૩

અવની તેને થઇ આસની, મેરુ છત્રનો દંડ;
કહે પ્રીતમ ગગન ગુંજાવત, વાડીફલ બ્રહ્માંડ. ૭૪
બ્રહ્માંડ પંડની ટળી ભાવના, એક આત્મા આદરશ્યો;
કહે પ્રીતમ સચરાચર સઘળે, અમૃતનો મેહ વરસ્યો. ૭૫
અમૃત તે આનંદ પદારથ, શોક ઝેરનું મૂલ;
કહે પ્રીતમ સમઝીને લેજો, તજજો સંદેહ શૂળ ૭૬
સંશે આત્મા સત્ય વિનસતી, ગીતામાં સિદ્ધાંત;
કહે પ્રીતમ પોકારી કહે છે, શાસ્ત્ર પુરાણ ને સંત. ૭૭
સંત વિના કોણ સાચ બતાવે, પ્રપંચ પાસ ન રાખે;
કહે પ્રીતમ ભવબંધન બીજા, ક્ષણમાં કાપી નાખે. ૭૮
બંધન કાપે અતિસુખ આપે, વ્યાપે નહિ મોહ માયા;
કહે પ્રીતમ સ્થૂલ સૂક્ષ્મ કારણ, મહાકારણમાં કાયા. ૭૯
જાગૃત, સ્વપ્ન સુસુપ્તિ, તુરીયા, સર્વ જુગતી જાણે;
કહે પ્રીતમ ચેતનસાગરમાં, સંત મગ્ન થઈ માણે. ૮૦
સંત હરિ ગુરુ એક રૂપ છે, અંતર કો નવ ધરશો;
કહે પ્રીતમ તેના પદ સેવો, સંસારસાગર તરશો. ૮૧
તરશો તે સદ્‌ગુરુને શબ્દે, એમાં નહિ ઉધારો;
કહે પ્રીતમ સચરાચર ઈશ્વર, રૂપ હૃદિયામાં ધારો; ૮૨
ભૂમિની રજ પડે ભોમ પર, જો ઊડે આકાશ;
કહે પ્રીતમ જ્ઞાનીના મનમાં, ન મળે કાંઇ વિનાશ. ૮૩
ચૈતનનાં બિંદુ ચૈતનમાં, એમ હરિમાં હરિજન;
કહે પ્રીતમ કંચનમાં ભૂષણ, જુઓ વિચારી મન. ૮૪
સૂકાં પત્રને પવન ચલાવે, એમ વરતાવે દેહ;

કહે પ્રીતમ ઈશ્વરની ઇચ્છા, ભોગ ભોગવે તેહ. ૮૫
ભોગ ભોગવે રોગની પેરે, હરિશું તાર ન તૂટે;
કહે પ્રીતમ વ્યવહાર સ્વપ્નવત્, દેહ કર્મ કરી છૂટે. ૮૬
છૂટયા તે સંસારજાળથી, હાર્દ આવ્યું હાથે;
કહે પ્રીતમ શણગાર સતીને, પ્રેમ પિયુની સાથે. ૮૭
પિયુશું પ્રેમ નિરંતર જેને, તેનું દિલ નહિ ડોલે;
કહે પ્રીતમ સ્વામીની સેવા, બોલાવે તો બોલે. ૮૮
બોલે ચાલે કરે બંદગી, મનમાં મેલ ન રાખે;
કહે પ્રીતમ સ્વામીની સંગે પ્રેમ–સુધારસ ચાખે. ૮૯
પાર વિનાનાં હોય પૂતળાં દોરી કળે જેમ નાચે;
કહે પ્રીતમ દુનિયા મોહ પામે, રચનારો નવ રાચે. ૯૦
રચનારામાં અનંત કળા છે, કોણે કળી ના જાએ;
કહે પ્રીતમ સદ્ગુરુની સમશ્યા, સમજે તો સુખ થાએ. ૯૧
સુખિયો થાએ જાએ જોખમ, નિશ્ચય હરિ ભણી રાખે;
કહે પ્રીતમ હરિ કર્તા હર્તા, આપ રતી નવ રાખે. ૯૨
આપ્યું તેમાં ઘણી આપદા, અત્યંત પીડા પામે;
કહે પ્રીતમ દાસાતન આવે, તો ભક્તિરસ જામે. ૯૩
ભક્તિવશ ભગવાન રહે છે, શાસ્ત્ર પુરાણે શાખ્યો;
કહે પ્રીતમ સૌ સંત મળીને, એ વિચાર ઉર રાખ્યો. ૯૪
સદ્ગુરુ સંતકૃપાએ પામ્યો પ્રીતમ પરમ આનંદ;
કહે પ્રીતમ જે ગાય સાંભળે, બોલે જે ગોવિંદ. ૯૫

## ચેતવણી ૩ જી—છંદ ચોપાઇ

શા માટે તું સૂઇ રહ્યો છે, અચેત પામર પ્રાણી;
માથા ઉપર મરણ ભમે છે, તેની ખબર ન જાણી. ૧
મહા મોટા જોદ્ધા જોરાવર, કૂટી નાખ્યા કાળે;
ક્ષણમાત્રમાં કૂદી જાતા, સમુદ્રને એક ફાળે. ૨
જેને ચાલ્યે ધરતી ધ્રૂજે, આભ ઊંડળમાં ભરતા;
જેની ફૂંકે પર્વત ફાટે, તે નર દીઠા મરતા. ૩
મધુકૈટભને મારી નાખ્યા, દિતિસુત સંહાર્યા;
અતિ બળિયા અહંકારી આગે તેના ગર્વ ઉતાર્યા. ૪
રાવણ કુંભકરણ દુર્યોધન, કાળયવન ને કંસ;
ખપી ગયા તે ખોળ્યા ન જડ્યા, જેવા અર્કના અંશ. ૫
મધુસૂદન છે નામ હરિનું, કોઇનો મદ નવ રાખે;
કાંકરડાની પેરે તેને, કડાક કાઢી નાખે. ૬
અરે બાપડા જીવ અભાગી શીદ ફરે છે ફૂલ્યો;
મિથ્યા સુખમાં મોહી રહ્યો ને, ભજન હરિનું ભૂલ્યો. ૭
હરિ હીરો હારીને બેઠો, કૂડું કામજ કીધું;
અમૃત–રસને ઢોળી દઇને, ઝેર હળાહળ પીધું. ૮
સુરતરુ સીતાવર મૂકી, સંસાર શીમળો સવ્યો;
પથ્થર સાટે પારસ ખોયો, મૂઢ નહિ તુજ જેવો. ૯
સો ગાડાં શિખામણ દીજે, મૂરખ રતી ન રાખે;
સાર વસ્તુ તો સમજે નહિ ને, અસાર ઉરમાં નાખે. ૧૦
જાણે નહિ જે હાણ વૃદ્ધિને, તેને શું સમજાવે;

કહે પ્રીતમ ચેતી લે ચિત્તમાં ફરી અવસર નહિ આવે. ૧૧

## ચેતવણી ૪ થી

ચેત મન ચેત મન, ચેતવાની ચાલ છે;
કુડા મોરે સૌકા ચાલે, કોણ બૂઢા બાળ છે. ૧
દિવસમાં ત્રણ વાર તાકે, શિર સિંચાણો કાળ છે;
તેને ત્રાસે સૌકા કંપે, ભલા ભલાને ફાળ છે. ૨
કાયાનો છે કાચો પાયો, ધરતી વસમો ઢાળ છે;
ઘરધંધામાં સૌ ગૂંચાયું, માયાની મધલાળ છે. ૩
આજ માયા મીઠી લાગે, અંતે તો જંજાળ છે;
દાતરડાં ગળતાં તો સહેલાં, વળતાં તો વિકરાળ છે. ૪
બાપા કહીને સૌ બોલાવે, જમવા શાક દાળ છે;
સ્નેહ વધારે સુંદરી ને, રહેવા મેડી માળ છે. ૫
દુઃખવેળાએ દૂર રહેશે, જેવો તૂટે વાળ છે;
પ્રીતમના સ્વામીને સમરો, બીજું આળ પંપાળ છે. ૬

## ચેતવણી ૫ મી—રાગ ગરબો

તું તો રામ સમર નર પાપી રે, તને મનુષ્ય દેહડી આપી રે. ૧
તારા તાપ નિવાર્યા હરિએ રે, તેની ભક્તિ શે નવ કરીએ રે. ૨
પશુ ટાળીને પુરુષ કીધો રે, તેનો સાચો શરણ નવ લીધો રે. ૩
તું તો પંખી થઇને પરવરતો રે, બહુ માળા જાળામેં ફરતો રે. ૪
તું તો કાગ થઈ કળકળતો રે, તું તો રોઝ થઇને રઝળતો રે. ૫

તું ઢોર થઈને ધાતો રે, અન્ન મૂકીને ખરસલું ખાતો રે. ૬
તું તો અશ્વ થઇ અથડાતો રે, ઘાસદાણો વેળાએ ન મળતો રે. ૭
તું તો ઊંટ થઇને ભમતો રે, તું તો ભાર અપાર ઊંચકતો રે. ૮
તું તો ગ્રામ શુકર થઈ ફરતો રે, મહાપાપ કરી પેટ ભરતો રે. ૯
ઘણું ગંધર્વ થઈ અથડાતો રે, બહુ માર જગતનો ખાતો રે. ૧૦
જંબુક થઇ જંગલમાં રહેતો રે, તું તો સારઅસાર ન લેતો રે. ૧૧
મીન મગર થઈ આફળતો રે, જીવજંતુ અનંતને ગળતો રે. ૧૨
તું તો ઝાડતણો દેહ ધરતો રે, કોઈ કાપીને કટકા કરતો રે. ૧૩
કૃમિકીટ પતંગ થયો પ્રાણી રે, એમ ભટક્યો ચારે ખાણી રે. ૧૪
દુઃખ દીઠું દીનદયાળે રે, કરી કરુણા શ્રીગોપાળે રે. ૧૫
મહેર કરીને મનુષ્ય દેહ આપી રે, સૌ સંકટ નાખ્યાં કાપી રે. ૧૬
પામ્યો ભાવતા ભોગવિલાસ રે, સુત સુંદર દાસી ને દાસ રે. ૧૭
પોતાનો પડછાયો નિહાળે રે, જાણે મરવું નથી કોઇ કાળે રે. ૧૮
સિંહાસન બેઠો ફૂલીરે, દહાડા દુઃખના ગયો સૌ ભૂલી રે. ૧૯
કર્યાં કર્મ અતિ અકારાં રે, આવી મળશે તે એક વારે રે. ૨૦
બાંધી રૂંધીને જમપુર લેશે રે, બહુ માર વિવિધ પેરે દેશે રે. ૨૧
નાખે નરક અઠ્યાવીસ માંહી રે, બળ કામ નહિ આવે કાંઇ રે. ૨૨
એવું જાણીને ભજ અવિનાશી રે, ટળે ચાર ખાણ ચોરાશી રે. ૨૩
ભજ પ્રીતમ ભાવ કરીને રે, આવો અવસર ના'વે ફરીને રે. ૨૪

## ચેતવણી ૬ ઠ્ઠી–હરિ ભજવા વિષે–મોતીદામ છંદ

હવે હરિ ભજતાં રખે જીવ હારે, નહિ દેહ મનસા મળે વારેવારે;
વિષયને સ્વાદે વળગતો ફરે છે, શાને માનવી મોહ મિથ્યા ધરે છે.

જોઇ લે તપાસી નથી કોઈ કોનું, કરે છે કબાડાં થશે દુઃખ તેનું;
મળ્યાં સ્વારથી સૌ કો સુતનારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
જોતાંમાં ગયા માનવી મરણ વાટે, નથી ચેતતો મૂઢ તે કોણ માટે;
ધનધામધરણી ત્રિયાકાજ પ્રાણી, ભમે જીવ સંસારમાં ચક્ર ઘાણી;
કરે કલ્પના ભ્રમણા ચિત્તભારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
ગયા રંકરાજા મોટા ચક્રવર્તી, જેની આણ ફરતી જહાંલગી ધરતી;
ગયું બાળ જોબન તે તન તારું, નથી મૂકતો મૂરખા લોક લારુ;
ગયો બાપનો બાપ જોને વિચારી, ભજો ભાવસું કૃષ્ણ આનંદકારી.
જાણો જગતના જીવની પ્રીત જૂઠી, નથી દેખતો દુર્મતિ આંખ ફૂટી;
વાગીતાંતત્યારેસઉરોગ બુજ્યો, ચાંપ્યોકણકાચો ચડ્યો સર્વ સૂજ્યો.
સદા સદ્ગુરુ સંત કહે છે પોકારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી;
પડ્યો પામરા ખાડમાં શીદ પાછો, ગ્રહો રામના નામનો દ્રવ્યસાચો;
ખોટા ખેલમાં શું રહ્યો છું ગુંચાઇ, નથી હાથ આવે એવું કાંઇ ભાઇ;
કર્યું કારમું મોહ માટે મુરારિ, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
વળગી જીવને એક નારી નઠારી, જોડયો જૂંસરે નાથ ઘાલી કરારી;
કર્યો કામરુ દેશનો બેલ બાળા, ઘાલ્યા કંઠમાં કામના દઢ ગાળા;
છૂટે કેઇ પેરે કરીને સંસારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
રચી વિશ્વવાડી વિચિત્ર પ્રકારે, વેડ્યાં કાચાં પાકાં સૌ એકીવારે;
કોનો હર્ષધરી એ કોનો શોકકીજે, ગયા કંઇક કોટિ કોનું નામલીજે.
રાખો હૃદયામાં હરિ એકધારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
જેના નામથી ભવનું કષ્ટ ભાગે, ત્રણે તાપની આંચ એકે ન લાગે;
તથા ઘોર સંસાર તે મહાપાપી. હરિનામ ખડ્ગેનાખી જાળ કાપી.
આવ્યા શરણ લીધા અનેક ઉગારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી;

કે'તાં જીભ થાકી સુણી કાન ફૂટ્યા, હૃદે ના'વ્યું જ્ઞાન તેના રામરુઠ્યા.
વૃથા વાતમાં તું રખે દિન ખોતો, ગયો દાવ ના'વે પછી રે'શે રોતો.
પ્રભુ ભજે તેને પ્રીતમ બલિહારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.

## ચેતવણી ૭ મી–મોતીદામ છંદ

માયામોહની તે નથી કોઇની દાસી, અંતે વિખ પાશે દેશે કંઠ ફાંસી;
નાખે નીરમાં ગુલકાંટા કરીને, ભખે ભાવે તે મીન જાયે મરીને;
પાળે પશુને ખાટકી જેહ રીતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધચિત્તે.
સૂકાં અસ્થિને શ્વાન ખેંચે હજારો, લડે આથડે જાય સૂકી બિચારાં;
ત્રિયાહેમભૂમિઅર્થે જુદ્ધ કરતા, હણે માંહોમાંહીદીસે કંઇક મરતા;
ધરે જન્મને મરણ તે નિત્યનિત્યે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધચિત્તે.
પડયો જીવ જંજાળમાં જોઇ જાણી, હાથે હેડમાંહી પેઠો હર્ષ આણી;
ત્રિયા તાંસ કંઠે પગે બાળ બેડી, ભરે ભાસકી જાણજે મહેલમેડી;
દમે ધર્મદૂતો વેળા વિપરીતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધચિત્તે.
કર્યું સાચું જૂઠું ભર્યું પેટપાપે, જેવું કર્મ કીધું એવું ફળ આપે;
જેવું વાવ્યું એવું ઊગ્યું ખેતીમાંહી, ઉછેર્યા કંટાળા ફળે અંબ કાંહી;
શુભાશુભ આવી મળે સૌ અંતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધચિત્તે.
આશા તૃષ્ણા ને ઇર્ષ્યા લોભ લેહરી, વસે એકઠા પંડમાં પંચ વેરી;
દગો દિન રાત કરે રહી પાસે, ગ્રહે કેશ કાળ ત્યારે જીવ જાશે;
ભરોંસે કોને નર રહે છે નચિંતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધચિત્તે.
વિષયવાસના દાસનો દાસ કીધો, ધર્યું નામ નારી તહાંજન્મ લીધો;
ટળે આપદા જો જપી જાપ જાણે, પ્રીછે પામશે વેદશાસ્ત્રો વખાણે;

નહિ નીપજે સાર અવતાર વીતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધચિત્તે.
છેલ્લો દેહ મનુષ્યતણો પ્રેમે પામે, જુઓ જો વિચારીમહાકષ્ટ વામે;
ક્ષણુ એક માંહી મળે નાથ ગરવો, ભળે બ્રહ્મમાં તો ટળે જન્મ ધરવો;
પ્રીતમના પ્રભુને ભજો પ્રેમે પ્રીતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધચિત્તે.

## ચેતવણી ૮ મી

કહેતાં સુણતાં કહી દિન વીત્યા, તોયે ન સમજ્યું મન;
કોટિક બ્રહ્મા ખપી ગયા પણ, હજી હું પહેલો દિન. ૧
કાગલવા પૃથ્વી રચીતી, ચડી સહસ્ર જોજન;
તે દાડાનો જીવ ભમે છે, રમે રમાડે મન. ૨
બહુ હરામી કુટિલ કામી, માયા મોહ નવ ત્યાગે;
અનેક શાણા પચી મૂઆ પણ, ચૂનો પાન ન લાગે. ૩
મલિન માતુ દોદસ ધાતુ, જેહવું ઢોર હરાયું;
અનેક પેરના ભોગ ભોગવ્યા, પણ ભૂખ્યું ન ધરાયું. ૪
સુખને કાજે કરે કલ્પના, દીન થઇ આરાધે;
અગનીમાં જેમ દે આહુતિ, તેમ તેમ જ્વાળા વાધે. ૫
ઇન્દ્રતણું જઈ આસન બેઠું, અનંત અમૃત પીધું;
તોયે ગૌતમના ઘરમાં પેસી, મોટું લાંછન લીધું. ૬
બ્રહ્મા સકલ સૃષ્ટિના કર્તા, જેણે સરજ્યો આ સંસાર;
સરસ્વતી સાથે મોહ થયો, ને દેહ તજ્યો તે વાર. ૭
ભવાનીએ ભીલડીને રૂપે, શંકરને છલ પાડ્યા;
મન માયાનું કારણ મોટું, કંઇને નાચ નચાવ્યા. ૮

એકલશૃંગી વનમાં રહેતો, જન્મ તણો તે જોગી;
તેને નાર નગરમાં લાવી, ભલો વિયોગી ભોગી. ૯
ભરતખંડનો ભૂપ ભરતજી, મૃગ સાથે મન વાધ્યું;
જપ તપ સાધન કહીં ગયું, માયામાં ગોથું ખાધું. ૧૦
મીન પતંગ મૃગ કેસરી, કુંજર મધુકર કૂટાયા;
પ્રગટ પંચને વશ પડિયા, તે વસ્તીમાં લૂંટાયા. ૧૧
મનનો કોઈ વિશ્વાસ ન કરશો, મન તે છે મહા ભૂંડું;
બળે જળે ને ફરી ઉપજે, એનું પરાક્રમ ઊંડું. ૧૨
હરિની માયા મહા જોરાવર, જોરે નવ જિતાયે;
માયાપતિ મહારાજને જો, સેવે તો સુખ થાયે. ૧૩
મન ચૈતનમાં લીન કરીને, ચિત્ત ચૈતનમાં સમાવે;
નિરાલંબ થઈ રહે નિરંતર, ગર્ભવાસમાં ના આવે. ૧૪
એવી નિર્મળ ભક્તિ હરિની, ભાગ્ય હોય તેને ભાવે;
કહે પ્રીતમ તે પામે પરમપદ, ભવસંકટમાં ના આવે. ૧૫

---

## ચેતવણી ૯

સમજ મન શિખામણ કહું છું, ગુણનાં વેણ ગ્રહવાને;
કર્યાં કરમ ભોગવવાં પડશે, સુખ દુઃખ સર્વે સહેવાને. ૧
કુટુંબકબીલો કામ નહિ આવે, સગાંસહોદર કહેવાને;
આજકાલ દિન પાંચ સાતમાં, સરવે વાટે વહેવાને. ૨
મરનારાંને શીદ રડો છો, રડનારાં નથી રેવાનાં;
તોપ આગળ તૂમડાં તે, સરવે ઊડી જવાનાં. ૩
હતા નહોતા થઇ ગયા તે, રાજા રાવણ જેવાને;

કહીં ગરતમાં ગરક થયા તે, ન રહ્યા ઉત્તર દેવાને. ૪
તત્પર થઇને જો તપાસી, સહી કાર્ય સમરણ સેવાને;
આ અવસરમાં ઓળખ હરિને, માણ મહારસ મેવાને. ૫
ભાવ કરીને હરિને ભજિયે, આનંદરૂપી એવાને;
પ્રીતમના સ્વામીને સમરો, જો ઇચ્છો સુખ લેવાને. ૬

## ચેતવણી ૧૦

અવસર વીત્યો અરથ સરે નહિ, મૂરખ મન પસ્તાયે રે;
હાથ ઘસે ને શિશ હલાવે, કહો તેણે શું થાયે રે. ૧
સરોવર ફાટયું નીર ગયું પછી, પ્રાણી પાળ બંધાવે રે;
આંખો આગળ ઘર લાગે ને, કુમતિ કૂપ ખણાવે રે. ૨
ખેતર હરાયાં ખાઈ ગયાં ને, વળતી વાડ કરાવે રે;
ચિત્ત ભેળી ને રળ્યો નહિ, ક્યાં થકી કોઠાર ભરાવે રે. ૩
સાચા સંગ વિના લૂંટાયો, વળતી ગરથ ગણાવે રે;
મૂઆ પછી છે માલ ઘણો પણ, કોડી કામ ન આવે રે. ૪
ધન છતાં પણ ધરમ ન કીધું, તે પાપી પસ્તાણો રે;
જોબનમાં નહિ ભજ્યા હરિને, ફોગટ ફાંફાં જાણો રે. ૫
જે જે કરશો તે ભોગવશો, ભવસાગરમાં ભમશો રે;
બંટીનું બી વાવીને ભાઇ, કમોદ ક્યાંથી જમશો રે. ૬
વિખને વેલે અમૃતનું ફૂલ, કદી થયું છે જાણ્યું રે;
પરને પીડા ઉપજાવીને, કોણે વૈકુંઠ માણ્યું રે. ૭
માયા મોહ મદીરા પીને, કરમ કર્યાં બહુ ભાતી રે;
અંત સમે ભોગવવાં પડશે, કાલ રુંધશે છાતી રે. ૮

સમજુને શિખામણ સરવે, કટકને નહિ કહેવું રે;
અજ્ઞાની અભિમાની આગળ, મૌન ગ્રહીને રહેવું રે. ૯
સલીલ જનને શિખ ન લાગે, વાંઝ પયોધર જેવા રે;
દીઠામાં તો અતી રૂપાળા, નહિ લેવા ને દેવા રે; ૧૦
એક કહીએ તો આઠ અડાવે, અંતે રહીએ હારી રે;
પાકે કુંભ ચઢે નહિં કાના, જો જો જુગત વિચારી રે. ૧૧
હરિમાયા બલ જોઇ વિચારી, તાતા શીળા ન થૈયે રે,
કહે પ્રીતમ ચેતી લે ચિત્તમાં, રામ રંગમાં રહીએ રે. ૧૨

## ચેતવણી ૧૧

શીખે ગોખે ગાય સાંભળે, ધારણ ધરે શરીરે રે;
શબ્દ સ્વરૂપી નૌકા તેણે, તરીને આવે તીરે રે, ૧
હરિ નામનો મહિમા મોટો, મોટા જન તે જાણે રે;
અધમ જીવ અભિમાની પ્રાણી, પ્રભુ શું પ્રીત ન આણે રે. ૨
શારદ નારદ વ્યાસ વિરંચી, નેતી નિગમ વખાણે રે;
સનકાદિક શુકદેવ સરીખા, પ્રેમ મહારસ માણે રે. ૩
ધ્રુવ અંબરીષ પ્રહલ્લાદ વિભિષણ, ચંદ્રહાસ અતી શૂર રે;
જોગેશ્વર જદુ ભૂપ જનકજી, ઉદ્ધવને અક્રૂર રે. ૪
એવા ભક્ત અનંત ક્રોડ છે, પ્રીત હરિશું જેની રે;
કાલ જાલ વિકરાલ વિધનથી, રક્ષા કીધી તેહેની રે. ૫
અંબરીષ રાજા ભક્ત હરિના, દુર્વાસાએ દુઃખ દીધું રે;
ચક્ર સુદર્શન પૂંઠે લાગ્યું, જોવા સરખું કીધું રે. ૬
સનકાદિક સાધુ સમદરશી, તેને રોકી રાખ્યા રે;

વૈકુંઠમાંથી વાર ન લાગી, તરત કાઢી નાખ્યા રે. ૭
પ્રતિહારને પ્રભુજીએ કહી, શ્રીમુખ વાત વિચારી રે.
હરિજન દુભ્યાનું ફલ પામ્યા, અધમ મૂઢ અહંકારી રે. ૮
જેવો જીવતો નખ ઉતારે, તે સાલે જેમ તનમાં રે;
સાધુ સંતાપે દુઃખ લાગે, એવું મારા મનમાં રે. ૯
એક રતિ અભિમાન ન ગોઠે, અંતરજામી હરિને રે;
રાવણ રાજા રણમાં રોળ્યો, રામે રોષ ધરીને રે. ૧૦
પ્રહલાદને પીડા ઉપજાવી, હિરણ્યાકશ્યપ હાથે રે;
નરસિંહરૂપ ધરીને નાથે, પટક્યો ભૂમિ સાથે રે. ૧૧
પાંડવ પ્રભુના દાસ નિરંતર, કૌરવ પીડતા પાપી રે;
સો ભાઇઓ સાથે સંહાર્યા, અર્જુનને બલ આપી રે. ૧૨
મહેતાને મંડલીકે દૂભ્યા, મીરાંબાઇને રાણે રે;
ગયું રાજ ને થયા રઝળતા, ઠર્યા નહિ ઠેકાણે રે. ૧૩
એવી સાખ અનેક બતાવું, કહેતાં પાર ન આવે રે.
જાત ભાત હરિ કોની ન જુએ, ભજન કરે તે ભાવે રે. ૧૪
સવરી ગીધ કયું કુલ મોટું, કયું વિદુરને ધન રે;
કુબજા તે કઇ રૂપ શિરોમણિ, મોહ્યું હરિનું મન રે. ૧૫
કુંજર તે કયો વિદ્યાવાન, અજામેલ કયો આચારી રે;
કયો તે ગુણ ગુણકામાં હતો, સૂવા પઢાવત તારી રે. ૧૬
કયું તે તપ વ્રજજુવતી માંહી, વશ કીધા વનમાળી રે;
ભક્તિ ભૂધરને છે પ્યારી, રીઝે નહિ તે ટાળી રે. ૧૭
હરિજન હરિના પરમ સનેહી, લાલતણું સુખ લેશે રે;
નિંદા કરશે નર કુબુદ્ધિ, હાથ ઘસંતા રહેશે રે. ૧૮

એવું જાણી ઉરમાં આણી, ભજન કરી લ્યો ભાઇ રે;
પ્રીતમનો પ્રભુ પ્રેમસનેહી, ભક્તવત્સલ સુખદાઇ રે. ૧૯

# ૭–भक्तनामावलि

જે ગુરુદેવ દયાનિધિ સ્વામી, સકળ લોક કે અંતરજામી;
ભક્ત ભાઇજી સદ્‌ગુરુ દેવા, તનમન લાયક કરું નિજ સેવા.
ભક્ત અનેક ભયે હે આગે, જા કે નામ લીએ અઘ ભાગે;
સોળ પાર્ષદ સેવક સાચે, શ્રીપત સંગ સદા રંગ રાચે.
કમળા ગરુડ પવનસુતદાસા, હરિ કે ચરણકમળ કી આશા;
સનકાદિક નારદ શિવ બ્રહ્મા, શારદ શેષ લહે હરિ મહિમા.
ગણપતિ સુરપતિ સૂરજ ચંદા, અગમ નિગમ સમરે ગોવિંદા;
નીર સમીર ભૂમિ આકાશા, અગ્નિ આદિ સકળ હરિદાસા.
વ્યાસ વાલમિક શુક પારાશર, સનક જનક જદુ નવ જોગેશ્વર;
અમરિષ પ્રહ્‌લાદ વિભિષણ, સવરી ગીધ અગસ્ત સુતિક્ષણ.
ગયંદ મયંદ અંગદ નળ નીલા, જાંબુવાન સુગ્રીવ સુશીલા;
નંદ આદ્ય વ્રજભક્ત સમાજા, મોરધ્વજ તામ્રધ્વજ રાજા.
વિદુર સુદામા પાંડવ દાસા, ઉદ્ધવ અક્રૂર નિકટ નિવાસા;
ચંદ્રહાસ બળિ ભીષ્મ જે દેવા, રંતિદેવ અલર્ક હરિસેવા.
રામાનુજ નિમાદિત આચારજ, વિષ્ણુ શાંમ અરુ મધ્વાચારજ;
કળિમાં ભએ નામદેવ કબીરા, રોહિદાસ પીપા મતિ ધીરા;
રંકા બંકા સેના નાઇ, કેવળ કુબા ને મીરાંબાઇ;
સજનો દવા દેવાકરદાસ, રસિક મોરાર અતિ પ્રેમપ્રકાશ.

કૃષ્ણદાસ અગ્રાનંદ સુરસાગર, સુર કિશોર અરુ નરસિંહનાગર;
સુરશ્યામ પ્રેમાનંદદાસા, શ્રીધર માધો પ્રેમવિલાસા.
નંદદાસ ચતુર્ભુજ ચિત્તસ્વામી, વલ્લભ વિઠ્ઠલ અંતરજામી;
શ્રીહરિ વિસત્પા સગુનદાસા, રૂપ સનાતન કુંજ નિવાસા.
કૃષ્ણ ચૈતન નિત્યાનંદ જેહી, પ્રેમપુંજ પ્રગટ કરી દેહી;
રજ્જા વિતિ કર્મેતિ કર્મા, ગણેશ દેશલ્લ પલ્પા પરમા.
મેનાવતી સુનીતિ મદાલશા રાની, જન્મી મીરાંબાઇ સુખદાની;
દેવહુતિ આહુતિ અનસૂયા, અનુપા જગપત્ની જયંતિ શતરૂપા.
મેરુદેવિ અદિતિ રેણુકા કૌશલ્યા,સત્વતિ દેવકી જસોદા અહલ્યા;
કુંતા દ્રુપદિ મંદોદરી તારા, પદ્માવતિ સૌમિત્રા બલિદારા.
ગૌતમ ગર્ગ શતાનંદ અત્રી, વામદેવ વસિષ્ઠ જાબાલી મિત્રિ;
યાજ્ઞવલ્કય ભારદ્વાજ ભુસુંડિ, ઉર અંત હરિભક્તી અખંડી.
ભગીરથ રુકમાંગદ રાઇ, વિજેનંદ વિશ્વ સુખદાઇ;
જસુ શાંમશ્રીભટ ત્રિલોચન, પ્રેમનિધિ પરીક્ષિત દુઃખમોચન.
સુનિદેવ દેવલ સુચંદા, ભરથરી ગોપીચંદ બાજંદા;
અગ્રકિલ નાભા જન તુલસી, રામપ્રસાદ ભક્તિ હૈએ હુલસી.
ઠાકોરદાસ ભજન અનુરાગી, નારણદાસ પુરણ બડભાગી;
જુગલદાસ ભૂત ગંગા માઇ, સખી ભગવાન સદા સુખદાઇ.
ધર્મદાસ અરુ સાધુરામ, નંદલાલ સમરે નિજનામ;
સીતલદાસ આત્મારામા, સેવાદાસ સદા સુખધામા.
પ્રેમદાસ નંદરામ હરિદાસા, જનમોરાર મંગલ પદવાસા,
રણછોડ ભક્તિ દ્વારકાંદાસા રામકૃષ્ણરસ પ્રેમ પ્રકાશા.
પ્રિયાદાસ જશવંત જન જ્ઞાની, અખો ગોપાલબૂટો બ્રહ્મજ્ઞાની;

નિપટ નિરંજન રજ્જબદાહુ, સુંદર કાલુ કેશો અનાહુ.
અમૃતરાયે અનુભવનંદા, મલુક મોરાર તુલસી ગોવિંદા;
બોપદેવ ભાલણ ત્વવેત, શામ સદાધર એકનાથ સચેત.
વસનદાસ ધનરામ સુજાના, ભક્ત ભવાન વ્રજનાથ કલ્યાણા;
આનંદરામ અરુ બાલકદાસ, રત્ન ભક્ત રાજે રવિદાસ.
પ્રભુરામ ગોવિંદ ભટ્ટ ઇચ્છા, તજી અસાર સારપદ પ્રીછા;
કૂમનદાસ રામજી રંગી, કૃષ્ણદાસ જે કૃષ્ણ સુગંધી.
ચાર સંપ્રદાય બાવન દ્વારા, હરિ લીલા કે જાણનહારા;
પ્રીતમ પ્રેમ પાઠ કે અર્થે, ભક્તનામાવલિ ગાઈ ગ્રંથે.
વસુધા કાગળ સાગર સાઇ, લખે શારદા ગનપતરાઈ;
કરે વિચાર સત કલ્પ પરજંતા, સંત સુજશ પાવે નહિ અંતા.
પ્રીતમ મંદમતિ વરણે કૈસે, સાગર છીપે ઉલેચે જૈસે.

## ૮—नाममहिमा

દુહા—રામનામ અમુલખ રતન, જતન કરે જે કોય;
સુખી રહે સંસારમાં, દીન દુઃખી નવ હોય. ૧
રામ નામ શંકર જપે, ચતુરાનન અહિરાજ;
રામ નામ સમરે સદા, સદ્‌ગુરુ સંતસમાજ. ૨

છંદ મોતીદામ

એવું હરિનામ ઉચ્ચારે જેહ, સદા સુખસાગર ઝીલે તેહ;
મીઠું હરિનામ સુધાથી સાર, જપે તેના જાયે કોટી વિકાર.
જેવો અંધકારમાં આદિત્ય ભાસે, એવું કળિકાળમાં નામ પ્રકાશે;

ચિંતામણિ નામ સુરતરુ કહાવે, સેવે તેના તાપ અનેક સમાવે.
વિષયવ્યાળ કાળની જ્વાળ ન લાગે, નામ લેતાં મહાઅઘ ભાગે;
નામ આધારે રહ્યું ત્રિલોક, જપે જીવ તેના ટળે સહુ શોક;
ભારે ભવરોગ નિવારણ નામ, નાઠાને નિવાસતણો વિશ્રામ.
ભાગ્યનો ભીરુ નોધારા આધાર, એવું હરિનામ શિરોમણિ સાર;
સંસારસમુદ્ર તર્યાનું પોત, એવું હરિનામ અખંડ ઉદ્યોત.
જેનું નામ શીતળ ચંદન છાંઇ, પ્રાણી પરિતાપ ન પામે કાંઇ;
એવું હરિનામ આનંદસ્વરૂપ, મટાડે અમંગળ મંગળરૂપ.
અંતસમે નામ ઉચ્ચારે જેહ, નિશ્ચે મન દુઃખ ન પામે તેહ;
પિત્રી દેવ ગ્રહ પીડે ન કોય, જેને હરિ નામ હૃદેમાં હોય.
નામમહિમા કહ્યો નવ જાય, જેને વેદશાસ્ત્ર નિરંતર ગાય;
ગૌકોટી આપે ગંગામાં દાન, નાવે ગોવિંદના નામ સમાન.
કરે યજ્ઞ સુરસરી તીરે હજાર, નાવે હરિનામ સમાન લગાર;
ખણાવે વાપી કૂપ તડાગ, નાવે હરિનામને સહસ્રમે ભાગ.
આપે ભૂમિ હેમ કન્યાનાં દાન, ન આવે ગોવિંદના નામ સમાન;
કરે તીરથ વ્રત અનેક, નાવે હરિનામને તુલ્યે રેખ.
એવો હરિનામમહિમા અપાર, જાણે મોટા મુનિ જે જાણનહાર;
અધમ ઉદ્ધારણ નિર્મળ નામ, પતીતોને આપે અવિચળ ધામ.
અજામિલ નામથકી તર્યો પાપી, જાણે સર્વ જગત મહામુક્તિ આપી;
પીડાયો ગજરાજ પોકાર્યું નામ, ટાળ્યું તેનું સંકટ સુંદરશામ.
જાણે અજાણે ઉચ્ચારણ કીધું, તેનું જમદૂતે નામ ન લીધું;
દીનકરનંદ કહે પણ ખાકી, રખે હરિનામ લેતાં જોત ઝાંખી.
ગુણકાના અવગુણ સામું ન જોયું, તેને ધર્મરાયે પાનિયું ધોયું;

પ્રહ્‌લાદે પ્રેમે લીધું હરિનામ, હિરણ્યકશ્યપનો ફેડ્યો ઠામ.
ધ્રુવજી આકાશે જપે નિરધાર, મધ્ય લોક માંહી જપે ત્રિપુરાર;
પાતાળે નામ જપે નિત્ય શેષ, ભૂમિતણો ભાર ન લાગે લેશ.
પીંડ બ્રહ્માંડે રહ્યો રણકાર, નામે કરી શોભ્યો સઉ સંસાર;
હરિગુરુ રાધા ગોવિંદ નામ, નારાયણ કેશવ સીતારામ.
જેનાં નામરૂપ અનંત અપાર, જેના ગુણ પાવન-પરમ ઉદાર;
જેના ચરણાંબુજ કેરું નીર, ધરે શિર શંકર મહામુનિ ધીર.
એવું ચરણામૃત પીએ જે પ્રાણી, વસે વૈકુંઠ અભયપદ જાણી;
સુધાદિક ચંદન તુલસી સાર, શાળીગ્રામ શંખ ને ચક્ર ઉદાર.
ઘંટાનાદ ત્રાંબાપાત્ર શુભ સાર, એવું ચરણામૃત અષ્ટપ્રકાર;
પીએ હ્રદે હોય પ્રકાશ અપાર, મહિમા જાણે ઉમા ત્રિપુરાર.
જાણે ભક્ત ઉદ્ધવ બ્રહ્મકુમાર, જપે નામ નરસૈયો વારંવાર;
જેને ચારુ ચિહ્‌ન શોભે અંગ છાપ, તેને કોઈકાળે ન સ્પર્શે પાપ.
માળા મુદ્રા બન્ને ધરે નર જેહ, કરે સર્વ ભુવન પવિત્રજ તેહ;
ધરે જે દ્વાદશ તિલક વિશાળ, તેને ભાવે ભેટે ભક્ત પ્રતિપાળ.
હેતે હરિ મંદિર ચાલી જે જાય, તેને સત યજ્ઞતણું ફળ થાય;
હેતે હરિ મંદિર કરે સુધારે, તેનાં હરિ કોટિક વિઘ્ન નિવારે.
હેતે હરિમંદિર કરે જે દીપ, તે તો વાસ પામે સદાય સમીપ;
કરે હરિમંદિરમાં કીરતન, તેને બ્રહ્માદિક કહે ધન્ય ધન્ય.
કથા કરે હરિમંદિર મોઝાર, પામે શત ઇન્દ્રતણું સુખ સાર;
હેતે હરિમંદિર કરે જે ચિત્ર, તે તો નર પામે વિભૂતિ વિચિત્ર.
હેતે હરિદ્વારે કરે દંડવત, તેનો અવતાર કહીએ કૃતકૃત્ય;
હરિ અર્થે કરે બગીચા બાગ, વસે હરિચરણે કરી અનુરાગ.

પ્રસાદ લઈ પુષ્પ ચડાવે જે શિશ, તે તો ત્રિલોક તણો હોય ઈશ;
પ્રભાતે પામે હરિ દરશન, તેને હોય દેવ સમસ્ત પ્રસન્ન.
મધ્યાહ્નને માધવ દરશન થાય, તેનાં બહુ જન્મતણાં દુઃખ જાય;
સંધ્યા સમે દરશન પામે જેહ, સહેજે સંસાર તરે નર તેહ.
ભાવે કરી પૂજે જે ભગવતદાસ, તે તો સદા પામે હરિપુર વાસ;
એવું મહા દુર્લભ સુંદર નામ, ભજે તેને બેસે નહિ કાંઈ દામ.
મૂઢ નર નીચને શું દઈએ ગાળ, પ્રભુ તજી કરે જે આળપંપાળ;
પ્રીતમ પ્રેમે નામ જપો શ્રીરંગ, ધરી નિત્ય નેહ કરો સત્સંગ.

દુહો—સત્સંગે સુખ ઊપજે, ભજનાનંદ આનંદ;
સહેજે સહેજે સૌ ટળે, મોહ માયાના ફંદ. ૧
કળી કેવળ કીર્તન કથા, પુણ્ય ભજન હરિનામ;
ગુરુ ઈશ્વરની ઉપાસના, એ ઠરવાનો ઠામ. ૨

---

# ૯–સુડતાળો કાળ અથવા પ્રેમપ્રકાશ

દોહરો

પુરુષોત્તમ પરમાત્મા, પૂર્ણાનંદ પરિબ્રહ્મ;
સાક્ષીવત સૌમાં રહ્યા, અહો નહિ ગુણકર્મ. ૧
દેહ અસત દુઃખરૂપ જડ, ઉપજાવો આનંદ;
બહુ પેરે લીલા કરો, ગોપીવર ગોવિંદ. ૨

મોતીદામ છંદ

ગોપીવર ગોવિંદ નામ તમારું, તેણે લોપાઇ રહ્યું મન મારું;
હવે હરિ હું આવ્યો શરણ તમારી, સાંભળો સ્વામી અરજ અમારી.

હરિજન સ્ત્રી વિપ્ર ને ગાય, જ્યારે તે પૃથ્વી વિષે પીડાય;
ત્યારે તમે સહેવાતું નહિ શ્યામ, ક્ષણમાં ફેડતા દુષ્ટનો ઠામ.
હવે હરિ કાને દીધા કેમ હાથ, કોમળતા કયાં રે ગઇ જદુનાથ;
હૃદયામાં રાજ ચડી કાંઇ રીસ, નથી કેમ સામું જોતા જગદીશ.
વહાલા વા વાયો કળીનો કાંય, નિર્દય થયા નાથ ઘણું મનમાંય;
હવે કાંઇ જોર ભાગ્યું જદુવીર, થયા હશો વૃદ્ધ ન ચાલ્યું શરીર.
આવી કાંઇ ઊંઘ અઘોર અપાર, સૂતા જઈ સાગરમધ્યે મોરાર;
સૃષ્ટિનો સાંભળતા નથી શોર, કળીજુગે આવી કર્યું બહુ જોર.
પીડાયો પાર વિનાનો સંસાર, નથી કોઇ બીજો બોલણહાર;
સૃષ્ટિમાં ન કોઈ તમારો સ્નેહી, રહ્યા છો આવડું આળસ લેઈ.
હરિગુણ ગાતાં જ્યારે દુઃખ દેશે, ત્યારે કોણ નામ તમારું લેશે;
લોપાયો ધરમ થયો અનરથ, જાગો જાગો સ્વામી હવે સમરથ.
નમેરા થઇને રહ્યા શું નાથ, એમાં શું આવે તમારે હાથ;
વિશ્વમાં વ્યાપી રહ્યો છે ક્લેશ, કરે ઘણું પાપ આવી પ્રવેશ.
જગતનું જતન કરો જીવન, રચતાં પડશે પાછું પ્રેતન;
કાળ વિકરાળ ફરે છે ફોજ, લાંઠિયા લૂંડ માણે છે મોજ.
ઘણું ઘણું સંકટ પામ્યા સાધ, તેનો તમે શો દીઠો અપરાધ;
ગોવિંદ ગરીબ તણા હણનાર, દીસો દુઃખ દુર્બળને દેનાર.
બિચારા દ્રુમ તણો શો દોષ, કાપ્યાં ડાળ મૂળ કરીને રોષ;
પશુનું પાપ કશું જદુવીર, ન પામે ઘાસ દાણો ને નીર.
મરે વણખૂટયે સ્ત્રી ને બાળ, અનીતિ એવી કરે છે કાળ;
પરમાર્થ પુણ્ય ગયું પરદેશ, દયા કાંઇ દીસે નહિ લવલેશ.
રાજા અપરાધી થયા ઘણું ચોર, લૂંટાયા લોક પ્રભુ ચહુઓર;

નહિ કોઇ રક્ષાનો કરનાર, થયા ધન ત્રિયા તણા હણનાર.
ક્ષત્રી થઇ વાળવા લાગ્યા ગાય, તેને તો મ્લેચ્છ મૂકવા જાય;
ઉત્તમ મધ્યમ કરે છે કામ, બેઠાં કળી થાણાં ઠામોઠામ.
ઉઘાડીને આંખ જુઓ જગદીશ, રાખો નિજ ધર્મ તમારો ઈશ.
પ્રભુ બિરદ નોધારાના આધાર, અશર્ણાશર્ણ તમે છો મોરાર;
હવે હરિ લાજ તમારે હાથ, જેને નહિ કોઇ તેને તમે નાથ.
પાંચાળીએ જ્યારે કર્યો પોકાર, પ્રભુ ચીર પૂર્યાં ન લાગી વાર;
ધાયા સુણી આરત વાણી અવાજ, છોડાવ્યો ઝૂડ થકી ગજરાજ.
જ્યારે કાંઇ ઇન્દ્રે કર્યો બહુ કોપ, આવ્યા ત્યારે ચર્ણ સૌ વ્રજગોપ
રાખ્યાં ગૌ ગોપીગોપ સમાજ, ધર્યો ગિરિરાજ તમે મહારાજ.
કરી એકઠી શત સોળ હજાર, નરકાસુર મારી મુકાવી નાર;
પીડાયો પ્રહ્‌લાદ પોતાનો દાસ, કર્યો લક્ષ્મીવરે લાકડે વાસ.
ધર્યું ત્યાં નાથ નરસિંહરૂપ, હણ્યો હિરણ્યાક્ષ દાનવ ભૂપ;
દેવના દેવ કાળના કાળ, સદા છો સેવકના પ્રતિપાળ.
મીરાંનું ઝેર પીધું જદુવીર, ભર્યું એક નાથતણે ઘેર નીર;
એવાં કાંઇ કારજ કોટિ હજાર, કહેતાં શેષ ન પામે પાર.
વિરંચિ શંકર શારદા ગાય, વખાણે વેદ કળ્યો નવ જાય;
એની કળ કૂંચી ન જાણે કોઈ, એને સેવે તે એ જેવો હોય.
એનું મધુસૂદન એવું નામ, ચડ્યો મદ રેષ ન રાખે રામ;
એની એક દૃષ્ટિમાં સૃષ્ટિ સમાય, મીંચે પળ ત્યારે પ્રલય કહેવાય.
એને કાંઇ પુણ્ય ને પાપ ન લાગે, ચતુરાઇ કોની ન ચાલે એ આગે;
એને નહિ હરખ ને શોક લગાર, એને નહિ માયાનો મોહ સંસાર,
એથી કોઈ બીજો નહિ બળવંત, એથી કોઇ મોટો નહિ શ્રીમંત;

એથી કોઇ નહિ જુગમાં દયાળ, એથી કોઇ વાંકો નહિ વિકરાળ.
કોમળ છે અતિ કુસુમ સમાન, વજ્રથી વજ્ર ભલો ભગવાન;
તારા પ્રપંચતણો નહિ પાર, તુંથી કોઇ સાચો નહિ નિરધાર.
તારા જિવાડ્યા વિના ન જિવાય,તારું પાણી પાયા વિના ન પિવાય;
આપે જીવજંતુ અનંતને હાર, અનેક બ્રહ્માંડતણો ધરનાર.
કર્યું ક્ષીરસાગર મધ્ય મુરારિ, શેષ ફેણ ઉપર સેજ સમારી;
ધર્યો વરાહ જગત અવતાર, કપિલદેવ દત્તાત્રી સનતકુમાર.
નારાયણ ધ્રુવ પૃથુ નિરધાર, ઋષભદેવ હયગ્રીવ હરિ અવતાર.
મચ્છ કચ્છ નરસિંહ વામન, વિષ્ણુ, પરશુરામ કહીએ શ્રીકૃષ્ણ.
હંસ મનવંતર ધનવંતર જેહ, બુદ્ધ કલંકી ધરે નરદેહ;
ભૂમિ રજમધ્યે બિંદુ જો ગણાય, હરિ અવતાર કળ્યા નવ જાય.
દિસે છે દષ્ટ પદારથ જેહ, હરિને આધારે કહ્યું સહુ તેહ;
તંબૂરાના તારતણી પેરે જોય, હરિનું બોલાવ્યું બોલે સૌ કોય.
દેહ દેવળમાંહે આત્મદેવ, કરું તેની સ્નેહ ધરીને સેવ;
પ્રીતની પાતળ પ્રેમનાં ફળ, ચિત્તનું ચંદન તુળસી અમૂલ્ય.
કરું ધ્યાન ધૂપ જ્ઞાનનો દીપ, ધરું ભાવ ભોજન શ્યામ સમીપ;
રચ્યું ઘર વિશ્વ વૈરાટ વિચિત્ર, ચિતારા ચતુર ચીતરે ચિત્ર.
થાંભલો મેરુ માંડ્યો ઘર મધ્ય, રવિશશિદીપક જોત પ્રસિદ્ધ;
ભર્યા જળ ગોળા સાગર સાત, કરે છંટકાવ વાયુ વરસાદ.
બિછાનું ભૂમિતણું શુભ સાર, ચંદરવો તાણ્યો ગગનાકાર;
રાજા લક્ષ્મીવર શ્રીરણછોડ, કચેરી ભક્ત અનંત કરોડ.
બંદીજન વેદ સદા જશ ગાય, સિદ્ધિ રિદ્ધિ પ્રેમે પલોટે પાય;
દફતર લખે ગણપતિ રાય, રવિસુત નિત્ય નિમેડે ન્યાય.

કિંકરી માયા કરે અંતરાય, ધણી લગી જીવે નવ જવાય;
પ્રાણી કોઈ કરવા પામે નહિ દાદ, પ્રભુ લગી પહોંચે નહિ ફરિયાદ.
અમારી અરજ સુણાવોને કોઈ, જતો આવતો જે હરિ કને હોય;
માતા લક્ષ્મીજી થાઓ મહેરબાન, દાસની અરજ સુણાવોને કાન.
સ્વામીને સંભળાવો જઇ વાત, કૃપા કરી સામું જુઓ જગતાત;
તમારી માયા નડે છે નાથ, પીડાયો પ્રાણી તણો સૌ સાથ.
નથી કોઈને પહોંચવા દેતી ઠેઠ, વાટે વળગાડી ચડાવે વેઠ;
ભવમાં ભમાવે બારોબાર, નથી કોઇ એને દંડ દેનાર.
તમારે નામે રહે કોઇ દૂર, બાકી સૌ ચાવીને કીધા ચૂર;
આવી પડ્યો મહા મોટો કળિકાળ, કરો પ્રભુ પ્રજાતણું પ્રતિપાળ.
પૃથ્વી પર વધ્યું પાપ પરિબ્રહ્મ, વરતાયો મહા મોટો અધર્મ;
નથી કોઈ માનતું માતપિતાય, નથી કોઇ માનતું ગુરુ ને ગાય.
નથી કોઇ માનતું શાસ્ત્ર પુરાણ, નથી માનતું કોઇ કોઇની આણ;
નથી કોઇ માનતું તીરથ વ્રત, નથી કોઈ માનતું કૃત અકૃત.
નથી કોઇ માનતું જજ્ઞ ને જાગ, નથી કોઇ માનતું જોગ વૈરાગ;
નથી કોઈ માનતું તુળસીવન, નથી માનતું વિપ્ર હરિજન.
નથી કોઇ માનતું આત્મારામ, નથી કોઇ લેતું તમારું નામ;
પાપે કરી પીડાયો સંસાર, નથી ગણતું કોઇ દોષ લગાર.
વાઢ્યાં વડપીંપળ આંબાડાળ, વાઢ્યાં વૃક્ષ લીલાં રૂપ રસાળ;
તોય પ્રાણીનું ભરાયું ન પેટ, એવી કરી બહુ પ્રકારે વેઠ.
અન્નજળ મોંઘું કર્યું મહારાજ, જીવ્યાનો એક ન મળે ઇલાજ;
એવું વિપરીત કરે છે કાળ, દીસે નહિ એક દિશા નિકાલ.
દરિયામાં ડૂબવા લાગ્યું વહાણ, તમે તેને તારોને પુરુષ પુરાણ.

બીજાનું જોર ન ચાલે કાંઇ, હવે હરિ બૂડતાં ઝાલોને બાંય;
નિવારણ સંકટ સુંદિરશ્યામ, તમારું અધમઓધારણ નામ.
જેને છો રાજ તમે રખવાળ, તેને શું કરશે પાપી કાળ;
સાચો વિશ્વાસ વહાલા તમ સાથ, માથા પર નાથ તમારો હાથ.
ધરું છું એક તમારું ધ્યાન, નથી મનમાંય ભરોસો આન;
પૂજે પદપંકજ શંકર શેષ, સેવે સનકાદિક શુદ્ધ સુરેશ.
પદ નખ હીરા કેરી હાર, નવરંગ નૂપુરનો ઝમકાર;
પીતાંબર કટી કંદોરો સાર, ધર્યાં કર કંકણ કુંડળ હાર.
શશિમુખ સુંદર નેન ઉદાર, મણિમય મુગટની જોત અપાર;
વિભૂષણ અંગ અનેક વિચિત્ર, શંખ ચક્ર ગદા પદ્મ સહસ્ર.
નવઘન નીલમણિ નવકુંજ, તનમેઘ શ્યામ આનંદનો પુંજ;
કરો નિત્ય પ્રીતમને ઉરે વાસ, નથી કાંઇ બીજી અમારે આશ.
કરું ગુરુ સંતતણી સેવ કાંઇ, કોઇ જન જીવે હરિરસ ગાઈ;
તેના દાસતણો છું દાસ, પ્રેમીના પાય તળેનું ઘાસ.
ચરણની રેણુ ચડાવું શીષ, જોડી બે પાણ જાચું જગદીશ;
સંવત અઢાર સડતાળો સાર, ભાદ્રપદ ચતુરદશી બુધવાર.
સ્વામી જાનરાય સંદેસર વાસ, કહે જન પ્રીતમ પ્રેમપ્રકાશ;
શીખે ગાય સાંભળે આણી સ્નેહ, સહેજે પ્રાણી પામે પરમપદ તેહ.



# ૧૦—જ્ઞાનપ્રકાશ

દોહરા

હરિ ગુરુ સંત કૃપા કરે, હરે સકલ સંદેહ;
પુરુષ આદિ પરમાત્મા, તેશું પ્રગટે સ્નેહ. ૧
નેહ વિના હરિ નહિ મળે, કીજે કોટી ઉપાય;
બીજાં બહુ સાધન કરે, હૃદય શુદ્ધ નવ થાય. ૨
છૂટવાનો ઉદ્યમ કરે, ત્યમ ત્યમ જીવ બંધાય;
આપબળે છૂટે નહિ, છોડે ત્રિભુવન રાય. ૩
કલૌ હરિ કીર્તન કથા, પુણ્ય ભજન હરિનામ;
ઈશ્વરની ઉપાસના, એ ઠરવાનો ઠામ. ૪

મોતીદામ છંદ

ભજો બ્રહ્મ નિરંતર નામ, વિરાજે વિશ્વ ચરાચર રામ;
વિરંચિ આદિ દેહ કીટપર્યંત, બોલે બહુ રૂપ ધરી ભગવંત.
નિરંજન અંજનમાં રહ્યો આપ, જપે છે પોતે પોતાનો જાપ;
પોતે થયા સ્વામી પોતે થયા શિષ્ય, પોતે થયા રંક પોતે થયા ઈશ.
પોતે થયા મેઘ પોતે થયા મોર, પોતે શાહુકાર પોતે થયા ચોર;
પોતે થયા કાયર ને પોતે શૂર, પોતે થયા ચંચળ પોતે ચતુર.
પોતે થયા દાતા પોતે થયા દીન, પોતે ગુણવાન પોતે ગુણહીન
પ્રકાશક પોતે પોતાનુંજ રૂપ, ભાળ્યું સચરાચર બ્રહ્મ સ્વરૂપ.
માયા જગત નાખ્યો મોહની જાળ, રમે તેની ઓથે શ્રીકૃષ્ણમોરાર;
બાજીગર ખેલ બનાવે જેમ, પ્રભુ ત્રણ લોક રચે છે તેમ.
જેની માયાએ રચ્યું બ્રહ્માંડ, સપ્ત દ્વીપતણા બન્યા નવ ખંડ;

ખંડોખંડ દશે દિશાએ ગામ, ગામોગામ માંહી બન્યાં બહુ ધામ.
ધામોધામ માંહી રહે નરનાર, નારીનર નામ અનેક અપાર;
જેવો વડબીજ તણો વિસ્તાર, તેણે કરી ઢાંક્યો સહુ સંસાર.
મૃત્તિકા ખાંડ કહીએ એક, તેમાં ઘટ ગાગર ઘાટ અનેક;
સરજે પાળે સમરથ સોય, તેની ઇચ્છાએ કરી સહુ હોય.
રજોગુણે સૃષ્ટિ રચે બહુ વાર, સત્ત્વગુણે પાળે સહુ સંસાર,
તમોગુણે શિવ કરે સંહાર, રહે નિજ રૂપતણે આધાર.
જેની મર્યાદા બાંધી નવ છૂટે, જેનું ધન કોઈ કાળે નવ ખૂટે;
જેથી જળ ભૂમિ અનલ આકાશ, જેના તેજ માંહે રહ્યો પ્રકાશ.
જેનો માળી મેઘ સિંચે જળધાર, ફૂલી ફૂલવાડી તે ભાર અઢાર;
જેની રવિ ચંદ્ર વિષે રહી જ્યોત, તેને પાપ પુણ્ય ન લેપે છોત.
વિરંચિ વજીર સખા શિવરાય, જેનો કોટવાળ તે ધર્મ કહેવાય;
દ્વારામતી વૈકુંઠ નિજ દરબાર, વૃંદાવન લીલા અખંડ અપાર.
વદે વેદ શ્રુતિ ને સ્મૃતિ સાર, ચક્રવર્તી એક હરિ નિરધાર;
પ્રભુજીનો કોઇ ન પામે પાર, ખટ નવ ચૌદ ચાર અઢાર.
મોટા મુનિદેહ દમે દિનરાત, હરિનું હાર્દ ન આવે હાથ;
કોઈ પીએ દૂધ ખાએ ફળફૂલ, કોઈ ખાય કાઢીને તે કંદમૂળ.
કોઈ કરે તીરથ વ્રત અમૂલ્ય, નાવે નિજ નામ જાણ્યાને તુલ્ય;
કોઈ કરે જોગ જગનને જાગ, કોઇ ધરે વેશ વિશેષ વૈરાગ.
કોઈ તજી લૂણ અલૂણું ખાય, કોઈ તજી ધામ ઊઠી વન જાય;
કોઈ તજે ભોગતણા વિલાસ, કોઈ ફૂટે શિર મૂકે નિશ્વાસ.
કોઇ કહે ધિક્ ધિક્ આ સંસાર, કોઇ ત્રિયામાંહિ દે મન નિરધાર;
આવા કાંઇ પારવિનાના પ્રપંચ, તેણે કરી રામ ન રીઝે રંચ.

રાંકને રોટલે મળે નહિ રાજ, ફકીરને નાણે સરે નહિ કાજ;
તીરને વરસે ન પાકે ધાન્ય, જ્યાં લગી આવ્યું ન આત્મજ્ઞાન.
એ પ્રેમ શુદ્ધ હરિ ગુરુ સાથ, તેણે મળે તરત ત્રિભુવનનાથ;
જે નહિ ભક્તિ વિના ભગવાન, સાચું મન તેને સદા મહેરબાન.
તજે જેમ શંકર કાગભુશંડ, ભજે સનકાદિક સૌ મારકંડ;
ભજે શુક નારદ શારદ શેષ, ભજે બ્રહ્માદિક સિદ્ધ સુરેશ.
ભજે મુનિ માનવ દાનવ દેવ, જાણ્યા વિના જીવ કરે અહમેવ;
ન જાણે સાવ વિવેક વિચાર, ન જાણે સાર અસાર લગાર.
ન જાણે કાંઈ જૂઠ ને સાચ, ન જાણે કંચન કંકર કાચ;
માટે જડ જીવ ન જાણે કાંઇ, બોલે પરબ્રહ્મ સહુ ઘટમાંહી.
ચૈતન્ય બિંદુતણો પિંડ કીધો, મેલી મોહ ચિંતાને જીવપર સીધો;
પ્રકાશક પોતે સર્વ શરીર, મણિગણ માંહિ પરોવ્યું હીર.
હૃદયે રહી અંતઃકરણ ઉચ્ચારે, બોલે બહુ વાણી વિચિત્ર પ્રકારે;
સહેજ સહુ સોહં સોહં હોય, ગુરુગમ વિના ન જાણે કોય.
પ્રાણાયામ ધૂન કરે છે પોતે, જેની કાળ કૂંચી ન જડે જોતે;
ગુરુગમ મીન પક્ષીની ખોજ, ખોજે તેને સહજમાં એવી મોજ.
ચતુર્દશ ઉપર ષટ આકાર, દશ દલ ઉપર ષોડશ સાર;
દ્વાદલ પંકજ પત્ર હજાર, તેમાં હરિ અખંડ જોત અપાર.
પંચમુખી ગંગા વહે ભરપૂર, ચંદ્રમા આણી મેળાવે સૂર;
સુષુમ્ણા મધ્યે કરે રસપાન, સ્થિર થઇ ધરે ત્રિપુટી ધ્યાન.
એક શ્વાસ માંહી મૂકે પંચશ્વાસ, તેણે હોય વાંચ્છના મૂળ વિનાશ;
એકાવન આંગુળ ઊંડે શ્વાસ, કરે નખ શીખ સુધી પ્રકાશ.
જેવો મણિ દીપ અખંડ ઉજાસ, એમ રોમ રોમ કરે પરકાશ;

જુએ જેમ જળમાં ઉઘાડીને નયન, એવું જાણો આનંદ બ્રહ્મનું ચેન.
ચૈતન્ય બ્રહ્મ ભર્યો સૌ પાસ, વસ્તુમાં જાણો વિશ્વવિલાસ;
અંતર ટાળે સ્વતંત્ર હોય, હરિ સુખ ઝૂલે સાગર કોય.
તેણે તનમન વાણી પલટાય, જન્મ અનેક તણાં અઘ જાય;
ટળે દ્વૈતભાવ સ્વતંત્ર થાય, બિંદુમાં આવીને સિંધુ સમાય.
સ્વરૂપ વિચારે સંશયનો નાશ, પછી બ્રહ્મમાંહે કરે જઈ વાસ;
ચૈતન્ય એક થયો બહુ અંશ, વિચારીને જોતાં પોતાનો વંશ.
નથી કોઇ બીજો બોલણહાર, પિંડ બ્રહ્માંડતણો ઘડનાર;
વ્યાપી રહ્યો સઘળે સુંદરશ્યામ, નથી કોઈ નિંદવા કેરો ઠામ.
શિલા સહુ જાણોને શાલિગ્રામ, રાધાકૃષ્ણરૂપ નારી નર નામ;
તુલસીવન જાણો સહુ વનરાય, લીલા તૃણ તોડે તો સૌ દુખાય.
જેવું કોઇ આપણું અંગ મરોડે, તેવું દુઃખ થાય તૃણને તોડયે;
સરિતા સહુ ગંગારૂપે જાણ, ખાલી નથી નાથ વિના નિરવાણ.
એહ વિધિએ વેદ નગારાં વગાડે, જો ચિત્ત ચૈતન્ય માંહે લગાડે;
કુંદન એક ને ઘાટ અનેક, વિચારોને મનમાં કરી વિવેક.
જેવું પટતંત વિચારીને પેખો, જેવું જળ લહેરી દર્શન દેખો;
સૂક્ષ્મ સ્થૂળ પદારથ જેહ, હરિ વિના તૃણ ન હાલે તેહ.
હરિહરિ કહેતાં હરિરૂપ હોય, એમાં રખે આળસ રાખતા કોય;
ભજો મન ગોવિંદ આનંદરૂપ, ભજો મન સુંદરશ્યામ સ્વરૂપ.
ભજો મન રાધાવલ્લભ લાલ, ભજો મન ભક્તતણા પ્રતિપાળ;
ભજો મન જાનકી જીવન પ્રાણ, ભજો મન પાવન પ્રેમ સુજાણ.
ભજો મન કૃષ્ણ નિરંતર નામ, જેવું પ્રિય લાગે લોભી મન દામ;
જેમ વહાલું ભૂખ્યાને ભોજન હોય, તૃષાવંતને વહાલું જેમ તોય,

સાચો સ્નેહ રાખો હરિ ગુરુ સાથ, પ્રેમે કહે પ્રીતમ જોડીને હાથ;
નમો સ્વામી સેવકના પ્રતિપાલ, નમો ગુણસાગર શ્રીગોપાલ.
નમો ગોપીનાથ તે રૂપ રસાળ, નમો ગુરુદેવ દયાળ કૃપાળ;
નમો નમો અખંડાનંદ સ્વરૂપ, ભજો મન પ્રીતમ બ્રહ્મ અનૂપ.
જાચું પ્રેમભક્તિ પ્રભુનું ધ્યાન, ગાવા ગોવિંદ લીલારસ જ્ઞાન;
સંત સમાગમ આઠે જામ, આપો મને એહ સદા શ્રીરામ.
સંવત અઢાર છેંતાળી જેહ, પુરુષોત્તમ માસ પવિત્ર તેહ;
ઉજાળે પક્ષ નવમી સોમવાર, સ્વામી જાનરાય સમીપે સાર.
ઉપનો આનંદ અંગ ઉલ્લાસ, કર્યો પરિપૂરણ જ્ઞાનપ્રકાશ;
સુખે ગાય સાંભળે જે કોઈ જન, તેને કૃતાર્થ જ કહીએ ધન્ય.
બોલો નંદનંદનનો જય આજ, સહુ એક શબ્દથી ભક્તસમાજ;
સર્વ સ્થળ વાસુદેવ વસી રહે છે, જોડી જુગપાણિ પ્રીતમદાસ કહે છે.

# ૧૧–શ્રી જ્ઞાનગીતા

પ્રથમ પ્રણમું શ્રીગુરુ સ્વામીજી, સર્વ ઘટ પૂરણ અંતરજામીજી;
કહું કર જોડી ચરણ શિર નામીજી, જન્મમરણની ટાળો ખામીજી.

ઢાળ

જન્મમરણની ખામી ટાળો, ભાળો કરુણાદૃષ્ટે કરી;
દયાસિંધુ દીનબંધુ, ભક્ત હેતે નર દેહ ધરી. ૨
કોમળ વચન રસાળ રૂડાં, સાંભળતાં સુખ લીજીએ;
કૃપારૂપ સ્વરૂપ શીતળ, ચરણકમળ ચિત્ત દીજીએ. ૩
ચરણાંબુજ રૂપી નિરભે નૌકા, શુદ્ધ વિચારે સંગ જે કરે;

ઊંચ નીચ ને વરણ આવરણ, આશ્રય તે ભવનિધિ તરે. ૪
અજ્ઞાન તિમિરને ટાળવા, ગુરુ વચન તે રવિરૂપ;
અંતર ચક્ષુ અનંત પ્રગટે, પડે નહિ ભવકૂપ. ૫
ન જાણે તેનાં પાપ પૂરણ, પછી પસ્તાશે ફરી;
ગુરુવચન વિશ્વાસ નહિ જેને, અવિદ્યાએ તેની દેહ ધરી. ૬
હરિગુરુ સંતનો મોટો મહિમા, મૂઢમતિ નર નવ લહે;
અર્કને જેમ ઉલૂક ન માને, રિસાવ્યો નિશદિન રહે. ૭
દોષે કરી દેખે નહિ, આંખો ખરી પણ અંધ,
શ્રવણ ખરા પણ સાંભળે નહિ, રસના ખરી પણ રુંધ. ૮
નાક છે પણ નથી જાણો, જે વારે વારે હરિ વીસરે;
પરમ સુખને પરહરીને, કુંભીપાક કબૂલ કરે. ૯
હસ્ત છે પણ નથી જેવા, સેવા શુભ નવ આદરે;
ચરણ છે પણ નથી સરખા, સત્સંગે નવ સંચરે. ૧૦
નર દેહ ધરી ધન્ય તેહની કહીએ, જે રહે પરમ પવિત્ર;
શ્રવણ તેના સુફલ કહીએ, જે સાંભળે હરિનાં ચરિત્ર. ૧૧
નયણાં નિર્મળ કહીએ તેહનાં, જે નીરખે હરિનું નૂર;
રાગદ્વેષ ન રાખે કોઇશું, ભાવે એક ભરપૂર. ૧૨
જિહ્વા તો ધન્ય તેહની જાણો, જપે હરિનો જાપ;
આળપંપાળ ન ઉચરે, પરહરે જૂઠું પાપ. ૧૩
કૃતારથ કર કહીએ તેહના, જે સેવા શુભ કર્મ આચરે;
પાય તેહના પવિત્ર કહીએ, જે પરકંમા પ્રભુની કરે. ૧૪
આદ્ય મધ્ય અંત એક હરિગુરુ, અન્ય પદારથ સત્ય નહિ;
એવું જાણી પ્રભુ શરણ આવ્યો, અભેદાન દીજે સહિ. ૧૫

પ્રેમે પૂછું પાણિ જોડી, જે મને સંશય ઉપજ્યો;
મહારાજ નિશ્ચે કરી કીજે, નીવેડા નામ રૂપનો. ૧૬
જીવ તે શું, ઈશ્વર તે શું, માયા તે શું જગ માંય;
કેમ થયું એ કર્યાં કોણે, સમજાવો સુખ થાય. ૧૭
સંશય સર્વે સમે સિદ્ધાંતે, એવો ઉત્તર આપીએ;
કહે પ્રીતમ કરુણા કરીને, અસ્થિર મન સ્થિર થાપીએ. ૧૮

વિશ્રામ

સદ્‌ગુરુ બોલ્યા પૂરણ પ્રીતે જી, જે તેં પૂછ્યું રૂડી રીતે જી;
દૃષ્ટ પદારથ સર્વ અનિત્ય જી, આદ્ય અનાદ્યે એક હરિ સત્ય જી.

ઢાળ

આદ્ય સનાતન એક હરિ સત્ય, અખંડિત અવિનાશ;
વિશ્વમાંહી રહ્યો વ્યાપી, જેની નહિ ઉત્પત્તિ નાશ. ૨
શુદ્ધ ચૈતન્ય સાવસમરસ, બ્રહ્મસાગર રહ્યો ભરી;
મધ્યે માયા અણછતી, ને અજ્ઞાને કલ્પી કરી. ૩
વાંઝણીને જેમ કુંવર કલ્પ્યો, ઇન્દુ અમાસે જોય;
ગગનમાં જેમ કુસુમ કલ્પિત, ગાંધર્વનગર ન હોય. ૪
ધુમરનાં જેમ ધામ કલ્પિત, સસ્સા શિંગ કલ્પિત સહી;
અધ્યારોપ અપવાદ માટે, થયા વિના ફીટે નહિ. ૫
માટે સહુ માંડીને કહીએ, થયું તેનો થાપ;
જ્ઞાન વિવેક વિચારી જોતાં, એક આપોઆપ. ૬
લોષ્ઠને જડરૂપ જાણો, ચેતન થાય ચમક વડે;
કક્ અરીસો અર્ક જોગે, અણ ઇચ્છયો અગ્નિ પડે. ૭
સાગરમાં જેમ લીલ પ્રગટી, કિંચિત્ કહેવા માત્ર,

તે તણો વિસ્તાર વધ્યો, થઇ જોયાની જાત્ર. ૮
માયા અવ્યાકૃત શુદ્ધ તમોગુણ, પ્રલય અવસ્થા જેહ;
તે મધ્યે પડ્યું પ્રતિબિંબ બ્રહ્મનું, ઈશ્વર ચૈતન્ય તેહ. ૯
અહં થાઉં અનેકરૂપે, ઈશ્વરનો મોહ અહંકાર;
પ્રીતમ એણીપેરે વૃદ્ધિ પામ્યું, પુરુષ પ્રકૃતિ સાર. ૧૦

વિશ્રામ

મૂળ માયા એમ જાણો વિસ્તાર જી, ઈશ્વરસંગે બળ પામી અપારજી;
એક માયા થઇ પંચ પ્રકાર જી, શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ સાર જી.

ઢાળ

એ પંચે મહાભૂત પ્રગટ્યાં, એને છઠ્ઠો શુદ્ધ રજોગુણ રહ્યો;
હિરણ્યગર્ભ વપુ સૂત્ર આત્મા, સ્થિતિઅવસ્થાએ સ્થિર થયો. ૨
શબ્દ વૃદ્ધિ પામ્યો વિશેષે, તેનું થયું આકાશ;
સ્પર્શ વૃદ્ધિ પામ્યો વિશેષે, હવો પવન પ્રકાશ. ૩
રૂપ વૃદ્ધિ પામ્યું વિશેષે, તેનું હવું તત્ક્ષણ તેજ;
રસ વૃદ્ધિ પામ્યો વિશેષે, તેનું હવું ઉદક એજ. ૪
ગંધ વૃદ્ધિ પામ્યો વિશેષે, તેની હવી અવની એહ;
એ પંચનાં પચીશ પ્રગટ્યાં, સેળભેળ થયાં તેહ. ૫
સ્થાવર જંગમ થઈ સૃષ્ટિ, નાના મોટા ઘાટ;
ઇચ્છા ઉત્પત્તિ શુદ્ધ સાત્ત્વિક, વિશ્વ ને વૈરાટ. ૬
એ ઈશ્વરનું અંગ કહીએ, શશી સપ્તમે ભુવન;
ભાર અઢાર રોમાવલિ, રવિ શશી તે લોચન. ૭
દશ દિશા તે શ્રવણ એહના, મહાપવન નાસા વહે;
જમણે કર વિષ્ણુ ડાબે શીવજી, રુદે ચતુરાનન રહે. ૮

સાત સમુદ્ર ઉદર એનું, વદન વહ્નિ વિશાળ;
પહાડ પર્વત અસ્થિ એનાં, પાય સપ્ત પાતાલ. ૯
ઈશ્વર અંશ તે જીવ જાણો, સાગરબિંદુ જોય;
તણખા દીપ મશાલ ભડકા, ભિન્ન અગ્નિ ન હોય. ૧૦
ભોક્તા જીવ ઈશ્વર ફળદાતા, શુભ અશુભ અનુસાર;
અવિદ્યા માયાને સંગે, ભમે ભવ મોઝાર. ૧૧
કાયાકેરું જોર જામ્યું, જુગત જાણે તેહની;
પ્રીતમ પ્રીછે ભ્રાંત ભાગે, ટળે ખડભડ દેહની. ૧૨

વિશ્રામ

સાંભળો સ્વામી અરજ અમારીજી, વચન તમારાં કલ્યાણકારીજી;
વાત બ્રહ્માંડની કહી વિસ્તારીજી, આ કાયાનો ભેદ ઘણો ભારીજી.

ઢાળ

ભેદ ભારી કાયા કેરો, કોય સમજી નવ શકે;
બાહ્ય દૃષ્ટિ સર્વની પણ, ભાળે નહિ ભીતર વિષે. ૨
કોણ સંકલ્પ કરે ઘટમાં, ભૂખ તરસ કોને ત્રિષે;
કોણ અવસ્થા ભોગવે ને, જન્મમરણ કોને હશે. ૩
તમો વિના સંશય એ ટળે નહિ, સ્વામી શરણે આવિયો;
કૃપા કરીને કહો મુજને, સાંભળવા સન્મુખ રહ્યો. ૪
દયા કરી ગુરુદેવ બોલ્યા, સાંભળ શુદ્ધ ચિત્તે કરી;
પૂછ્યાનો પરિઉત્તર કહીએ, રાખજે હૃદયે ધરી. ૫
આદ્ય બ્રહ્માએ કરી સૃષ્ટિ, તેને આત્મદૃષ્ટિ ઊપજે;
કોઇ મોહ પામે નહિ, ભાવે કરી હરિને ભજે. ૬
કોણ મરે કોણ અવતરે, કોણ ધરે નાના દેહ;

માયાનો પ્રપંચ ન પીડે, સંસારશું નહિ સ્નેહ. ૭
વિરંચીએ મન વિચાર્યું, ઉપાય એક એવો કરો;
દશ ઇન્દ્રિયનાં દ્વાર અવળાં, વિષયરસ તેમાં ધરો. ૮
ત્યારે સર્વ ભૂલ્યું ભેદ માંહીં, ભીતર કોઇ ભાળે નહિ;
માટે દૃષ્ટિ બાહ્ય સર્વની, અવિદ્યાએ અટકી રહી. ૯
સંકલ્પ–વિકલ્પ ધર્મ મનનો, ભોગ કારણ બહુ કરે;
ક્ષુધા પિપાસા પ્રાણનો, તે પોતાનો અર્થ આચરે. ૧૦
ખાય પીએ જે ભક્ષ ભોજન, વાયુ વિશેષે વિધિ કરે;
પાંચ મળીને પંડ પોષે, સમજ્યાથી કારજ સરે. ૧૧
ગગનનો ભાગ જાય ગગને, પવનનો પવને મળે;
તેજનો તે તેજ માંહીં, જળનો ભાગ જળમાં ભળે. ૧૨
કઠણ ભાગ મળે અવનીકેરો, અંગથી અળગો રહે;
કોલુને દૃષ્ટાંતે કરી, જેમ કૂંચા રસ ન્યારો લહે. ૧૩
તામસનાં પંચભૂત માત્રા, રજોની ઇન્દ્રિય થાય;
ચાર અંતઃકરણ સત્ત્વગુણનાં, એ તત્ત્વ ચોવીશ કે'વાય. ૧૪
તત્ત્વ ચોવીશનું સ્થૂળ થયું, પચીશમી માયા જેહ;
છવ્વીશમું એ શુદ્ધ ચૈતન્ય, પ્રીતમ પ્રીછે તેહ. ૧૫

વિશ્રામ

સાંભળ શિષ્ય તું સરત ધરીનેજી, કહીએ જથારથ જુગત કરીનેજી
જે સમજે ભવ જાય તરીનેજી, ત્રિપુટી વર્જીત જાણ હરિનેજી

ઢાળ

તેહનું વર્ણન કરીને કહીએ, ત્રિપુટી પર અવિનાશ
અચળ અમળ અખંડ અદ્વૈત, પરમ જ્યોત પ્રકાશ. ૨

સુખનું સુખ સિદ્ધાંત સૌનું, સમજે સંત સધીર;
દેહ ભાવ ભાસે નહિ, આપે તે આતમ શરીર. ૩
ત્રિપુટી તજતાં જથારથ દીસે, જેમ છે તેમ લહેવાય;
ભિન્ન ભિન્ન ભાસે છે બહુધા, સમજે સમરસ થાય. ૪
શ્રવણ ઇન્દ્રિય શબ્દ વિષય, દીગ દેવ કહેવાય;
ત્રિધા ચૈતન્ય ત્રિધા વૃત્તિ, ત્રિગુણ છે તે માંય. ૫
ત્વચા ઇન્દ્રિય વિષય સ્પર્શ, મારુત દેવ કહેવાય;
ત્રિધા ચૈતન્ય ત્રિધા વૃત્તિ, ત્રિગુણ છે તે માંય. ૬
નેત્ર ઇન્દ્રિય રૂપ વિષય, સૂરજ દેવ કહેવાય;
જિહ્વા ઇન્દ્રિય રસ વિષય, વરુણ દેવ કહેવાય. ૭
નાસા ઇન્દ્રિય ગંધ વિષય, પૃથ્વીદેવ કહેવાય;
વદન ઇન્દ્રિય વિષય વાણી, વહ્નિ દેવ કહેવાય. ૮
પાણ ઇન્દ્રિય વિષય કારજ, ઇન્દ્રદેવ કહેવાય;
ચરણ ઇન્દ્રિય વિષય ચાલવું, વિષ્ણુદેવ કહેવાય. ૯
ઉપસ્થ ઇન્દ્રિય વિષય આનંદ, પ્રજસ[૧] દેવ કહેવાય;
ગુદા ઇન્દ્રિય વિષય ક્રિયા, યમદેવ કહેવાય. ૧૦
મન ઇન્દ્રિય વિષય વિકલ્પ, ચંદ્રદેવ કહેવાય;
ચૈતન્યને આભાસે ભાસે, સમજે સંશય જાય.
બુદ્ધિ ઇન્દ્રિય નિશ્ચય વિષય, બ્રહ્મા દેવ કહેવાય. ૧૧
ચિત્ત ઇન્દ્રિય વિષય ચિંતન, વાસુદેવ કહેવાય;
અહંકાર ઇન્દ્રિય ગર્વ વિષય, રુદ્રદેવ કહેવાય. ૧૨
ચૌદ ઇન્દ્રિય ચૌદ વિષય, ચૌદ દેવ કહેવાય;

૧ પ્રજાપતિ

ગ્રંથ અનેકમાં સાખ એહની, વેદશાસ્ત્ર સૌ ગાય. ૧૩
જ્ઞાન વિવેક વિચારી જોતાં, ઊપજે નહિ દુઃખ દ્વંદ્વ;
પ્રીતમ કહીએ કમળની ગતિ, પ્રકટે પરમાનંદ. ૧૪

વિશ્રામ

કાયા કમળનો કહું વિસ્તારજી, જે જાણેથી હોય નિસ્તારજી;
પ્રીછે આવે ભવનો પાર જી, ગુરુગમે કરીએ વસ્તુ વિચારજી. ૧

ઢાળ

વસ્તુવિચાર કરીને જોતાં, ટળે ત્રિવિધિ તાપ;
અનભે આનંદ અધિક પ્રગટે, આવે સુખ અમાપ. ૨
મૂળદ્વાર દળ ચાર પાંખડી, દેવ ગણેશનો વાસ;
ખટસેં નિત્ય અજપા ઊઠે, સૂક્ષ્મ જ્યોત પ્રકાશ. ૩
લિંગ ચક્ર કંજ ખટ પાંખડી, તેમાં બ્રહ્મા આપ;
ઝગમગ ઝગમગ જ્યોત જેની, ખટ સહસ્ત્ર થાય જાપ. ૪
મણિપુરચક્ર નાભિ કમળદળ દશ, ત્યાં વિષ્ણુનો વાસ;
અજપા ખટ સહસ્ત્ર નિત્યે, પૂરણ જ્યોત પ્રકાશ. ૫
હૃદે અનાહત રહે સદાશિવ, કમળ દ્વાદશ પત્ર;
જ્યોતિરૂપ સ્વરૂપ સુંદર, અજપા ખટ સહસ્ત્ર. ૬
કંઠ વિશુદ્ધ ષોડશ પાંખડી, જીવરૂપ ત્યાં જોય;
સહસ્ત્ર અજપા થાય નિત્યે, સહસ્ત્ર ગુરુસંગ હોય. ૭
અગ્નિ ચક્ર ભ્રૂમધ્યે ભણીએ, દ્વિદળ અંબુજ આકાર;
શુદ્ધ ચૈતન્ય જ્યોત નિર્મળ, સહસ્ત્ર અજપા સાર. ૮
શીશકમળ દળ સહસ્ત્ર કેરું, ધ્વની અનાહત હોય;
બ્રહ્મરંધ્રનો ભેદ ભારી, જાણે જોગી કોય. ૯

તત્ત્વમસી તુરીયાપદ કહીએ, ગુણ માયા અવસ્થારહિત;
જાગ્રત સ્વમ સુષુપ્તિ ને, વાસના લિંગરહિત. ૧૦
જાગ્રત જાણે નેત્ર વાસો, સ્થૂળ ભોગ વિશ્વાભિમાન;
દીઠું વિચાર્યું સાંભળ્યું, સ્ફુરે સુપન નિદાન. ૧૧
સ્વમ અવસ્થા કંઠ વાસો, ભાસે મિથ્યા ભોગ;
ચૈતન્ય તેજસ અભિમાની, લિંગ શરીરને જોગ. ૧૨
સુષુપ્તિમાં શમે વૃત્તિ, હૃદેમાં હોય લીન;
આનંદ ભોગ ને પ્રાજ્ઞ ભોક્તા, સહજાનંદ સુખચેન. ૧૩
ઈશ્વર ચૈતન્ય પ્રાજ્ઞ એકતા, પ્રલય સુષુપ્તિ એક;
સુત્રાત્મા તૈજસ એકતા, ક્રિયા ભિન્ન વિવેક. ૧૪
વિશ્વાભિમાની વૈશ્વાનર અનન્ય, એને એકતા જોય;
પ્રીતમ પ્રીછે રૂપ પોતાનું, તો હરિશું એકરસ હોય. ૧૫

### વિશ્રામ

સઘળે સરખો એકરસ જાણોજી, વેદ વચન તે સત્ય પ્રમાણોજી;
એ અનુભવ તે ઉરમાં આણોજી; મુક્ત થઇને મહારસ માણોજી.૧

### ઢાળ

મુક્ત થઇને માણે મહાસુખ, મૂકે મિથ્યા માન;
હું મારું હૃદેથી તજતાં, થાએ બ્રહ્મસમાન. ૨
ગર્વે ઘણા નર ગયા અધવચ, ડૂબ્યા ભવસંસાર
કુશળ ઇચ્છો આપણું, તો મૂકો માન અહંકાર. ૩
સમજ્યાનું સિદ્ધાંત એ છે, જે ટાળવું તિમિર અજ્ઞાન;
શત્રુ બીજા છે ઘણા, પણ નહિ ગર્વ સમાન. ૪
કોઇ કહેશે જે કહ્યું હમણાં, જોડીને એ જુક્ત;

આગે અનેક સમજ્યા તે બોલ્યા, મોટા જીવન્મુક્ત. ૫
શબ્દ વિચારી જોશે જે જન, સમજીને ગ્રહશે સાર;
ઊંચ નીચનું નથી અંતર, પ્રીછે પામે પાર. ૬
થોડા માંહી ઘણું કહ્યું છે, સમજે સરશે કામ;
શ્રીગુરુ ચરણ સરોજ ભજતાં, પામે મન વિશ્રામ. ૭
ગુરુકૃપા વિના ન હોય જથારથ, જો કરે કોટિ ઉપાય;
ફરી ફરી અટકે આવરણમાં, જીવદશા નવ જાય. ૮
કૃપા કરે ગુરુદેવ દયાનિધિ, તો ભવ ભટકાણ ભાગે;
આ સંસાર અર્ણવ દુઃખદાયી, તરતાં વાર ન લાગે. ૯
આપ બળે કેમ સિંધુ તરીએ, નિરભે નૌકા સાથ;
મહેનત મમતા ટળે તેહની, મળે પારસમણિ હાથ. ૧૦
એમ મહામણિ જ્ઞાનગીતા, જ્ઞાન ગુણભંડાર;
સુરત ધરીને સાંભળે તો, ટળે દુઃખ સંસાર. ૧૧
પય સાકર પૂરણ પીએ તે, પ્રેમે થાયે પુષ્ટ;
તેજ પય પન્નગ પીએ તો, હોય ગરલ ઉત્કૃષ્ટ. ૧૨
માટે મન વિચારી લેજો, સમજ્યાનો છે અરથ;
શ્રદ્ધાવંતને સ્નેહ કહીએ, ગ્રહશે તે સમરથ. ૧૩
જિજ્ઞાસુને જુગતે કહીએ, આણી હરખ અપાર;
અણ અધિકારી સાંભળે તો, વાધે દોષ વિકાર. ૧૪
હરિગુરુ સંતની હોય ભક્તિ, અથવા નર કહેનાર;
તેણે એ ભણવું સાંભળવું, પામે પદ નિરધાર. ૧૫
હરિગુરુ સંત પ્રસાદે પામ્યો, પ્રીતમ પરમ આનંદ;
કૃતકૃત્ય ધન્ય ધન્ય થયો તે, કૃપા ગુરુ ગોવિંદ. ૧૬

સંદેસરમાં સાધુ સંગે, દયા હરિ ગુરુની થઇ;
કમળ લોચન કુંજવિહારી, કૃપાદષ્ટે ભાળ્યું સહી. ૧૭
શુદ્ધ ચૈતન્ય સકળ વ્યાપક, ગુરુવચને સાચું લહ્યું,
મન વાણીના પ્રેરક પોતે, ઉપજાવ્યું એવું લહ્યું. ૧૮
સંવત ૧૮૪૧ના વરસે, અશાડ વદ દ્વિતીયા રવિવાર;
જ્ઞાનગીતા થઈ પુરણ, પ્રીતમ પરમપદ સાર. ૧૯

# १२–सरसगीता

## વિશ્રામ ૧ લો

ગુરુનું ધ્યાન ધરી, હરિગુણ ગાઇશું;
પ્રીતે રસ પ્રેમકથા, પ્રેમીને પાઇશું. ૧
આગે જન અનેક થયા, વાણી વિસ્તાર છે;
લીલા રસ સિંધુ સુધા, અનંત અપાર છે. ૨
ઝીલ્યા જન મુક્ત થઈ, અભે અભિલાખમાં;
તેણે રસ પૂરણ પીધો, છક્યા તે છાકમાં. ૩
યથામતિ જેવી જેની, તેવું તે ઉચર્યા;
ભજ્યા જેણે ભક્તિભાવે, તે તો નિશ્ચે તર્યા. ૪
ઉદ્ધવના માન માટે, વિચાર્યું શ્રી કૃષ્ણજી;
એને વ્રજ મોકલું વેગે, પોતે કર્યો પ્રશ્નજી. ૫
માતાને પુત્ર પ્રિય, પૂઠે ફરે નિહાળવા;
ઉપાય અનેક કરે, રોગને ટાળવા. ૬

એવા જન હરિને વહાલા, બાળવે જોઇને,
જરા અભિમાન આવે, નાખે વિષ ઘોઇને. ૭
ઉદ્ધવજી એક મારી, ચિત્ત ધરો વાતડી;
વૃંદાવન રાસ રચ્યો, શરદની રાતડી. ૮
તે તો સુખ સાંભરે મને, તમને શું કહું;
જાણે તે વ્રજની નારી, મન સમજી રહું. ૯
ગોપીજન આત્મા મારો, નિમિષ ન વીસરે;
મુજને મળવા માટે, સહુ સૂનાં ફરે. ૧૦
તેઓને જ્ઞાન કરી, ઘણું સમજાવજો;
સૌના સંશય ટળે, એવું કરી આવજો. ૧૧
મારાં માત-તાત કહીએ, જસોદા નંદજી;
તેણે બહુ લાડ લડાવ્યાં, અતિ આનંદજી. ૧૨
વ્રજજન સૌ સ્નેહી, ચિત્તમાં ચહાય છે;
અમો જે દિનના આવ્યા, દુઃખી બહુ થાય છે. ૧૩
આવ્યા અમો અવધ કરી, ફરીને ગયા નહિ;
વિજોગે પીડા પામે, સુખ આપો જઇ. ૧૪
મુગટ કુંડળ માળા, આભૂષણ અંગનાં;
નિજ રથ બેસવા આપ્યો, ચેન શ્રીરંગનાં. ૧૫

સાખી

ઉદ્ધવને આપી આજ્ઞા, વેગે કરો વ્રજ પ્રવેશ;
પ્રેમસ્નેહી સુંદરી, આપો હિત ઉપદેશ. ૧૬
તમો સરવે સધીર છો, જ્ઞાનવાન પરિમાણ;
પ્રમોદો વ્રજ જોસીતા, ઉદ્ધવ ચતુર સુજાણ. ૧૭

## વિશ્રામ ૨ જો

ઉદ્ધવે આજ્ઞા માગી, રથ બેઠા જઇ;
વેગે વ્રજ પંથ પળ્યા, જોવાની ઇચ્છા થઇ. ૧
સંધ્યા સમે સુરભી સંગે, સુખે ત્યહાં આવિયા;
જસોદાએ દીઠા જ્યારે, ભલા મન ભાવિયા. ૨
નંદજી ભેટ્યા ભાવે, આસન આપિયાં.
દયા કરી દીન જાણી, દુઃખડાં કાપિયાં. ૩
શંકરષણ શ્યામ સુખી, કહો તે શું કરે;
ઉગ્રસેન અન્ય જાદવ, કેવા આનંદ ધરે. ૪
ઉદ્ધવ કહે સૌ સુખી, તમ પરસાદથી;
જેમ ગજ વૃંદ નાસે, સિંહના નાદથી. ૫
એમ દુઃખ દીર્ઘ નાઠાં, દીઠા હળધર હરિ;
મધુપુર નરનારી, સુખ શોભા ધરી. ૬
નંદ આનંદ પામ્યા, સુજશ સાંભળી;
જેને એ ભેટ્યો ભાવે, તેની વેળા વળી. ૭
રૂડી રસોઇ કીધી, જસોદાએ જુક્તશું;
ભાવેથી ભોજન કર્યું, સાકર ને દૂધશું. ૮
પ્રેમે પલંગ બિછાવી, બેઠાં બીડલાં કરે;
અન્યો અન્ય ઉદ્ધવ નંદ, લેઇ મુખમાં ધરે. ૯
જસોદા પૂછે પ્રીતે, ખબર લાલની;
જાદવ જુગતી શું જાણે, ગત ગોપાળની. ૧૦
સ્વરૂપવંત કીધી, કંસની સેવકી;
બહુ બડભાગી કહીએ, વસુદેવ દેવકી. ૧૧

એહનાં અટપટાં લક્ષણ, બાળપણે બહુ;
વ્રજવધૂ સર્વે સાંખ્યું, હેતે હસિયાં સહુ. ૧૨
અમે પુત્ર ભાવે ભાળ્યો, આેઢણી આેઢતો;
પ્રીતે પયપાન કરી, પારણે પોઢતો. ૧૩
એણે સ્તનપાન કરી, મારી તે પૂતના;
કંઈના પ્રાણ હર્યા, કંસના દૂતના. ૧૪
શકટાસુર અસુર એવો, આવ્યો અમ બારણે;
અમે તો કાંઇ ના જાણ્યું, પોઢ્યા પારણે. ૧૫
તેહને પદપ્રહાર કરી, પ્રાણ હેલામાં હર્યા;
બગાસુર આદિ દૈત્ય, પાપી પ્રલય કર્યા. ૧૬
મુનિ ગર્ગાચારે જે કહ્યું, તે તો સરવે થયું;
માયાના આવરણ માટે, અમે કાંઇ નવ લહ્યું. ૧૭
એકવાર નેણે નીરખું કેશવરામને;
કહીએ કૃતારથ કરો, ગોકુળ ગામને. ૧૮
એમ કહી આંખભરી, આંસુડાં આવિયાં;
અમે તપ આેછાં કીધાં, પાછાં કલ્પાવિયાં. ૧૯
ઉદ્ધવ કહે એમ ન કીજે, તમે તો જાણો છો;
એ તો હરિ અંતરજામી, તેના પ્રાણ છો. ૨૦
તમારાં ભાગ્ય ભલાં, પુણ્યનો પાર નહિ;
તમે તો નયણે નીરખી, લીલા અવતારની. ૨૧

સાખી

પરસ્પર ગોષ્ઠિ કરી, ઉદ્ધવ ને નંદરાય,
હરિના ગુણ સંભારતાં, પ્રેમ મુદિત મન થાય. ૨૨

કૃષ્ણકથા આનંદમય, સુધાસિંધુ સુખસાર,
પ્રેમ પુનિત તે પામશે, કૃપા કૃષ્ણ મોરાર. ૨૩

વિશ્રામ ૩ જો

સૂક્ષ્મ રજની રહી, વીતી ગઇ વાતમાં;
જાગી સૌ યુવતી જન, મન પ્રભુ નાથમાં. ૧
મહી વલોવવા લાગી, સર્વે સુંદરી;
ગોપી ગુણગાન કરે, રસ ભાવે ભરી. ૨
રાગ સારંગ ગાયે, ભૈરવી બિભાસમાં;
કોકિલા કંઠ પૂરે, સુંદર અભિલાષમાં. ૩
ઊંચે સ્વરે ઉચરે એવું, આનંદે ગાઈને;
ઓ કૃષ્ણ બાળસ્નેહી, ગયા કેમ વાહીને. ૪
નૌતમ નાદ તણી, શબ્દ ધૂન થાય છે;
ઉદ્ધવ આનંદ પામ્યા, જમુના જાય છે. ૫
આવ્યા રવિતનયા તીરે, સુખ પામ્યા ઘણું;
તન મન મંજન કરી, ધ્યાન ધર્યું હરિતણું. ૬
સખી એક સદન થકી, બારણે નીસરી;
રથ નંદ દ્વાર દીઠો, જોયું જુગતે કરી. ૭
અક્રૂર આવ્યા હતા, આવો રથ લેઇને;
સુખ સરવસ મટયું, ગયા દુઃખ દેઇને. ૮
રથ શે અરથે આવ્યો, વળી શું વીસર્યું;
જીવન પ્રાણ જતે, પછી શું ઊગર્યું. ૯
અન્યોઅન્ય વાત જાણી, આવી સૌ સુંદરી;
પ્રીતે જસોદાને પૂછે, આવ્યા શું શ્રીહરિ ! ૧૦

એટલે ઉદ્ધવ આવ્યા, જમુના નાહીને;
હરિના જન જાણી, નમી પાયે ધાઇને. ૧૧
જેવા જગદીશ કહીએ, તેવા જન તેહના;
રૂપ ગુણ વરણ એવો, શોભાવે દેહના. ૧૨
મસ્તક મુગટ સોહે, તેજ ઘણું તે તણું;
તિલક કેસર કેરું, સુંદર સોહામણું. ૧૩
ઝગમગ ઝળકી રહ્યાં, કુંડલ તે કાનમાં;
નેત્ર દળ કમળ જેવાં, લાગી પળ ધ્યાનમાં. ૧૪
પ્રફુલ્લિત પ્રસન્ન વદન, શરદ કેરો શશી;
નિરંતર એક હરિ, રહ્યો હૃદયે વસી. ૧૫
ઉર અત્યંત ઓપે, માળા મુક્તાતણી;
પીતાંબર અંગે ધર્યાં, શોભા દીસે ઘણી. ૧૬
ભુજે ભલાં ભૂષણ ધર્યાં, રૂડાં કર રાજે છે;
જોઇ પદજુગલ છબી, મનમથ લાજે છે. ૧૭
ગોપી કહે ભલે આવ્યા, સખા છો શ્યામના;
લોક તો લાંઠ છે, મધુપુર ગામના. ૧૮
મુખે તો મીઠું બોલે, મેલ ઘણો મનમાં;
જુઓ અમે સંગ કર્યો, મેલ્યાં મહાવનમાં. ૧૯

સાખી

ઉદ્ધવ કહે અમો આવિયા, નિશા નિર્ગમી એક;
મોહને મને મોકલ્યો, કહેવા જ્ઞાનવિવેક. ૨૦
શોક ન ધરશો સુંદરી, પ્રભુ સદા છે પાસ;
દ્વૈતભાવને પરહરો, રાખો દ્દઢ વિશ્વાસ. ૨૧

## વિશ્રામ ૪ થો

મને શ્રીકૃષ્ણે કહ્યું, કહું તે કામની;
ભ્રમણા મનની મૂકો, ભજો હરિ ભામની. ૧
હરિનાં હેતુ છો, તમે સૌ તારુણી;
નિર્મળ જ્ઞાન ગ્રહો, તજો વિખ વારુણી. ૨
ઓસના ઉદક જેવો, આ રે સંસાર છે;
તેમાં એક તત્ત્વ મોટું, સમજણ સાર છે. ૩
જે જને તન તપાસ્યું, તેના સંશય ટળ્યા;
પ્રણવ ધ્યાન ધરી, ભાવે હરિમાં ભળ્યા. ૪
નિરંજન વેદે ગાયો, તે તો ઘટમાં વસે;
એક દષ્ટે જોશો જ્યારે, ત્યારે દુગ્ધા જશે. ૫
ભિન્નભાવ ભાગશે ત્યારે, બ્રહ્મને ભાળશો;
આત્મા અખંડ એવો; નિરંતર ન્યાળશો. ૬
મોટા મુનિ જોગ સાધે, જેહને પામવા;
દેહનું દમન કરે, ભવદુઃખ વામવા. ૭
સંસારમાં સુલભ હોયે, શેને તપ આચરે;
સુખ સમૃદ્ધિ મૂકી, શીદને નીસરે. ૮
જેને વૈરાગ્ય વ્યાપ્યો, સૌ મૂકી ગયા;
ગૃહ અંધકૂપ મૂકી, જઇ વનમાં રહ્યા. ૯
મોટા મોટા રાજ મૂકી, ગયા તપ સાધવા;
શિવ શ્મશાન સેવે, એને આરાધવા. ૧૦
સહસ્ર અઠ્યાસી આદે, જઇ વનમાં વસ્યા;
આત્મા સાધન કરે, પ્રગટી મહાદશા. ૧૧

માયાનો સંગ મૂકી, પળ્યા તે મહાવને;
ભાવે તે હરિને ભેટ્યા, ભૂલ્યા દેહભાવને. ૧૨
એવો ઉપદેશ અમારો, માનશો માનની;
તો તનમાંહે થશે, ભાળ ભગવાનની. ૧૩
પંડમાં પ્રગટ થાશે, ભ્રાંતિ સૌ ભાગશે;
નિજ સ્વરૂપ સાથે, જ્યારે લેહ લાગશે. ૧૪
અજપા જાપ થાયે, જુઓ તેને જાંખીને;
હરખને શોક સૌએ દૂર દો નાખીને. ૧૫

સાખી

નિજ સ્વરૂપ જ્યારે જડે, થાએ કલ્પના નાશ;
જેને હીંડો ખોળતા, તે પોતાની પાસ. ૧૬
ઉદ્ધવ કહે સૌ સાંભળો, ચતુરા ચતુર સુજાણ;
પતિત ના આવે પ્રેમદા, તો પૂછો વેદપુરાણ. ૧૭

વિશ્રામ ૫ મો

પછી વ્રજબાળા બોલી, રીસ રખે ચડે;
અમે તો અબળા જન, એવું કેમ આવડે. ૧
તમે જે જોગ કહ્યો, તમારા કામનો;
અમારો પેંડો ન્યારો, ગોકુળ ગામનો. ૨
અરજ એક અમારી, ઓધવજી સાંભળો;
અમારા મનમાં વસ્યો, સુંદર શ્યામળો. ૩
અમે તો નયણે નિહાળ્યો, નટવર નાથને;
એણે મોહની લગાડી, સૌ વ્રજ સાથને. ૪
ધુતારામાં ધૂર્તવિદ્યા, મુખે શું વખાણીએ;

એનાં અનેક ચરિત્ર, અમે સૌ જાણીએ. ૫
જસોદા મારવા લેતાં, ક્રોધ ઘણો કરી;
ત્યારે નાસીને આવે, અમ ભુવન ભણી. ૬
કહેશે કોઇ રાખો મને, મુખે એવું ભણે;
એને ઘરમાંહે રાખીને, રહેતાં અમે આંગણે. ૭
ભુવન ભીતર પેસી, ઉદ્યમ એવો કરે;
મહીનાં માટ ફોડી, માખણ મુખમાં ધરે. ૮
અમે જ્યારે આવીએ પાસે, નાસીને નીસરે;
એણે એવાં કામ કર્યાં, કહો કેમ વીસરે. ૯
વચ્છનાં પૂછ ગ્રહી, ઉઠાડે આમળી;
બેળે બાળક જગાડે, ઘોંચે અંગ આંગળી. ૧૦
એને ડરે ઊંચું કાંઇ, મૂકીએ સૌ સખી;
અનુખલ ઉપર ચડી, પાડે તે ત્યાં થકી. ૧૧
એકવાર એમ વિચાર્યું, બાંધું કર સાહીને;
લઇને જઇ દેખાડું, જસોદા માઇને. ૧૨
એક દિન માખણ ખાતાં, ગ્રહ્યા ગોવિંદને;
હવે ક્યાં નાસી જશો, કહ્યું કૃષ્ણચંદ્રને. ૧૩
તાણી બે હાથ બાંધ્યા, ચાલી ચાંપે કરી;
ઉપર ચીર ઓઢાડ્યું, હીંડી હરખે ભરી. ૧૪
નંદરાણી માનતાં નહોતાં, જુવો આ બાળને;
મંદિરમાંથી માખણ ખાતાં, ગ્રહ્યા ગોપાળને. ૧૫
એમ કહી અળગું કર્યું, અંબર ઓઢ્યા તણું;
જુએ તો બાળ પોતાનું, લજ્જા પામી ઘણું. ૧૬

નેહે નંદભુવનમાંથી, દીઠા હરિ આવતા;
જોતામાં જૂઠી પાડી, સુંદરીને સર્વથા. ૧૭
અલી ખોટું આળ ચડાવે, શા માટે સુંદરી;
યુવતીનું જોર ન ચાલ્યું, હેતે હસિયા હરિ. ૧૮
એવા હરિ આનંદરૂપી, અમે જે દીઠડા;
બીજા અનેક ઉપાય, લાગે કેમ મીઠડા. ૧૯
જે સુખ અમને આપ્યાં, તે દુર્લભ દેવને;
બીજું શું ધ્યાન ધરું, તજી સ્વયમેવને. ૨૦

સાખી

પ્રગટ સ્વરૂપ સુંદર વદન, રસિક છબી ઘનશ્યામ;
તેશું મન અટકી રહ્યું, ક્ષણ ખસે નહિ અન્ય. ૨૧
નાગર નવલ કિશોરશું, બાંધી પૂરણ પ્રીત;
અવર વાત ભાવે નહિ, એહ અમારી રીત. ૨૨

વિશ્રામ ૬ ઠ્ઠો

ઉદ્ધવ કહે અબળા તમે, એ તો સાચું કહ્યું;
એનું રૂપ અટલ એવું, સૌ ઘટમાં રહ્યું. ૧
બોલે તે બીજો નહિ, તમમાં તેજ છે;
વિશ્વમાં વ્યાપી રહ્યો, અખંડિત એજ છે. ૨
તે તો ભરપૂર ભર્યો, પંડ બ્રહ્માંડમાં;
જેમ રવિ જૂજવો દીસે, ભાસે બહુ ભાંડમાં. ૩
એક અનેક રૂપે, બહુવિધ બોલતો;
વિધવિધ વેશ ધરી, દીસે છે ડોલતો. ૪
ભિન્ન ભિન્ન ભૂષણ બન્યાં, કુંદન એક છે;

નામ ને રૂપ ન્યારાં, જોયામાં વિવેક છે. ૫
એક સૂત્રભાવે જોતાં, જેવાં પટતંત છે;
સાગર અગાધ અંબુ, લહેર અનંત છે. ૬
અવની એક રૂપે, બીજાં બહુ પાત્ર છે;
અલંકાર અલગ કરે, સોનું એક માત્ર છે. ૭
જેમ કાંઈ સાકર કેરી, બહુ મીઠાઈ કરે;
સરવે સાકર જાણો, બીજું નહિ નીસરે. ૮
સુરભી સ્વરૂપ ઘણાં, વરણ વિચિત્ર છે;
તેનું પય એક રૂપે, પરમ પવિત્ર છે. ૯
એમ તમે આત્મા જાણો, અરૂપી એહ છે;
ઉત્તમ ને અધમ એ તો, દીઠામાં દેહ છે. ૧૦
કાષ્ઠમાં અગ્નિ કહીએ, એમ અવિનાશ છે;
સર્વમાં સાક્ષીરૂપે, નિરંતર વાસ છે. ૧૧
કસ્તૂરી મૃગમાં વસે, જોતા વનમાં ફરે;
પરિમલ પાસેથી આવે, ભૂલ્યો ભટકી મરે. ૧૨

સાખી

એમ સકળ સંસારમાં, વસે હરિ ભરપૂર;
જીવદશા મટે નહિ, તેથી દીસે દૂર. ૧૩
જથારથ જાણ્યા વિના, જીવદશા નવ જાય.
ત્યાં લગી ઊપજે કલ્પના, અજ્ઞાને અથડાય. ૧૪

વિશ્રામ ૭ મો

પછી વ્રજગોપી વદે, ઉદ્ધવ ચિત્ત ધરો;
તમે તો એમ કહ્યું, હરિ સભરે ભર્યો. ૧

ત્યારે કોણ પીડા પામે, કોણ જન્મે મરે;
એ તો કાંઇ અચરજ મોટું, સંશે કેમ નીસરે. ૨
ત્યારે શેં સુખ ના પામે, જીવ સંસારના;
શા માટે દુ:ખમાં ડૂબે, પ્રાણી ખાણ ચારના. ૩
વળી શ્રીકૃષ્ણ જેવા, સરવે શેં નથી ?
ખરેખરી વાત કહો, શેષ ના રહે રતી. ૪
અમે તો માનીએ જ્યારે, પરાક્રમ ભાળીએ;
તનમાં હરિ હોએ, તો ગિરિ ઉઠાવીએ. ૫
અમારે અવર બીજું, ચિત્ત આવે નહિ;
સુંદરશ્યામ વિના, મન ભાવે નહિ. ૬
સરોવર સરિતા બહુ, ભર્યો સઘળે સિંધુ;
ચાતક ચાંચ ન બોળે, પીએ પડતું બિંદુ. ૭
સાગરમાં છીપ રહે, ઊડી એકાંતશું;
જરા જળ ભેદે નહિ, પ્રીત રત સ્વાતિશું ૮
જલ વિના દાદુર જીવે, મીન જાએ મરી;
પ્રાણ ગયે પ્રીત ન છૂટે, ટેક તેની ખરી. ૯
એવી છે ટેક અમારે, અબળા સાથને;
તનમન સર્વે સોંપ્યું, નટવર નાથને. ૧૦
પ્રીતની રીત ન્યારી, નથી તે પુરાણમાં;
પ્રીછે કોઇ પ્રેમ સ્નેહી, વીંધ્યાં રસ બાણમાં. ૧૧
અમે એને વિજોગે, સૂનાં ફરિયે સહુ;
મન તો મોહન પાસે, સાધના શું કરું. ૧૨
હતું મન એક મારે, તે તો હરિએ હર્યું;

ગયું રસરૂપ માંહે, ફરી નવ નીસર્યું. ૧૩
ઉદ્ધવજી પ્રેમની પીડા, હશે તે જાણશે;
વીત્યા વિના વેદના કોઈ, કેમ પરમાણશે. ૧૪

સાખી

ઉદ્ધવ એમ દુઃખિયાં કર્યાં, દીધો છબીલે છેહ;
પહેલી પ્રીત વધારીને, પછી પરહર્યાં તેહ. ૧૫
વિશ્વાસે વાહીને, ઘાત કરે કહો કોણ;
વળી વચન જે કહાવિયું, દાઝ્યા ઉપર લોણ. ૧૬

વિશ્રામ ૮ મો

ઉદ્ધવ આવડું અમો, પહેલાં તો નવ લહ્યાં;
કોને કહીએ મુખમાં દાઝયાં, મન સમજી રહ્યાં. ૧
અમે લોકલાજ લોપી, એને ભાવે ભજ્યાં;
તોએ તરછોડી નાખ્યાં, તુચ્છ કરીને તજ્યાં. ૨
હવે હરિ શીદ આવે, સગપણ શું રહ્યું;
મધુપુર રાજ મળ્યું, વ્રજ વેરી થયું. ૩
વળી વિશેષે મળી; કંસદાસી કુબ્જા,
તેહનો સંગ કર્યો, ભલા જુગમાં ભજ્યા. ૪
નવા નવા ખ્યાલ કરી, વ્રજમાં ખેલતા;
અર્ધક્ષણ અબળા કેરો, સંગ ન મેલતા. ૫
એક સમે ઝીલવા પેઠાં, હરિ હેરે પડ્યા;
ચતુરાનાં ચીર ચોરી, જઇ કદમે ચડ્યા. ૬
જોયું જ્યારે જુવતીજને, દીઠા દીનાનાથને;
મનમાં લજ્જા આવી, સૌ સખી સાથને. ૭

હસી હરિ બોલ્યા એવું, આવ્યો દાવ અમતણો;
કેમ તમો નગ્ન નાહ્યાં, દોષ ઊપજ્યો ઘણો. ૮
વરુણ તરુણ તણી, મરજાદા નવ ગણી;
માટે અપરાધ પડ્યો, અનીતિ એ ઘણી. ૯
તમે સૌ જુવતીજન, જળ થકી નીસરો;
રવિની સામાં રહી, સો સો પ્રણામ કરો; ૧૦
પછી પટકૂળ આપું, પહેરીને પરવરો;
વિનતાએ મન વિચાર્યું, કૃષ્ણે કહ્યું તે કરો. ૧૧
મન મેલની ધરી, નારી સૌ નીસરી,
શત શત પ્રણામ કર્યાં, સૂરજને સુંદરી. ૧૨
પછી સૌનાં અંબર આપ્યાં, અબળાએ અંગ ધર્યાં;
જુઓ એનાં ચરિત્ર એવાં, કહો કેવાં કર્યાં. ૧૩

સાખી

અનેક ચરિત્ર છે એહનાં, કોઈ ન પામે પાર;
ગોકુળમાં લીલા કરી, દિન બાવન વરસ અગિયાર. ૧૪
વિવિધ વિઘનથી ઉગારિયાં, વ્રજજનને બહુવાર;
જે જે અસુર અહીં આવિયા, તેનો કર્યો નિસ્તાર. ૧૫

વિશ્રામ ૯ મો

જમલાર્જુન હતા, નંદજીના ચોકમાં;
તેનો ઉદ્ધાર કર્યો, ગયા સુર લોકમાં. ૧
અઘાસુર અસુર આવ્યો, છાનો છૂપીને રહ્યો;
મારગમાં મુખ વિકાસી, સર્વને ગળી ગયો. ૨
પછી શ્રીકૃષ્ણે તેને, સારી શિક્ષા કરી;

સુખે સ્વર્ગલોક ગયો, નાવ્યો પાછો ફરી. ૩
બગાસુર આવી બેઠો, કહીએ શું તે મંદને;
જીવન જળ પીવા ગયા, ગળ્યા ગોવિંદને. ૪
ઉદરમાં અગ્નિ ઊઠી, કેમ રાખી શકે;
ચાંચ ગ્રહી ચીરી નાખ્યો, પડ્યો પૃથ્વી વિષે. ૫
વચ્છાસુર વૃષભરૂપે, આવ્યો કપટે કરી;
તેના પગ સાહી પછાડ્યો, મૂઢ ગયો મરી. ૬
એક સમે વચ્છ ચરાવે, જમુના તીરમાં;
ભાવે હરિ ભોજન કરે, સૌ આહીરમાં. ૭
એવે સમે અજ આવ્યા, અંતરિક્ષ ઊભા રહ્યા;
બાળચેષ્ટા જોઇ હરિની, મન વિસ્મે થયા. ૮
વીરંચિએ મન વિચાર્યું, વચ્છ હવડાં હરું;
પછી પ્રભુતા જણાશે, હશે ખોટું ખરું. ૯
માયાનો પડછો નાખી, ગોપ્ય કર્યાં ગૌ;
આતુર થઇ જોવા આવ્યા, હરિના સખા સૌ. ૧૦
બેસો વ્રજબાળ સહુ, એવું બોલ્યા હરિ;
મંડળીની જુગત આવી, ન આવે પાછી ફરી. ૧૧
એમ કહી ચાંપે ચાલ્યા, કર ગેડી ગ્રહી;
જોયું ઘણું જુગતે કરી, વચ્છ દીઠાં નહિ. ૧૨
જ્યારે વચ્છ નજરે નાવ્યાં, પ્રભુ પાછા ફર્યા;
માયાપટ ઉપર નાખી, સખા સહુ આવર્યા. ૧૩
પછી મનમાં વિચારી, પાછાં પેદા કર્યાં;
વચ્છ ને ગોવાળ સૌ, રૂપ તેવાં ધર્યાં. ૧૪

એમ ખટમાસ વીત્યા, બ્રહ્માએ ભાળિયું;
ચતુર્ભુજ ગોવાળ સૌ, એવું જ્યારે ન્યાળિયું. ૧૫
અજ આવી પાયે પડ્યા, નેહે નંદલાલને;
અમે સમર્થ નહિ, જોવા તમ ખ્યાલને. ૧૬
અમે અભિમાની એવા, તમને નવ લહ્યા;
હવે હરિ ક્ષમા કરો, જે જે અપરાધ થયા. ૧૭
તમે તો કરુણાસિંધુ, કૃપા કીજે મુને,
કર જોડી વિનય કર્યો, બહુ ચતુરાનને. ૧૮
પછી પ્રભુ પ્રસન્ન થયા, સંશય સૌ પરહરો;
અજ નિજ ધામ જાઓ, સુખે સૃષ્ટિ કરો. ૧૯
પછી ગુણગાન કર્યું, રૂપ હૃદે ધરી;
બ્રહ્મા બ્રહ્મસદન ગયા, ચિત્ત ચિંતા હરિ. ૨૦
એવા કૃષ્ણ કરુણાસિંધુ, અમે જે જાણીએ;
કહો કેમ અવર બીજું, ચિત્તમાં આણીએ. ૨૧

સાખી

ચિત્ત વિત્ત ચોર્યું અમતણું, આપ્યું સુખ અપાર;
નિત્ય નૌતમ લીલા કરી, વ્રજમાં નંદકુમાર. ૨૨
કમળનેણ શ્રીકૃષ્ણજી, કોટિ કામ છબી અંગ;
વિસાર્યા કેમ વીસરે, હૃદયે લાગ્યો રંગ. ૨૩

વિશ્રામ ૧૦ મો

પછી વ્રજવાસી સૌ, ઇન્દ્ર ઓછવ કરે;
મનમાં મઘવાતણી, સહુ શંકા ધરે. ૧
બુરડા ગોપ આવ્યા, નંદને બારણે;

સહુ સામગ્રી લાવ્યા, પૂજાને કારણે. ૨
પ્રભુ નંદ પાસે આવ્યા, પૂછ્યું ઘણી પ્રીતશું;
કોની તમે પૂજા કરો, આવી રૂડી રીતશું. ૩
નંદ કહે ઇન્દ્ર કેરી, સૌ સેવા કરે;
એના પ્રેર્યા પર્જન્ય આવે, સુખ સુરભી ચરે. ૪
પછી શ્રીકૃષ્ણ કહે, સાંભળો તાતજી;
સુરપતિ શું કરે એમાં, હરિને હાથજી. ૫
સદા સમીપ રહે, સંકટ કાપશે;
ગોવર્ધન ઉચ્છવ કરો, ઇચ્છા ફળ આપશે. ૬
વ્રજજને વાત માની, કૃષ્ણે કહી તે ખરી;
સહુ ગિરિપાસે ગયા, પ્રેમે પૂજા કરી. ૭
અન્નનો કોટ કર્યો, સહુ રિદ્ધ આણીને;
પર્વતે રૂપ પ્રકાશ્યું, જીવન જાણીને. ૮
ઉપર સ્વરૂપ થયું, અષ્ટ ભુજા તણું;
વ્રજજને દર્શન કર્યું, સુખ પામ્યા ઘણું. ૯
સહસ્ત્ર ભુજ સાથે કાઢ્યા આરોગ્યના અન્નને
પછી પ્રસાદ આપ્યો, સહુ વ્રજજનને. ૧૦
ગિરિ પૂજી ઘેર વળ્યાં, ઉલટ અતિ ઘણો;.
સુરપતિએ વાત જાણી ઓચ્છવ ભાગ્યો આપણો ૧૧
બારે ત્યાં મેઘ બોલાવી, ઇન્દ્રે આજ્ઞા કરી,
જાઓ જળવૃષ્ટિ કરો, વ્રજ પર આદરી. ૧૨
ગગન ઘટા થઈ, ઘને કરી ગર્જના;
વ્યાકુળ લોક થયા, સહુ કોઈ વ્રજના. ૧૩

હસ્તી સમાન પડે, બિંદુ મોટાં બહુ,
ધાઇ પ્રભુ પાસે આવ્યા, વ્રજવાસી સહુ. ૧૪
આ તે હરિ શું થયું જે, ઇન્દ્ર કોપ્યો સહી;
અતિ ઘણી વૃષ્ટિ થાય, જળનો પાર નહિં. ૧૫
ગોપનાં વચન સુણી, વળતાં વહાલો વદે;
એનું અભિમાન ઉતારું, એવું ધાર્યું હૃદે. ૧૬
ચાલો ગિરિ પાસે જઇએ,આપણને રાખશે;
આપણો ઇષ્ટ એ છે, દર્શન દાખશે. ૧૭
એમ કહી પ્રભુ પૂઠે, પ્રાણી સૌ પરવર્યાં;
આવો ગિરિ ઊંચો કીજે, એવું હરિ ઉચર્યા. ૧૮
એમ કહી કર અડાડ્યો, પર્વત પુષ્પ થયો;
ચોરાસી કોસ વ્રજ, સહુ ઢાંકી રહ્યો. ૧૯
ગોપી, ગૌ, ગોવાળ સૌ, સુખે લીલા કરે;
મલ્હારમાં મોરલી વાગે, ગાયે ઊંચે સ્વરે. ૨૦
તેમ અતિ વૃષ્ટિ કરી, સાત દહાડા સહી;
પાણી પાશેર ન દીસે, આંચ લાગી નહિં. ૨૧
પ્રજન પીડા પામ્યા, પાછા ગગને ગયા;
સમાચાર સુરપતિને, સૌ માંડી કહ્યા. ૨૨
મઘવાએ મન વિચાર્યું, અન્યાય બહુ કર્યો;
મેં તો દુભાવ્યા હરિ, અણઘટતું આચર્યો. ૨૩
હવે હરિ શરણે જાઉં, કારજ સારશે;
કર્યાં હોય કોટી ગુન્હા, દોષ નિવારશે. ૨૪
પછી કામદુધા કેડે, ઇન્દ્ર ત્યાં આવિયો;

પ્રભુને પાયે પડ્યો, ગદ ગદ કંઠે થયો. ૨૫
પૂજા બહુ પેરે કીધી, પ્રભુને જાણીને;
સુરપતે ચરણ ધોયા, ગંગોદક આણીને. ૨૬
અમે પ્રભુ પ્રીછ્યું નહિ, પ્રગટ રૂપ તમ તણું
મ્હારી મરજાદ ગઇ, લજ્જા પામ્યો ઘણું. ૨૭
ઇન્દ્રે બહુ સ્તવન કર્યું, ત્યારે રીઝયા હરિ;
મસ્તકે હાથ મૂકયો, કૃષ્ણે કરુણા કરી. ૨૮
ઇન્દ્ર નિજ ભુવન ગયો, ધ્યાન હૃદે ધરી;
અમર આનંદ પામ્યા, કુસુમ વૃષ્ટિ કરી. ૨૯
મઘવાનું માન મોડ્યું, બંધન કાપિયું;
વ્રજ આનંદ વધાર્યો, અતિ સુખ આપિયું. ૩૦

સાખી

સુખ આપ્યું વ્રજસાથને નાથ દયાનિધિ જેહ
ગિરિવરધર હરિ મુગટધર, વસો હૃદેમાં તેહ. ૩૧
મહા મનોહર રસિકવર, નાગર નંદકિશોર;
પ્રેમ સનેહી શામળો, વ્રજ વનિતા ચિત્તચોર. ૩૨

વિશ્રામ ૧૧ મો

ઉદ્ધવ હરિ એક સમે, રમે ગેડી દડો;
પોતાની ઇચ્છાએ કરી, જઇ જમુના પડ્યો. ૧
કાલિંદીનો આરો એવો, દેખી સૌ કો ડરે;
માંહે થકી ઝેર તણી, જ્વાળા બહુ નીસરે. ૨
જોઈને કદમ કેરે, દોડી દ્રુમે ચઢ્યા;
નીર ગંભીર ગાજે, પ્રભુ તેમાં પડ્યા. ૩

વ્રજમાં વાત એવી, શ્રવણે સાંભળી;
માનુની મહા દુઃખ પામી, સહુ ધરણી ઢળી. ૪
જસોદા નંદજીએ, કલ્પાંત બહુ કરી;
શુદ્ધ બુદ્ધ શરીર કેરી, સર્વે વીસરી. ૫
તારુણી ટોળે મળી, આવી તે ઘટમાં;
અબળા રુદન કરે, અતિ ઉચાટમાં. ૬
ગૌ ગોપી ગોવાળ સૌએ અન્નજળ પરહર્યાં;
તન ત્યાગ કરીશું, એવાં પણ આદર્યાં. ૭
પછી પાતાળ માંહે, વાલે વાઇ વાંસળી;
સૌને શાતા થઈ, પીડા ત્યારે ટળી. ૮
નટવર નાગને જીતી, ઉપર આવિયા;
કાળીને કર ગ્રહી, બારણે લાવિયા. ૯
જમુના તણે તટે, પન્નગને પાથર્યો;
ઉપર આનંદમાંહે, તાંડવનૃત્ય કર્યો. ૧૦
પદને સ્પર્શે કરી, ત્રિખ સર્વે ગયું;
અંતરનેત્ર ખોલ્યાં, જ્ઞાન ઘટમાં થયું. ૧૧
અહો મહાભાગ્ય મારું, મુખે કરી શું કહું;
હતો ઘણું પતિત પ્રાણી, મહિમા નવ લહું. ૧૨
તેણે ત્યાં સ્તવન કર્યું, બહુ પ્રીતે કરી;
જથારથ જાણી લીધા, જેવા હતા હરિ. ૧૩
સિંધુસુતા સેવે જેને, ઉર પર લેઇને;
તે તો ક્ષણ એક ન મૂકે, શ્યામ સ્નેહીને. ૧૪
એવા પદ કોમળ કહીએ, મારે મસ્તક ધર્યાં;

જેને મુનિ ધ્યાનમાં ધ્યાયે, અતિ ભાવે ભર્યા. ૧૫
એવી બહુ સ્તુતિ કરી, રીઝયા હૃદયે હરિ;
તેને અભેદાન આપ્યું, બહુ કરુણા કરી. ૧૬
પછી તેને આજ્ઞા આપી, મુખે એવું ભણે;
હવે જા જમના થકી, બેટ સાગર તણે. ૧૭
ગરુડનો ભય નિવાર્યો, જા હવે નહિ નડે;
નાગને નિર્ભય કર્યો, ચરણપ્રતાપ નડે. ૧૮
પછી પરિવાર લેઇ, પન્નગ તે પરવર્યો;
જમનાજળ નિર્મળ કર્યું, ત્યાંથી નાગ નીસર્યો. ૧૯
પ્રાણી આનંદ પામ્યા, નીરખ્યા નાથને;
આવી હરિ ભાવે ભેટ્યા, સૌ વ્રજ સાથને. ૨૦
અતિ બળ અક્રુર એવા, હરિ હરદેવશા;
કહો કેમ ગોઠે બીજા, અવર ઉપાય કશા. ૨૧

સાખી

અવર ના ગોઠે ચિત્તમાં, જો કરો કોટી ઉપાય;
હૃદે કમળમાં રમી રહ્યો, સદા રસિકવરરાય. ૨૨

નંદનંદનશું નેહ અતિ, નિમેષ ન વીસરે તેહ;
નેન ચકોર ગત સુંદરી, ચંદ ચતુરવત એહ. ૨૩

વિશ્રામ ૧૨ મો

ઉદ્ધવજી ચિત્ત અમારું, એણે ચોર્યું સહી;
એના સ્વરૂપ વિના, બીજું ગોઠે નહિ; ૧
એક સમે સુરભી જોવા, નંદજી નીસર્યા;

રસિયે રુદન કર્યું, પૂંઠેથી પરવર્યા. ૨
આનંદે કુંજમાં આવ્યા, શોભા દીસે ઘણી;
તહાં ભ્રખુભાણસુતા આવ્યાં એ વન ભણી. ૩
નંદજી પાસે દીઠો, કુંવર કોડામણો;
અંગરંગ અનંગ છબી, સાગર શોભા તણો. ૪
રસબસ રીઝી રહ્યાં, અન્યોઅન્ય જોઇને;
રૂપ ગુણ લક્ષણ પૂરણ, રહ્યાં મન મોહીને. ૫
એવે થઇ અભ્રઘટા, ચમકે દામિની;
નંદજીએ પાસે બોલાવી, ભાવે કરી ભામિની. ૬
લાડલી જાઓ તમે, લાલને લેઇને;
અમારે ભુવન સોંપો, શ્યામ સનેહીને. ૭
તમસુત તેડી જાઉં, આનંદશું અમો;
સંશય તમે શીદ કરો, સુખે જાઓ તમો. ૮
હરિનો હાથ ગ્રહી, હીંડી ગજગામિની;
મનમાં ભાવ ધાર્યો, ભેટ્યાનો ભામિની. ૯
અલૌકિક કુંજ આવી, વન ફૂલી રહ્યું;
પ્રભુએ રૂપ પ્રકાશ્યું, પ્રેમે પોતાતણું. ૧૦
અબળા આનંદ પામી, જઇ ચરણે નમી;
મનોરથ મનના થયા, શ્યામા સુખમાં રમી. ૧૧
એવી લીલા અકળ એની તારુણીએ તે લહી;
સુર સર્વ જે જે બોલે, પુષ્પવૃષ્ટિ થઈ. ૧૨
એવું સુખ અમને આપ્યું, કહો કોને હશે;
તે તો હરિ જોઈશું જ્યારે, સુખશાતા થશે. ૧૩

## સાખી

સુખશાતા ત્યારે થશે, જ્યારે જોઇશું નાથ;
અમે સૌ સૂનાં ફરૂં, પ્રાણ પ્રભુની સાથ. ૧૪
ઉદ્ધવ એમ ન જાણશો, કેમ જીવે જુવતી એહ;
આવ્યાની આશે કરી, રહ્યા અમારા દેહ. ૧૫

## વિશ્રામ ૧૩ મો

એનાં બાળચરિત્ર બહુ, બહુ ચતુરા લહે;
બીજા એને અકળ કહી, સૌ મોટા કહે. ૧
વ્રજ વિચિત્ર લીલા જીવણજીએ કરી;
તે તો અમો અબળા જાણું, રહ્યાં હૃદયે ધરી. ૨
નિત્ય નિત્ય નવલ નેહે, આંગણિયે આવતા;
મનોહર મોરલી વાતા, ભીતર ભાવતા. ૩
સંધ્યાસમે સાદ દેતાં સુરભી દોહીને;
વહાણામાં વાટ જોતાં વલોણાં વલોવીને. ૪
સાકર માખણ રાખી, આરોગવા આપતાં;
સાસુડી નણદી આદે, સૌ સંતાપતાં. ૫
દુરીજન લોક લવે, સહુ તે સાંખતાં;
મનમાં સમજી રહેતાં, મુખે નવ ભાખતાં. ૬
મહી વેચવાને મસે, વેગે વનમાં જતાં;
વહાલાનું વદન જોવા, મન વ્યાકુળ થતાં. ૭
દધિનું દાણ લેવા, મારગ રોકતા;
રસની રાડ રચે, વહાલો વ્રજ જોસીતા. ૮
ગોપીનું ગોરસ પીવા, પરપંચ આદરે;

માનુનીનું મુખ જોવા, ઘૂંઘટ પરો કરે. ૯
અરે તારી સૂરત સારી, મહી મીઠું હશે,
અમને આપશો જ્યારે, કારજ ત્યારે થશે. ૧૦
કોને કંઠ હાર આરોપે, કુસુમકેરા કરી;
નયણાં કટાક્ષે કરી, તન મન લે હરી. ૧૧
પછી નાર પ્રસન્ન થઇ, દધિ પાય પ્રીતશું;
હાસ્યવિનોદ થાયે, એવા રસ રીતશું. ૧૨
અમને લાડ લડાવ્યાં, આનંદના ઓઘમાં;
કહો મન કેમ માને, તમારા જોગમાં. ૧૩

સાખી

જોગ જુગત જોગી કરે, જેણે મન વશ થાય;
મન મોહનશું મળી રહ્યું, તેણે જોગ કર્યો કેમ જાય.૧૪
અમે રૂપ નિશ્ચે કર્યું, અરૂપ ન આવે ચિત્ત;
દીઠું તે દિલમાં વસ્યું, અણદીઠે શી પ્રીત.૧૫

## વિશ્રામ ૧૪ મો

એક સમે ધેન ચરાવે, કૃષ્ણ બળ ભ્રાતજી;
જમનાતીર આવ્યા, સખા સહુ સાથજી. ૧
તરુતણી શીતળ છાંયા, સુંદર સોહામણી;
કૃષ્ણ બળદેવ બેઠા, ત્રટ જમનાતણી. ૨
હરિ મુખ ઉચર્યા એવું, ભોજન ઇચ્છા થઈ;
મુનિના યજ્ઞમાંહીથી, અન્ન લાવો જઈ. ૩
આપણું નામ લેજો, ઘણું અન્ન આપશે;
તમારું વચન તે તો, થીર કરી થાપશે. ૪

એવી હરિએ આજ્ઞા આપી સખા સૌ પરવર્યા;
વેદ ધૂની વિપ્ર કરે, આવી તહાં ઊચર્યા. ૫
અમને અન્ન સારું, મોહને મોકલ્યા;
કૃષ્ણ–બળદેવ તે તો, તટમાં ઊભલા. ૬
સાંભળી સરવ ખીજ્યા, અમને એ નહિ ગમે;
તમે તો શૂદ્ર જાતિ, આવ્યા કેમ આ સમે. ૭
હજુ દ્વિજ જમ્યા નથી, કોઈ ટોળે મળી;
તમને અન્ન ક્યાંથી, જાઓ પાછા વળી. ૮
વાડવનાં વચન સુણી, ગોપ પાછા વળ્યા;
આવ્યા શ્રીકૃષ્ણ કને, મન રીસે બળ્યા. ૯
કૃષ્ણ કહે રીસ શાની, જ્યારે જવું જાચવા;
સૌના શબ્દ સુણી, હૃદયમાં રાખવા. ૧૦
જાઓ ઋષિપત્ની પાસે, આપણને ઓળખે;
તે તો અન્ન આપશે સહી, નહિ રાખી શકે. ૧૧
સખો એક ચોંપે ચાલ્યો, જઇ સંભળાવિયું;
જીવણે જમનાતીરે, અન્ન મંગાવિયું. ૧૨
અબળા ઊઠી ધાઇ, સરવે સુંદરી;
લીધાં શાક પાક સહુ, બહુ ભોજન ભરી. ૧૩
જુવતી જાતી જાણી, એક આડો ફર્યો;
કેમ નંદગોવાળ સાથે, નેહ નવો કર્યો. ૧૪
પ્રથમ પરણી કોને, વાત સાચી કહે;
નિશ્ચે તને નહિ જવા દઉં અહીંયાં ઊભી રહે. ૧૫
વિષ્ણુને લાત મારી, એવા મોટા અમે;

એવું કુળ ઊંચું અમારું, તેને તજશો તમે. ૧૬
અબળા કહે ઊંચપણું, ગણ્યું જેણે દેહતણું;
પછી તે અધમ થઈ, દુઃખ પામે ઘણું. ૧૭
ભૃગુજીએ લાત મારી, ભલું પણ શું થયું;
તમને ભીખ મંગાવી, પ્રભુનું શું ગયું. ૧૮
માટે અભિમાન મૂકો, સ્વામી શરીરનું;
દરશન કરવા દીજે, મને જદુવીરનું. ૧૯
પતિને પાણિ જોડી, પાયે પડે પ્રેમદા;
પિયુ પાલવડો મૂકો, મને થાયે આપદા. ૨૦
માનુનીએ મન વિચાર્યું, હવે કેમ કીજીએ;
પ્રભુજી પ્રાણ મારા, તાણીને લીજીએ. ૨૧
એમ કહી હાથ આપ્યો, પતિના હાથમાં;
તનનો ત્યાગ કરીને, ગઇ સખી સાથમાં. ૨૨
સરવે પહેલી પહોંચી, પ્રભુ પાસે ગઇ;
હાથે કરીને જમાડે, બીજી વિસ્મય થઈ. ૨૩
સુંદરી સરવે આવી, બધું અન્ન લાવીને;
નેણ ભરીને નિહાળ્યા, જીવન જાણીને. ૨૪
ભાવે ભોજન કરાવ્યું, પૂરણ પ્રીતશું,
પ્રભુજી પ્રસન્ન થયા, જોઇ રસ રીતશું. ૨૫
પ્રેમદાનો પ્રેમ જોઈ, નેહ ઘણો નાથને;
અભેપદ હરિએ આપ્યું, અબળા સાથને. ૨૬
તમ પતિ તમને નમે, એ તો અમને ગમ્યું;
ચતુરા ચિત તમારું, અમ ચરણે નમ્યું. ૨૭

એવા હરિ દયાસિંધુ, દયા કરે દાસને;
અમે તો વળગી રહ્યાં, એના વિશ્વાસને. ૨૮

સાખી

વિશ્વાસે વળગી રહ્યાં, ઉદ્ધવ અમે નિરધાર;
એક નિમેષ ન વીસરે, નિરમળ નંદકુમાર. ૨૯
અમો અબળાનો આધાર એ, ગોપીવર ગ્રંથે ગવાય;
નિરબે નાતું તેહનું, તે તોડ્યું કેમ જાય. ૩૦

વિશ્રામ ૧૫ મો

ઉદ્ધવ એક સમે, વાલો હતા વનમાં;
શરદની રજની રૂડી, વિચાર્યું મનમાં. ૧
મોહને મોરલી વાહી, અતિ આનંદમાં;
વેદ ગુણગાન કર્યું, છબીલે છંદમાં. ૨
થંભ્યાં જળ જમુનાં કેરાં, સૂકાં તરુ ફૂલિયાં;
ખગ મૃગ મીન મોહ્યાં, શુદ્ધ બુદ્ધ ભૂલિયાં. ૩
પ્રેમે પાષાણ ગળ્યા, પાણી થઇને વહ્યાં;
જંગમ જડ રૂપે, સ્થાવર ચૈતન થયાં. ૪
એવી અલબેલે વહાલે, વાહી જ્યારે વાંસળી;
સુંદરી શ્રવણે સુણી, શુધ તનની ટળી. ૫
ઊલટાં અંગ ધર્યાં, આભૂષણ ભામની;
ગત મત ભૂલી ગોપી, ગોકુળ ગામની. ૬
અવળાં અંબર ઓઢયાં, ઊઠી ધાઇ ચોંપમાં
મન તો જઈને ખૂંપ્યું, સુંદર સ્વરૂપમાં. ૭
પતિ પરિવાર તજી, નારી સૌ નીસરી;

સદન સામું ન જોયું, કોઇએ પાછું ફરી. ૮
જુવતી જૂથ મળી, ધસમસ ધાય છે;
નૂપુર કંકણ કેરા, શબ્દધ્વનિ થાય છે. ૯
વૃંદાવન વેગે આવી, સરવે સુંદરી;
નટવર નાગર હરિ, નિહાળ્યા નયણાં ભરી. ૧૦
સનમુખ શીશ નામી ઊભી સૌ રહી;
અબળા પ્રત્યે એમ, વહાલે વાણી કહી. ૧૧
કહો કેમ અર્ધ નિશા, આવ્યાં સુંદરી;
ભામની ભુવન તજી, ધાયાં શું ચિત્ત ધરી. ૧૨
નિજ પતિ પૂછશે જ્યારે, કહેશો શું કામની;
જુવતી જામ જુગલ, વીતી ગઈ જામની. ૧૩
પતિવ્રતા ધરમ પાળો, પોતાનો પ્રેમદા;
મારું કહ્યું માનની માનો, સુખ થાશે સદા. ૧૪
લાજ મરજાદ ન આણી, તમે કાંઇ તારુણી;
વેદમાં વાત નીંદી, પ્રીત પરનરતણી. ૧૫
વહાલાનાં વચન એવાં, શ્રવણે સાંભળ્યાં;
મનની ધીરજ ટળી, સૌ ધરણી ઢળ્યાં. ૧૬
ગદ્ગદ્ ગદ્ગદ્ કંઠે ગોપી, એવું મુખ ઊચરે;
વેધાયાં વચન બાણે, પીડા પૂરી કરે. ૧૭
પડશે પંડ અમારા, પ્રાણ નિશ્ચે જશે;
રસિયા રાસ રમાડો, સુખ ત્યારે થશે. ૧૮

સાખી

વચન સુણ્યાં વ્રજનારનાં, પ્રભુજી થયા પ્રસન્ન;

રાસ રમાડું રંગમાં, તમને જુવતી જન. ૧૯
પાસે તેડી તારુણી, આપ્યું આદરમાન;
અધર મધુર ધરી મોરલી, કર્યું મધુરું ગાન. ૨૦

### વિશ્રામ ૧૬ મો

રસિયે રાસ રચ્યો, રમવા રંગમાં;
વિધવિધ વપુ ધર્યાં, વ્રજવધૂ સંગમાં. ૧
એવી અદ્‌ભુત લીલા, રચી ભૂતળ વિષે;
ઇંદુ આકાશ થંભ્યો, ચાલી તે નવ શકે. ૨
સખી સુખસાગર માંહી, ઝીલે રસમગ્ન થઈ;
એવે અભિમાન આવ્યું, અબળાને સહી. ૩
માનુનીના મનમાં હતું, તે તો જાણ્યું હરિ;
અંતરધ્યાન થયા, સંગે એક સુંદરી. ૪
ગોપી સૌ વ્યાકુળ થઇ, ન દીઠા નાથને;
અતિ દુઃખ પ્રગટ્યું હદે, સુંદરીસાથને. ૫
ધાઇ દ્રુમ વેલને પૂછે, કૃષ્ણ દીઠા કહીં;
મારાસમ મન ખોલીને, બોલ સાચું સહી. ૬
પ્રેમદા પાસે જઈ, પૂછે મૃગ મોરને,
કહો કહીં દીઠા તમે, નંદકિશોરને. ૭
ચતુરા ચંદ્ર પ્રત્યે, કહે પૂછું તને;
હરિ કંઇ દીઠડા હોય તો, તું દેખાડ મને. ૮
વનિતા વ્યાકુળ થઇ, સર્વે સુંદરી;
વિધિને ઘટે નહિ, ઘડી આવી કરી. ૯
જુવતીએ જોઈ કાઢ્યાં, પગલાં પ્રભુ તણાં;

આ જો સખી ચેન એનાં, જાય છે બેઉ જણાં. ૧૦
માનનીને માન આવ્યું, હજુ અધિક અમે;
હરિશું હાસ્ય કીધું, મને તેડો તમે. ૧૧
તારુણીને તેડી ચાલ્યા, તરુવર આવિયું;
પ્રેમદાને પુષ્પ લેવા, એવું મન ભાવિયું. ૧૨
તરુવર ડાળ ગ્રહ્યું, તારુણીએ તે પછી;
તહાં લટકતી મેલી, હરિ ગયા ખસી. ૧૩
રહી ત્યાં રુદન કરે, મનમાં લાજતી;
અબળા સૌ ત્યાં આવી, વ્રેહ દુઃખે દાઝતી. ૧૪
તરુવર ડાળ દીઠી, અબળા એકલી;
જુવતી હસવા લાગી, પ્રીત તારી ખરી. ૧૫
પછી ઉતારી તેને, પીડા ત્યારે ટળી;
જમુના તીર આવી, સૌ ટોળે મળી. ૧૬
મળી ઉપાય રચ્યો, પ્રભુ મળ્યા તણો;
પ્રીતે હરિ પ્રગટ થશે, સ્વરૂપ એનું બનો. ૧૭
એક હરિ ભેખ ધર્યો; છબી નંદલાલ તણી;
એક પૂતના થઈ આવી, તેને મિથ્યા હણી. ૧૮
એક જસોદા થઇને, બાંધ્યા હરિ સાહીને;
થઇ એક જમલાઅરજુન, તાર્યા તેને ધાઇને. ૧૯
એક નટવર સ્વરૂપે, ગિરિવર ધારિયો;
એક મલરૂપ લઇ, કંસને મારિયો. ૨૦
એવાં અપાર ચરિત્ર, કર્યાં રસરીતશું;
એવું જોઈ હસિયા હરિ, પ્રગટ્યા પ્રીતશું. ૨૧

સુંદરી સુખ પામી, જોઇ મુખચંદને;
લોચન પ્રફુલ્લ અંબુજ, આપે આનંદને. ૨૨
વેણુ ધરી અધર ઉપર, કોટી કળા કામિની;
પીત પટ અંગ ધર્યાં, દીસે ઘન દામિની. ૨૩
મુગટ શીશ સોહે, સુંદર શોભા ઘણી;
કાને કુંડળ ઝળકે, જો રે છબી તેહ તણી. ૨૪
એવું સ્વરૂપ સુંદર, હરિનું અવનવું;
સુખ બહુ તે સમાનું, કેમ જાયે વર્ણવ્યું. ૨૫
ફરીને રાસ રચ્યો, પૂરણ પ્રીતશું;
અબળાની આશ પૂરી, એવી રસરીતશું. ૨૬
પાયો રસ પ્રેમે પ્રીતે, વહાલે વ્રજનારીને;
માટે અમે મોહી રહ્યાં, નંદકુમારને. ૨૭
અમારો રસિયો વહાલો, વસી હૃદયે રહ્યો;
અમારા મનનો આશે, તે તો તમને કહ્યો. ૨૮

સાખી

ઉદ્ધવ આશય અમ તણો, કહ્યો તમપ્રત્યે તેહ;
મનસા વાચા કર્મણા, નંદનંદનશું નેહ. ૨૯
તે તો જરા ન ઊતરે, ચઢ્યો ચિત્ત તોરંગ;
નેણ બાણ શ્રીકૃષ્ણનાં, ભેદ્યાં અંગો અંગ. ૩૦

વિશ્રામ ૧૭ મો

ઉદ્ધવ એવા હરિ, કહો કેમ વીસરે;
જીવન જોયા વિના, પ્રાણ તો નીસરે. ૧
વિજોગ રોગતણી, પીડા બહુ થાય છે;

પ્રભુ વિના પલક તે તો, કંઇ જુગ જાય છે. ૨
ઉદ્ધવ સંગી તમારે, દુઃખ દીધું ઘણું;
પહેલાં અમે પ્રીછ્યું નહિ પ્રભુનું કોમળપણું. ૩
ઘણી ઘણી વાત એણે, અમ સાથે કરી,
હવે મથુરા જઇને, બેઠા શિર છત્ર ધરી. ૪
અમે આહીરડાં એને, મન ગમ્યાં નહિ;
લાજ તો ગોકુળ આવે, એવું ચિત્તમાં સહી. ૫
આંહી કાળી કાંબળી ઓઢી દુઃખ પામ્યા હશે;
હવે હીર વસ્ત્ર ધરી, ત્યાં સુખિયા થશે. ૬
શામળિયો શીદ આવે, રીસ હૃદયે હશે;
વહાલાજીને વ્રજમાં બીજું કોણ વહાલું વસે. ૭
એનાં માત તાત માટે, તમોને મોકલ્યા;
અમારા કોણ સંભારે, ગુણ ભૂંડા ભલા. ૮
પહેલી બહુ પ્રીત કરી, દ્વાર ન મૂકતા;
હવે તે હેત ઉતાર્યું, ફરી નથી ઢૂંકતા. ૯
એવે એક મધુકર આવ્યો ચતુરાને ચરણે નમ્યો
તેનો તુચ્છકાર કર્યો, અલ્યા શીદને ભમ્યો. ૧૦
તારી વન વેલ સૂકી, મન વ્યાકુળ ફરે;
કાળા હોય કૂડે ભર્યાં, તેનો સંગ શું કરે. ૧૧
કાળાનો સંગ કર્યો, દુઃખ પામ્યાં ઘણું;
કાળાનું વિખ વળે નહિ, કારણ કાળાતણું. ૧૨
અમને અવધ કરી, કૃષ્ણ મથુરા ગયા;
મનમાં મહેર નાવી, દીન ઝાઝા થયા. ૧૩

ઉદ્ધવજી એટલી કહેજો, અમારી વિનતિ;
ઘણીઘણી અરજ કરી, વળી અમારી વતી. ૧૪
તમારું રૂપ જોવા, નેણ તલસી રહ્યાં;
જિહ્વાએ જશ ગાઇને, ઘણું ઘેલાં થયાં. ૧૫
શ્રવણ સુણવા શબ્દ, ઘણું ઘણું ચહાય છે;
હસ્ત હરિ સેવા કરવા, અતિ અકળાય છે. ૧૬
તન મન તમને સોંપ્યું, રહ્યાં પણ રોપીને;
હરિ વિના અવર બીજું, ગમે નહિ ગોપીને. ૧૭

સાખી

તમવિના અવર ગમે નહિ, ગોપીને ગોવિંદ;
ભાવ કરીને ભેટીએ, ઊપજે અતિ આનંદ. ૧૮
મોર મુગટ મુસ્તક ધર્યો, કુંડલ ઉર વનમાળ;
અમને દર્શન દીજીયે, નટવર રૂપ રસાળ. ૧૯

વિશ્રામ ૨૮ મો

એક સમે રજની ઘણી, નંદ નહાવા ગયા;
વરુણના જન હતા, તેણે પાય ગ્રહ્યા. ૧
કેડે શ્રીકૃષ્ણ ગયા, છોડાવવા નંદને;
વરુણે પ્રેમે પ્રીતે, પૂજ્યા ગોવિંદને. ૨
નંદે તે નજરે દીઠું, હવે પૂજું હરિ;
પુત્ર નોહે પ્રભુ એ તો, વાત નિશ્ચે કરી. ૩
નાહ્યા પછી ઊઠ્યા જ્યારે, બારણે આવિયા;
મોહને માયા પ્રેરી, ભાવ ભૂલી ગયા. ૪
એવાં અપાર ચરિત્ર, અમોએ દીઠાં સહી;

માટે પ્રીત અચળ એશું, ટાળી તે ટળે નહિ. ૫
ગોપીની પ્રેમકથા, ઉદ્ધવે સાંભળી;
જરા અભિમાન હતું, તે તો ગયું ટળી. ૬
અહો મહા ભાગ્ય ગોપી, પરમકૃપા હરિ;
ધન્ય ધીરજ તમારી, સરવે સુંદરી. ૭
તારુણી ટેક તમારી, સરવેથી સાર છે;
સુંદર સરૂપ સાથે, નેહ નિરધાર છે. ૮
ઉદ્ધવ કહે અબળા તમો, ઘણાં ગુણવંત છો;
પ્રીતે પ્રવીણ પૂરાં, સહુ સાવધાન છો. ૯
પ્રેમકટાક્ષ કરી, વશ કર્યા નાથને;
સદા છે પ્રસન્ન હરિ, સૌ વ્રજ સાથને. ૧૦
કૃતારથ રૂપ થયો, ગોકુળ આવતે;
અલૌકિક લાભ હવો, તમ દર્શન થતે. ૧૧
વૃંદાવન વૃક્ષવેલી, સૌ રસ રૂપ છે;
કારણ કોઇ ન જાણે, એ કૃષ્ણસ્વરૂપ છે. ૧૨
ઉદ્ધવ કહે આજ્ઞા આપો, સરવે સુંદરી;
મધુપુર જાવા માટે, મન ઇચ્છા ધરી. ૧૩
પછી વ્રજનાર વદે, ઉદ્ધવજી આવજો;
એકવાર અલબેલાને, તેડીને લાવજો. ૧૪
પછી નંદજસોદાજીને, કર જોડી કહ્યું;
હવે હરિ મળવા માટે, મન ચંચળ થયું. ૧૫
પછી જસોદાજી બોલ્યાં, ઉદ્ધવ સાંભળો;
બહુ દિનના દીઠા નથી, શંકરષણ શ્યામળો. ૧૬

માટે મન ઇચ્છા એવી, કુંવર કેવા હશે;
જુગલ સુત જોઈશું જ્યારે, સુખ શાતા થશે. ૧૭
એક વાર માટી ખાતાં, મુખમાં નિહાળિયું;
ત્રણ ત્યાં ભુવન દીઠાં, અચરજ ભાળિયું. ૧૮
ઇન્દ્ર રવિ ચંદ્ર તારા, અજ ઉમિયાપતી;
નવખંડ મુખમાં ન્યાળ્યા, એવી એની ગતિ. ૧૯
પછી પ્રણામ કરી, ઉદ્ધવ ઉચરે;
તમારાં ભાગ્ય ભલાં, સૌ કીરતી કરે. ૨૦
રહ્યો જશ જુગમાં ફેલી, ચતુરદશ લોકમાં;
ભક્ત આનંદ પામ્યા, પાપી પડ્યા શોકમાં. ૨૧

સાખી

અસુર પડ્યા અતિ શોકમાં, સુખ પામ્યા સૌ સંત;
પ્રગટ પૂરણ બ્રહ્મ એ, ભક્તવત્સલ ભગવંત. ૨૨
ભૂમિ ભાર ઉતારવા, દુષ્ટ તણે શિર કાળ;
સુખદાઇ સદા સંતને, પૂરણ પ્રેમ દયાળ. ૨૩

વિશ્રામ ૧૯ મો

ઉદ્ધવે આજ્ઞા માગી, ઊઠ્યા આનંદમાં;
જઈ નીજ રથે બેઠા, મન ગોવિંદમાં. ૧
ઉદ્ધવને અબળા સહુ, કરગરી માગતી;
વહાલાજીને વિનય કરી, કહેજો ઘણી વિનતી. ૨
વિવેકી જ્ઞાની તમો, ઘણા ગુણવંત છો;
તમારો મહિમા મોટો, શિરોમણ સંત છો. ૩
તમારાં દર્શન થકી, દુરિત સૌ ટળે;

તમારી કૃપા જેને, કૃષ્ણ તેને મળે. ૪
ઉદ્ધવ કહે અબળા તમો, આનંદરૂપ છો;
ત્રિલોકમાં તારુણી તમો, પરમ અનુપ છો. ૫
વ્રજરજ ઉદ્ધવ વંદે, નિંદે નિજ દેહને;
ધન્ય ધન્ય દ્રુમ વેલી, કૃપા ઘણી એહને. ૬
ગોપીની ચરણરેણુ, ઊડી લાગે અંગને;
તેણે કૃતારથ કહીએ, પામ્યા સત્સંગને. ૭
ઉદ્ધવે શિશ નમાવ્યું, ગોકુળ ગામને;
હરિનું રમણ જાણી, નમ્યા તે ઠામને. ૮
પછી પોતે પંથ પળ્યા, હ્રદે રંગ છાય છે;
વસુધા વ્રજની જોતાં, આનંદ થાય છે. ૯
ઉદ્ધવજી ઉલટભર્યા, મધુપુર આવિયા;
જઇ હરિચરણે નમ્યા, ભીતર ભાવિયા. ૧૦
ગોપીની પ્રેમકથા, સૌ માંડી કહી;
ધન્ય ધન્ય જુવતીજન, રસમાં છકી રહી. ૧૧
જશ વ્રજજુવતી કેરો, જિહ્વાએ શું કહું;
મંદમતિ મારી માટે, મહિમા નવ લહું. ૧૨
એવી કૃપા કરશો ક્યારે, મુજ પર નાથજી;
અખંડ એક વૃત્તિ, સદા તમ સાથજી. ૧૩
કૃષ્ણ વિના નજરે નાવે, એવી દશા એમની;
સમોવડ કોણ કરે, શ્યામા રસ પ્રેમની. ૧૪

સાખી

સમોવડ કોણ કરે એની, એવી એ વ્રજની નાર છે;

એક ટેક શ્રીકૃષ્ણ સાથે, પ્રેમ પ્રીત અપાર છે. ૧૫
હરિવિયોગે શરીર સૂકે, પુષ્ટ થાયે પ્રભુ જોઇને;
ઉદ્ધવ કહે તેને દર્શન આપો, રહ્યાં ચિત્ત પ્રોઇને. ૧૬

### વિશ્રામ ૨૦ મો

પછી શ્રીકૃષ્ણ કહે, જથારથ જાણજો;
ઉદ્ધવજી વચન મારાં, સત્ય પ્રમાણજો. ૧
મારું નિજસ્વરૂપ તે તો, વૃંદાવનમાં ફરે;
વ્રજજન વિહાર લીલા, નિત્ય નવલી કરે. ૨
વૃંદાવન અખંડ ભૂમિ, અખંડ રાસ છે;
અખંડ અબળા સહુ, અખંડ વિલાસ છે. ૩
સદા સુખસાગર શોભા, તે વૃંદાવનમાં;
નિત્ય નિત્ય ખેલ કરું, અધિક આનંદમાં. ૪
ગોપી મન મારે વિષે, ગોપી વિષે હું રહ્યો;
ઉદ્ધવની ભ્રાંતિ ભાગી, ઉત્તર શ્રીકૃષ્ણે કહ્યો. ૫
એવી શ્રીકૃષ્ણ લીલા, જે કો જન સાંભળે;
અનન્ય ભક્તિ આવે, સંશય સહુ ટળે. ૬
જ્યારે શ્રીકૃષ્ણ કેવળ, જેને હૃદયે વસ્યા;
ત્યારે હરિભક્તિ આવે, પ્રગટે પ્રેમદશા. ૭
વસે હરિ હૃદયે તેને, ગોપી સંવાદથી;
કર જોડી પ્રીતમ કહે, ગુરુપ્રસાદથી. ૮
હરિની અપાર લીલા, અગમ અગાધ ગતિ,
પીધાનો પ્રેમ થયો, ગુરુપ્રસાદથી. ૯
હરિ ગુરુ સંતતણી, શુભ કૃપાએ કરી;

સ્નેહે **સરસગીતા**, આનંદે ઉચ્ચરી. ૧૦
ઠાકોર કુંજવિહારી, પ્રસિદ્ધ પ્રકાશ છે;
**સંદેસર** માંહે સદા, આનંદવિલાસ છે. ૧૧
તેઓને ચરણે રહી, કથા કહી પ્રીતશું;
સાધુના સંગ મળી, ગાઈ રસ રીતશું. ૧૨
સંવત અઢાર વિષે, વીશી છે વિષ્ણુની;
એકત્રીસે અષાડ સુદે, લીલા કહી કૃષ્ણની. ૧૩
તૃતિયા ચંદ્ર વારે, કથા પૂરી થઈ;
પ્રેમીને પ્રિય અતિ, ગીતા ગુણરસમઇ. ૧૪
પતિતને પાવન કરે, એવા ગુણ ગ્રામ છે;
ચોપાઈ સેં ચારખટ, વીસ વિસરામ છે. ૧૫
શીખે ગાય સાંભળે ભાવે, ભાગ્ય બહુ તેહનાં;
તેને હરિ કરુણા કરે, ટળે દુઃખ દેહનાં. ૧૬

**સાખી**

હરિગુણ ગાતાં હેતશું, ઉધર્યા અધમ અનેક;
પ્રીતમ પલક ન છાંડીએ, હરિકીર્તનની ટેક. ૧૭
તિલક છાપ તુલસી અંગે, મુખે ગોવિંદગુણ ગાય
પ્રીતમ પ્રાણ પતિત હોયે, પ્રેમે પુનિત તે થાય. ૧૮



# ૧૩–બ્રહ્મલીલા

જય જય જાંનરાય* જગદીશ, તારે ચરણ નમાવું શીશ. ૧
તુમ હે આદ્યપુરુષ અવિનાશી, તુમહિ સઘળી સૃષ્ટિ પ્રકાશી. ૨
તુમહિ માયા છો ઉપાયા, અંડકટાહ સકલ જુગ છાયા. ૩
તુમહિ પુરુષપ્રકૃતિ પારા, તુમહિ મહત્તત્ત્વ અહંકારા. ૪
તુમહિ ત્રિગુણરૂપ હો આયે, તુમહિ ત્રિભુવનભૂપ કહાયે. ૫
તુમહિ ચંદ્ર અરક ઉપજાયે, તુમહિ ઇન્દ્ર મેઘ હો આયે. ૬
તુમહિ ભયે તરુફલ ફૂલા, તુમહિ સકલ વિશ્વ કે મૂલા. ૭
એક રંગ બીબાં બહુ ભરહી, સાંચે ઘાટ નામ બહુ પરહી. ૮
તુમહિ પંચતત્ત્વ વિસ્તારા, તુમહિ કીયા સકલ સંસારા. ૯
તુમહિ ત્રિયા પુરુષતન ધર હો, તુમહિ પ્રજા બહુતવિધિ કરહો. ૧૦
તુમહિ બ્રહ્મા વિષ્ણુ મહેશા, તુમહિ સુરનર સારદ શેષા. ૧૧
તુમહિ જોગ જગનકે કરતા, તુમહિ જ્ઞાન ધ્યાનકે ધરતા. ૧૨
તુમહિ સબકી મરજાદ બંધાઇ, વર્ણાશ્રમકી રીત ચલાઇ. ૧૩
તુમહિ દાતા દીનદયાલા, તુમહિ ભયંકર કાલકરાલા. ૧૪
તુમહિ નિત્ય લાખ વણસાવો, તુમહિ સવાલાખ ઉપજાવો. ૧૫
કરોડ સનોતર છનુ લાખા, સાસ પ્રમાણ કીયે સત બરખા. ૧૬
સાસ જીત બ્રહ્મરંધ્ર ચડાવે, સો બલ બહુ ઈશતા પાવે. ૧૭
બેઠત બાર ચલત અઢારા, સુવત આંગલ તીસ નિસારા. ૧૮
મૈથુન આંગલ ચોસઠ જાઇ, એસેં આયુસ સકલ ગમાઈ. ૧૯

* સંદેસરમાં પ્રીતમ સ્વામીના મંદિરમાં 'જાંનરાય' એ ભગવાનની મૂર્તિનું નામ છે.

ફૂટે કુંભ રહે નહિ નીરા, એસેં દિન દિન છીન શરીરા. ૨૦
જો બારાસે ચલે અગિયારા, સો પાવે સુખ અગમ અપારા. ૨૧
એકાદશ સે જો દશ ચલ હી, મુખ બોલે સો વાચા ફલહી. ૨૨
અષ્ટ આંગલ જો કો હોઇ, વાકું જીત શકે નહિ કોઇ. ૨૩
દેવચરિત્ર દેખે દિનરાતી, લીલા ભેદ લોક બહુ ભાંતી. ૨૪
જન્મ જન્મકી બૂજે બાતાં, દેખે જીવકું આવત જાતા. ૨૫
સહજ સમાધિ ગુટકો હોઇ, મનઇચ્છા તહાં જાવે સોઇ. ૨૬
એ સબ કરતબકો બલ કહીયે, અનભે આપ અકરતા લહીયે ૨૭
રમતા રામ બ્રહ્મ ભગવંતા, અંતરજામી રૂપ અનંતા. ૨૮
ચેતનસિંધુ એકરસ ભરિયા, તામે જગત બુદબુદા કરિયા. ૨૯
લહેરી લોઢ તરંગ અપારા, એસેં હરિસે સબ સંસારા. ૩૦
ઊચનીચ લઘુ દીરઘ હોઇ, કરમ કરી જાણે સબ કોઈ. ૩૧
સાત્ત્વિક પુણ્ય સ્વર્ગમેં જાવે, રાજસ પુણ્ય મનુષ્યતન પાવે. ૩૨
તામસ પાપ પશુ અવતારા, દુઃખરૂપ જહુ ગૂઢ ગમારા. ૩૩
બ્રહ્મ અકરતા કરમ ન કાંઇ, હે ન્યારા વ્યાપક સબમાંહી. ૩૪
જ્યું સાક્ષી રવિ તેજ પ્રકાશા, એસે ઘટઘટ રામનિવાસા. ૩૫
જ્યું આકાશ નિરંતર હોઈ, સચરાચર જાણો પ્રભુ સોઈ. ૩૬
ધરમ ધુરંધર સબકે કરતા, અનંત કોટિ બ્રહ્માંડ કે ધરતા. ૩૭
ચેતન ચિદાનંદ અવિનાશી, બાહ્યભીતર સરવ પ્રકાશી. ૩૮
જ્યોતિરૂપ જગતગુરુસ્વામી, જીવ ઈશ્વર કે અંતરજામી. ૩૯
નિજાનંદ નિરગુણ નિજરૂપા, ભક્તભાવ ભયે સગુણસ્વરૂપા. ૪૦
ચતુરવિસ વિષ્ણુ અવતાર, કૃષ્ણરૂપ સોઇ અકલ અપાર. ૪૧
ગોકુલકો ગોલોક બનાયે, મથુરામેં વૈકુંઠ કહાયે. ૪૨

નંદરાય આનંદ સ્વરૂપા, સો ભયે વ્રજમંડલ કે ભૂપા. ૪૩
મુક્તિ જસોદા ભકિત રાધા, રૂપશીલ ગુણ પ્રેમ અગાધા. ૪૪
અમર લોક આદિર સબ કોઇ, વેદઋચા વ્રજજુવતી હોઈ. ૪૫
સૂરજસુતા વિરાજે જુમના, મણી સતસંગ ગોવરધન રવના ૪૬
કલ્પદ્રુમ સોઇ કદમ કરીરા, મુનિવર મોર ચકોર શરીરા. ૪૭
ઋષિપત્ની વનવેલ સોહાઇ, કામધેનુ ઋતુ હોઇ આઇ. ૪૮
બ્રહ્મા લકડિયા શંકર વેણુ, કનક ભોમ કુંકુમ રજરેણુ. ૪૯
નૂપુરનિગમ ચરણધૂન કરહી, તડિત પીતાંબર અંગે ધરહી. ૫૦
પંચતત્ત્વ ઉરમાલ વિરાજે, કર્ણ મીન કુંડલ છબી રાજે. ૫૧
આનંદમૂલ અકલ અવિનાશી, સકલ લોક લીલા સુખરાશી. ૫૨
શ્રીવૃંદાવન કમલઆકારા, કૃષ્ણરાધિકા અખંડ વિહારા. ૫૩
તાકો તેજ વિવિધ વિસ્તારા, સબ તનમંદિર ખેલનહારા. ૫૪
સોઇ ભયે સદ્‌ગુરુ બ્રહ્મજ્ઞાની, દે ઉપદેશ ઉદ્ધારે પ્રાણી. ૫૫
બ્રહ્મરૂપ અપનો ઓલખાયો, દેહભાવ સબ દૂર બહાયો. ૫૬
કૃપારૂપ ગુરુ દીનદયાલા, ગયે શર્ણ સો કીયે નિહાલા. ૫૭
હમ દૂબલ કાહા ભેટ હમારી, પ્રીતમ પ્રાણ કરે બલિહારી. ૫૮
બ્રહ્મલીલા સુને અરુ ગાવે, જનની ઉદર બાહેર ન આવે. ૫૯
સંવત અઢાર સુડતાલો કહીએ, ચૈતરમાસ શુકલ પક્ષ લહીયે. ૬૦
નવમી સોમવાર સુખકારી, વાસ સંદેસર કુંજવિહારી. ૬૧
તાકે શરણ ચરણ ચિત્ત ધારી, પ્રીતમ પ્રેમકથા વિસ્તારી. ૬૨
ભગવત ભજન ભાવ ઉર ધારો, હરિ હરિ શબ્દ નામ ઉચ્ચારો ૬૩



# ૧૪–પ્રીતમદાસની સાખીઓ

## ૧–ખળનું અંગ

અસંતને અડીએ નહિ, અડકે ઊપજે સ્નાન;
કહે પ્રીતમ તજ તેહને, શૂકર શ્વાન સમાન. ૧
અસંત ઉરગથી નીચ છે, વાણી વિષે વિકાર;
કહે પ્રીતમ સંગ દુષ્ટને, જન્મે મરે બહુવાર. ૨
અસંત અમંગળ આત્મા, કદી ન કરીએ સંગ;
કહે પ્રીતમ સાધન ખડે, પડે ભજનમાં ભંગ. ૩
વિખ ઘોળીને પીજીએ, પડીએ પાવક માંહી;
કહે પ્રીતમ સાકુટ તણો, સંગ કરે સુખ નાહિ. ૪
સિંહ ભખો વસિયર ગ્રસો, વીંછી વળગો અનંત;
કહે પ્રીતમ સ્વપ્નાંતરે, મળશો નહિ અસંત. ૫
શૂળી ઉપર સેજડી, ત્યાં સૂતે સુખ હોય;
કહે પ્રીતમ કંટક તણો, સંગ ન કરશો કોય. ૬
અસંત અવિદ્યારૂપ છે, ઉપજાવે અજ્ઞાન;
કહે પ્રીતમ સર્વે ભૂલે, ભજનસ્મરણ તપ ધ્યાન. ૭
દુષ્ટતણો નહિ દેશ, દુષ્ટનાં નગ્ર ન હોય;
પ્રીતમ દુષ્ટ સ્વભાવ છે, સંત કહે સબ કોઇ. ૮
બાળકાંડ માંહે કહ્યાં, ખળચરિત્ર અપાર;
કહે પ્રીતમ અનુક્રમે, જાણે જાણનહાર. ૯
બહુ કહેતાં બુદ્ધિ બગડે, રસના હોય ખુવાર;

કહે પ્રીતમ સંકેતથી, સમજે સમજણહાર. ૧૦
લક્ષણ લખીને રાખીએ, સમજી કરીએ પ્રીત;
કહે પ્રીતમ કહું કેટલું, રાખો દૃઢ પ્રતીત. ૧૧
મનથી મૂકી દીજીએ, તનસું નહિ વહેવાર;
કહે પ્રીતમ ન્યારો રહે, જ્યમ જળકમળ વિચાર. ૧૨
ભેખ દેખી ના ભૂલીએ, સ્વાંગ ધરે સબ કોઇ;
કહે પ્રીતમ ચિત્ત શુદ્ધ હોય, સિદ્ધ કહાવે સોય. ૧૩
ખીર તક્ર બેઉ શ્વેત છે, સ્વાદ વિચાર વિવેક;
કહે પ્રીતમ પટાંતરે, સંત અસંત એમ દેખ. ૧૪
હંસ બગ બેઉ ઊજળા, ચારે ચિહ્ન જણાય;
સો મણ સાબુ ધોઇએ, ગરધવ ગાય ન થાય. ૧૫
કોયલ કાગ એક રંગ છે, ભાષા ભિન્ન જણાય;
કહે પ્રીતમ સુણી શબ્દને, સર્વ મારવા ધાય. ૧૬
ઉદક અન્ન અસંતનું, ખાન પાન કરે જેહ;
કહે પ્રીતમ સંશય નહિ, પડે નરકમાં તેહ. ૧૭
દુષ્ટ સંગનો દોષ બહુ, શાસ્ત્રપુરાણે સાખ;
કહે પ્રીતમ પ્રપંચ તજી, રામ નામ ચિત્ત રાખ. ૧૮

## ૨–નામમાહાત્મ્યનું અંગ

રામ નામ શંકર જપે, સ્મરણ અખંડ સમાધ;
કહે પ્રીતમ મંગળ મહા, ન મળે એક ઉપાધ. ૧
રામ નામ નિત્યે રટે, સનકાદિક શુક શેષ;
કહે પ્રીતમ સદ્‌ગુરુ તણો, રામ નામ ઉપદેશ. ૨

નામ નિરંતર લીજીએ, મૂકી માન ગુમાન;
કહે પ્રીતમ દુગ્ધા મટે, પ્રગટે પૂરણ જ્ઞાન. ૩
રામ નામ રસના રટે, જે હો પરમ સુજાણ;
કહે પ્રીતમ નામે તરે, પાણીમાં પાષાણ. ૪
અધમ અજામિલ પાતકી અતિ મતિમંદ ગમાર;
કહે પ્રીતમ હરિ નામ તેં, સેહેજે પાયે પાર. ૫
નામ ઉચાર્યું ગજપતિ, સંકટમાં જેહી વાર;
કહે પ્રીતમ એક પલકમેં, કાટે કષ્ટ અપાર. ૬
ગુનકા સબ ગુણરહિત હે, અવગુણકો ભંડાર;
કહે પ્રીતમ હરિ નામ તેં, ઊતર ગઇ ભવપાર. ૭
રામ નામ જોગી જપે, તપે નહિ ભવતાપ;
કહે પ્રીતમ મન જીતકે, જપે અજપ્પા જાપ. ૮
નામ બરાબર કછુ નહિ, તપ તીરથ વ્રત દાન;
કહે પ્રીતમ સાધન સબે, નહિ હરિનામ સમાન. ૯
રામનામ ચિંતામણિ, કલ્પદ્રુમ કામધેન;
કહે પ્રીતમ હરિ નામસેં, લગે રહો દિનરેન. ૧૦
નામ સુધારસ જે પીએ, જન્મમરણભય જાય;
કહે પ્રીતમ પ્રીતે રટે, અમર અભેપદ પાય. ૧૧
નામ રામતેં અધિક હે, મહિમા અધિક અપાર;
કહે પ્રીતમ વિરલા લહે, જાકું તત્ત્વવિચાર. ૧૨
પર્વતમેં મેરુ બડા, તીરથ બડા કેદાર;
કહે પ્રીતમ સબ નામતેં, રામનામ નિજ સાર. ૧૩
રામનામ પારસમણિ, મન લોહા હોય હેમ;

કહે પ્રીતમ એક નામસેં, કરહુ નિરંતર પ્રેમ. ૧૪
હરિ હીરા હૃદયે ધરો, મિટે મોહ અંધકાર;
પ્રીતમ રવિ પરમાતમા, પ્રગટે તેજ અપાર. ૧૫
રામનામ હે મહામણિ, કાટે વિષય વિકાર;
કહે પ્રીતમ નિજ નામથી, ઝગમગ જ્યોત અપાર. ૧૬
નામતણી રચના સકળ, સપ્તદ્વીપ નવખંડ;
પ્રીતમ પસારા નામકા, સો ગાજે બ્રહ્માંડ. ૧૭
નામ લીયે નામી મીલે, ઐસા નામ બળવંત;
પ્રીતમ સ્મરણ નામકે, ભયે શિરોમણિ સંત. ૧૮
નિર્મળ નામ ઉચ્ચારતાં, ઊઘડે નેન અનંત;
પ્રીતમ સ્વેપદ પરસતાં, હોય પરમ સુખ શાંત. ૧૯
એક નામ આધાર હે, નામ વિના નહિ કોય;
પ્રીતમ નામ ઉચ્ચારતાં, જીવ ટળી બ્રહ્મ હોય. ૨૦
નામ નગારાં ગડગડે, અનહદ આઠે પહોર;
કહે પ્રીતમ દિલ ના ડગે, રહે ઠોરકા ઠોર. ૨૧
નામ બરાબર કછુ નહિ, જોગ જગન તપ દાન;
કહે પ્રીતમ ભજ ભાવશું, તજી દેહ અભિમાન. ૨૨
નામ સકળ સંસારમાં, વ્યાપક પિંડબ્રહ્માંડ;
કહે પ્રીતમ સત નામ હે, સપ્તદ્વીપ નવખંડ. ૨૩
નામ સુધારસ જે પીએ, જન્મમરણભય જાય;
કહે પ્રીતમ સુખ સહજમાં, અભય અમર તે થાય. ૨૪
નામ રત્ન અમૂલ હે, દિલ દરિયા કે માંહી;
કહે પ્રીતમ મરજીવા લહે, દૂજા પાવે નાહી. ૨૫

નામદીપ ઉદ્યોત હે, મનમંદિર કે મધ્ય;
કહે પ્રીતમ રટ નામકું, પ્રગટે જ્ઞાન પ્રસિદ્ધ. ૨૬

## ૩–સંતમાહાત્મ્યનું અંગ

સંત સમાગમ કીજીએ, હૃદયે રાખી ભાવ;
કહે પ્રીતમ સંસારમાં, તરવાનું એ નાવ. ૧
સેવા પૂજા સંતની, જે કરશે નરનાર;
કહે પ્રીતમ આનંદમેં, ઊતરશે ભવપાર. ૨
સંત વાસી વૈકુંઠકે, ઊતરે અવની મોઝાર;
કહે પ્રીતમ પાવન કીયા, પાપરૂપ સંસાર. ૩
સંત સ્વરૂપ હે બ્રહ્મકો, એમાં નહિ સંદેહ;
કહે પ્રીતમ ઉપદેશકું, ધર્યો મનુષ્યકો દેહ. ૪
સંત બ્રહ્મકો હંસ હે, બ્રહ્મ સરોવર વાસ;
કહે પ્રીતમ મુક્તા ચુગે, નિર્મળ નામ સુવાસ. ૫
સંત સમો સંસારમાં, નહિ કોઇ પરમદયાળ;
કહે પ્રીતમ એક પલકમાં, નજરે કરે નિહાલ. ૬
સંત હરિકે લાડીલે, નિર્મળ બચન રસાળ;
કહે પ્રીતમ નિજ જ્ઞાન દે, કાટે જમકી જાળ. ૭
સંત પ્રગટ પરમાત્મા, પૂરણ પરમાનંદ;
પ્રીતમ મહિમા અંગમાં, જાણે નહિ મતિમંદ. ૮
સંત બ્રહ્મકો તેજ હે, પૂરણ જ્યોત પ્રકાશ;
કહે પ્રીતમ માયા તિમિર, તત્ક્ષણ હોયે નાશ. ૯
સંત સગુણ અવતાર હે, હરિકે અનંત અપાર;

કહે પ્રીતમ ગુણ ગાયકે, કીનો નિજ વિસ્તાર. ૧૦
સંત સુધારસ કે ભરે, નખસેં શિશ પર્યંત;
કહે પ્રીતમ પદ પરસતાં, ઊઘડે નેણ અનંત. ૧૧
સંત સમાધિમાં રહે, દેહતણી બુદ્ધિ નાહિં;
કહે પ્રીતમ બ્રહ્મમાં ભળે, જ્યમ પાલો પાણીમાંહી. ૧૨
સંત ચિદાનંદ સિંધુ હે, આનંદ અતિ ઉદાર;
કહે પ્રીતમ રજ પરસતાં, છૂટે ભવસંસાર. ૧૩
સંત સમુદ્રકી લહેર હે, વાણી વચન તરંગ;
કહે પ્રીતમ નિત્ય પરસતાં, પ્રગટે પૂરણ રંગ. ૧૪
સંત પરમ ધનવંત હે, કરે દીનતા દૂર;
કહે પ્રીતમ હરિભજનમાં, રહે રંગ ભરપૂર. ૧૫
સંત શરણ શીતળ સદા, સેવંતાં સુખ હોય;
કહે પ્રીતમ ત્રિલોકમેં, ગાંજ શકે નહિ કોય. ૧૬
સંતમહિમા શ્રીમુખ કહે, કમળાને બહુવાર;
કહે પ્રીતમ કોઇ જાનહી, જાકું તત્ત્વ વિચાર. ૧૭
સંત મૂળ મેં ડાળ હું, પત્ર સકળ સંસાર;
કહે પ્રીતમ વિરલા લહે, મહિમા અગમ અપાર. ૧૮
સંત સદા મમરૂપ હે, નાહીં આન વિચાર;
કહે પ્રીતમ મંગલમય, વિચરે અવનિમોઝાર. ૧૯
સંત દીસાસેં હોત હે, સ્વાંગે સંત ન હોય;
કહે પ્રીતમ સોનામુખી, કુંદન કહે ન કોય. ૨૦
સંત વિષયથી વર્જિતા, નાહીં લોભ લગાર,
કહે પ્રીતમ પરમારથી, પ્રેમે પર ઉપકાર. ૨૧

આશા તૃષ્ણા ઇર્ષ્યા, નિંદા નહિ લવલેશ,
કહે પ્રીતમ આનંદમાં, આપે સત ઉપદેશ. ૨૨
મિથ્યા ભાષણ નહિ કરે, બોલે અવિચળ વેણ;
કહે પ્રીતમ અતિ મુદિત મન, નિર્મળ વાકે નેણ. ૨૩
જ્ઞાનગિરા તે ઉચરે, જ્ઞાનતણું દે દાન;
કહે પ્રીતમ રહે જ્ઞાનમાં, ખાનપાન શુભ જ્ઞાન. ૨૪
દયા દાન ને દીનતા, આશારહિત અમાન;
કહે પ્રીતમ પલ ના ડગે, એવું નિરંતર ધ્યાન. ૨૫
નિષ્કિંચન નિર્વૈરતા, બાહ્યાંતર પવિત્ર;
કહે પ્રીતમ શુદ્ધ ભાવનેં, ગાય સુણે હરિ ચરિત્ર. ૨૬
કામ ક્રોધ મદ મોહમાં, પામે નહિ પરિતાપ;
કહે પ્રીતમ શીતળ રહે, જપે અજપા જાપ. ૨૭
સુરતરુ સુરધેનુ સદા, ચિંતામણિસે ચેન;
કહે પ્રીતમ પાવન પરમ, સુધા સ્નેહી સુખચેન. ૨૮
સંત અમરપદ ભોગવે, રાજકુંવરનું રાજ;
કહે પ્રીતમ દુર્બળ ડરે, સુણી ગજરાજ અવાજ. ૨૯
સંત લક્ષણ કોણ કહી શકે, શેષ ન પામે પાર;
કહે પ્રીતમ કૈસે કરું, વાણીરહિત વિચાર. ૩૦
સતકોટિ મળી શારદા, કથે કલ્પપર્યંત;
કહે પ્રીતમ કહી નવ શકે, લક્ષણ સંત મહંત. ૩૧
જાત ન જોઇએ સંતકી, સંત નિરંજન દેવ;
કહે પ્રીતમ પ્રેમે કરી, કીજે વાકી સેવ. ૩૨
કાગવિષ્ટામેં પીપળો, ઊગે ઠોર કઠોર;

કહે પ્રીતમ પૂજે સબે, ભાવ ધરે નહિ ઓર. ૩૩

## ૪–ગુરુમહિમાનું અંગ

ગુરુપદ પ્રેમે પૂજીએ, પ્રગટે જ્ઞાન પ્રકાશ;
કહે પ્રીતમ એક પલકમાં, કરે અવિદ્યા નાશ. ૧
ગુરુ ગોવિંદતેં અધિક હે, શુદ્ધ ચિત્તે કરી જોય;
કહે પ્રીતમ કરુણા કરે, આવાગમન ન હોય. ૨
સદ્‌ગુરુ ચરણસરોજમાં, મન મધુકર કરી રાખ;
કહે પ્રીતમ નિત્ય નેહશું, રામસુધારસ ચાખ. ૩
સદ્‌ગુરુ સમ સંસારમાં, હિતકારી કોઉ નાહીં;
કહે પ્રીતમ ભવપાશ તે, છોડાવે પલમાંહી. ૪
ગુરુકું માને માનવી, દેખે દેહ વ્યવહાર;
કહે પ્રીતમ સંશય નહિ, પડે નરક મોઝાર. ૫
ગુરુ ઈશ્વરતેં અધિક હે, બ્રહ્મરૂપ ભગવાન;
કહે પ્રીતમ પદ પરસતાં, કાટે કોટિ અજ્ઞાન. ૬
અશન વસન વાહન સદન, સદ્‌ગુરુ અર્પે જેહ;
કહે પ્રીતમ સુખ ભોગવે, અખંડ અભેપદ તેહ. ૭
જાકે મસ્તક ગુરુ નહિ, સો નર નુગરા જાણ;
કહે પ્રીતમ પાતક નહિ, પુરુષ નહિ પાષાણ. ૮
ચંદ્ર વિના જેમ જામની, કંથ વિના જેમ નાર;
કહે પ્રીતમ એમ ગુરુ વિના, પ્રાણી પશુ ગમાર. ૯
નુગરા નર જ્યાં પગ ધરે, કંપે ધરણી શેષ;

કહે પ્રીતમ મુખ દેખતાં, પાપ કરે પ્રવેશ. ૧૦
ગુરુઆજ્ઞા માને નહિ, તજે ન દેહ અભિમાન;
કહે પ્રીતમ મહા અરણ્યમેં, રાક્ષસ હોય નિદાન. ૧૧
ગુરુકું તન મન સોંપીએ, સર્વસ પ્રાણસમેત;
કહે પ્રીતમ ભવસિંધુમેં, બૂડત ભુજ ગ્રહી લેત. ૧૨
સેવકકે સુખ કારણે, ગુરુ કસોટી દેત;
કહે પ્રીતમ શિક્ષા કરે, અંતરમાંહી હેત. ૧૩
પારસમણિ, ચિંતામણિ, કલ્પદ્રુમ કામધેન;
કહે પ્રીતમ ગુરુચરણપર, કોટિ વારણ કીન. ૧૪
કોટિ ઇન્દ્ર કોટિ કમલભૂ, કોટિ શારદા શેષ;
કહે પ્રીતમ ગુરુકું ભજે, ગૌરી સિદ્ધ ગણેશ. ૧૫
ઊઠ કરોડ તીરથ સબેં, ગુરુચરણોદક જેહ;
કહે પ્રીતમ પીએ પ્રેમશું, પામે અટલપદ એહ. ૧૬
લાખ યજ્ઞ જે કોઇ કરે, વિધિપૂર્વક વિખ્યાત;
કહે પ્રીતમ પ્રસાદમાં, સમજી લો સાક્ષાત. ૧૭
ગુરુકા વચન વિચારીએ, મનશું વારંવાર;
કહે પ્રીતમ એક શબ્દમાં, ચાર વેદકો સાર. ૧૮
સબહી મિટાવે કલ્પના, કરે ભ્રમણા દૂર;
કહે પ્રીતમ પરમાત્મા, દેખાડે ભરપૂર. ૧૯
કમઠ દૃષ્ટિ જેમ ઇંડ પર, પોષે પૂરણ હેત;
કહે પ્રીતમ એમ શીશકું, જ્ઞાનકૃપા કરી દેત. ૨૦
ગુરુમહિમા અતિ અગમ હે, નિગમ ન પાવે પાર;
કહે પ્રીતમ કૈસો લહે, જડમતિ જીવ ગમાર. ૨૧

ગુરુકી પૂજે પાદુકા, આસન સેજ સલામ;
કહે પ્રીતમ રિધ સિધ સબે, તાકી હોય ગુલામ. ૨૨

શુક નારદ શંકર રટે, ગુરુકો મહિમા અપાર;
કહે પ્રીતમ ગુરુ શબ્દસેં, તરીએ ભવસંસાર. ૨૩

જન્મમરણ જોખમ ટળે, અખંડ અભેપદ પાય;
કહે પ્રીતમ જોખમ ટળે, અનુભવ એકરસ થાય. ૨૪

અંતરજામી ગુરુ આતમા, સબ ઘટ કરે પ્રકાશ;
કહે પ્રીતમ ચર અચરમાં, ગુરુ નિરંતર વાસ. ૨૫

તૃણ ન હાલે ગુરુ વિના, વ્યાપક વિશ્વાધાર;
કહે પ્રીતમ કાયા વિષે, સદ્‌ગુરુ બોલણહાર. ૨૬

ગુરુકો ધ્યાન જોકો ધરે, બોલે ગુરુમુખ વાણ;
પ્રીતમ સંત સમાજમેં, સકલ શિરોમણિ જાણ. ૨૭

સંત હરિ ગુરુ એક હે, ભિન્ન કહો મત કોઈ;
કહે પ્રીતમ સદ્‌ગુરુ મિલે, તાકું માલૂમ હોય. ૨૮

ગુરુ કે ગુન કહા ગાઇએ, મુખમેં રચના એક;
પ્રીતમ સાગર પૂજીએ, અંજલિ કરો વિવેક. ૨૯

દીપ આરતી અર્કપર, ઉતારે જો કોઇ;
કહે પ્રીતમ એ દેખતાં, કૈસી શોભા હોય. ૩૦

વાણી વડે કયા વર્ણવું, મન વાણી કે પાર;
કહે પ્રીતમ કૈસે કરું, વાણીરહિત વિચાર. ૩૧

## ૫-વિચારનું અંગ

સદ્‌વિચાર નિત્ય કીજીએ, મૂકી મન અહંકાર;
પ્રીતમ ચિત્ત વિચારીએ, કો હું કો સંસાર. ૧
સંસાર કોણે પેદા કર્યો, કોણે ઉપજાવ્યો હું;
કહે પ્રીતમ સૌ કારમું, દીસે છે તે શું. ૨
હુંકારે આવી અડ્યું, દાનવ માનવ દેવ;
કહે પ્રીતમ સમજાવતાં, ટળે નહિ અહમેવ. ૩
હુંકારે હરિ વેગળા, હુંનું કામ કઠોર;
કહે પ્રીતમ ભાગે નહિ, હુંકા જબરા જોર. ૪
કોઇ વિરલા જન વીસરે, આપાકૃત અહંકાર;
કહે પ્રીતમ સબ દેખતાં, નીકસ ગયે ભવપાર. ૫
ખાતાં પીતાં પહેરતાં, સૂતાં બેઠાં સાર;
કહે પ્રીતમ તજીએ નહિ, આત્મતત્ત્વ વિચાર. ૬
જપ તપ જોગ વિચારમાં, તીરથ વ્રત અનેક;
પ્રીતમ પલક ન છાંડીએ, સાર વિચાર વિવેક. ૭
વિચાર વિરંચિએ કર્યો, ઉપજાવી સૌ સૃષ્ટ;
પ્રીતમ વિષ્ણુ વિચારતે, સૌનું કાપે કષ્ટ. ૮
વિચાર શિવજીએ કર્યો, હૃદયે રાખ્યા રામ;
કહે પ્રીતમ શતકોટિમાં, લીયો વિચાર નિજનામ. ૯
વિચાર સનકાદિકે કર્યો, ધર્યો હરિશું સ્નેહ;
કહે પ્રીતમ પરણ્યા નહિ, રહ્યા સ્વરૂપે તેહ. ૧૦
શ્રીશુકજી સમ કોઇ નહિ, કીયો સુવસ્તુ વિહાર;

કહે પ્રીતમ માયાતણો, વળગ્યો નહિ વિકાર. ૧૧
વિચાર વિના જે જે કરે, તે સૌ સાધન ફોક;
કહે પ્રીતમ સુખ નહિ મળે, યહ લોક પરલોક. ૧૨
વચન વિચારી બોલીએ, વચને ટળે વિરોધ;
વિના વિચારે પ્રીતમ કહે, બોલે ઊપજે ક્રોધ. ૧૩
ક્રોધ ટળે, ટળે કામના, લાભ ન મળે લગાર;
કહે પ્રીતમ નિર્મળ રહે, એવો તત્ત્વવિચાર. ૧૪
વિચારે વ્યાપે નહિ, વિષય વાસના શૂળ;
કહે પ્રીતમ તજીએ નહિ, સદ્‌વિચાર સુખ મૂળ. ૧૫
વિચારી વિખ ખાત હૈ, તાકું દુઃખ ન થાય;
કહે પ્રીતમ સુખમાં રહે, શોક સમૂળો જાય. ૧૬
કર્તવ્ય કોઇ પહોંચે નહિ, પહોંચે સદ્‌વિચાર;
કહે પ્રીતમ રહે વિચારમાં, વ્યાપે નહિ વિકાર. ૧૭
રાગ દ્રેષ સબહી સમે, મન દેહ વ્યવહાર;
પ્રીતમ વસ્તુ વિચારતાં, કહો કહાં સંસાર. ૧૮
વેદતત્ત્વ વિચારતાં, હાર્દ આવે હાથ;
કહે પ્રીતમ પ્રગટ મિલે, તરત ત્રિભુવનનાથ. ૧૯
ભક્તિ વિચારથી ઊપજે, ભક્તિથી ઊપજે જ્ઞાન;
જ્ઞાનથકી હું તું ટળે, પ્રીતમ પ્રેમનિધાન. ૨૦
તત્ત્વવિચારે દેહનું, સર્વ ટળે અભિમાન;
પ્રીતમ પ્રગટ આત્મા, એક રસ નિર્મળ જ્ઞાન. ૨૧
જીવ ટળી બ્રહ્મ હોત હૈ, ઐસો તત્ત્વવિચાર;
કહે પ્રીતમ લાગે નહિ, વિખિયા લેહેર લગાર. ૨૨

જન્મમરણુ જોખમ ટળે, મૃત્યુ અમૃત હોય;
પ્રીતમ સાર વિચાર હે, કરી શકે જો કોઈ. ૨૩
સમજે સાધન હોત હે, જપ તપ યજ્ઞ અપાર;
કહે પ્રીતમ વિચાર વિણ, કર્યાં કરાવ્યાં છાર. ૨૪
વિશ્વ આતમ બ્રહ્મ હે, સબ ઘટ કરે પ્રકાશ;
પ્રીતમ તત્ત્વ વિચારતે, ભાસ્યે બ્રહ્મવિલાસ. ૨૫
જોગ જુગત સંજમ કરે, એ સબ તત્ત્વવિચાર;
કહે પ્રીતમ ટળે કલ્પના, પામે પદ નિરધાર. ૨૬

## ૬–જોગનું અંગ

જોગ સમાધિ જે કરે, સાધે આઠે અંગ;
પ્રીતમ પ્રવૃત્તિ તજે, પ્રગટે પૂરણ રંગ. ૧
આસન પ્રાણાયામ પ્રતિહાર કરે ધ્યાન ધારણા સંયમ;
કહે પ્રીતમ જોગ સમાધિસે, ધરે નિરંતર પ્રેમ. ૨
મૂળ કમળ દળ ચારનું, અજનું ખટ દળ હોય;
પ્રીતમ દશદળ વિષ્ણુનું, જુક્તિ કરીને જોય. ૩
દ્વાદશ દળ હૃદયકમળ, ચક્ર અનાહત શિવ;
કહે પ્રીતમ દળ સોળનું, કંઠસ્થાન વસે જીવ. ૪
જુગલ પાંખડી ભ્રૂમહીં, જ્યાં ઈશ્વર અવિનાશ;
કહે પ્રીતમ દળ સહસ્રનું, પ્રેમે કરે પ્રકાશ. ૫
ખટસેં અજપા હોત હે, ગણપતિ દ્વાર ઉદાર;
કહે પ્રીતમ બ્રહ્મા વિષ્ણુ શિવ, ત્યાં અજપા સહસ્ર અઢાર. ૬

કરે અજપા સહસ્ર એક, જીવાત્મા જ્યાં હોય;
કહે પ્રીતમ પરમાત્મા, સહસ્ર અજપા સોય. ૭
એકવીસ ખટ સહસ્ર અજપા, ધુની અનાહત હોય;
કહે પ્રીતમ પૂરણ નિધિ, બ્રહ્મ દષ્ટ કરી જોય. ૮
પંચમુખી ગંગા વહે, ઊઠે અનાહત નાદ;
કહે પ્રીતમ પદ પરસતાં, મટી જાય મોહ પ્રમાદ. ૯
ચીણી ચીણી મંજાહ્નરી, વીણા તાલ મૃદંગ;
પ્રીતમ ઘંટા શંખધ્વનિ, ભેરી ભેદ સારંગ. ૧૦
ધોતી નેતી બસ્તી ભ્રમરી, નોળી ત્રાટક ધ્યાન;
પ્રીતમ ખટકર્મ જોગકે, સમજે સાધનવાન. ૧૧
મુષક હંસ ખગપતિ ગતિ, વૃષભ ચાલ નિરધાર;
કહે પ્રીતમ ગુરુગમ કરી, નીરખો નિજ દેદાર. ૧૨
કુર્મ સંકોચે શરીરને, એમ સમેટે અંગ;
કહે પ્રીતમ અમૃત પીવે, સુરત સખીકે સંગ. ૧૩
કરે અગોચરી પેંગડાં, ખેચરી પર અસવાર;
પ્રીતમ લગામ ગ્રહે ભૂચરી, ખેલે ચાચરી સાર. ૧૪
રહે ઉન્મની આસન, આઠે પહોર આનંદ,
કહે પ્રીતમ તે નહિ પડે, ફરીને માયા ફંદ. ૧૫
ત્રિકુટિ ઉઠ પીઠ કુલાંટ, ભ્રમર ગુફા બ્રહ્મરંધ્ર મુકામ;
કહે પ્રીતમ સંસારસુખ, તાકું નહિ હૈ કામ. ૧૬
ગગનમંડળમેં ઘર કરે, ધરે સમાધિ ધ્યાન;
કહે પ્રીતમ પ્રેમે કરે, અજર અમીરસ પાન. ૧૭
પ્રેમજડી અમૃત ઝરે, બીજે આઠે અંગ;

કહે પ્રીતમ જોગ તણો, નિત્ય નિત્ય નૌતમ રંગ. ૧૮
ઝગમગ ઝગમગ હોત હે, તેજપુંજ ભરપૂર;
કહે પ્રીતમ સબ દેવતા, સેવામાંહી હજૂર. ૧૯
ગણનાયક પ્રજાપતિ, વિષ્ણુ શંકર ઇન્દ્ર;
કહે પ્રીતમ સેવા કરે, અશ્વનીકુમાર રવિ ચંદ્ર. ૨૦
વાયુ વરુણ અગ્નિ વસુ, દશે દિશા દિકપાળ;
કહે પ્રીતમ લાગે નહિં, કાળ વ્યાળ જંજાળ. ૨૧
ચોરાશી લાખ આસન જોગકે, તામેં ચોરાશી સાર;
તામેં સોળ પ્રસિદ્ધ હે, પ્રીતમ કહે વિચાર. ૨૨
તામાંહી દ્વાદશ કહે, દ્વાદશમાંહી તીન;
કહે પ્રીતમ એ તીનમેં, પદ્મ સિદ્ધ સત કીન. ૨૩
એ સબ સાધન તબ લગે, જબ લગ લગે સમાધ;
કહે પ્રીતમ નિર્વિંધનસેં, મિટ જાય સકલ ઉપાધ. ૨૪
એ સબ સાધન સત્ય હે, જબલગ ઊપજે જ્ઞાન;
પ્રીતમ જ્ઞાન પ્રકાશતે, સબહી દષ્ટ સમાન. ૨૫

## ૭–જ્ઞાનનું અંગ

જ્ઞાન વિના અભિમાનકી, ટળે ન અહંતા આડ;
કહે પ્રીતમ નિજ જ્ઞાનકા, જાહેર ઝંડા ગાડ. ૧
જ્ઞાનરવિ ઘટમેં ઉદે, ટાળે તિમિર અજ્ઞાન;
પ્રીતમ મોટમ જ્ઞાનકી, ભાખે શ્રીભગવાન. ૨
ગીતાકે અધ્યે સાતમેં, જ્ઞાનશિરોમણિ કીન;
પ્રીતમ પારથકું કહા, કૃષ્ણચંદ્ર પ્રવીણ. ૩

એકાદશ ઉદ્ધવપ્રત્યે, કરી જ્ઞાનકી ગોષ્ટ;
કહે પ્રીતમ રઘુવર પ્રત્યે, કહ્યો જોગ વસિષ્ઠ. ૪
સનકાદિક શંકર સદા, રહે જ્ઞાનમેં લીન;
કહે પ્રીતમ પૂરણ સદા, જ્ઞાન ગુરુકી સેન. ૫
જ્ઞાનીકો જીવન સુફલ, સબહીકું સુખરૂપ;
કહે પ્રીતમ જ્ઞાને મીટે, માયા ભ્રમ તમ કૂપ. ૬
જ્ઞાનગિરા તે ઉચરે, જ્ઞાનતણો ઉપદેશ;
કહે પ્રીતમ જ્ઞાને ટળે, બહુરૂપી રાગ ને દ્વેષ. ૭
એક ચરાચર આતમા, અપના તુલ્ય સબ કોઇ;
કહે પ્રીતમ કો ઉપરે, દુષ્ટ ભાવ નવ હોય. ૮
અપને પગસે પગ સબે, અપને પ્રાણસે પ્રાણ;
અપને મુખસે મુખ સબે, પ્રીતમ એહ પ્રમાણ. ૯
અપને નૈનસે નૈન સબે, અપને કરનસે કરન;
અપને અંગસે અંગ સબે, પ્રીતમ એ દુઃખ હરન, ૧૦
સાગર માંહી હોત હૈ, લેહેરી લોઢ તરંગ;
કહે પ્રીતમ એક બ્રહ્મ મેં, ઉપજત હૈ બહુ રંગ. ૧૧
વાપી કૂપ તડાગકે, નીર ભિન્ન નવ હોય;
કહે પ્રીતમ એક આતમા, જ્ઞાન દષ્ટ કરી જોય. ૧૨
ઉચ્ચ દશા હૈ જ્ઞાનકી, જો કોઈ જાણે ભેદ;
કહે પ્રીતમ વર્ણન કરે, નિશદિન ચારે વેદ. ૧૩
જ્ઞાની કર્મ કરે સબે, અંતર નહિ અહમેવ;
કહે પ્રીતમ ભીતર નહિ, ઉપર સકળ અવેવ. ૧૪
જ્ઞાન ગુરુને પાઈએ, ગુરુ હૈ જ્ઞાન સ્વરૂપ;

કહે પ્રીતમ જ્ઞાને મીલે, અખિલ ભુવન કે ભૂપ. ૧૫
નિંદા સ્તુતિ કાં કરો, ચંદન અથવા છાર;
કહે પ્રીતમ દુઃખે નહિ, દિલમેં એક લગાર. ૧૬
શત્રુ મિત્ર સમાન ચિત્ત, સરખું કંચન લોહ;
કહે પ્રીતમ જ્ઞાની વિષે, નહિ મમતા મદ મોહ. ૧૭
સોળ વરસની સુંદરી, નખ શિખ સજે શણગાર;
કહે પ્રીતમ ભેળાં રહે, ન મળે વિષયવિકાર. ૧૮
ખડ્ગ કાઢી શિર પર રહે, મારનકું નિરધાર;
પ્રીતમ ભય ઊપજે નહિ, જ્ઞાન લક્ષણ સાર. ૧૯
છળ પ્રપંચ કરે નહિ, સબહી મેં શુદ્ધ ભાવ;
કહે પ્રીતમ પૂરણ રહે, કોય દો કોય લે જાવ. ૨૦
વસ્તુ છુપાવે નહિ કશી, નહિ કોઇ ચોર શાહુકાર;
કહે પ્રીતમ એક આત્મા, સબહી સરજનહાર. ૨૧
જ્ઞાન વિના બહુ ગરબડો, ઊપજે અનંત અપાર;
કહે પ્રીતમ જ્ઞાને સમે, ભાસે બ્રહ્માકાર. ૨૨
જ્ઞાન જ્ઞાન સબ કો કહે, આતમજ્ઞાન સો જ્ઞાન;
કહે પ્રીતમ પારસમણિ, ઔર સબે પાષાણ. ૨૩
ભરત ઋષભ શુકદેવજી, દત્ત કપિલ ત્રિપુરાર;
ગરક રહ્યા તે જ્ઞાનમેં, પ્રીતમ પ્રેમ અપાર. ૨૪
ભક્તિ જુક્તિ જે જ્ઞાન હે, સોઇ જ્ઞાન શુભ સાર;
કહે પ્રીતમ પરમારથી, જ્ઞાની પુરુષ ઉદાર. ૨૫
દયા કરે સબ દુઃખ હરે, દેવે નિર્મળ જ્ઞાન;
કહે પ્રીતમ પ્રેમે કરી, મુકાવે અભિમાન. ૨૬

તાકો સુખ મેં કા કહું, એસો અવર ન કોઇ;
કહે પ્રીતમ ત્રિભુવનપતિ, ભક્તનકું વશ હોય. ૨૭

## ૮–ભક્તિનું અંગ

ભક્તિ કરે ભગવાનકી, તજે વિષય રસપાન;
કહે પ્રીતમ ભૂલે નહિ, ભૂમિ તણું નિશાન. ૧
અનન્ય ભાવ ઉપાસના, ગુરુઈશ્વરકી હોય;
કહે પ્રીતમ ત્રિલોકમેં, વિઘન કરે નહિ કોઈ. ૨
અમૃતસરખું ઉચરે, કરે તે પર ઉપકાર;
કહે પ્રીતમ ચૂકે નહિ, સેવાસમરણ સાર. ૩
અપને સુખ માગે નહિ, ધન સંપત સુખરાજ;
કહે પ્રીતમ આનંદમેં, કરે પરમારથ કાજ. ૪
ઈશ્વરતા ઇચ્છે નહિ, નહિ અજપદની આશ;
કહે પ્રીતમ સમરથ સબળ, રહે દાસનકા દાસ. ૫
જોગ સિદ્ધિ જાચે નહિ, રાચે હરિકે રંગ;
કહે પ્રીતમ શુદ્ધ ભાવશું, કરે સદા સત્સંગ. ૬
કોઇ કું નિંદે નહિ, વંદે જથા બળ બુદ્ધ;
કહે પ્રીતમ પૂરણ સદા, સદા રહે ચિત્ત શુદ્ધ. ૭
જન્મ કર્મ જશ રામકે, ગાય સુણે નિત્ય નિત્ય;
કહે પ્રીતમ સ્વારથ નહિ, પરમારથ પર પ્રીત. ૮
ભક્તિ ચિંતામણિ ચિત્ત ધરે, કરે ન અન્ય ઉપાય;
કહે પ્રીતમ પ્રેમે કરી, ગુણ ગોવિંદકે ગાય, ૯

ભક્તિ પ્રિય ગોપાલકું, ઐસો અવર ન કોય;
કહે પ્રીતમ ત્રિભુવનપતિ, ભક્તનકે વશ હોય. ૧૦
ભક્તિ કરી પ્રહ્લાદજી, હરિ ધર્યો નરસિંહરૂપ;
કહે પ્રીતમ કર નખ વડે, હણ્યો હિરણાકસ ભૂપ. ૧૧
ભક્તિ વિભીષણે કરી, સાચા હૃદયા સાથ;
કહે પ્રીતમ રાવણ હણ્યો, રૂપ ધરી રઘુનાથ. ૧૨
ભક્તિ પાંડુસુતે કરી, ભજ્યા દ્વારકાધીશ;
કહે પ્રીતમ કૌરવ તણી, જડ કાઢી જગદીશ. ૧૩
બાળપણે ધ્રુવજી ભજ્યા, આદ્ય પુરુષ અવિનાશ;
કહે પ્રીતમ અવિચળ થયા, ફરી નહિ ગર્ભવાસ. ૧૪
પ્રેમભક્તિ અનપાયની, આનંદ સુખનું મૂળ;
કહે પ્રીતમ વ્યાપે નહિ, મોહ માયાનું શૂળ. ૧૫
માયા સુરાતબ ભોગવે, દિવસ પાંચ દશ કોઈ;
કહે પ્રીતમ યમયાતના, અંતકાળ બહુ હોય. ૧૬
ભક્તિ સુધાસાગર સહી, માયા દુઃખભંડાર;
કહે પ્રીતમ સમજે નહિ, તો દેખી લે સંસાર. ૧૭
ભક્તિ માયા દોઉ સુંદરી, રહે પ્રભુકે પાસ;
કહે પ્રીતમ ભક્તિ અટલ, માયા સુપનવિલાસ. ૧૮
દૈવીકું ભક્તિ પ્રિય, આસુરી માયા મોહ;
કહે પ્રીતમ એ અનાદિકે, મારગ કહીયે દોય. ૧૯
ભક્તિ વિના ભવમેં ભ્રમે, ગમે નહિ ગોપાળ;
કહે પ્રીતમ પિતૃ કહે, ફટ ભૂંડા ચાંડાળ. ૨૦
બંધન કાપે જીવકા, ઊપજે સુખ આનંદ;

કહે પ્રીતમ ભક્તિ તજે, તેથી કો મતિમંદ. ૨૧
ભક્તિ કરે ભવજળ તરે, પિતૃ સહિત કુળ સાત;
કહે પ્રીતમ છાના નહિ, વેદ શાસ્ત્ર વિખ્યાત. ૨૨
ભક્તિ કલ્પતરુ કામધેનુ, અભિમત ફળ દાતાર;
કહે પ્રીતમ સેવે સદા, નહિજ દુઃખ લગાર. ૨૩
ભક્તિભાવ વિના માનવી, મૂરખ મૂઢ અજાણ;
કહે પ્રીતમ કેસે રહે, પ્રેમપીડ વિણ પ્રાણ. ૨૪
સહસ્ત્ર જન્મ સાધન કરે, જોગ સમાધિ ધ્યાન;
પ્રીતમ પૂરણ ભાગ્યતેં, મળે ભક્તિ ભગવાન. ૨૫
નહિ વૈકુંઠ ગોલોકમાં, નહિ અવની આકાશ;
કહે પ્રીતમ પ્રભુ ત્યાં વસે, ગાય ભક્ત નિજ દાસ. ૨૬

---

## ૯–પ્રેમનું અંગ

પ્રેમપંથ અતિ કઠિન હે, જૈસી ખાંડાધાર;
કહે પ્રીતમ લક્ષ કોડમેં, કોઈક પહોંચે પાર. ૧
સન્મુખ રહેના સિદ્ધકું, પ્રગટ પીના ઝેર;
પ્રીતમ પડના અગ્નિમેં, અગમ પ્રેમકી લહેર. ૨
સ્વાંગ સતીકા પહેરકે, પીછા માંડે પાવ;
કહે પ્રીતમ એ દુષ્ટકા, દરશન મત દેખાવ. ૩
પ્રેમ વિના પ્રાણી અધમ, ઠુંઠ અફળ અવતાર;
કહે પ્રીતમ મુખ દેખતાં, ઊપજે દોષ અપાર. ૪
સાચો પ્રેમ ન ઊપજે, જબ ગુરુ દે મુજાર,

કહે પ્રીતમ કહા હોત હૈ, સ્વાંગ ધરે સો વાર. ૫
પ્રેમ વિના પાવે નહિ, હુન્નર કરો હજાર;
કહે પ્રીતમ એક પ્રેમ વિના, ન મળે નંદકુમાર. ૬
પ્રેમ વિના સબ શૂન્ય હૈ, જાનત નહિ જડ જીવ;
કહે પ્રીતમ કૈસે મિલે, પ્રેમ સ્નેહી પીવ. ૭
સત્ય પ્રેમ વ્રજનારકો, વીસરી તન ધન ધામ;
કહે પ્રીતમ પ્રેમે કરી, પરસે સુંદિરશ્યામ. ૮
લોકલાજ વ્યવહારકી, નાહીં ખબર લગાર;
કહે પ્રીતમ પ્રભુ મન વસે, ભૂલ ગયે સંસાર. ૯
પ્રેમરસાયન જે પીએ, તન મન કરે કુરબાન;
કહે પ્રીતમ એક પલકમેં, પાવે પદ નિર્વાણ. ૧૦
શુદ્ધ ચૈતન્ય પરમાત્મા, વ્યાપક વિશ્વાધાર;
કહે પ્રીતમ રસબસ રહે, સત્ય પ્રેમ સોઈ સાર. ૧૧
પ્રેમ નિરંતર કીજીએ, સંત હરિ ગુરુ સાથ;
કહે પ્રીતમ ન્યારા નહિ, તારે ત્રિભુવન નાથ. ૧૨
પ્રેમરત્ન અમૂલ્ય હૈ, સદ્દગુરુ સંત કે હાટ;
કહે પ્રીતમ કૈસે મિલે, મોંઘો માથાસાટ. ૧૩
પ્રેમસુધારસ પીજીએ, સોંપી તન મન શીશ;
કહે પ્રીતમ પ્રેમી મળે, તો પ્રાણ કરું બક્ષિસ. ૧૪
પ્રેમદયા તેં પાઇએ, સદ્દગુરુ હોય દયાળ;
કહે પ્રીતમ પાતક કટે, મિટે મોહજંજાળ. ૧૫
પ્રેમ પદારથ સાર હૈ, જો હૃદયામાં હોય;
કહે પ્રીતમ ત્રિલોકમાં, કરતી ગંગા તોય. ૧૬

પ્રેમ વિના પાવે નહિ, અપને પિયાકો સંગ;
કહે પ્રીતમ ઊતરે નહિ, ચડયા પ્રેમકા રંગ. ૧૭
પ્રેમ વિના સૌ પાંપળાં, પાખંડ ન પડે પાર;
કહે પ્રીતમ ઘોડા ચિત્રકા, ચલે ન એક લગાર. ૧૮
પ્રેમ વિના પ્રપંચ હૈ, સેવા સમરણ ધ્યાન;
કહે પ્રીતમ શુદ્ધ પ્રેમ વિણ, ફીકું લાગે જ્ઞાન. ૧૯
જ્યોં કામીકુ કામની, જ્યોં લોભીકુ દામ;
કહે પ્રીતમ એક પ્રેમશું, રટે નિરંતર રામ. ૨૦
પ્રેમે પ્રગટ્યા નંદગૃહે, ગોકુળ ચારી ગાય;
કહે પ્રીતમ પ્રેમે કરી, ગોરસ ચોરી ખાય. ૨૧
ભાજીકા ભોજન કિયો, પ્રેમે પ્રાશ્યાં બોર;
કહે પ્રીતમ વ્રજસુંદરી, પ્રભુ બંધે પ્રેમકી ડોર. ૨૨
પ્રેમે છાયો છાપરો, પીયો પ્રેમશું દૂધ;
પ્રીતમ નાતો પ્રેમકો, નહિ કુળ શુદ્ધ અશુદ્ધ. ૨૩
પ્રેમે જઇ પાણી ભર્યું, ત્રિલોચનને ઘેર;
પ્રીતમ પોઠ કબીરકી, લાયે ઊલટભેર. ૨૪
પ્રેમે પોકારી દ્રૌપદી, પ્રેમે પૂર્યાં ચીર;
કહે પ્રીતમ પારથ તણો, રથ હાંકયો જદુવીર. ૨૫
વેદ શકે નહિ વર્ણવી, આદ્ય પુરુષ અવિનાશ;
કહે પ્રીતમ પરમાત્મા, પ્રેમે પ્રગટે પાસ. ૨૬

## ૧૦–વૈરાગ્યનું અંગ

વૈરાગ્ય વિના વળગી રહ્યો, માયાની મધલાળ;

કહે પ્રીતમ સુખ અલ્પ હૈ, દુઃખ ભુગતે કંઈ કાળ. ૧
સુત વિત મંદિર સુંદરી, સબે કાલકો ફંદ;
કહે પ્રીતમ દશ દીશમેં, સમજે નહિ મતિમંદ. ૨
જીવને કહે મેરો પતિ, જબ લગ પહોંચે આશ;
કહે પ્રીતમ શ્વાસા મિટે, પલક ન આવે પાસ. ૩
જુઠી માયા મોહની, જુઠો જુગસંસાર;
કહે પ્રીતમ પંડ કારમો, નહિ વણસતાં વાર. ૪
અરે જીવ અભાગિયા, લાજ નહિ લગાર;
કહે પ્રીતમ કયોં પડત હૈ, ફરી ફરી ભવમોઝાર. ૫
કાયાશ્રી ઉતપત કહાં, પ્રગટ કહે નહિ કોઇ;
કહે પ્રીતમ એ દેહકો, ગર્વ કીયે કા હોય. ૬
અસ્થિમાંસ માળો કિયો, તામેં પંખી પ્રાણ;
કાલ અહેડી શીર ભમે, પ્રીતમ ચેત અજાણ. ૭
મુસા મન હરખત ફીરે, માલ પિયારા ખાય;
કહે પ્રીતમ મળે મીનકા, જીવ પલકમેં જાય. ૮
વાત પિત્ત કફ મૂત્ર વીટ, ચર્મ રોમ નખ અંત;
કહે પ્રીતમ તામેં બંધ્યો, મુરખ જડમતિ જંત. ૯
એસો અધમ શરીર હૈ, શૂકરશ્વાનકો આહાર;
કહે પ્રીતમ ગોવિંદ ભજ, સુફલ હોય અવતાર. ૧૦
જબલગ અંતર આત્મા, તબલગ દેહ અમૂલ;
કહે પ્રીતમ ચૈતન ચલા, કરમાયા તન ફૂલ. ૧૧
જબલગ શ્વાસ શરીર મેં, તબ કછુએ ચિત્ત ચેત;
કહે પ્રીતમ શીર મૃત્યુ, અબહી ઘડી તુંહી લેત. ૧૨

ભોગ કીયે બહુ ભાતકે, તે હું ન ભાગી ભૂખ;
કહે પ્રીતમ કલ્પત ફીરે, કબહી મિલે મોહી સુખ. ૧૩
ભોગ તજી તું જાયગો, કે તોકું તજેગા ભોગ;
કહે પ્રીતમ કોઈ દિન મિલે, નદી નાવકો જોગ. ૧૪
ઊંચ નીચ અવતારમેં, વિષયકોટિ વિધિ કીન્હ;
કહે પ્રીતમ વૈરાગ્ય વિણુ, રહ્યા દીનકા દીન. ૧૫
જીવ મુસાફર જઇ પડ્યા, ઠગકા ટોળા માંહ્ય;
કહે પ્રીતમ કૈસે કરે, જાકું ગુરુગમ નાહીં. ૧૬
છીન છીન ઓછા હોત હે, અંજલિ કેરા નીર;
કહે પ્રીતમ કૈસે રહે, નવ છીદ્રયુક્ત શરીર. ૧૭
કામ ક્રોધ મદ લોભ મોહ, ધન લૂંટે ચહું ઓર;
કહે પ્રીતમ ભેળા રહે, અપને ઘરમેં ચોર. ૧૮
કાયા ચારા કાલકા, ઉસમેં કહા ગુમાન;
કહે પ્રીતમ અભિમાન તજ, ભજ ભાવે ભગવાન. ૧૯
ગોપીચંદન ભરથરી, બાજંદા સુલતાન;
કહે પ્રીતમ જુગ પરહર્યા, ગ્રહ્યા ગુરુકા જ્ઞાન. ૨૦
જઉં ચંપકવન ચચરી, નિશદિન રહે ઉદાસ;
કહે પ્રીતમ સંસારમેં, અમર રહે નિજ દાસ. ૨૧
ગઇ પળ સો આવે નહિ, એહી વિધિ આયુષ્ય જાય;
કહે પ્રીતમ સબ જીવકો, કાળ નિરંતર ખાય. ૨૨
જમીન જલે તંબૂ ગગન, તકિયા પાવટ પાટ;
કહે પ્રીતમ વીતરાગકે, વાડી વનકે ઝાડ. ૨૩
વૈરાગે ટળે વાસના, દોષ દૃષ્ટિ દરશાય;

કહે પ્રીતમ સુખ ઇન્દ્રકો, ચિત્તમેં કબહુ નચાય. ૨૪
વૈરાગ્ય વિના કહત હૈ, સંસારીશું પ્રીત;
ગર્વ ધરે ગુરુ સંતશું, એહી બડી વિપરીત. ૨૫
રાગ દ્વેષ સૌમાં રહ્યો, કામ ક્રોધ મદ લોભ;
કહે પ્રીતમ કાળે કરી, સબહી પામે ક્ષોભ. ૨૬
સ્થિરતા નહિ અજ ઇન્દ્રકી, દેવસદન કૈલાસ;
કહે પ્રીતમ એ સુખ તણી, તજ અંતરગત આશ. ૨૭
સુખ નહિ સંસારમાં, રાજા પ્રજા ને રંક;
કહે પ્રીતમ વૈરાગ્ય વિના, નર નહિ હોય નિઃશંક. ૨૮
ભોગ સુખ સબ રોગવત, રામ હૃદયમાં રાખ;
કહે પ્રીતમ એક અનન્ય હોઇ, પ્રેમ સુધારસ ચાખ. ૨૯

## ૧૧–અનન્યનું અંગ

અનન્યકી ઐસી મતિ, કબહુ ચળે ન ચિત્ત;
કહે પ્રીતમ આનંદમાં, સદા એકરસ પ્રીત. ૧
હરિકું સમરપે પ્રાણ દેહ, ચિત્તવિત્ત હરિકે ચરણ;
કહે પ્રીતમ એક હરિ વિના, નહિ કાહુકો શરણ. ૨
નંદો વંદો કોઇ કછુ, સુખદુઃખ વિઘન અનેક;
કહે પ્રીતમ પ્રેમે કરી, આરાધે હરિ એક. ૩
રંચ માત્ર ઇચ્છે નહિ, સુખ સમૃદ્ધિ ભોગ;
કહે પ્રીતમ હરિકું ભજે, તજે વિષય રસભોગ. ૪
પતિવ્રતા પતિકું ભજે, નહિ અવરની આશ;
કહે પ્રીતમ રંગે રમે, પ્રેમ પિયા કે પાસ. ૫

સતી સોહાગ ના ઊતરે, આનંદ આઠે પહોર;
કહે પ્રીતમ નિજ પતિ વિના,ભાવ ધરે નહિ ઓર. ૬
સરોવર સરિતા સમુદ્રજળ, જહાં તહાં ભરે અપાર;
પ્રીતમ ચાતક ચાંચ દે, પીએ ન એક લગાર. ૭
એસે સુખ સંસારકો, અનન્ય ન ઇચ્છે મન;
કહે પ્રીતમ પૂરણ રહે, આનંદમેં નિશદિન. ૮
ચકોર નિહાળે ચાંદકું, શશિબિંબ હૃદે મોઝાર;
કહે પ્રીતમ પાવક ભખે, દાઝે નહિ લગાર. ૯
બ્રહ્મદૃષ્ટિ જાકું ભઈ, દેખે હરિ ભરપૂર;
કહે પ્રીતમ માયા તણો, તાપ રહે સઉ દૂર. ૧૦
મધુકર કોરે કાષ્ટકું, કમળ કોર્યો નહિ જાત;
કહે પ્રીતમ એક પટંતરે, પ્રેમ પ્રીતકી બાત. ૧૧
રવિ રહે લખ જોજને, અતિ ઊંચો આકાશ;
કહે પ્રીતમ સરોવર કમળ, પ્રેમે કરે પ્રકાશ. ૧૨
હાલર લાઠી હાથમાં, મુવે ન મૂકે નેહ;
કહે પ્રીતમ પ્રેમી તણું, લક્ષ નિરંતર એહ. ૧૩
હંસ ચૂગે મુક્તાફલ, અવર ન ભાવે ભક્ષ;
કહે પ્રીતમ નિજ નામકી, અનન્ય તણી એ લક્ષ. ૧૪
છીપ રહે નિત્ય સમુદ્રમાં, રતી જલ પરસે નાહિ;
કહે પ્રીતમ એક સ્વાતિકી, આશ ધરે મનમાંહી. ૧૫
આશા નાહીં આનકી, સાચો હરિકો હેત;
કહે પ્રીતમ જાચે નહિ, કાહુકો દીયો નહિ લેત. ૧૬
અનન્ય ચૂકે ન ચાકરી, હાજર રહે હમેશ;

કહે પ્રીતમ કોઇક ચળે, કઠણ દાસકા કેશ. ૧૭
તરસ્યો તાકે નીરકું, એસો કરે સત્સંગ;
કહે પ્રીતમ ના ઊતરે, ચઢયો ચોરનો રંગ. ૧૮
સર્વેશ્વર સર્વ ભૂતમાં, ભાળે એક ભગવાન;
કહે પ્રીતમ સબકું નમે, ભૂલે ન ભાસે આન. ૧૯
ઉપાસના ઇષ્ટ અનન્યકી, અણસમર્પ્યું લહે ન કાંઈ;
કહે પ્રીતમ પ્રભુકું ભજે, આન આશરો નાહીં. ૨૦
હરિકું અર્પણ આતમા, દેહ ગેહ સુત નાર;
કહે પ્રીતમ સેવકપણે, કરે ઉદ્યમ વ્યવહાર. ૨૧
રુહે ધ્યાન મુખ નામ નિત્ય, ચિત્ત ચિંતવે હરિરૂપ;
કહે પ્રીતમ એ અનન્યકી, રહેણી કરણી અનુપ. ૨૨
ચરણોદક પરસાદ આહાર, લેઈ ચડાવે શીશ;
કહે પ્રીતમ ચર અચરમાં, જાણે એક જુગદીશ. ૨૩
સ્વામી દેખે સર્વ મહીં, આપે રહે નિજ દાસ;
કહે પ્રીતમ પરમાત્મા, વ્યાપક સર્વાવાસ. ૨૪
મેં મેરી માને નહિ, અનન્ય એક લગાર;
કહે પ્રીતમ હાણવૃદ્ધિકો, ધણી એક કૃષ્ણ મોરાર. ૨૫

## ૧૨–બ્રેહનું અંગ

જબ લગી બ્રેહ ન ઊપજે, તબલગી હે હરિ દૂર;
કહે પ્રીતમ કૈસે મિલે, નિજ પતિ પરમ ચતુર. ૧
વિરહીકું વિખ સારીખા, સંસારીકા નેહ;
કહે પ્રીતમ ખોટા લગે, બરખાઋતુ બિન મેહ. ૨

વિરહીકું વહાલા નહિ, વિષય ભોગ વ્યવહાર;
કહે પ્રીતમ પ્યારા લગે, જીવન જગદાધાર. ૩
વિરહીકું વેરી લગે, સુખ સેજે સનમાન;
કહે પ્રીતમ કડવા લગે, મેવા પાનપકવાન. ૪
નજરે દેખ્યા ના ગમે, રંગ ભોગ શણગાર;
કહે પ્રીતમ પિયુકું રટે, વીસરે નહિ લગાર. ૫
વીંછી જૈસે વીંછુવા, વસિયર જૈસે હાર;
કહે પ્રીતમ વિરહણ દુઃખી, સુખી સકળ સંસાર. ૬
વિરહ તેલ તન કોડિયા, પ્રાણ બનાતું બાત;
કહે પ્રીતમ પતિકું મિલન, જારત હું દિનરાત. ૭
વિરહી જલતા રૂખડા, જલા જંગલકા ઘાસ;
કહે પ્રીતમ પંખી જલે, જો કો આવે પાસ. ૮
વિરહી દાઝી દેહડી, ગયા સમુદ્રતીર;
કહે પ્રીતમ સાગર જલા, ઐસા વિરહશરીર. ૯
વિરહ વિના વરસે બહુ, મુક્તા છીપ ના હોય;
કહે પ્રીતમ પ્રેમ ઊપજે, નિજ પતિ પાવે સોય. ૧૦
વિરહી તાતી આતમા, આઠે પહોર ઉદાસ;
કહે પ્રીતમ લોચન લગે, શ્રાવણ ભાદો માસ. ૧૧
વિરહી વિરહીસું કહે, તું મત બોલે મોર;
કહે પ્રીતમ કોમળ વચન, હીરદે અતિ કઠોર. ૧૨
વીંછી વસિયર ખાત હે, કરત ઉપલકો અહાર;
કહે પ્રીતમ પચી જાત હે, પ્રેમ ઉર અગ્નિ અપાર. ૧૩
વિરહીકું વિખ નહિ લગે, ખાય હળાહળ ઝેર;

પ્રીતમ ચિત્ત ધરે નહિ, ચડે કોનકું લહેર. ૧૪
વિરહાદવ ભીતર જલે, જાર કીયા તન છાર;
કહે પ્રીતમ ધન વરખ હી, બૂઝે નાંહિ અંગાર. ૧૫
વિરહી વન ઢૂંઢત ફીરે, કોઈ મિલાવે પીવ;
કહે પ્રીતમ સર્વસ દઉં, કરું બલિહારી જીવ. ૧૬
વિરહા મેરા મીંતવા, અબ મત કરહુ વિલંબ;
કહે પ્રીતમ પિયાકું મિલું, તેરે હાથ વિલંબ. ૧૭
વિરહીકું વ્યાપે નહિ, કામ ક્રોધ મદ લોભ;
કહે પ્રીતમ કાળે કરી, પાવે નહિ મન ક્ષોભ. ૧૮
પ્રથમ પલાસ જગ ફૂલહી, તબ તન હોવે શ્યામ;
કહે પ્રીતમ લાલી ગહે, ફરે રૂપ ગુણ નામ. ૧૯
રહા ભમર જરી કેતકી, કરતા નિશદિન સંગ;
કહે પ્રીતમ શિર છાર લે, જાકર ડૂબા ગંગ. ૨૦
વિરહી મરહી મોત બિન, સો જાને પિયા પીર;
કહે પ્રીતમ મચ્છી મરે, જો છીન બિછુડે નીર. ૨૧
વિરહી કરહી કૃષ્ણસું, અચલ અમલ અનુરાગ;
કહે પ્રીતમ પતિકું મિલે, કરહી સકલ પરિત્યાગ. ૨૨
સાચો વ્રેહ વ્રજનારકો, છોડ ચલી પરિવાર;
કહે પ્રીતમ પિયાકું મિલી, ગાવત ગુણ સંસાર. ૨૩
વિરહીકું ચંદન કહા, કહા ચંદ્રકી સીત;
કહે પ્રીતમ ફૂલન કહા, વ્રેહ વહ્નિ વિપરીત. ૨૪
વિરહી ડરે ન મરનસે, ચલે અગન જલ માંહી;
કહે પ્રીતમ પિયા અગમ હે, જાય મિલે પલ માંહી. ૨૫

## ૧૩–તૃષ્ણાનું અંગ

તૃષ્ણા તું થાકી નહિ, ખાયો સબ સંસાર;
કહે પ્રીતમ કરું દૂરથી, કર જોડી નમસ્કાર. ૧
તૃષ્ણા તું મટી નાગિણી, કિયા સબ લોક બેહાલ;
કહે પ્રીતમ કહું કેટલું, મૂક અમારો છાલ. ૨
બ્રહ્માંડ ખાઇ ભાખરી, પિયો સબ સરિતા નીર;
કહે પ્રીતમ ધ્રાયી નહિ, નાહી ન શાંત શરીર. ૩
એક પૈસા આદ લે, કીન્હે લાખ કરોડ;
કહે પ્રીતમ પૂરણ નહિ, રહી તૃષ્ણા મુખ મોડ. ૪
નગર દેશ ખંડ દ્વીપકો, ભયો એકછત્ર રાજ;
કહે પ્રીતમ આગે ચલી, નહિ તૃષ્ણાકું લાજ. ૫
પિતૃ ગાંધર્વ દેવ મુનિ, ઇન્દ્ર વિરંચિ શિવરાય;
કહે પ્રીતમ તૃપત નહિ, તૃષ્ણા બૂરી બલાય. ૬
કોટિ બ્રહ્માંડ ભક્ષન કિયો, તોહુ ન ભાગી ભૂખ;
કહે પ્રીતમ ત્રિલોકમેં, તૃષ્ણા પસાર્યો મુખ. ૭
તૃષ્ણા તું પીછે પડી, નહિ કરત વશ કોઇ;
કહે પ્રીતમ સદ્‌ગુરુ મિલે, કછુ બલહીણી હોય. ૮
તૃષ્ણા તનમેં તાપણી, જરત રહે દિનરાત;
કહે પ્રીતમ ગુરુ જ્ઞાન જલ, તબ શીતલ હોઇ જાત. ૯
તૃષ્ણા ડોરી ડારકે, ખેંચત ઢીમર કાલ;
કહે પ્રીતમ કર્મે કરી, પડે જીવજંજાલ. ૧૦
સંસાર પૂર સરિતા વહે, તૃષ્ણા તાણ અપાર;

કહે પ્રીતમ કોઇ ઉબરે, જે રહે કોર કિનાર. ૧૧
તૃષ્ણા દવ દહું દિશ લગ્યા, વિશ્વ મુક્તાર બૃંદ;
કહે પ્રીતમ પ્રલે ગયે, જે ન ભજે ગોવિંદ. ૧૨
ધ્રુવ આદિ જે ધીર નર, કિયો તૃષ્ણાકો ત્યાગ;
કહે પ્રીતમ પ્રભુકો મિલે, ઉર ધરી વ્રેહ વૈરાગ. ૧૩
ભક્ત અનંત કોટી ભયે, રહે રામકે શરન;
કહે પ્રીતમ તૃષ્ણા તજી, મિટે જન્મ અરુ મરન. ૧૪
તૃષ્ણા મારી ભરથરી, છોડી માયા મોહ;
કહે પ્રીતમ બ્રહ્મરસ પિયો, મિટા હું તું દ્રોય. ૧૫
તૃષ્ણા તજી કપિલજી, શુકજી સનતકુમાર;
કહે પ્રીતમ ન્યારા રહે, નાહી ન લગી લગાર. ૧૬
તૃષ્ણા બેટી લોભકી, હે પ્રૌઢા પરિવાર;
કહે પ્રીતમ પ્રપંચ કરી, ખાયા સબ સંસાર. ૧૭
સુરનર મુનિ જોગી જતિ, ખાયે ભિક્ષુક ભૂપ;
કહે પ્રીતમ કેડે પડી, તૃષ્ણા વિકટ સ્વરૂપ. ૧૮
કવિ કોવિદ શૂરા સુઘડ, વૈદ રોગી દાતા દીન;
કહે પ્રીતમ ખાયે સબે, મૂરખ ચતુર પ્રબીન. ૧૯
તૃષ્ણા ટાળે સદ્ગુરુ, જાકે હાથ ઇલાજ;
કહે પ્રીતમ સમજણ વિના, સબ તન તૃષ્ણારાજ. ૨૦
હરિગુરુ સંત કૃપા કરે, દેવે જ્ઞાન વિચાર;
કહે પ્રીતમ તૃષ્ણા કહા, કાપે કોટિ વિકાર. ૨૧
તૃષ્ણા પીડે તબ લગ, જબ લગ નહિ ગુરુ જ્ઞાન;
કહે પ્રીતમ પ્રીછયા વિના, મિથ્યા દેહ અભિમાન ૨૨

જબ હરદામેં હરિ બસે, તૃષ્ણા ટળે વિરાટ;
પ્રીતમ કૂંચી જ્ઞાનકી, ઊઘડે અગમ કપાટ. ૨૩
વિષય વેલાથી વિછડે, છુટે તૃષ્ણા ડીંટ;
કહે પ્રીતમ કટુતા ટળે, તબ ફલ હોવે મિષ્ટ. ૨૪
તૃષ્ણા તોરંગ મન ચઢયા, ધાયા દેશ વિદેશ;
કહે પ્રીતમ સ્થિરતા નહિ, બિન સદ્ગુરુ ઉપદેશ. ૨૫

---

## ૧૪–મનનું અંગ

મન મતવાલા હો રહા, નાહિન માને શિખ;
કહે પ્રીતમ ભવમેં ભમે, માગે ઘર ઘર ભીખ. ૧
ભીખ મળે હરિનામતેં, સો સંત મુખ વ્રતાય;
કહે પ્રીતમ આન વ્રતસેં, લાખ ચોરાશી પાય. ૨
મન દુર્જન ઘરમાં રહે, કરે દગો દિનરાત;
કહે પ્રીતમ કહા કીજીએ, મન ચંચળ બદ જાત. ૩
મન દુર્જન અતિશય પ્રબલ, મનકે ખેલ અનેક;
કહે પ્રીતમ મન બસ નહિ, જાકું રૂપ ન રેખ. ૪
મર્કટ રાજ બેસાડીએ, કરકે બોહોત બનાવ;
કહે પ્રીતમ ફલ દેખતે, પ્રગટે આપ સ્વભાવ. ૫
કથા શ્રવણ કરે મીનકા, શિર દીપક ધરી હેત;
કહે પ્રીતમ મુસા મિલે, જાઇ પકડે તતખેવ. ૬
કોટિ જતન પરમોદીએ, મન નહિ માને લેશ;
પ્રીતમ કોઇ પોહોંચે નહિ, તહાં મન કરે પ્રવેશ. ૭

મન સૃષ્ટિકા મૂલ હૈ, મનકું હરખ ને શોક;
કહે પ્રીતમ મન ફેરવે, તેહી ફીરે ત્રણ લોક. ૮
સાગર લેહેરી ગૂંથીએ, જો આકાશ છેદાય;
પ્રીતમ પવનકું બાંધીએ, તો મન જીત્યો જાય. ૯
પારાશર સાભરી ઋષિ, શૃંગી વિશ્વામિત્ર;
કહે પ્રીતમ ફજેત કીયે, મનકા અગમ ચરિત્ર. ૧૦
મન સુરપતિકે બસ નહિ, ગયો સો ગૌતમ ઘેર;
કહે પ્રીતમ અમૃત પિયા, મિટા ન મનકા ઝેર. ૧૧
મન બ્રહ્માકે બસ નહિ, હાર રહે મુનિ જન;
કહે પ્રીતમ સરસ્વતીસુતા, તે પૂંઠે ધાયું મન. ૧૨
મન શંકર નહિ વશ કીયો, રૂપ મોહિની જાણ;
કહે પ્રીતમ ભૂતલ ભયી, સપ્ત ધાતુની ખાણ. ૧૩
મન સબપર અસ્વાર હે, મનપર કોઇ અસ્વાર;
કહે પ્રીતમ મન હાથ કરે, સોઈ પુરુષ નિરધાર. ૧૪
પૃથ્વીકા ગુણ દેહ હૈ, આતમ નિર્ગુન નામ;
કહે પ્રીતમ બીચમેં દીયો, મનહી અન્યથા કામ. ૧૫
મનકા કહ્યો ન માનીએ, મનકા કામ કઠોર;
કહે પ્રીતમ કયા સાચવે, ઘર ભીતરકો ચોર. ૧૬
સોઈ બસિયરકું બસ કરે, ધરી ધીરજ હૈયા સાથ;
કહે પ્રીતમ મન કુટિલ હૈ, કબહુ ન આવે હાથ. ૧૭
મણિ લાવે પાતાલસું, જાય ચઢે આકાશ;
કહે પ્રીતમ મન મૂઢકો, નાંહી કછુ વિશ્વાસ. ૧૮
કરે વિવાહનું કાયદું, અતનું પત કરે કાંય;

કહે પ્રીતમ સમજે નહિ, પ્રપંચ બહુ મનમાંય. ૧૯
બાહર શત્રુ બહુ હણે, જે કોઇ શૂરા હોય;
પ્રીતમ મન ભીતર રહે, માર શકે નહિ કોય. ૨૦
રિપુદળ જીતે રણ વિષે, કોય ન મેટે આણ;
કહે પ્રીતમ મન જીત્યા નહિ, તબ લગ કાયર જાણ. ૨૧
તપ તીરથ આચાર વ્રત, ભણે બહુ શાસ્ત્રપુરાણ;
કહે પ્રીતમ મન બસ નહિ, તબ લગ મૂરખ જાણ. ૨૨
કથી સાખી બહુતક કથે, સમજાવે સબ લોક;
કહે પ્રીતમ આશા ધરે, તો કહા કર્યા સબ ફોક. ૨૩
ખોટે મન ખોયા સબે, તનમન રૂપ અરુ રંગ;
કહે પ્રીતમ કરીએ નહિ, મન મૂરખકા સંગ. ૨૪
મન હરજીકે હાથ હૈ, ઔર કીસીકા નાંહિ;
કહે પ્રીતમ માને નહિ, દેખો ગ્રંથનમાંહિ. ૨૫
મન સાત્ત્વિક તેં ઉપન્યા, સાત્ત્વિક વિષ્ણુ અંશ;
પ્રીતમ મૂળ વિચારતાં, મનકો બઢે નહિ બંશ. ૨૬
શુદ્ધ ચિત્ત સુચરન કરે, તજે દેહ અભિમાન;
કહે પ્રીતમ આપા મિટે, તબ ભેટે ભગવાન. ૨૭
મન વિકલ્પ મૂકે પરા, હરિ ઇચ્છા વ્રતમાન;
કહે પ્રીતમ પ્રેમે કરો, હરિ સુમરન સાવધાન. ૨૮

## ૧૫–સ્મરણનું અંગ

સુમરન સોઈ ન વીસરે, રહે રૂપમાં મન;
કહે પ્રીતમ શુદ્ધ સ્નેહસું, કરે સુમરન નિશદિન. ૧

નિશદિન નિમેખ ન વીસરે, હરિકા તત્ત્વ વિચાર;
કહે પ્રીતમ તદ્‌વત્ રહે, સોઇ સુમરન સાર. ૨
મિથ્યા મુખ બોલે નહિ, બોલે તો હરિનામ;
કહે પ્રીતમ રુદીયે વસે, જ્યું લોભી કે દામ. ૩
સોહું સોહું હોત હૈ, નખ શિખ સકલ શરીર;
પ્રીતમ પલક ના વીસરે, રુદીયેસેં રઘુવીર. ૪
ઘડી પહોર સુમરન કહા, સુમરન સાસ ઉસાસ;
કહે પ્રીતમ રહે અંગમાં, આઠે પહોર ઉલ્લાસ. ૫
જોઉં આકાશકી આરસી, ભૂલે નહિ સ્વરૂપ;
કહે પ્રીતમ સબ ઘટ વસે, નાથ નિરંજન ભૂપ. ૬
ખેતર જેતી ખરપડી, સાગર જેતો વહાણ;
કહે પ્રીતમ ભૂલે નહિ, ભોમતણો નિશાન. ૭
મેરુ ડગે તો મન ડગે, રહે ભજન લવલીન;
કહે પ્રીતમ હરિસિંધુ મેં, મગન રહે મન મીન. ૮
હરિ સાગર સન્મુખ ભર્યો, નાહીં ન્યૂન લગાર;
કહે પ્રીતમ એકરસ રહે, સોઈ સુમરન સાર. ૯
સબ ઘટ સીતા રામજી, જ્યું હિરાસું હેમ;
કહે પ્રીતમ હરિ રૂપ જોઇ, કરહુ નિરંતર પ્રેમ. ૧૦
સૂતાં સુમરન હોત હૈ, બેઠાં બહુત પ્રકાર;
પ્રીતમ ચલતાં ચીતવે, હરિકા નામ ઉદાર. ૧૧
સુમરનસે સંશય ટળે, શોક સમૂળા જાય;
કહે પ્રીતમ મનકે મહીં, ગુણ ગોવિંદ કે ગાય. ૧૨
સહસ્ર વદન સુમરન કરે, સદા સર્વદા શેષ;

કહે પ્રીતમ ભૂમિતણો, ભાર ન લાગે લેશ. ૧૩
ગગન પવન પાવક ઉદક, અવની ભાર અઢાર;
કહે પ્રીતમ સુમરન કરે, સહુ રુદિયા મોઝાર. ૧૪
સુમરન સેવા સંતકી, કીર્તન કથા પ્રસંગ;
કહે પ્રીતમ સુમરન સબે, જ્યું લાગે હરિરંગ. ૧૫
મોહ ટળે ગ્રંથી ગળે, મળે ત્રિભુવન નાથ;
કહે પ્રીતમ ફેરો ફળે, હરિસ્મરણ હૈયા સાથ. ૧૬
સહેજે સુમરન હોત હે, અખંડ અજપા જાપ;
કહે પ્રીતમ સમજી શકે, ટળે શોક સંતાપ. ૧૭
એકવીશ સહસ્ર ખટસેં ઊડે, રાતદિવસ અહંકાર;
કહે પ્રીતમ પદ પ્રીછતાં, લાગે નહિ વિકાર. ૧૮
મુખ જિહ્વા હાલે નહિ, અવર ન જાણે કોઇ;
કહે પ્રીતમ આપા મિટે, સેહેજે સુમરન હોય. ૧૯
પચાસ અક્ષર બંધન પડે, દો ન્યારે દુઃખ હરન;
કહે પ્રીતમ રરો મમ્મો, ભવજળ તારણ તરણ. ૨૦
રરો નિર્ગુણ નામ હે, મમ્મો મંગળ આપ;
કહે પ્રીતમ જુગતે જપે, તપે ન ત્રિવિધિ તાપ. ૨૧
શત કોટિ રામાયણમાં, રામ નામ અક્ષર દોય;
કહે પ્રીતમ રરો મમ્મો, લિયા શંકરને સોય. ૨૨
સબ સાધનમેં સુગમ હે, રામનામ મહામંત્ર;
કહે પ્રીતમ રસના રટે, તન મન હોય પવિત્ર. ૨૩
સમરણસે માયા સમે, દમે નહિ લવલેશ;
કહે પ્રીતમ સમરણ ભજન, હરિજન કરે હમેશ. ૨૪

માયા દમે ન મન દમે, દમે ન દુઃખ સંસાર;
કહે પ્રીતમ પરબ્રહ્મકો, ભજન કરે ભવપાર. ૨૫

## ૧૬–માયાનું અંગ

દેવી માયા ગુણમયી, કિયો ત્રિગુણ વિસ્તાર;
કહે પ્રીતમ માયા વડે, રચ્યો સકલ સંસાર. ૧
સાત્વિક હે સબ દેવતા, રાજસ ઇન્દ્રિ વિકાર;
કહે પ્રીતમ તામસ તણા, વિષય તે પંચ પ્રકાર. ૨
મૂળ માયા ઈશ્વર થકી, ઉપજાવ્યું બ્રહ્માંડ;
કહે પ્રીતમ બ્રહ્માંડમાં, સપ્ત દ્વીપ નવખંડ. ૩
ખંડ ખંડ બહુ દેશ હૈં, દેશ નગર પુર ગામ;
કહે પ્રીતમ એક ગામમેં, રચ્યો બહોત વિધિ ધામ. ૪
ધામ ધામ બહુ મનુષ્ય હૈ, ઊંચ નીચ નર નાર;
કહે પ્રીતમ માયા ધરે, રૂપ અનંત અપાર. ૫
રાગ દ્વેષ હું તું કરે, એ માયાકો મૂળ;
કહે પ્રીતમ કૈસે મિટે, ક્ષણ ક્ષણ ઊપજે શૂળ. ૬
માયા માયા એક હૈ, લાગી જીવકું આય;
પ્રીતમ છાયા દેવકી, સો છેદી ક્યોં જાય. ૭
માયા મસાલે સબ બના, નાના મોટા ઘાટ;
કહે પ્રીતમ અણુ આદિ લઇ, સૂક્ષ્મ અણુ વૈરાટ. ૮
એ માયા દીસે સબે, દ્રુષ્ટ પદારથ હોય;
પ્રીતમ નાવે દષ્ટમેં, સાર પરંપદ સોય. ૯
માયા ચક્ર ઓથે રહી, જક્ત ખેલકું જોય;

કહે પ્રીતમ પ્રભુ દેખ હી, પ્રભુકું દેખે કોય. ૧૦
અંતરજામી આતમા, સબહી કે ઉર વાસ;
કહે પ્રીતમ માયારહિત, સો આદ્યપુરુષ અવિનાશ. ૧૧
પ્રકૃતિ સ્વભાવ જુદા પડ્યો, મૂળે વસ્તુ એક;
કહે પ્રીતમ વિરલા લહે, જાકું જ્ઞાન વિવેક. ૧૨
ઇન્દ્રજાલકે ખેલમેં, મોહ્યા સબ સંસાર;
કહે પ્રીતમ સબ દોહલા, જાને જાનનહાર. ૧૩
માયા મોટી ભાસકી, પડ્યા જીવતા માંય;
કહે પ્રીતમ વીતે કલપ, તો હું નીકસે નાંય. ૧૪
ઉંબરતરુ માયા રહી, ફલ બ્રહ્માંડ અપાર;
કહે પ્રીતમ તામેં પડે, જંતુ કરે વિહાર. ૧૫
કાલકપિ ભક્ષણ કરે, ગુલરકે ફલ બહોત;
કહે પ્રીતમ એસે ફીરે, માણસકે શિર મોત. ૧૬
માયા ગાંધી કોથળો, ચીજ અનેક તામાંહિ;
કહે પ્રીતમ જુગતે ધરે, તબ કછુ એકઠા નાંહિ. ૧૭
બાવલકો બીજ રાખહી, સહસ્ર વરસ લગી કોય;
કહે પ્રીતમ કાંટા સહિત, જબ ઊગે તબ હોય. ૧૮
માયાકે સબ નામ હે, કહે સબ શાસ્ત્ર પુરાણ;
કહે પ્રીતમ ન્યારો રહે, સો નર પરમ સુજાણ. ૧૯
માયા અવિદ્યા અવ્યાકૃત, અક્ષર અરુ અજ્ઞાન;
કહે પ્રીતમ પ્રકૃતિ અજા, ક્ષેત્ર ધામ પ્રધાન. ૨૦
માયા સબમેં મિલ રહી, અવિદ્યા શિખાવે આન;
કહે પ્રીતમ આકૃતિ નહિ, અવ્યાકૃત અહમાન. ૨૧

અક્ષર ટાળી ટળે નહિ, મિથ્યા ભાસે ભાન;
કહે પ્રીતમ અનુભવ નહિ, તાથે એ અજ્ઞાન. ૨૨
પ્રકૃતિ કહીએ પરાક્રમી, અજા જન્મ નહિ માટ;
કહે પ્રીતમ સહુ ઊપજે, ક્ષેત્ર કહિ તે માટ. ૨૩
ધામ તજે રહેઠાણ એ, ધરે બહુવિધિ માન;
કહે પ્રીતમ પુરુષ આગે, કરતા હરતા માટે એ પ્રધાન. ૨૪
માયા આવ્રણ અષ્ટ હે, પૃથ્વી ઉદક તેજ;
કહે પ્રીતમ વાયુ ગગન, ગુણ અહંકાર મન એજ. ૨૫
માયા તિમિર સેહેજે ટળે, ને પ્રગટે બ્રહ્મ પ્રકાશ;
કહે પ્રીતમ તત્ત્વ સાંખ્યમાં, ઊગરે તે અવિનાશ. ૨૬

## ૧૭–તત્ત્વસાંખ્યનું અંગ

ક્ષિતિ જળ પાવક પવન નભ હું, નહિ ત્રિગુણ અહંકાર;
કહે પ્રીતમ મહત્તત્ત્વ નહિ, પ્રકૃતિ પુરુષ વિસ્તાર. ૧
ઇન્દ્રિ ચતુર્દશ દેવતા, શબ્દાદિક સાક્ષાત;
કહે પ્રીતમ સેવે સદા, વિષયભોગ વિખ્યાત. ૨
પંચ તત્ત્વકી ઇન્દ્રિ દશ, પંચકર્મ પંચજ્ઞાન;
કહે પ્રીતમ એ પ્રીછતાં, ટળે દેહઅભિમાન. ૩
શ્રવણ વદન આકાશકી, ત્વચા હસ્ત સોઇ પવન;
કહે પ્રીતમ ચક્ષુ ચરણ, તત્ત્વ તેજકો રવન. ૪
જિહ્વા લિંગ જળકે બને, ભોમ ગુદા અરુ ઘ્રાણ;
કહે પ્રીતમ એ પ્રસિદ્ધ હે, ગાવે નિગમ પુરાણ. ૫
કરણ ઇન્દ્રિ દિક દેવતા, શબ્દાદિકકો સંગ;

કહે પ્રીતમ ગુણ વાસના, પોહોંચાવે સર્વ અંગ. ૬
ત્વચા ઇન્દ્રિ સ્પર્શ વિષે, વાયુદેવ દયાળ;
કહે પ્રીતમ ત્રિપુટી તણી, ચૈતન્યકું સંભાળ. ૭
નેત્ર ઇન્દ્રિકો રૂપ વિષય, સ્વામી તાકો સુર;
કહે પ્રીતમ તત્ત્વ એ તેજકો, કરે સો તેજ હજુર. ૮
જિહ્વા ઇન્દ્રિ રસવિષય, વરુણ દેવ સંજોગ;
કહે પ્રીતમ કારણ વડે, કરે ચિત્તવૃત્તિ ભોગ. ૯
નાસા ઇન્દ્રિ ગંધ વિષય, અવની અધિદેવ સાર;
કહે પ્રીતમ ચૈતન્યકું ચઢે, પૂજા પંચ પ્રકાર. ૧૦
કર્મ ઇન્દ્રિ ક્રિયા કરે, પંચ પ્રાણ સંગ સોય;
કહે પ્રીતમ શુદ્ધ સમજ લે, કારજ કારણ હોય. ૧૧
કારજ કંચન ઘાટ હે, કારણ કુંદન મૂલ;
કહે પ્રીતમ એ દેખ લે, જો કછુ સૂક્ષ્મ સ્થૂલ. ૧૨
પૃથ્વીકે પંચ ભાગ હે, અસ્થિ માંસ નસ ત્વચા રોમ;
પ્રીતમ એ નહિ આતમા, પંચે ભાસે ભોમ. ૧૩
પરસ્વેદ અરુ લાળ કફ, આંસુ અમરી સોય;
કહે પ્રીતમ એ ઉદક કે, આત્મા અળગો હોય. ૧૪
કામ ક્રોધ અરુ કલ્પના, દ્વેષ ઉદ્દમાત જાણ;
કહે પ્રીતમ એ તેજકે, પાંચે ભાગ પ્રમાણ. ૧૫
શ્વાસોશ્વાસ અરુ હેડકી, છીંક બગાસું સિદ્ધ;
કહે પ્રીતમ એ પવનકે, પાંચે ભાગ પ્રસિદ્ધ. ૧૬
કહે સાંભળે વીસરે, થાંભણ દે અવકાશ;
કહે પ્રીતમ તું પરખ લે, એહ પંચ આકાશ. ૧૭

કઠણ ભોમ ભારે ઉદક, તપત તેજ કહેવાય;
કહે પ્રીતમ પ્રસરતા પવનકી, સ્થિર આકાશ ગવાય. ૧૮
પૃથ્વી અધિક પર્વત વિષે, ઉદક અધિક તરુમાંય;
કહે પ્રીતમ દષ્ટે પડે, પંચતત્ત્વ ત્રિણ નાંય. ૧૯
તેજ અધિક મછ મીનમાં, અધિક પંખીમાં પવન;
કહે પ્રીતમ આકાશમાં, રહે ચતુર્દશ ભુવન. ૨૦
પરા પશ્યંતિ મધ્યમા, વૈખરી વાણી જેહ;
કહે પ્રીતમ પરમાત્મા, સબકું પ્રેરે તેહ. ૨૧
મન બુદ્ધિ ચિત્ત અહંકાર, શબ્દાદિ વિષય પંચ;
કહે પ્રીતમ લિંગ વાસના, કરે સદા પ્રપંચ. ૨૨
અંતઃકરણ વૃત્તિ વડે, જાણે સુખ દુઃખ ભોગ;
કહે પ્રીતમ નિર્લેપ હે, જાકું આતમ જોગ. ૨૩
કર્તા વૃત્તિ નખ શિખ લગી, ક્રિયા રહી દશ દ્વાર;
કહે પ્રીતમ કર્મ વૃત્તિ જે, હો ગઇ વિષયાકાર. ૨૪
ઇન્દ્રિ વિષયને ઓળખે, નહિ જાણે નિજ રૂપ;
પ્રીતમ પ્રસારક દેહકો, આત્મા બ્રહ્મ સ્વરૂપ. ૨૫

## ૧૮–બ્રહ્મસ્વરૂપ વર્ણન

બ્રહ્મ અખંડિત અવિનાશ હે, અજ અવ્યક્ત અવિકાર;
કહે પ્રીતમ નિર્લેપ હે, નિરાલંબ નિરધાર. ૧
નિર્ગુણ નિરાકાર નિત્ય, નિજાનંદ નિજરૂપ;
કહે પ્રીતમ વ્યાપી રહ્યો, ચૈતન્ય શુદ્ધ સ્વરૂપ. ૨

શુદ્ધ ચૈતન્ય સાક્ષી પ્રમાતા, પ્રમાણ પ્રમેતી જેહ;
પ્રીતમ પંચનામ બ્રહ્મકે, અનુભવે ઓળખે તેહ. ૩
બ્રહ્મ સમુદ્ર સભર ભર્યો, જ્યું પ્રલેકાળ હોય;
કહે પ્રીતમ પૂરણ સદા, એક નિરંતર સોય. ૪
સાગરમેં જ્યું બુદબુદા, એસે ઉપજે સૃષ્ટ;
કહે પ્રીતમ વિરલા લહે, જાકું આતમ દૃષ્ટ. ૫
જ્યું સિંધુમેં હોત હૈ, લહરી અનંત અપાર;
કહે પ્રીતમ યું બ્રહ્મમેં, ઉપજે સબ સંસાર. ૬
અંબુમાં નહિ આંતરો, વ્યોમ વિષે નહિ વાડ;
કહે પ્રીતમ યું બ્રહ્મમેં, નહિ આવરણ કછુ આડ. ૭
નાશ નહિ આકાશકો, યું આત્મા અદ્વૈત;
કહે પ્રીતમ આનંદઘન, સબઘટ તુરીયાતીત. ૮
અભ્ર હોત આકરસમેં, જ્યું તરવર કે પાત;
કહે પ્રીતમ યું બ્રહ્મમેં, આ દેહ આવત જાત. ૯
બ્રહ્મ અનાદિ અટલ હૈ, અકળ અરૂપ અછેદ;
કહે પ્રીતમ નિત્ય કહત હૈ, મહિમા ચારે વેદ. ૧૦
અગ્નિ કે અંબારસે, દીપ બહુ વિધિ હોય;
કહે પ્રીતમ યું બ્રહ્મસે, જીવ જગતકે જોય. ૧૧
ભાંડ ભૂમિસો ભિન્ન નહિ, આદ્ય અંત મધ્ય એક;
કહે પ્રીતમ યું બ્રહ્મમેં, ઉપજે ખપે અનેક. ૧૨
કુંદન કાંઇ લાગે નહિ, વગળ ભળે હોય હીન;
કહે પ્રીતમ સબ કર્મકે, જીવ ઈશ્વર આધીન. ૧૩
શુદ્ધ દૂધ સોઇ બ્રહ્મ હે, ઈશ્વર આધો નીર;

કહે પ્રીતમ જળ જ્યું મિલા, ત્યું ત્યું વરસ્યા ખીર. ૧૪
બ્રહ્મ કર્મસેં રહિત હે, સકળ ધર્મકો મૂળ;
કહે પ્રીતમ દુઃખ પાત્રહી, હોય બ્રહ્મ પ્રતિકૂળ. ૧૫
ચૈતન્ય સાગર એકરસ, કનક દંડ મણિ દીપ;
કહે પ્રીતમ ન્યારા નહિ, રહે સદાએ સમીપ. ૧૬
ચંદા અર્ક અગ્નિ વિષે, ઝળહળ જ્યોત પ્રકાશ;
કહે પ્રીતમ અજ મસકમાં, બ્રહ્મ નિરંતર વાસ. ૧૭
શશી સૂર ચક્ષુ વિષે, જઠરા અગ્નિ જાણ;
કહે પ્રીતમ બ્રહ્માંડમાં, ઐસે પંડ પ્રમાણ. ૧૮
અગ્નિ એક જગ અગ્નિ એક, એક વાયુ આકાશ;
કહે પ્રીતમ એક બ્રહ્મમેં, વરતુ વિશ્વ વિલાસ. ૧૯
સૂર તપે સબ ઉપરે, વૃષા સબ હી પર હોય;
કહે પ્રીતમ દેહ આતમા, જ્ઞાન દષ્ટિ કરી જોય. ૨૦
તરુવર એક શાખા બહુ, નીચ ઊંચ લઘુ દીર્ઘ;
કહે પ્રીતમ યું બ્રહ્મમેં, ભયો સર્ગ વિસર્ગ. ૨૧
મળ્યો ખાળિયો સમુદ્રમાં, ભયો સમુદ્રાકાર;
કહે પ્રીતમ બ્રહ્મ ભજનસે, ભયો બ્રહ્મ નિરધાર. ૨૨
પારસકો પર્વત બને, લિયો દિયો નહિ જાય;
કહે પ્રીતમ સમજી રહે, વાકે એહી ઉપાય. ૨૩
વાણી શકે નહિ વર્ણવી, કૃત્ય ન પહોંચે કોય;
કહે પ્રીતમ આકાશમાં, ચિત્ર કોણ વિધિ હોય. ૨૪
ઈશ્વરકું ઊંચ નીચ નહિ, પુરુષ નપુંસક નાર;
કહે પ્રીતમ વ્યાપી રહ્યો, સબ ઘટ બોલનહાર. ૨૫

મીન કમઠ શુકર સહી, આહિર કુળ અવતાર;
કહે પ્રીતમ પરિબ્રહ્મકું, કહાં વરણ વેહેવાર. ૨૬
નિર્ગુણ બ્રહ્મ સગુણ ભયે, રામકૃષ્ણ અવતાર;
કહે પ્રીતમ ગુણ ગાયકે, તર ગયે અનેક અપાર. ૨૭
અહંતા મમતા ઈરષ્યા, વિષયાદિક જંજાળ;
કહે પ્રીતમ ભવસિંધુકે, તીર કીચ સેવાળ. ૨૮
અઢાર અંગ સાખી કહી, સદ્‌ગુરુ કે પ્રતાપ;
કહે પ્રીતમ સોઇ સમજતાં, મિટ જાય વાદવિવાદ. ૨૯
ભોગ્ય પડે બ્રહ્મ ભાવના, જબ ટળે કામ કલાપ;
કહે પ્રીતમ કછુ કામના, તબ લગ શોક સંતાપ. ૩૦

---

## ૧૯–કામનું અંગ

કામી કરે ન શુભ કર્મ, ધર્મ ન સમજે ઘેર;
કહે પ્રીતમ કામી રહે, ઉઠે વિષયકી લહેર. ૧
વિષય વસિયર તન રાફડો, મન મલિન વિખ રૂપ;
કહે પ્રીતમ સબ શ્રેષ્ઠ હે, પણ કામી કાળ સ્વરૂપ. ૨
કામી સુણે ન હરિકથા, નહિ હરિજનસું હેત;
કહે પ્રીતમ કામી તણી, ખાલી કાયા ખેત. ૩
કામીસેં કુત્તા ભલા, વરસદિને એક માસ;
કહે પ્રીતમ કામી કરે, નિશદિન વિષયવિલાસ. ૪
કામ કલંક જાકું લગ્યા, એ સમ લાંછન નાંહ;
કહે પ્રીતમ સંસારમાં, સરબંધા સબ માંહ. ૫

કૃત્ય નિવારણ સ્વાંગ ધરે, સો અધિક અધિકાય;
કહે પ્રીતમ સોઇ જીવ, મુક્ત કદી નવ થાય. ૬
કામ કામ સબકો કહે, કામ ન ચીને કોય;
પ્રીતમ મન ઉઠાવ કરે, કામ કહાવે સોય. ૭
કામી નર સુકૃત કરે, જેસો કુંજર શ્વાન;
કહે પ્રીતમ લઇ શીશ પર, ડારે ધૂળ નિદાન. ૮
અર્ક આત્મા નિર્મળા, વિષય વાદળી છાંય;
કહે પ્રીતમ કામે કરી, સાર ન સૂઝે કાંય. ૯
આતમ અર્ક ઉદ્યોત હે, કામ ગ્રહણ કહેવાય;
કહે પ્રીતમ કૈસે કરે, ભીતર લાગી લાય. ૧૦
વિષય વહ્નિ અતિ પ્રબલ હૈ, દાવાનલસે દીર્ઘ;
કહે પ્રીતમ સબ જુગ ભલા, કામી નુગરા ઉર્ગ. ૧૧
કામીકું સ્વામી નહિ, માને નહિ મુરજાદ;
કહે પ્રીતમ ઉન્મત્ત રહે, આઠે પહોર પ્રમાદ. ૧૨
કામી કૃત અકૃત કરે, જબલગ જુવતી તાન;
કહે પ્રીતમ નરકે પડે, નારી પુરુષ નિદાન. ૧૩
ત્રિયા ચમક લોહ પુરુષ હૈ, પામર પશુ સમાન;
કહે પ્રીતમ કહો કોટિ વિધિ, કામી ધરે નહિ કાન. ૧૪
કામીકું લજ્જા નહિ, નિર્લજ નિર્દૈ કઠોર;
કહે પ્રીતમ કૈસે કહું, સબહી કર્મ કઠોર. ૧૫
કામી કોઇ મત દુઃખ ધરો, કામી અવર ન કોય;
કહે પ્રીતમ મેં કામી હું, તાય શિખામન સોય. ૧૬
શત્રુ અવર અનેક હે, કામ સમો નહિ કોય;

કહે પ્રીતમ રજ કામના, સબ જુગ વેરી હોય. ૧૭
કામ કપટ જા ઘટ વસે, સો નર નીચ ગમાર;
કહે પ્રીતમ સુખ અલ્પ હે, અવગુન કરે અપાર. ૧૮
કામી કાગ સમાન હે, ડરતા રહે નિશદિન;
કહે પ્રીતમ કામી તણા, સદા અપાવન મન. ૧૯
સુકૃત સાત જન્મેકા, એક પલકમેં જાય;
કહે પ્રીતમ ધન ગાંઠડી, ઘર આગે લૂંટાય. ૨૦
કામી ગર્ધવ સારીખા, સંગ ગર્ધવી નાર;
કહે પ્રીતમ લાતે હણે, તોય ન છોડે લાર. ૨૧
કામીકું બહુ કલ્પના, વિષય લેહેર દિલમાંહી;
કહે પ્રીતમ સબહી તરે, પણ કામીકી ગતિ નાંહી. ૨૨
કામી ભૂત ભવમેં ભમે, સમે નહિ સંતાપ;
કહે પ્રીતમ રહે કામના, કછુ પુરવલા પાપ. ૨૩
કામ કલેશ કા મૂલ હે, અનરથકા ભંડાર;
કહે પ્રીતમ તજ તાહિકું, ભજ હરિ કૃષ્ણ મોરાર. ૨૪
કામરૂપ કલેશ હે, ક્રોધ મિલે તબ આય;
કહે પ્રીતમ સોઇ જીવ, જમપુર બાંધ્યા જાય. ૨૫
કામી કૃત્ય જે જે કરે, સોઈ કામ સ્વરૂપ;
કહે પ્રીતમ ના વશ રહે, પડે મોહ અંધકૂપ. ૨૬
કામ કુસંગતેં ઊપજે, કામે ઊપજે ક્રોધ;
કહે પ્રીતમ વશ કામકે, રહે ન જ્ઞાન પ્રબોધ. ૨૭
અજ્ઞાને મોહ ઊપજે, મોહે કરી બુદ્ધિ નાશ;
કહે પ્રીતમ બુદ્ધિ નાશતેં, પ્રાણી નરક નિવાસ. ૨૮

મન મરકટ માનવ તણો, કામ ફકીર તે સાથ;
પ્રીતમ નાચ નચાવહી, લોભ લાઠી લીયે હાથ. ૨૯
કામ નેત્ર મુખ ક્રોધકો, રુદે લોભ કર વાસ;
કહે પ્રીતમ તીનો મિલી, કરે જીવકો નાશ. ૩૦
કામીકું બહુ કલ્પના, નિવૃત્તિ નહિ લગાર;
કહે પ્રીતમ ચિત્ત દૂધ હે, કસ્તર કામ વિકાર. ૩૧
કામી કંટક લોહ હે, સેહેજ સચેત ન હોય;
કહે પ્રીતમ મન સમજ કે, સંગ કરો મત કોય. ૩૨
કામી તાકું જાનીએ, પ્રવૃત્તિ વિષે ઉદાર;
પ્રીતમ સચા સમજકે, વાકો સંગ નિવાર. ૩૩
કામી કૃત્ય અકૃત્ય કરે, ડરે ન એક લગાર;
કહે પ્રીતમ નરકે પડે, નારી પુરુષ નિરધાર. ૩૪

## ૨૦—નારીનિંદાનું અંગ

નારીકું નિંદું નહિ, નિંદું અવગુણ એક;
કહે પ્રીતમ કહેતે ગયે, આગે પુરુષ અનેક. ૧
નારી નરકકી ખાણ હે, શાસ્ત્ર કહે સબ કોય;
કહે પ્રીતમ પ્રભુભજનસે, પરમ પવિત્ર હોય. ૨
નારી ચાર પ્રકારકી, જ્યું નાણાકી રીત;
કહે પ્રીતમ કર જુગતસું, જાણ બૂજ કર પ્રીત. ૩
મોહોર રૂપૈયો તાંબિયો, કોડી નાણા માંહી;
કહે પ્રીતમ યહ દામ હે, સબહી બરાબર નાંહી. ૪
સતી શૂરી પતિવ્રતા, કત્યા કહિએ નાર;

કહે પ્રીતમ સોઇ સમજકે, વાકો સંગ નિવાર. ૫
અમૃત સીંચે એરંડે, જુગતે જવાસા પાય;
પ્રીતમ કોઇ કાળે કરી, અમૃત ફળ નવ થાય. ૬
સો વરસ સેવે શીમળો, તોય ન ભાગે ભૂખ;
કહે પ્રીતમ વિષય ભોગવે, તોયે દુણા દુઃખ. ૭
નારી નિર્દય નહોર અતિ, કઠણ કૃપાણકી ધાર;
કહે પ્રીતમ નર કાટતાં, કછુ ન લાગે વાર. ૮
નારીકો અપરાધ નહિ, પુરુષ પાતકી હોય;
કહે પ્રીતમ એક હાથસું, તાળી પડે ન કોય. ૯
નારી પ્યારી લગત હે, તબલગ વિષય વિકાર;
કહે પ્રીતમ કર દૂરસેં, નારીકું નમસ્કાર. ૧૦
હરિકી માયા મોહની, પ્રગટ નારી નિજરૂપ;
કહે પ્રીતમ મોહે સબે, દાનવ માનવ ભૂપ. ૧૧
નારી નેહ ઉપજાવહી, મિથ્યા પ્રપંચ પ્રીત;
કહે પ્રીતમ સબહિ હરત હે, જ્ઞાન ધ્યાન ગુણ ચિત્ત. ૧૨
નારી નહિ એ નાગિણી, નર મેડક નિરધાર;
કહે પ્રીતમ કેતે ગ્રસે, લેખા નહિ લગાર. ૧૩
લાલચ લોભ દિખાવહી, અતિ ઉપજાવે ભાવ;
કહે પ્રીતમ જ્યું મુષક પર, મીની માંડે દાવ. ૧૪
નેણ વેણ મોહ બાણ હે, પ્રાણ કિયો બેહાલ;
કહે પ્રીતમ મુસા ફરે, મીની કે મન ખ્યાલ. ૧૫
મંજારી કે મુખથકી, ઉંદર નાસે આપ;
કહે પ્રીતમ ભૂખે મરે મીનકો, ઉંદરકું ક્યા પાપ. ૧૬

નારી નદી સ્વરૂપ હે, પ્રબળ વિષયકા પૂર;
કહે પ્રીતમ કેતે ગયે, તાસે રહિયો દૂર. ૧૭
નેણુ કાજળ નાક નથ, વેણી વસિયર જાણ;
કહે પ્રીતમ ઘૂંઘટ કરે, હરે પલકમેં પ્રાણ. ૧૮
કહેત કામરુ દેશમેં, કરે પુરુષકું બેલ;
કહે પ્રીતમ સબ દેશમેં, એહી નિરંતર ખેલ. ૧૯
નર મૂરખ માને નહિ, કીજે કવન ઉપાય;
કહે પ્રીતમ હાથે કરી, પડે જાલમેં જાય. ૨૦
બંધન બીજે બોહોત હે, નારી સમો નહિ કોય;
કહે પ્રીતમ છૂટે નહિ, જે કોઇ બંધન હોય. ૨૧
મુખસે મીઠા ઉચરે, અંતર ઔર બાત;
કહે પ્રીતમ જુદી ન હોય, કરે દગા દઇ ઘાત. ૨૨
પરમેશ્વરકે પંથમેં, નારી ડર ચોપાસ;
કહે પ્રીતમ અધવીચસે, ઉડાવે આકાશ. ૨૩
મારગ છુટા દો મિલી, કનક કાંતા કહેવાય;
પ્રીતમ વાત ભુલાવહી, જીધર તીધર લે જાય. ૨૪
વાત પીત કફ આઘ લઈ, સપ્ત ધાતુકા દેહ;
કહે પ્રીતમ નર મૂઢ જે, કરે તેહસું નેહ. ૨૫
માંસ લપેટ્યા ચરમસે, ઉપર આછા રંગ;
કહે પ્રીતમ ભય પાવહી, જબહી ઊઘડે અંગ. ૨૬
સ્રીપુરુષ આનંદમય, સબહી હરિકા રૂપ;
પ્રીતમ જાકું જે ભાવના, તાકું તાકૃળ રૂપ. ૨૭

## ૨૧-ભાવનું અંગ

કલ્પદ્રુમકું સેવીએ, જૈસો આપણો ભાવ;
કહે પ્રીતમ તૈસે ફલે, ઓર ન લાગે દાવ. ૧
ઊપજે ભગવત ભાવના, તો ભેટે ભગવાન;
પ્રીતમ ચિત્ત આનંદ ધરે, તો કછુ ન ભાસે આન. ૨
અપને ભાવે ઇષ્ટ હે, અપને ભાવે જીવ;
કહે પ્રીતમ ભાવે કરી, શુદ્ધ સનાતન શિવ. ૩
અપને ભાવે બ્રહ્મ હે, અપને ભાવે ભૂત;
કહે પ્રીતમ નિજ ભાવસું, દીસે દેવ અરુ દૂત. ૪
ભાવે ગોકુળ અવતરે, ભાવે ચારી ગાય;
કહે પ્રીતમ ભાવે કરી, ગોરસ ચોરી ખાય. ૫
ભાવે રોકી સુંદરી, ભાવે લીનો દાણ;
કહે પ્રીતમ ભાવે કરી, ધર્યો ગોવરધન પાણ. ૬
ભાવે ગુંજા ઉર ધરી, ભાવે ચંદ્રિકા શીશ;
કહે પ્રીતમ ભાવે કરી, ગેડી ગ્રહી જુગદીશ. ૭
ભાવે વ્રજ લીલા કરી, ભાવે વાયો બંસ;
કહે પ્રીતમ ભાવે કરી, માર્યો મામો કંસ. ૮
ભાવે બસે બંદ્રાબન, ભાવે રચિયો રાસ;
કહે પ્રીતમ ભાવે કરી, કર્યો દ્વારકાં વાસ. ૯
ભાવે છાયો છાપરો, ભાવે પીનો દૂધ;
કહે પ્રીતમ ભાવે કર્યો, જઇ જમકો જુધ. ૧૦
ભાવે ખાધો ખીચડો, ભાવે દીનો હાર;

કહે પ્રીતમ ભાવે ભયે, વણિક વેશ કીરતાર. ૧૧
ભાવે ભૂપ મરદન કિયો, નાઇ ધરાયો નામ;
કહે પ્રીતમ ભાવે કરે, અનેક ભક્તકે કામ. ૧૨
ભાવે વિખ અમૃત કિયો, ભાવે દીની છાપ;
કહે પ્રીતમ ભાવે કરી, આધીન હોય રહે આપ. ૧૩
અપને ભાવે ગોમતી, અપને ભાવે ગંગ;
કહે પ્રીતમ શુદ્ધ ભાવસુ, હોય પવિત્ર તે અંગ. ૧૪
ભાવે જાઓ મધુપુરી, ભાવે કાશી કેદાર;
કહે પ્રીતમ શુદ્ધ ભાવ વિના, ફળે ન એક લગાર. ૧૫
ભાવ વિના પૃથ્વી ભમે, દમે દેહ બહુ ભાત;
કહે પ્રીતમ શુધ્ધ ભાવ વિના, મિલે નહિ સુખશાંત. ૧૬
ભાવે બ્રહ્મ લીલા કરે, હરે ભૂમિકા ભાર;
કહે પ્રીતમ ભાવે ધરે, ચતુર્વિંશ અવતાર. ૧૭
ભાવ ભરોંસો જે ઘટ નહિ, સો ઘટ ઘોર અંધાર;
કહે પ્રીતમ સમજે નહિ, હરિ હીરા અંબાર. ૧૮
હરિ હીરા જાહેર પડ્યા, જગત ખુંદકે જાય;
કહે પ્રીતમ દેખ્યા વિના, કેસે ધરે ઉઠાય. ૧૯
સૂઝે સો બૂઝે સહી, પૂજે પ્રેમે સોય;
કહે પ્રીતમ પ્રીછ્યા વિના, પ્રીત કોન વિધિ હોય. ૨૦
ભાવે જોગી વન વસે, ભાવે ભોગવે રાજ;
કહે પ્રીતમ સમજ્યા વિના, કછુ સરે નહિ કાજ. ૨૧
ભાવે મીલે આત્મા, આનંદરૂપ અખંડ;
કહે પ્રીતમ શુદ્ધ ભાવ વિના, ચાલે નહિ પાખંડ. ૨૨

ભાવે સ્વર્ગે સંચરે, ભાવે નરક નિદાન;
કહે પ્રીતમ ભાવે મળે, ભક્તવત્સળ ભગવાન. ૨૩
ભાવ વિના ભટકી મરે, કરે જો કોટિ ઉપાય;
કહે પ્રીતમ એક ભાવ વિના, સંશય શોક ન જાય. ૨૪
ભાવે ઇષ્ટ ઉપાસના, કરી શકે જે કોય;
કહે પ્રીતમ શુદ્ધ ભાવસું, હરિ હસ્તામલ હોય. ૨૫
ભાવે બંધન ઊપજે, ભાવે હોવે મુક્ત;
કહે પ્રીતમ વિરલા લહે, જીવનમુક્તકી જુક્ત. ૨૬

## ૨૨–જીવન્મુકતનું અંગ

જીવન્મુક્ત રહે જક્તમાં, વરતે દેહ વ્યવહાર;
કહે પ્રીતમ ભીતર નહિ, ઉપર કે ઉપચાર. ૧
સુપનામેં કોઇ સુખ કરે, કોઈ દુઃખરો દેનાર;
કહે પ્રીતમ હોઈસું નહિ, રાગ દ્વેષ લગાર. ૨
સુપનામેં લાડુ જમે, સુપને શૌચાચાર;
કહે પ્રીતમ ચીને નહી, દેનારો લેનાર. ૩
સતી સજે નખ શિખ લગી, અંગે સૌ શણગાર;
કહે પ્રીતમ દેહભાવના, ધરે ન એક લગાર. ૪
સતી કામની ભૂષણ સજે, છાંડ ચલે સબ સંગ;
કહે પ્રીતમ રુદીએ રહે, નિજપતિ મિલન પ્રસંગ. ૫
જીવન્મુક્ત સંસારમેં, જ્યું અંબુજ જલ માંહ્ય;
કહે પ્રીતમ ભેળા રહે, અંતર ભેદે નાંહ્ય. ૬
કનક ખાણ પર નિત્ય રહે, રતિ કનક નહિ લેહ;

કહે પ્રીતમ મહામુક્તકું, નહિ દેહ અરુ ગેહ. ૭
દગ્ધ અંબરવત દેહ રહે, લહે ન વર્ણ વહેવાર;
કહે પ્રીતમ યું મુક્તકો, દીસે દેહવિકાર. ૮
ભુન્યા અંન ઊગે નહિ, પોહોચે તબલગ ખાય;
કહે પ્રીતમ પોચી રહા, કહીં ન આવે જાય. ૯
જૈસે ચક્ર કુલાલકા, ફરે ફેરવે કોઇ;
કહે પ્રીતમ તબલગી ફરે, વેગ જહાં લગી હોય. ૧૦
પ્રારબ્ધ વેગ તનમેં બસે, તબલગ ભુગતે ભોગ;
કહે પ્રીતમ ત્રિવિધિ ટળે, રહા ન એક રોગ. ૧૧
પવન ઉડાવે પત્રકું, ભાવે તહાં લે જાય;
કહે પ્રીતમ ઇચ્છારહિત, નિજ દેહ વરતાય. ૧૨
જીવન્મુક્ત ચિંતામણિ, જો ચિંતવે સો હોય;
કહે પ્રીતમ મણિકે વિષે, તનક તિમિર નહિ કોય. ૧૩
મયપકું મુખ શત સહસ્ર હૈ, મુખ મુખ તેજ પ્રકાશ;
કહે પ્રીતમ મહામુક્તકું, નહિ જગતકો ભાસ. ૧૪
જીવન્મુક્ત જે જે કરે, ધરે ન ઉર અહંકાર;
કહે પ્રીતમ ફળલાલચી, લાલચ નહિ લગાર. ૧૫
અતિ ઊંચો આકાશમેં, ચઢે ચઢાકે જોર;
કહે પ્રીતમ દેખે નહિ, અવનીકે અંકોર. ૧૬
જીવન્મુક્ત કે ચલણકું, સમજે નહિ સંસાર;
કહે પ્રીતમ સાક્ષી રહે, લહે ન લોકાચાર. ૧૭
વહાણ ફરે સાગર વિષે, દશે દિશા પ્રમાણ;
કહે પ્રીતમ ભૂલે નહિ, દશે દૃષ્ટિ નિદાન. ૧૮

પાવ ધરે પાવન કરે, પૃથ્વી દેશ વિદેશ;
કહે પ્રીતમ શુદ્ધ હોત હે, જ્યાં મુક્ત કરે પ્રવેશ. ૧૯
વાટ ઘાટ વન વાટિકા, ગામ ઠામ ધન ધામ;
કહે પ્રીતમ પાવન સબે, જ્યાં સંત કરે વિશ્રામ. ૨૦
તીરથ પાવન હોત હે, દરશ પરશ દેદાર;
કહે પ્રીતમ મહામુક્તકો, મહિમા અગમ અપાર. ૨૧
સેવે સો સુકૃત લહે, દુકૃત નિંદક આપ;
કહે પ્રીતમ મહામુક્તકું, નહિ પુણ્ય ઓર પાપ. ૨૨
જીવન્મુક્ત સબ દુઃખ રહિત, એક આવરણ નાંહિ;
કહે પ્રીતમ મહામુક્ત રહે, સદા સમાધિ માંહિ. ૨૩
પંખી પૃથ્વી પર ચલે, સુરતા રહે આકાશ;
કહે પ્રીતમ ચારા લગી, કરે ભૂમિ પર વાસ. ૨૪
જોગેશ્વર જીવન્મુક્ત, સજ્જન સ્નેહ સમેત;
કહે પ્રીતમ પરમારથી, હરદે હરિકો હેત. ૨૫

## ૨૩–સજ્જનનું અંગ

સજ્જન સુરતરુ સારીખા, શરણ હરણ તનતાપ;
કહે પ્રીતમ શીતળ સદા, રહે સ્વરૂપે આપ. ૧
કલ્પદ્રુમતેં અધિક હે, સજ્જનકો ગુણ સાર;
કહે પ્રીતમ તરુ દેત ફલ, સજ્જન હરે વિકાર. ૨
જલધર જૈસે જોઈ લે, દયા ઢળક ઉર માંહી;
પ્રીતમ જગત જીવાવહીં, મેહેનત માગે નાંહી. ૩
સેહેજે ગાજે ગગનમેં, સેહેજે વરખા હોય;

કહે પ્રીતમ પરમારથી, સબકા દાતા સોય. ૪
સજ્જન ચંદન સારીખા, શીતલ વાસ સુવાસ;
કહે પ્રીતમ સહુ સારીખા, સહે કોઈ રહેવે પાસ. ૫
સજ્જન હીરા સારીખા, સહે ઘણનકી ચોટ;
કહે પ્રીતમ તન તૂટ હી, તામે દંતની ખોટ. ૬
સજ્જન કુંદન સારીખા, કરે કસોટી કોઈ;
કહે પ્રીતમ જ્યું જ્યું કસે, ત્યું ત્યું ઝીણા હોય. ૭
ભોમ ગડા ભીતર વધે, અગન જરે નહિ લેશ;
કહે પ્રીતમ સજ્જન કરે, સેહેજે સદ્ઉપદેશ. ૮
કટુ બચન મુખસેં કહે, મનમેં મીઠા દ્રાખ;
કહે પ્રીતમ હરિ મિલનકો, ઉર અંતર અભિલાખ. ૯
સજ્જનકા મન ઉજલા, જૈસા ઉજલા દૂધ;
કહે પ્રીતમ નિર્મળ રહે, બાહર ભીતર શુદ્ધ. ૧૦
સજ્જન સુધાસે મિષ્ટ હે, અવગુણ હરે અનેક;
કહે પ્રીતમ પાવન કરે, દેવે જ્ઞાન વિવેક. ૧૧
સજ્જન સુમતિ દેત હે, કરે કુમતકું દૂર;
કહે પ્રીતમ દેખાવહી, એક હરિ ભરપૂર. ૧૨
વિકટ સમે વિરમે નહિ, દગો મળે નહિ લેશ;
કહે પ્રીતમ જબ દુઃખ પડે, દિન દિન દૂણા નેહ. ૧૩
સજ્જન મિલે સુખ ઊપજે, દુઃખકો આણે અંત,
કહે પ્રીતમ પૂરણ કળા, જાણે નહિ જડ જંત. ૧૪
સજ્જન ભંજન ભ્રાંતકે, ઉપજાવે આનંદ;
કહે પ્રીતમ એક પલકમેં, કાટે ભવકે ફંદ. ૧૫

કોટિ વિઘન બિચમેં પડે, સજ્જન તજે ન સંગ;
કહે પ્રીતમ ક્યું ઉતરે, ચઢયા ચોળકા રંગ. ૧૬
સજ્જન સદ્‌ગુણ દેત હે, કરે દુષ્ટતા દૂર;
કહે પ્રીતમ માને નહિ, માયા તણા મજૂર. ૧૭
સજ્જન અંજન આંખકે, મજ્જન મુખકે પાન;
કહે પ્રીતમ ક્યું છાંડીએ, સજ્જન પરમ સુજાણ. ૧૮
સજ્જન સ્મરણ ભજનમેં, સદા રહે ભરપૂર;
કહે પ્રીતમ નિત્ય નીરખત, હરિકું હાલ હજૂર. ૧૯
સજ્જન સક્કર સારીખા, કડવા કબહુ ન હોય;
કહે પ્રીતમ ફલ અંબકા, કોડા કહે ન કોય. ૨૦
સજ્જન સુખ સુખી અતરકે, દુઃખી અતર દુઃખ દેખ;
કહે પ્રીતમ કોમળ રુદે, નવનીત થકી વિસેખ. ૨૧
સજ્જન ગુણ પ્રકટ કરે, અવગુણ દેખી દુરાય;
કહે પ્રીતમ જશ આપકે, નિજ મુખ નાહીં સીરાય. ૨૨
સજ્જન સુરજ સારીખા, કરે ઘોરતમ નાશ;
કહે પ્રીતમ સબકું પ્રીય, પૂરણ પ્રેમ પ્રકાશ. ૨૩
સજ્જન સમુદ્ર સારીખા, સરિતા કોટિ સમાય;
કહે પ્રીતમ એકરસ રહે, કબહુ છલી નહિ જાય. ૨૪
સજ્જન નહિ સંસારકે, સજ્જન સંત અનુપ;
કહે પ્રીતમ સજ્જન સોઇ, સમરણ સહજ અનુપ. ૨૫

## ૨૪–સહજનું અંગ

સહેજ સમજ આવ્યા વિના, પુરુષ દુઃખી નિત્ય જાણ;
કહે પ્રીતમ એક સહજ બિન, ટળે ન ખેંચાતાણ. ૧
સહજ સ્વરૂપ હે બ્રહ્મકો, ખેંચાતાણ સો જીવ;
કહે પ્રીતમ સમજી શકે, સહેજે સુખી સદૈવ. ૨
સહેજે સબ ઉચારહી, સહેજે ઉદક આહાર;
કહે પ્રીતમ સેહેજે ચલે, નાહીન ખેંચ લગાર. ૩
સમજ સેહેજ બિન લહે નહિ, સાર અસાર વિવેક;
કહે પ્રીતમ સુખ સેહેજસે, અનરથ ટળે અનેક. ૪
સેહેજે સાધન હોત હૈ, અગમ સુગમ હો જાય,
કહે પ્રીતમ સમજી શકે, કબહુ કાળ ન ખાય. ૫
સમજ વિના સાધન કરે, સો ફળરૂપ ન હોય;
કહે પ્રીતમ ધૂળ પર લીંપણ, ખુંધા ખમે ન કોય. ૬
સમજ વિના સબ એક હૈ, સાકર સિંધવ લૂણ;
પ્રીતમ કછુ સમજે નહિ, તાય પ્રમોદે કુણ. ૭
રત્ન ગુંજા ગણે એક કર, સમજે નહિ સિદ્ધાંત;
કહે પ્રીતમ પ્રીછયા વિના, ભાગે નહિ ભવભ્રાંત. ૮
ખાનપાન સબ કરત હે, અધિક પુરુષકું જ્ઞાન;
કહે પ્રીતમ નિજ જ્ઞાન બિન, પ્રાણી પશુ સમાન. ૯
મખી કાળી કાળી અજા, કાળી કામળી રીંછ;
કહે પ્રીતમ સમાન સબ, નાંહી પાંસરી પ્રીછ. ૧૦
સમજ વિના સરખું ગણે, રોઝ બેલ અરુ ગાય;

કહે પ્રીતમ જબ સમજહી, તબ સબ સંશય જાય. ૧૧
સમજે જીતે સુભાવકું, સુભાવ જીતે સોઇ શૂર;
કહે પ્રીતમ સોઇ શૂરવીર, રહે પગ રોપી હજૂર. ૧૨
સેહેજ દશા સબસેં ભલી, જો ઉપજે ઉર આય;
કહે પ્રીતમ સંસારકું, જીતે નિશાન બનાય. ૧૩
મનકું મારે તન દમે, ધનકું ધર્મ લગાય;
કહે પ્રીતમ સોઇ શૂર હે, રામ ધામકું જાય. ૧૪
વાયુ સંગે વાસના, વાસના સંગે પ્રાણ;
કહે પ્રીતમ પ્રાણ આત્મા, ધરે દેહે દુઃખ ખાણ. ૧૫
સમજે સે સુખ ઉપજે, આન ઉપાયે નાંહ;
કહે પ્રીતમ આપે સુખી, સુખી સબે જ્યાં જોય. ૧૬
સમજ થકી હરિ ઓળખે, ઓળખે ઉપજે હેત;
કહે પ્રીતમ સમજ્યા વિના, તક્ર દૂધ હોઇ શ્વેત. ૧૭
પરહિત સમાન પુણ્ય નહિ, પર પીડા સમ પાપ;
કહે પ્રીતમ સબ શાસ્ત્રમેં, દેખ્‌ વિચારી આપ. ૧૮
શિવ ચતુરાનન શેષ શ્રુતિ, સકલ શાસ્ત્ર મત સાર;
કહે પ્રીતમ હરિનામ વિના, નહિ નરકા નિસ્તાર. ૧૯
હરિ ગુરુ સંત દયા કરી, દિયો પરમ ધન સાર;
કહે પ્રીતમ નામે ભયો, ઉર અંતર ઉજિયાર. ૨૦
ભયો પ્રકાશ નિજ જ્ઞાનસે, ઉપન્ગો અતિ આનંદ;
કહે પ્રીતમ પ્રેમે કરી, બોલો જે ગોવિંદ. ૨૧
સંવત અઢાર વીશી રુદ્રની, પિસ્તાળો આશ્વિન માસ;
કહે પ્રીતમ શુક્લ પક્ષ પંચમી, સાખી ગ્રંથ પ્રકાશ. ૨૨

સંદેસરમાં સુખનિધિ, જાનરાય જુગદીશ;
કહે પ્રીતમ સાખી પૂરણ, છસેં આડત્રીસ. ૨૩
સાખી ગાયે સાંભળે, રાખે રુદીએ વિચાર;
કહે પ્રીતમ પ્રપંચ ટળે, પામે પદ નિરધાર. ૨૪

# १५–चोपाईनां अंग

## ૧–તત્ત્વજ્ઞાનીનું અંગ

અસ્થિ માંસ રુધિર ત્વચરોમ, ગગન પવન પાવક જલ ભોમ્ય;
પંચીકૃતનું પંડ્ય શરીર, તેનો સ્નેહ તજે મહા ધીર;
જ્ઞાનાનંદ અખંડ અપાર, કહે પ્રીતમ તે તત્ત્વવિચાર. ૧
એક એકનાં પંચ કહેવાયે, પંચથકી પંચવીસ તે થાયે;
ચૌદ ઇન્દ્રિ ને ચૌદે દેવ, પાંચ પ્રાણ ઉરનો અહમેવ;
તજી તેહ તુરિયાપદ રહે, પ્રીતમ તત્ત્વવિદ તેહને કહે. ૨
સ્થૂલસૂક્ષ્મ કારણ કહેવાય, જાગ્રત સુપન સસોપતી થાય;
ગુણલક્ષણ વરતીને વિષે, તેથી ભિન્ન આતમ લખે;
તજે સરવ દેહાભિમાન, કહે પ્રીતમ તે તત્ત્વજ્ઞાન. ૩
મૂલાધાર લિંગ નાભી રુદે, વિશુદ્ધ (ચક્ર) અગ્નિ ચક્ર જે વદે;
શીશ સરોજ સહસ્રદલ સોયે, ટાલી આડ્યને એકતા હોયે;
બાહ્યાંતર અખંડ એકતાર, કહે પ્રીતમ તે તત્ત્વવિચાર. ૪
હરિમાં જગત જગતમાં હરિ, પ્રલે તોય પેર્ય રહ્યો ભરી;
લેહેરી લોઢ બુદબુદા તરંગ, લઘુ દીરઘ બહુ દીસે રંગ;
સરવ રૂપ હરિમાંહે લહે, (પ્રીતમ) તત્ત્વદરસી તેહને કહે. ૫
જેમ હાટકના ઘાટ અપાર, વાલી વેઢ કંકણ ને હાર;

ઘાટ ભાવ મૂકે પરહરી, વસ્તુ વિચાર રાખે ઉર ધરી;
સચરાચર ચૈતન એકરૂપ, કહે પ્રીતમ તે તત્ત્વસ્વરૂપ. ૬
ભિન્ન નહિ ભોમિને ભાંડ, આદિ અંત મધ્ય અવની અખંડ,
પટતંતુ તે ન્યારાં નહિ, વસ્તુ વિચાર સૂત્ર છે સહી;
દેહાતીત એમ દેહને વિષે, કહે પ્રીતમ જ્ઞાની ઓળખે. ૭
પુષ્પ મધ્ય વાસના જેમ, દેહ મધ્ય ચૈતન છે તેમ;
તલમાં તેલ રહે નિરધાર, ઇક્ષુ મધ્યે ગોળ જેમ સાર;
દૂધ મધ્યે ધૃત પૂરણે રહે, પ્રીતમ તત્ત્વ તે જ્ઞાની ગ્રહે. ૮
વ્યોમ વિષે શબ્દ છે સદા, પવન વિષે સ્પર્શ સરવદા;
તેજ વિષે રહે જેમ રૂપ, જલને રસ તે એક સ્વરૂપ;
પૃથવી વિષે ગંધ કહેવાય, પ્રીતમ જ્ઞાન વડે લેહેવાય. ૯
રત્નકુંભ તેજોમય રાસ, બાહર ભીતર શુદ્ધ પ્રકાશ;
હેમ ડંડ જ્યમ હેમજ હોય, સાકરનું શ્રીફલ છે સોય;
ગુણાતીત જ્ઞાનીનું રૂપ, કહે પ્રીતમ તે તત્ત્વસ્વરૂપ. ૧૦
જ્ઞાની તે ગોવિંદ સમાન, શ્રીમુખ સાખ્ય ભરે ભગવાન;
ગીતામાં પારથને કહ્યું, સતવચન સાધુએ લહ્યું;
જ્ઞાની તે હું એમ કહે હરિ, પ્રીતમ માન્ય વાત એ ખરી. ૧૧
વેદ વેદાંત ઉપનિષદ વદે, રહે હરિ જ્ઞાનીને હૃદે;
વિશ્વમાંહે વ્યાપક હરિ તેમ, કાષ્ઠ પાષાણમાં પાવક જેમ;
પ્રભુનું પ્રગટરૂપ તે સંત, કહે પ્રીતમ સમજ્ય સિદ્ધાંત. ૧૨
હીરા મોતી માણેક મણિ, સામગ્રી સૌ સુવર્ણ તણી;
તે વસુધા ભરી દીજે દાન, તેહેનું પ્રગટે પુણ્ય નિદાન;
કહે પ્રીતમ તેહનું ફલ સોય, તત્ત્વદરશીને દરશને હોય. ૧૩

## ૨–હરિભક્તનું અંગ

ભક્તિભાવ ભીતર જેહને, હરિસમરણ હરદે તેહને;
કહે સાંભળે હરિ ગુણગ્રામ, જ્યમ લોભી મન ચિંતે દામ;
દયા દીનતા દાસાતંન, કહે પ્રીતમ જાણો હરિજંન. ૧
પરમારથશું પૂરણ પ્રીત, નિરમલ નામ જપે તે નિત્ય;
હરિભાવ સંતશું ધરે, પ્રીત સહિત સેવા આચરે;
દેખી સંત નમાવે શીશ, મન થકી જાણે જુગદીશ. ૨
ઉત્તમ આસન દેઇ બેસારે, તાતે નીરે તે તન ઝારે;
ભોજન ભલી બનાવે જુક્ત, કહે પ્રીતમ તે હરિનો ભક્ત. ૩
સંતચરણામૃત સ્નેહે ગ્રહે, સર્વસ્વ સુંપી સનમુખ રહે;
સેજ સમારે સુંદર સાર, ઉર અંતરમાં પ્રેમ અપાર;
શયન કરાવી ચાંપે ચરણ, કહે પ્રીતમ તે તારણ તરણ. ૪
ભક્તિ તણી સંપત જેટલી, હરિ અર્થે આવે તેટલી;
સરોવર સરિતા વસુધા વૃક્ષ, પરમારથ કારણ પ્રતક્ષ;
શાખાપત્ર ફૂલફલ સાર, કહે પ્રીતમ સૌ પર ઉપકાર. ૫
અનન્ય ભાવે કરે ઉપાસન, જેથી ટળે જન્મશાસન;
હરિગુરુ સંત ચરણ લોલીન, જ્યમ જલથી વિછડે નહિ મીન;
આઠ પોહોર એમ ચિંતન કરે, પ્રીતમ પ્રેમ પ્રભુશું ધરે. ૬
ભક્તિ કલ્પતરુ સેવે જેહ, મનઇચ્છા ફલ પામે તેહ;
સહુ સુખ પામે શીતળ, અગ્નિ આંચ ન લાગે મળ;
ત્રિવિધ તાપ તતક્ષણ ટળે, પ્રીતમ ભક્તિભાવે હરિ મળે. ૭
ભક્તિ વિના પ્રભુ પ્રસન્ન ન થાય, ઇન્દ્રિ દેહના દોષ ન જાય;
કાયક માયક વાચકે કરી, સર્વ ભાવે સેવે એક હરિ,

સુકૃત સમૃદ્ધિ થાયે સર્વ, કહે પ્રીતમ મટે મન ગર્વ ૮
હરિના જન્મ કરમ ગુણ ગાય, ગદ્‌ગદ ગિરા રોમાંચિત થાય;
નર્ત કરે ઉર આનંદ ધરે, લોકલાજ સરવે પરહરે;
પ્રેમ મોદિત મન રસમાં રહે, પ્રીતમ ભક્ત તે તેહને ન કહે. ૯
સચરાચરમાં સ્વામી એક, વંદન કરે તે ભાવ વિવેક;
ક્ષિતિ જલ પાવક પવન અકાશ, એક અખંડ અદ્વીત અવિનાશ;
જથાજોગશું સેવા કરે, કહે પ્રીતમ પ્રપંચ પરહરે. ૧૦
અવની પૂજે અક્ષત વડે, પુષ્પ પૂજા ઉદકને ચડે;
તૃણ વડે સુરભીને જજે, સરવસ્વ લેઇને સંતને ભજે;
વિશ્વ વિષે દેખે એક હરિ, કહે પ્રીતમ તે ભક્તિ ખરી. ૧૧
સૂતાં બેઠાં નીરખે નાથ, તનમન સુંપે હરિને હાથ;
રમતાં જમતાં કરતાં પાન, સચરાચર ભાળે ભગવાન;
જેહેવી જારભાવની જુક્તિ, કહે પ્રીતમ એવી હરિભક્તિ. ૧૨
રુદે કોમલ હેત અપાર, આસા તૃષ્ણા સમી થઇ છાર;
દેખે અખંડ હરિનો રાસ, કહે પ્રીતમ તે પ્રભુનો દાસ. ૧૩

## ૩–સંતનું અંગ

સંત હરિગુરુ એક પ્રમાણ્ય, જલ લેહેરી દષ્ટાંતે જાણ્ય,
પુષ્પવાસના ન્યારી નહિ, તરુણ તેલ એક જાણો સહી. ૧
સંત વદે તે શીતલ વેણ, કરુણ ને અતિ નિરમલ નેણ;
ટાળે તાપ પ્રજાલે પાપ, આપે અખંડ બ્રહ્મનો જાપ;
પ્રેમે પોતા સરખો કરે, કહે પ્રીતમ તારે ને તરે. ૨

સંતસરોજ ભમર ભગવંત, પ્રીતસહિત નિત્ય વાસ વસંત;
નિમિષમાત્ર તે ન્યારા નહિ, મીન રહે જેમ મહાજલ મહીં;
એમ હરિના જન હરિમાં રહે, કહે પ્રીતમ કો વિરલા લહે, ૩
સંત હરિ તે એકજ અંગ, મહામોટા માગે સતસંગ;
જ્ઞાનપ્રકાશ ઘટ ભીતર થાય, મોહ નિસા તતક્ષણ જાય;
સંત સેવતાં સંશય કશા; પ્રીતમ પ્રગટે નિરમલ દશા. ૪
સંતશીલ બહુ સેહેજ સંતોષ, વચન વદે નિરમલ નિરદોષ;
નહિ મોહમમતા મદમાન, હરદે એક હરિનું ધ્યાન;
તેહનો સંગ કરે જે કોય, કહે પ્રીતમ સુખ પામે સોય. ૫
કલ્પવૃક્ષ સુરધેનુ સંત, ચિંતામણિ દુઃખનો કરે અંત;
બ્રહ્મા આદે કીટપર્યંત, અધિક ન્યૂન નહિ જેને ચિત્ત;
સમદરશી સાધુ કહેવાય, પ્રીતમ દરશનથી દુઃખ જાય. ૬
રિપુ મિત્ર એક સમાન, હેમલોષ્ટ માન—અપમાન;
આવૃણરહિત ઊજલી દશા, ઊપજે નહિ મનોરથ કશા;
પ્રીતમ એવા હરિના સાધ, જેહેનો મહિમા અગમ અગાધ. ૭
પદ પૂજી રજ મુસ્તક ધરે, કહે પ્રીતમ સેહેજે ભવ તરે;
ગુણાતીત નિરગુણ નિજરૂપ, શુદ્ધ ચૈતન ગુરુ બ્રહ્મસ્વરૂપ;
એકરસ જ્ઞાન અખંડિત સાર, સહેજ સ્વરૂપી સાક્ષાત્કાર. ૮
વિશ્વાધાર વખાણે વેદ, પ્રીતમ જેહેનો ભારે ભેદ,
ગુરુનું ધ્યાન ધરે જે હોય, સંભારે સૌ સુકિત હોય;
દર્શન કરતાં દુકિત જાય, સેવાથી સહુ સાધન થાય;
પ્રીતમ પ્રગટે પૂરણદશા, જેને ગુરુ રુદિયામાં વસ્યા. ૯

## ૪–સદ્‌ગુરુનું અંગ

જે સદ્‌ગુરુનાં સેવે ચરણ, તેહેનાં ટળે જન્મ ને મરણ;
મહાવાયકનું આપે જ્ઞાન, મુકાવે દેહનું અભિમાન;
ભૂત ટાળીને કરે ભગવંત, કહે પ્રીતમ તે સદ્‌ગુરુ સંત. ૧
ગુરુથી મોટા નહિ સુરશેષ, ન મોટા બ્રહ્મા વિષ્ણુ મહેશ;
ગુરુ સરખા મોટા તે ગુરુ, કહે પ્રીતમ વર્ણન શું કરું. ૨
મનવાણે વર્ણન નવ થાય, જેહને નિગમ નિરંતર ગાય;
શાસ્ત્ર પુરાણ કહે છે સહુ, ગુરુનો મહિમા મોટો બહુ;
કહે પ્રીતમ જે કો જાણશે, અખંડ અભય પદવી માણશે. ૩
ગુરુનાં ચરણ સેવે જે સદા, તેની ટળે ભવની આપદા;
ઊઠ કરોડ તીરથ કહેવાય, ગુરુ સેવતાં સરવે થાય;
શીશ ચરણામૃત સ્નેહે ગ્રહે, કહે પ્રીતમ પરમપદ લહે. ૪
ગુરુ શબ્દ શ્રવણે સાંભળે, તેના તાપ તતક્ષણ ટળે;
શીતલતા સઉ અંગે થાય, જન્મ–મરણનું જોખમ જાય;
ઘટમાં પ્રગટે જ્ઞાનપ્રકાશ, કહે પ્રીતમ હોય હરિનો વાસ. ૫
ગુરુ સંતોખી આપે સુખ, નરકતણું નવ પામે દુઃખ;
પ્રેમ પ્રીતશું પૂજા કરે, ગર્ભવાસ તે શાને ફરે;
ચંદ્ર વિના જેવી જામની, કંથ વિના જેહેવી ભામની. ૬
લવણ વિના અન્ન જેહેવું જથા, તપ વિના સંન્યાસ સરવથા;
ગુરુ વિના નર એહેવો જાણ્ય, કહે પ્રીતમ તે સત્ય પ્રમાણ;
વિશ્વેશ્વર ઈશ્વર ગુરુ આપ, પરસે તેહેનાં ન રહે પાપ. ૭
વંદે શિવ વિરંચિ શેષ, હરિનું સમરણ હૈયે હમેશ;

ગંગા આદે તીરથ જેહ, ચરણ કમલરજ ઇચ્છે તેહ;
વેદ વદે જેની કીરતિ ઘણી, પ્રીતમ સંત તે શિરોમણિ. ૮
હરિચંદન ને સંત પવન, હરિ સિંધુ ને સંત પ્રજંન;
પરઉપકારી પરમારથી, બંધન છોડે સંસારથી;
અનેક અધમને ઓધારતા, કહે પ્રીતમ કારજ સારતા. ૯
સંતસંગ દુર્લભ સંસાર, નૌકા સમ ભવતારણહાર;
ચોરાશીના ટાળે ફંદ; ઉપજાવે ઉર અતિ આનંદ;
હરિનામ ધન્ય આપે સાર, પ્રીતમ પ્રગટે પ્રેમ અપાર. ૧૦

---

## ૫–સત્સંગમાહાત્મ્ય

### દોહા

શ્રીગુરુને ચરણે નમું, કરું પ્રેમ પ્રણામ;
અખંડ રહો રજનીદિવસ, હરદે ધ્યાન મુખ રામ. ૧
ધ્યાને ધીરજ ઊપજે, નામે નિરમળ હોય;
પરમ પુરુષને પામવા, સંત કહે સબ હોય. ૨
નામ નિરંતર લીજીએ, વળી કીજે સતસંગ;
સતસંગે સુખ ઊપજે, હોય ભરમણા ભંગ. ૩

### મોતીદામ છંદ

વિના સતસંગ વિવેક ન હોય, અજ્ઞાની નર વિચારીને જોય;
સતસંગ બાવના ચંદન જાણ, કરે આપ રૂપ ટાળી નિરવાણ.
સતસંત ચંપક પુષ્પની બાસ, સો વિશ્વાસ આપ રહે અવિકાસ;
સતસંગ કોટિ સૂરજ પ્રકાશ, શીત અંધકાર નાવે તેની પાસ.

પરમારથ કારણ સંતશરીર, આપે જે વાણ ઉતારે તીર;
સતસંગ પામે પ્રાણી જે કોઇ, જેને હરિગુરુની કીપા હોઈ,
ગુરુની કીપા હોય ભરપૂર, તેનાં દુઃખ જાય ટળીને દૂર;
ધણી જ્યારે ઢોરને ગાળિયું ધાલે, તેમાં કાંઈ ઢોરનું જોર ન ચાલે.
ધણીના છોડ્યા વિના ન છુટાય, એણી પેરે જીવ માયામાં કુટાય;
એણીપેરે જગ પ્રપંચ અપાર, જાણ્યા વિના જીવ ભ્રમે સંસાર.
પતિને સંગે પામી બળ બહુ, કર્યું એક વિશ્વ કેડ સર્વ સહુ;
એનું હવે કોણ ઉતારે ઝેર, ઉતારે ઝેર સામી આવે લેહેર.
સંશયરૂપી સર્પે ગળ્યું સહુ કોય, ન જાણે એ અખંડ આતમ હોય;
વિરંચિ વિશ્વ રચ્યું મોહમાંય, મોહે કરી જ્ઞાન સૂઝે નહિ કાંય.
જ્ઞાન વિના નાવે સ્વરૂપ લક્ષ, લક્ષ વિના ટળે નહિ જીવ પક્ષ;
માયા ગુણ માંહી રચ્યો વૈરાટ, વૈરાટમાંહી બન્યા બહુ ઘાટ.
નાનામોટા ઘાટ અપાર અનેક, તેની કળ કૂંચી કરી સહુ એક;
પૂતળાં પાટ વિદ્યાનાં જોય, તાણે કર દોરી નાચે સહુ કોય.
જેનો જે ઉદ્યમ ધંધો સાર, તેવું તે લઈ બેઠું વેપાર;
જગતનો એવો તમાસો જોય, ખેલાડુ નાથ વિના નહિ કોય.
માંહીનો માંહી ન્યારો ને ન્યારો, નથી કોઇ એને શીખવનારો;
વિચિક્ષણ નાગર નંદકિશોર, એમાં છે ગોડિયા વિદ્યાનું જોર.
બાજીમાં મોહ પમાડ્યા સર્વ, ઉતાર્યાં દુષ્ટ દાનવના ગર્વ;
રાખી લક્ષ્મીજી છાતીમાં છપાવી, પરના પર મેહેર લગારે ન આવી;
એવો ઘરથકી છો તુ જોતાં, મેલ્યાં નિજ માબાપને રોતાં;
માતાનું હાથે છેદ્યું શીશ, એવો તુ જન્મ થકી જુગદીશ
પોતાના પિતૃ જાદવ જેહ, સંધાર્યા સાથે લાગ્યા નેહ;

મામામાસીના મારણહાર, આવે જે ચરણે ઉતારો પાર.
સેવે જે ચર્ણ સુખિયા થાય, તમો વિના દુઃખ તે કેને કહેવાય;
અહંકારે કહેતો નથી અવિનાશ,તમારા દાસ તણો હું દાસ.
રંકથી રંક ગણું છું રાજ, ત્રિયા જેમ કાઢે પતિપર દાઝ;
જ્યારે જળ હોય કઠોર કરાળ, ત્યારે કેમ જીવે મીન મરાળ.
નથી મદમાન ગુમાન ધરું છું, એક તમારું ધ્યાન કરું છું;
તમો વિના કેને કહીએ કીરતાર, તમો વિના નથી બીજો સંસાર.
અણુની આદે વિરંચિ શેષ, તમો તે માંહિ કર્યો પ્રવેશ;
ઉમરા વૃક્ષ ફળ છે જેમ, રોમરોમ માંહી બ્રહ્માંડ છે તેમ.
રમવાનું ધામ રચ્યું શુભ એક,કર્યું દશ દ્વારનું નગ્ર વિવેક;
અધોદ્વારે જમ તણો અધિકાર, નીસારો ઝાડીને કાઢો બાર.
બીજે દ્વારે પ્રજાપતિ દેશે સાર, માયા સૃષ્ટિ તણો રચનાર.
ત્રીજે દ્વારે રાજે અનંગ ઉદાર,જેણે આ જીત્યો સહુ સંસાર.
ચોથે દ્વારે વહે પયધાર, પીયે સૌ પ્રાણી જાણી સાર;
પાંચમે દ્વારે અન્ન જળ જાય, જ્યાં વસે વરુણ ને અગ્નિરાય.
છઠે દ્વારે વસે અશ્વિનીકુમાર, પુષ્પતણી વાસના લેનાર;
સાતમે દ્વારે રવિ શશી જોત, જેનું અજવાળું અખંડ ઉદ્યોત.
નવમે દ્વારે નિરંજન વાસ, જેનો આ તનમાં તેજ પ્રકાશ;
દેખાય છે દશમ દ્વાર છે બંધ, ઉઘાડે જે જોગી મહાજન સિધ.
પૃથ્વી ઉદકને તેજ સમીર, અહંકાર ગગન ત્રિગુણ શરીર;
સ્થાવરજંગમ જીવ જે અનેક, તેનો પરિબ્રહ્મ પ્રકાસી એક.
એક જેમ આકાશ વ્યાપક હોય, એણી પેરે રૂપ હરિનું હોય;
અભ્ર આકાશ વિષે જેમ થાય, એણી પેરે જીવ આવે ને જાય.

તરુવરપત્રની પેરેજ જોય, કંચુકી નાગ તજે તેમ સોય;
એણી પેરે આતમાને વિષે દેહ, દેહની સાથે નહિ સનેહ.
દેહને દુઃખે જેને ન હોય દુઃખ, દેહનો ધરતા અકલ અરૂપ,
સ્રીથી ગર્ભ કળ્યો નવ જાય, એમ અંતરજામી જાણ્યા નવ જાય.
જેમ અંધકારે સૂઝે નહિ અંગ, એમ ઘનશ્યામ રહ્યા સહુ અંગ;
કુદરત ખેલ તમારો એહ, ન જાણે કોઈ મૂત મોંધુને મેહ.
તમારો કોણ પાર પામે પરિબ્રહ્મ, મોટા મુનિદેવ ન જાણે મરમ;
તમારી કરી કોણે નવ ખમાય, તમારી પલકમાં ખલક સમાય.
તમારું વધાર્યું વધે સહુ કોય, તમારું ઘટાડયું ઘટે સહુ કોય;
સંસારસમુદ્રમાંહી મોઝાર, તમો વિના નહિ કોય તારણહાર.
હરિગુરુ સંત સ્વરૂપ તમારું, તેમાં બહુ લીન થયું મન મારું;
હું તો જડ જીવ અજ્ઞાની અચેત, સતગુરુ શબ્દે થયો સચેત.
નહિ તો જીવનો ઠોરજ નોતો, હવે તો હરિના આધારે હું સૂતો;
પ્રીતમ પવિત્ર થયો જપી નામ, નામે કરી પ્રાણી પામ્યો વિસરામ.

દોહા

હરિગુરુસંત ક્રિપા કરી, ઓળખિયું નિજરૂપ,
સ્વરૂપ વિચારી દુઃખ ટળ્યું, થયું મન બ્રહ્મસ્વરૂપ. ૧
જન્મમરણનું દુઃખ ટળ્યું, મળ્યું અવિચળ અચિંત;
અચિંતમાં ચિત રોપિયું, પ્રીતમ રહો નચિંત. ૨

# १६-विनयस्तुति

રાગ ચોપાઇનો

જય જય જય જુગદીશ નિરંજન, દીસો દાસતણા દુઃખભંજન.
દાસતણા દુઃખે દુખાઓ, દાસ તેડે તહાં દોડ્યા જાઓ.
દાસતણું દુઃખ દેખત ભાગો, દાસતણો રંગ હ્રદયે લાગ્યો. ૩
દાસતણી રક્ષાને કાજે, રૂપ અનેક ધર્યાં મહારાજે. ૪
દાસતણું દુઃખ સહ્યું ન જાય, ટાળ્યા વિણ પાન ન ખાય. ૫
દાસતણો રથ હેને હાંકયો, દાસતણો બહુ મહિમા દાખ્યો; ૬
દાસતણી રાખો રખવાળી, દાસતણા વહાલા વનમાળી. ૭
દાસતણું પય પ્રેમે પીધું, દાસતણું મામેરું કીધું. ૮
દાસતણે ઘેર પોઠ્ય ચલાવી, દાસને ભોવન ભર્યું જલ આવી. ૯
દાસ અનેક લીધા ઉગારી, કલિમાં રાખો કૃષ્ણ મોરારી ૧૦
કલિની કઠણ કુટિલતા ભારી, ત્રણ ભોવનમાં ટાંગ પસારી: ૧૧
કલિમાં પુત્ર પિતા નહિ માને, કલિમાં નેમ ધરમ નહિ જાણે. ૧૨
કલિમાં લોક સકલ અઘરૂપા, કલિમાં ચાર હોયગે ભૂપા. ૧૩
કલિમાં બિંદ ભોમ નહિ પરહી, કલિમાં મનુષ અન્ન બિન મરહી.
કલિમાં વિપ્ર વેદ પરહરહીં, કલિમાં જગ્ન જાગ નહીં કરહી. ૧૫
કલિમાં બ્રહ્મચર્ય નહિ હોઇ, કલિમાં કુરપી કરે સબ કોઇ. ૧૬
કલિમાં મૂરખ જીવ જહાંના, કલિમાં પ્રાણી પશુસમાના. ૧૭
કલિમાં કુડકપટ બોહોતેરા, સમેજુ પુરુષના રહે ચેરા. ૧૮
કલિમાં ત્રિયા પુરુષ પરહરહીં, કલિમાં પુરુષ ત્રિયા બહુ કરહી.
કલિમાં પાંચ વરસકી નારી, પ્રસવે પુત્ર હોય દુઃખ ભારી. ૨૦

કલિમાં વીસ વરસકે પુરુષા,કલિમાં અલ્પ સલ્પ સોઈ વરષા. ૨૧
કલિમાં દ્રુમ સબ તરણ સમાના, કલિમાં ધેન અજા પરમાના.
કલિમાં પ્રિત રીત સબ જૂઠી, કલિમાં દાન દયા ગઇ ઊઠી. ૨૩
કલિમાં પાપ કરે અનુરાગે, કલિમાં ધકા ધરમકું લાગે. ૨૪
કલિમાં ભજનમાં ભંગ પડાવે, પાપીકું ગજરાજ ચઢાવે. ૨૫
કલિમાં હરિજન સંકટ પાવે, કલિમાં દુરીજન રાજ ચલાવે.૨૬
કલિમાં કલ્પવૃક્ષ નહિ ફ્લહી, કલિમાં ક્રોધ વિરોધ ન ટળહી.૨૭
કલિમાં શીશ ગુરુ નહિ સેવે, કલિમાં લઇ પીછા નહિ દેવે. ૨૮
તપસી ધની ગૃહી ધનહીના, પાપસમુદ્ર ભયે મન મીના. ૨૯
કલિમાં દોસ કરમ નહિ ડર હી, પરધન પરદારાકું હરહી. ૩૦
કલિમાં ત્રિયા પુન્ય પરહરહી, તનવીકે કરી ઉદર ભરહી. ૩૧
કલિમાં બોહોત ભાત વિષ દેહી, જપ તપ તીરથ નામ ન લેહી.
કલિકો એક મહદ ગુણ ભાઇ, હરિ કે નામ સકલ અઘ જાઇ.
કલિમાં મુનસા સાપ ન હોઈ, મુનસા પુન્ય કહે સબ કોઈ. ૩૪
સતજુગ સત ત્રેતા તપ કરહી, દ્વાપર પૂજાવિધિ આચરહી. ૩૫
કલિમાં કૃષ્ણ કહે એક વારા, અધમ જીવ ઊતરે ભવપારા. ૩૬
કલિમાં નામ સંકીરતન કરહી, ગઉપદ ઇવ ભવસાગર તરહી. ૩૭
કલિકો ભજન કીરતન ગાના, એસે પ્રસંન હોય ભગવાના. ૩૮
કલિમાં પ્રેમભક્તિ પ્રભુપ્યારી, પ્રીતકી રીત સબનસેં ન્યારી. ૩૯
કલિ સમાન આંન જુગ નાંહી, તાતેં ભક્ત ભયે કલિમાંહી. ૪૦
કલિમાં કષ્ટ કછું નહિ કરના, હરિકે નામ ભવજલ તરના. ૪૧
નિગમ પુરાણ સંતમત યેહા, પ્રભુપદ કરહુ નિરંતર નેહા. ૪૨
ભક્તિ કલપતરુ સુખદાઈ, શુક નારદ સેવે ચિત લાઈ. ૪૩

આનંદ મૂલતત્ત્વ ગુણશાખા, પુષ્પ વેદાન્ત મોક્ષ ફલદાતા. ૪૪
શિવ વિરંચિ ઇંદિરા સેવે, નર પાપી ક્યોં નામ ન લેવે. ૪૫
શેષ સહસ્ર મુખ સાસન ખાઇ, એક જિહ્વાકો ક્યા અલસાઇ. ૪૬
અંધ ઉલૂક દિનકર નહિ દેખે, તાકું દિવસ નિશાકે લેખે. ૪૭
વિખકા જીવ જીવે વિખમાંહી, અમૃતકો સુખ જાને નાંહી. ૪૮
ભક્તિહીન બ્રહ્મા જો હોઇ, અન્ય જીવ સમજાનો સોઇ. ૪૯
ભક્તિ કરે જો નીચહું પ્રાની, યાકું ધન્ય કહે મુનિ જ્ઞાની. ૫૦
સેંના ધના પીપા રોહીદાસા, ગુનકા ગીધ અજામેલ કૈસા. ૫૧
કેવટ ભીલ કીરાત અનેકા, આયે અરણ્ય ગયે હરિલોકા. ૫૨
સતસંગ કિયા ભયા ભવપારા, નાહી જપતપ જોગ આચારા. ૫૩
એક વિશ્વાસ રહ્યા મન લાગી, પ્રીતમ પ્રેમભક્તિ અનુરાગી. ૫૪
ભક્તિદાન દીજે ભગવંતા, કથા પ્રસંગ પ્રિયે હરિ સંતા. ૫૫

---

## १७–विनयदीनता

ચોપાઇ

પ્રથમ નમું સદ્ગુરુ કે ચરણ, અધમ ઓધારણ તારણતરણ. ૧
જાકે વચન પરમ પરમારથ, ઓર સકલ માયા કે સ્વારથ. ૨
માત તાત સુત ભામની ભ્રાતા, એ સબ સ્વારથકે રંગરાતા. ૩
સ્વારથ છૂટ ગયા જબ મનકા, ટૂટા નાતા નેહ સબનકા. ૪
તાતેં ગુરુકે ચરણ નમામી, આદ્ય અંત મધ્ય અંતરજામી. ૫
ગુરુસમ કોઉ નહિ ઉપકારી, અધમ જીવ બહુ લિયે ઉબારી. ૬
હમસે દુષ્ટ કરમ કે કરતા, મિથ્યાં મોહમાન કે ધરતા. ૭

કામી ક્રોધી લંપટ લોભી, જાકું સકલ અવિદ્યા સોભી. ૮
ક્રિયાહીણ કુલહીણ અભાગી, ધરમ વિણ કુકરમ વિભાગી. ૯
હમગુન દેખત દ્વાર ન રાખે, ભૂલે કોઉ જગત નહિ ઝાંખે. ૧૦
તુમહી અશરણશરણ મોરારી, સબવિધ સ્વામી ચૂક હમારી ૧૧
તુમ ત્રિભુવન પતિ પૂરણાનંદા, ગુનેગાર હમ ગાફલ ગંદા. ૧૨
હમ તો મહા મૂઢ અજ્ઞાના, સીંગપૂછ વિન પશુ પ્રમાના. ૧૩
અવગુન સિંધુ અલ્પમતિહીના, પશુતા મેટ હરિજન કીના. ૧૪
સ્થાવરજંગમ જો તનધારી, સો જાનો સબ જાત હમારી. ૧૫
ચાર ખાણ ચોરાશી જેહ, હમરી માતપિતા સબ એહ. ૧૬
જાંહાં જાંહાં જન્મ લીયા અવતાર, તાંહાં તાંહાં કીયા કુટુંબપરિવાર
હાડ્ય હુડ્ય કરતાં દિન ખોયે, પાંઉ પસાર પેટ ભર સોયે. ૧૮
સેવા સમરન કછુ ન કીના, મુનસા પાપ મોટ સીર લીના. ૧૯
અપના કાજ અકાજ ન જાના, વિષેવિલાસ કીયા મનમાના. ૨૦
તાતેં સુક્રિત સકલ ગમાયા, ઓહોત ભ્રાંત પ્રાણી પસ્તાયા. ૨૧
અબ તો હમ હરિ શરણ તુમારી, જ્યૂં જાને ત્યું તાર મોરારી. ૨૨
પથ્થર આઇ પર્યો નિજ દ્વારે, સમ્રથ સૌ જો પાર ઉતારે. ૨૩
સમ્રથકું કછું કરમ ન કરના, કરુણા દષ્ટે કષ્ટ સબ હરના. ૨૪
સમ્રથ જો ચાહેસો કરહી, ખાલી ખલક પલકમેં ભરહી. ૨૫
મન ઇચ્છા સો કરે ગુસાંઈ, તુમ વિન અન્ય ઈશ કોઉ નાંહી. ૨૬
જીવત મારો મરત જીવાવો, પક્ષી કે સ્થાન દૂધ પિવાવો. ૨૭
સ્રષ્ટા સ્વર્ગ સુરપતિ પાતાલ, એસેં સમ્રથ દીનદયાલ. ૨૮
અજા સિંહકે પાસ ચરાવો, પૃથ્વીકો પટ ઉલટ ફેરાવો. ૨૯
ઉલટ પલટ કર હો બ્રહ્માંડાં, મેરુતોડ કરો સતખંડા. ૩૦

પંગુ કો અસમાન ચઢાવો, મૂંગા કે મુખ વેદ પઢાવો. ૩૧
એસે સમ્રથ સરજનહાર, અખિલ લોક જાંકે આધાર. ૩૨
તુમસમ અવર પુરુષ કોઉ નાંહી, દેખ્યા ખોજ સકલજગમાંહી. ૩૩
વિસેં રવિ નભસેં નભ હોઈ, હરિસેં હરિ દૂજા નહિ કોઇ. ૩૪
જબ હી ક્રિયા કરો તુમ દેવા, જાને જીવ ભક્તિકો ભેવા. ૩૫
જેસેં નિબલ સબલ કે સંગા, સબલ હોયે સો સંગ પ્રસંગા. ૩૬
નીચ કરે ઊંચનસેં પ્રીતિ, હોયે બડાઈ બડાકી રીતિ. ૩૭
પુત્ર પિતાકો વિભવ પાવે, જે કોઇ શરણ તાહીકી આવે. ૩૮
ક્રિપાસિંધુ તુમ દીનદયાલા, બહુત પ્રકાર કરો પ્રતિપાલા. ૩૯
પતિતપાવન નામ તુમારા, તાસેં બાંધ્યા પ્રાણ હમારા. ૪૦
સુપચ ભીલ જવનાદીક જેતે, નામપ્રતાપ પુનિત ભયે તે તે. ૪૧
અધમ અનેક તરે અઘરાશી, ભજનપ્રતાપ ભયે અવિનાશી. ૪૨
એસેં જાન શરણમેં આયો, દિલકો ધોખો દૂર ગમાયો. ૪૩
અબ તો ક્રિપા કરો પ્રભુ એસે, માયા મોહ ન પીડે જેસે. ૪૪
ઈતની એહ અરજ અમારી, માયાવર જો નાથ તિહારી. ૪૫
મન માયા હે બડા હરામી, વાંકું દૂર કરો તુમ સ્વામી. ૪૬
માયા રૂપ ધરે બહુભાંતી, દમે જીવનકું દિન અરુ રાતી. ૪૭
મનકો રૂપ કહ્યો નહિ જાઇ, ભમતા રહે ભૂતકી ન્યાંઇ. ૪૮
જો મન માલા માંહી લગાવે, તો મનમાલા ઓર ફેરાવે. ૪૯
જો મન પુણ્ય પાઠમેં લાવે, તો મન દૂજા પાઠ ચલાવે. ૫૦
એસે કોટ કુટિલતા કરહી, મૂષ્ટ ન આવે દષ્ટિ નાવ પરહી. ૫૧
કિયે બેહાલ સબ લોક બિચારે, સુરનર મુનિ સકલ પચહારે. ૫૨
બોહોત બકાર કીયે કાહા હોઇ, તનમનકી જાનત પ્રભુ સોઈ. ૫૩

તુમસોં કાહા દુરાઇયે સ્વામી, સકલ જીવન ઉર અંતરજામી. ૫૪
રાખો શર્ણ પ્રણત હિતકારી, કિ્રપાસિંધુ શ્રીકૃષ્ણ મોરારી; ૫૫
વસો પ્રભુ મનમંદિર માંહી, તબ કછુ જોર ચોર કોઇ નાંહી. ૫૬
અમલ ચેન રાજાકો હોઇ, પ્રજા કષ્ટ ના પાવે કોઇ. ૫૭
હરદે આપ અખંડ વિરાજો, ઇતની હમકું મોજ નિવાજો. ૫૮
હમરે ઓર ચાહના નાહી, રાખો નિજ ભક્તનકી છાહી. ૫૯
અવિરત ભક્તિ દયા કરી દીજે, અપનો જાન અભય કર લીજે. ૬૦
પ્રીતમ એહી કિ્રપાફલ પાવે, જનમોજન્મ તવ દાસ કહાવે. ૬૧
જોડી પાણ્ય જાચતકું એહા, પ્રભુપદ બઢ્યો નિરંતર નેહા. ૬૨
ઓર કામના સકલ નિવારો, એ સાચો મત હોયે હમારો. ૬૩
પ્રીતમ પ્રેમ સુધારસ પીવે, હરિ આધાર જુગોજુગ જીવે. ૬૪
સંવત અઢાર ઉત્તમ અડતાલો, ગઇ ગ્રીષમ વૃષ્ટરિતુ ન્યાળો. ૬૫
માસ અસાડ પ્રથમ દિન હોઇ, રથજાત્રા ઉછવ સુભશોઇ. ૬૬
સંધેસર સાધુ સંસ્થાના, ઠાકોર જાનરાય મેહેરવાના. ૬૭
પ્રીતમ વિનયદીનતા ગાવે, સબ સંતનકે શીશ નમાવે. ૬૮

---

# ૧૮–શ્રીકૃષ્ણાષ્ટક

મોતીદામ છંદ

હવે હરિ ભજતો રખે જીવ હારે, નહિ દેહ મનુસા મલે વારે વારે;
વિષયને સવાદે વીગોતો ફરે છે, સાને માનવી મોહ મિથ્યા ધરે છે;
જોયું છે તપાસી નથી કોય કેનું, કરે છે કબાડાં થશે દુઃખ તેનું;
મળ્યું સ્વારથે સર્વ કો સુતનારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.

જોતાંમાં ગયું જગ્ત તો મર્ણ વાટે, નથી ચેતતો મૂઢ તે કોણ માટે;
ધન ધામ ધરણી ત્રિયા કાજ પ્રાણી, ભમે જીવ સંસારમાં ચક્ર ઘાણી;
કરે કલ્પના ભ્રમણા ચિત્ત ભારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
ગયા રાંક રાજા મોટા ચક્રવર્તી, જેની આણ્ય ફરતી જહાં લગે ધરતી;
ગયું બાલ જોબન તે તંન તારું, નથી મૂકતો મૂરખા લોક લહારું;
ગયો બાપનો બાપ જોને વિચારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
જાણો જગતના જીવની પ્રીત જૂઠી, નથી દેખતો દુર્મતિ આંખ ફૂટી;
વાગી તાંત તારે સહુ રાગ બૂઝ્યો, ચાખ્યો કણકાચો ચડ્યો સર્વ સૂઝ્યો;
સદા સદ્‌ગુરુ સંત કહે છે પોકારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
પડે પામરા ખાડમાં શીદ પાછો, અહે રામના નામનો દ્રવ્ય સાચો;
ખોટા ખેલમાં શું રહ્યો છું ખેંચાઈ, નથી હાથ આવે એવું કાંઈ ભાઈ;
કર્યું કારમું મોહ માટે મોરારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
જડી જીવને એક નારી નઠારી, જોડ્યો ઝૂંસરે નાથ ઘાલી કરારી;
કર્યો કામરુ દેશનો બેલ બાળા, ઘાલ્યા કંઠમાં દામની દૃઢ ગાળા;
છૂટે કેઇ પેરે કરીને સંસારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
રચી વિશ્વવાડી વિચિત્ર પ્રકારે; વેડે કાચાં પાકાં સહુ એકવારે,
કોનો હર્ષ ધરિયે કોનો શોક કીજે, ગયા કાંઇ કોટિ કોનું નામ લીજે;
રાખો રુદિયામાં હરિ એકધારી ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
જેના નામથી ભવનું કષ્ટ ભાગે, ત્રીય તાપની આંચ એકે ન લાગે;
તર્યા ઘોર સંસાર તે મહાપાપી, હરિનામ ખડગે નાખી જાલ કાપી;
આવ્યા શર્ણ લીધા અનેક ઉગારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
કેહેતાં જીભ થાકી સુણી કાન ફૂટ્યા, રુદે નાવ્યું જ્ઞાન તેહને રામ રુઠયા.
વૃથા વાતમાં તું રખે દિન ખોતો, ગયો દાવ નાવે પછી રહીશ રોતો;

પ્રભુ ભજે તેહેને પ્રીતમ બલિહારી, ભજો ભાવશું કૃષ્ણ આનંદકારી.
માયા મોહની કોઇની નથી માસી,વહાલે વિશ પાશે દેશે કંઠફાંસી;
નાખે નીરમાં ગુદત્ર કાંટે કરીને, ભખે ભાવે તે મીન જાયે મરીને;
પાળે પશુને ખાટકી જેહ રીતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.
સૂકા અસ્થિને શ્વાન ખેંચે હજારાં, લડે આથડે જાય મૂકી બચારાં;
ત્રિયા હેમ ભોમિ અર્થે જુદ્ધ કરતા;હણે માંહોમાંહ્ય દીસે બહુ મરતા;
ધરે જનમને મર્ણ તે નીત નીતે; સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.
પડ્યો જીવ જંજાલમાં જોઈ જાણી,હાથે હેડ્ય માંહે પેઠો હર્ષ આણી;
ત્રિયા તોસ કંઠે પગે બાલ બેડી, ભારે ભાંગશે જાણજો મોલમેડી,
દમે ધર્મ દૂત વેલા વિપરીતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.
જે કર્યું સાચું જૂઠું ભર્યું પેટ પાપે, જેવું કરમ કીધું તેવું ફલ આપે;
જેવું વાવ્યું એવું ઊગે ખેતીમાંથી,ઊછેર્યા કંટાલા ફલે અંબ ક્યાંથી;
શુભાશુભ આવી મલે સહુ અંતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.
આશા તૃષ્ણા ઇરષા લોભ ક્રોધ લેહેરી, વસે એકઠા પિંડમાં પાંચવેરી;
દગો દિનરાત કરે રહી પાસે, ગ્રેહેશે કાલકેશ ત્યારે જીવ જાશે;
ભરોંસે કોને નર રેહે છે નચિંતે; સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.
વિષેવાસના દાસનો દાસ કીધો, ધરે નામ નારી તણાં જન્મ લીધો;
ટળે આપદા જો કરી જાપ જાણે, પ્રીછે પામશે વેદશાસ્ત્ર વખાણે;
નહિ નીપજે સાર અવતાર વીતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.
છેલો દેહ મનુષ્ય તણો પુણ્યે પામે,જુઓ જો વિચારી સહુ દુઃખ વામે.
ગળે જ્ઞાનમાં તો મળે નાથ ગરવો, ભળે બ્રહ્મમાં ને ટળે જન્મ ધરવો;
પ્રીતમ ભજ પ્રભુને પ્રેમે પ્રીતે, સેવો સદ્ગુરુ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.

## ૧૯–શ્રીભગવાનનાં નામોચ્ચારણ

મોતીદામ છંદ

નમો રામ નામ નમો કૃષ્ણનામ, નમો બ્રહ્મરૂપ નમો પરમ ધામ;
નમો આદ્યસ્વામીનમો અંતર્જામી, નમોકોટકામીનમોગરુડગામી.
નમો ચક્રધારી નમો શ્રીમોરારી, નમો બ્રહ્મચારી નમો શ્રીવિહારી;
નમો શેષસાઇ નમો શ્રીનિવાસ, નમો કંજનેત્ર નમો ચારુહાસ.
નમો શ્રીવરાહ નમો જગ્તપત્યં, નમો કપિલદેવ નમો દેવદત્તં;
નમો સનકાદિ નમો નરનારાયણ, નમો ધ્રુવઇષ્ટં નમો પૃથુપ્રાણ.
નમો ઋષભદેવ નમો અશ્વઅંગ, નમો મછકસ્યપ નમો શ્રીનૃસિંહ;
નમો ગજ ઉધારં નમો વામનાયં, નમો હંસરૂપ નમો પાવનાયં.
નમો મન મંત્રં નમો શ્રીધનત્રં, નમો પરશુરામં નમો રામચંદ્રં;
નમો કૃષ્ણકારે નમો પ્રાણ પ્યારે, નમો વેદવ્યાસ નમો જ્ઞાન ધારે.
નમો બુદ્ધરૂપ નમો નકલંકં, નમો અનંતવિરજં નમો સો અસંખ્યં;
નમો સુખસિંધુ નમો દીનબંધું, નમો પંચતત્ત્વ નમો અર્ક ઇન્દુ;
નમો જાનરાય, નમો વિશ્વધારી, નમો ચૈતન પ્રીતમ બલિહારી.

## ૨૦–શ્રીપ્રીતમદાસનાં પદ

પદ ૧ લું–રાગ ધોળ

હરિનામનો મહિમા મોટો, અગમ અપાર રે;
સ્મરણ કરતાં સંકટ ભાગે, લાગે પ્રેમ ખુમાર. હરિનામનો૦ ૧
પાતાળે અહિપતિ ઉચ્ચારે; મધ્યલોક ત્રિપુરાર;

આકાશે ઉતપાદ સુત, રાખે રુદિયામોઝાર. હરિનામનો૦ ૨
ગજ ગણિકા ને ગીધ અજામેળ, નામ થયો નિસ્તાર;
નામ પ્રતાપે તર્યા જળ પર્વત, જાણે સૌ સંસાર. હરિનામનો૦ ૩
જળ થલ જંગમ જીવ ચરાચર, રહે નામ આધાર;
પ્રીતમ પ્રભુનું નામ નિરંતર, શ્વાસોશ્વાસ સંભાર. હરિનામનો૦ ૪

### પદ ૨ જું–રાગ પરજિયો

ગોવિંદ ગોવિંદ ગાઇ લે રે, જ્યાંલગી તન શ્વાસ. (ટેક)
આ જુગ જૂઠો જાણજે, જેવો સ્વપ્ન વિલાસ. ગોવિંદ૦ ૧
અમૃત પીધાં ન કીજીએ રે, કાંઈ આળસ અંગ;
કોઈ સમે આવી મળ્યું, મગહરમાં ગંગ ગોવિંદ૦ ૨
આકડે આંબળાં ઊતર્યાં રે, લાગ્યાં એરંડે અનાર,
ઉખર સુરતરુ જામિયું; ભાગ્યને અનુસાર. ગોવિંદ૦ ૩
લખ ચોરાશી જાતના રે, ધર્યા બહુ અવતાર;
દુર્લભ દેહ પામ્યો માનસી, મહામુક્તિનો દ્વાર. ગોવિંદ૦ ૪
તોયે તું કાંઇ સમજ્યો નહિ રે, મન મૂઢ ગમાર;
પ્રીતમ પ્રભુને સંભારજે, નિત્ય વારંવાર. ગોવિંદ૦ ૫

### પદ ૩ જું–રાગ સદર

જોને વિચારી જીવડા રે, માથે મર્ણનો છે માર; (ટેક)
આજ કે કાલ ઊઠી ચાલવું, મૂકી સઘળો સંસાર. જોને વિચારી૦ ૧
શું કરવાને આવિયો રે, શો કીધો ઉચ્ચાર;
શું સરવાળે ઊગર્યું, મન કરને વિચાર. જોને વિચારી૦ ૨
જમે ખરચ કરી દેખતાં રે, પડ્યું ફાજલ પાપ;
કર્મ કરોળિયાની જાળમાં, બંધાયો આપોઆપ. જોને વિચારીને૦ ૩

શરણે જા ગુરુ સંતને રે, તેથી ટળશે તાપ;
ક્ષણમાં ખોદીને નાખશે, પર્વત સરખાં પાપ. જોને વિચારી૦ ૪
જેમ જાણો તેમ રાખજો રે, હરિ બાનાની લાજ;
પ્રીતમ પતિતને તારવા, થાઓ સાવધાન આજ. જોને વિચારી૦ ૫

### પદ ૪ થું–રાગ ગરબો

સાંભળ સાચું કહું છું તુજને, એક વાતલડી ચિત્ત ધરજે રે;
જો સુખ ઇચ્છે આપણું, તો તું સંતસમાગમ કરજે રે. ૧
સંત સંગે સુખ છે ઘણું, દુઃખ કોટ જન્મ તું કાપે રે;
જીવતણી દુગ્ધા ટળે, શુદ્ધ જ્ઞાન જથારથ આપે રે. ૨
શીતળ કોમળ સંતની, કાંઈ વદન સરોજની વાણી રે;
સાંભળતાં સંસે ટળે, મળે પ્રેમે સારંગપાણિ રે. ૩
શબ્દે તે સંસાર છૂટીએ, જમકિંકરનો ભે ભાગે રે;
નૌકારૂપી સંત છે, ભવ તરતાં વાર ન લાગે રે. ૪
એવી સંગત સંતની, તનમનના તાપ નિવારે રે;
પ્રીતમ પૂરણ પ્રેમશું, સુખસાગર સ્નેહ વધારે રે. ૫

### પદ ૫ મું–રાગ સહર

સંત વિના સંસારમાં કોઈ, હરિનો મર્મ ન જાણે રે;
શ્રીમુખ મહિમા સંતનો, પ્રભુ પૂરણ પ્રીતે વખાણે રે. ૧
નારદ પ્રત્યે નાથજી તે, સંતતણા જશ ભાખે રે;
સંત મને વહાલા ઘણા, નિત્ય રુદિયામાં રાખે રે. ૨
સંત સદા સુખધામ છે, મારે રહેવાનું નિરધાર રે;
સંતની રક્ષાકારણે, ધરું અવનીમાં અવતાર રે. ૩

અરસપરસ રહું એકમાં, જેમ સાકરમાં મીઠાઇ રે;
પુષ્પમધ્યે જેમ વાસના, એમ સંતમાં રહી સમાઇ રે. ૪
તરુણ તેજ ન્યારું નહિ, નહિ કનક કુંડળ ભિન્ન રૂપ રે;
જળતરંગ નહિ જૂજવા, એમ સંત તે મારું સ્વરૂપ રે. ૫
સંતચરણ રજ વંદશે, તે સર્વ શિરોમણિ થાએ રે;
શિવવિરંચિ શારદા, તે સંતતણા ગુણ ગાએ રે. ૬
મૂળમાં પાણી સિંચતાં, ફળફૂલ પાંદડે ફળશે રે;
જે સંતોખે સંતને, તેનાં સઘળાં કારજ સરશે રે. ૭
સંત તણો મહિમા મોટો, તે કોઈ વિરલા જાણે રે;
પ્રીતમ પૂરણ પ્રેમશું, પ્રભુ સંતનો સુજશ વખાણે રે. ૮

પદ ૬ ઠું-રાગ સદર

સંત તે તીરથરૂપ છે, માંહી રામસુધાજળ ભરિયું રે;
વચન લહેરી લે આનંદમાં, તન પરસે પાતક હરિયું રે. ૧
સાધુ ચંદન બાવના, સેવે તે શીતળ થાએ રે;
તાપ પાપ ભય આપદા, સૌ દુકરિત દૂર પળાએ રે. ૨
કામધેનુ ચિંતામણિ, મનકામના પૂરણ થાય રે;
હૃદય કોમળ નવનીતથી, પાપ ઓગળી જાય રે. ૩
સંત સજીવન ઔષધિ, ભવરોગનો તાપ નિવારે રે;
સંસાર અપાર સમુદ્ર છે, એક પલકમાં પાર ઉતારે રે. ૪
સંતવચન બિંદુ સ્વાતિનું, મન છીપમાં મોતી થાએ રે;
પ્રીત સહિત ચિત્ત પ્રોઇ લે, જન્મતણું દુઃખ જાએ રે. ૫
જે જાણે સુખ સંતનું, તે પળભર સંગ ન છાંડે રે;
પ્રીતમ પૂરણ પ્રીતડી, તે મન કર્મ વચને માંડે રે. ૬

### પદ ૭ મું–રાગ સદર

પ્રીત વિના પ્રભુ દૂર છે, તમે જોજો જુક્ત કરીને રે;
શુદ્ધ પ્રેમ જેને પ્રગટે, તે ભાવે ભેટે હરિને રે. ૧
પ્રીત જુઓ વ્રજનારની, જેણે વશ કીધા વનમાળી રે;
તન મન સદન વિસારિયાં, લોકલાજ મરજાદા ટાળી રે. ૨
સાચી પ્રીત એક મીનની, તે નીર વિના નવ જીવે રે;
જોજો પ્રીત પતંગની, તેણે દેહ દહન કર્યો દીવે રે. ૩
ચિત્ત ચોટયું ચકોરનું ચંદ્રશું, તે તો પ્રીતે પાવક પ્રાશે રે;
રવિ રહે લખ જોજને, જળમાંહે કમળ પ્રકાશે રે. ૪
પય પાણી ને પ્રીતડી, તે એકમેક થઇ જાએ રે;
આપબળે પય ઊગરે, તે તો સાચો સ્નેહ કહેવાયે રે. ૫
પ્રીત જુઓ પંખીતણી, જળ ચાતક ચાંચ ન બોળે રે;
અંબુ પીએ આકાશનું, અવનીનું નીર ન ડોળે રે. ૬
નરમાદા મોતી જુઓ, શત જોજન પર વેચાએ રે;
આવી મળે તે એકઠાં, અર્ધ ક્ષણું અળગાં નવ થાએ રે. ૭
પ્રીતમ એવી પ્રીતડી, ગુરુસંતની સાથે સાચી રે;
તે પૂરણ પદ પામિયા, કાંઈ કહેણી ન રહી કાચી રે. ૮

### પદ ૮ મું–રાગ ગરબો

દયા કરો દીનબંધુ, તારો સંસારસિંધુ. ૧
માયાના મોરચા ભારી, તેમાં લીજે ઉગારી. ૨
તમારે શરણ આવ્યો, જૂઠો સંસાર ન ભાવ્યો. ૩
દિન દશ આઠની બાજી, કાયા છે કાળની ભાજી. ૪
વરસ બે હાથીએ બેસે, પાંચ વરસ બેડીએ પેસે. ૫

કોઇ અન્નજળનો ઓછો, કોઇ પરિવારનો પોચો. ૬
દુઃખ વૈદ ને રોગી, દુઃખી ગૃહી ને જોગી. ૭
દુઃખી દાતા ને દીન, દુઃખી મૂરખ પ્રવીણ. ૮
સુખી તે પ્રાણી કહાવે, જે હરિને શરણે આવે. ૯
દાસનો દાસ થાયે, ત્યારે પરિતાપ જાએ. ૧૦
પ્રીતમ પ્રભુનો પ્યારો, તે તો સુખદુઃખથી ન્યારો. ૧૧

પદ ૯ મું–હરિરસ પીવા વિષે–રાગ સદર

હરિરસ હેતે પીઓ, બીજાથી શીદ બીઓ. ૧
કાળનું કાંઇ ન ચાલે, હરિ જો હાથ ઝાલે. ૨
જમરા રહેશે રોઈ, કર્મ ન પીડે કોઇ. ૩
માયા હોય દાસી તેની, પ્રભુશું પ્રીત જેની. ૪
નવ ગ્રહ પાયે નમે, જેનું મન હરિશું રમે. ૫
સંસારનો શોક ન લાગે, ભવનાં સંકટ ભાગે. ૬
વિષયવિકાર જાએ, તીરથરૂપ થાએ. ૭
ભજે જે હરિને ભાઇ, તેની ત્રિલોક વડાઇ. ૮
ઇચ્છાફળ પામે પ્રાણી, ભજે જે ચક્રપાણિ. ૯
પ્રીતમ પ્રભુનો મહિમા, વંદે શિવ ઇન્દ્ર બ્રહ્મા. ૧૦

પદ ૧૦ મું–રાગ હોરી

એસે પ્રભુ સંગે હોળી ખેલીએ હો, હો મેરે પ્યારે નહિ ફરી આવાગમન. (ટેક)

જાકે આગે માયા કિંકરી, રૂપ અનંત અપાર;
દેખદેખ સુરનર મુનિ મોહે, મોહ્યો હે સકળ સંસાર. એ૦ ૧
છત્ર આકાશ ભોમિ સિંહાસન, ઇન્દ્ર ધર્મ છડીદાર;

ભક્ત અનંત ક્રોડ અદાલત, શોભા જાકી અપાર. એ૦ ૨
બ્રહ્મા પ્રધાન સખા ઉમિયાપતિ, લક્ષ્મી તળાંસે પાય;
શારદ ગણપત લખે દોતિયા, નારદ કીરતન ગાય. એ૦ ૩
પંખા પવન કરે નિસવાસર, રવિશશી દીવદાર;
કામ કળાવંત કરત ભવાઇ, નીરખત નિરખનહાર. એ૦ ૪
સિંધુ સાત નિત્ય રેંટ ફીરત હે, નવસેંનવાણું વહે વેગ;
ભાર અઢાર ફૂલી ફૂલવાડી, સિંચત જળમાળી મેઘ. એ૦ ૫
જગન્નાથ કરે ભોગવિલાસા, કરે દ્વારિકાં રાજ,
બદરીનાથ જોગ ધ્યાન ધરત હે, રામનાથ પોઢનકો સાજ. એ૦ ૬
વૃંદાવન ગૌલોક કરે લીલા, વૈકુંઠ નિજ દરબાર;
નિગમ બંદીજન દ્વાર પુકારે, પાવત નાહિ દિદાર. એ૦ ૭
જાકું નાથ નિજ મોજ નિવાજત, સો કિયે આપ સમાન;
પ્રીતમ પ્રેમે પાએ અભેપદ, જાચત નહિ નૃપ આન. એ૦ ૮

પદ ૧૧ મું-રાગ મારુની રાગણી

કાયા કુસુમ કરમાશે, આજ કાલ કાયા કુસુમ કરમાશે. (ટેક)
શ્વાસોશ્વાસમાં વિનાશ શરીરનો, પલકમાં પરવશ થાશે;
પુણ્ય ભજન પહેલું નવ પ્રીછ્યો, તે પ્રાણી પછે પસ્તાશે. આ૦
સંસારવાડી વિચિત્ર રંગ ફૂલી, માંહે બહુવિધ પુષ્પ પ્રકાશે;
ચાર ઘડી ચાલે ફૂલના ગજરા, એ પછી આપે ભમર ઊડી જાશે. આ૦
હીંડશે હંસ ફરી હાથ નહિ આવે, જ્યારે તનસરોવર સુકાશે;
કહે પ્રીતમજી લાભ તે કમાશે, જે ગુણ ગોવિંદના ગાશે. આ૦

પદ ૧૨ મું-રાગ સદર

સાચી તે કોની સગાઇ, સંસારમાં સાચી તે કોની સગાઇ. (ટેક)

માત તાત કહે મારો પુત્ર ઘણો પ્યારો, જ્યાં ત્યાંથી લાવે કમાઇ;
બંધવ કહે એ તો બેલ છે મારો, ભેળા રળીશું બે ભાઇ. સં૦ ૧
બેની કહે મારું પિયર છે પોઢું, સાસરવાસો કર્યાની વડાઇ;
સ્ત્રી કહે અભિલાખ પૂરો મારા બીજી નહિ ચાલે ચતુરાઇ. સં૦ ૨
અંતસમે અળગા રહેવાના, જ્યારે જમરા આવશે ધાઇ;
કૃષ્ણભજન વિના કેશનું તાપણું, રાખ ન નીપજે જરાઈ. સં૦ ૩
પ્રીછ પરમારથ મૂક સવારથ, કર સતસંગ સુખદાઇ;
કહે પ્રીતમ તને પ્રભુને પમાડે, પ્રેમનો પ્યાલો પાઇ. સં૦ ૪

પદ ૧૩ મું–રાગ સદર

પોતાના જનને ઓધારે, જેમ તેમ પોતાના જનને ઓધારે. (ટેક)
કામી ક્રોધી ને લોભી અધમ અતિ, તેના ત્રાસ નિવારે;
અવગુણ મૂળ સમૂળો છેદે, ભાવશું ભક્તિ વધારે. જેમ૦ ૧
ક્રોધી કંસને આપ્યું અભેપદ, બિલ્વમંગલને તારે;
લોભી કદરજ અધમ અજામેળ, તેને બીજો કોણ તારે. જેમ૦ ૨
સંસારસાગરની લહેર ન લાગે, પ્રેમથી પાર ઉતારે;
દાસનાં દુ:ખડાંટાળે દયાનિધિ, એવા પ્રભુને પ્રીતમ કેમ વિસારે. જે૦

પદ ૧૪ મું–રાગ સદર

પ્રેમનો પંથ છે ન્યારો, સર્વથી પ્રેમનો પંથ છે ન્યારો. (ટેક)
જે જાણશે તે શિર સાટે માણશે, એમાં નથી ઉધારો;
પ્રેમનો અમલ આવ્યો જેની આંખમાં, ઊતરે નહિ ઉતાર્યો. ૧
આઠે પહોર રહે આનંદમાં, પ્રેમરસનો પીનારો;
વાલા વિના તેને લૂખું લાગે, સંસારસાગર ખારો. સર્વથી૦ ૨
પ્રેમરસ કથા કહ્યામાં ના આવે, જાણે જાણણહારો;

પ્રીતમ પ્રેમીજન જો મળે તો, આતમરામ અમારો. સર્વથી૦ ૩

પદ ૧૫ મું-રાગ સદર

સ્નેહ વિના વશ ના'વે શામળિયો, સ્નેહ વિના વશ ના'વે. (ટેક)
કોટિ ઉપાય કરે જો બીજા, રસિયો રુદે ન લાવે;
સ્નેહની સાંકળે બાંધ્યો શામળિયો, અણુતેડ્યો ઘેર આવે. સ્નેહ૦
પ્રીતવિના પાક તજ્યા બહુ રાયના, ભાજી વિદુરની ભાવે
વાલાજીને વ્રજ ભામનીઓ, નેહશું નાચ નચાવે. સ્નેહ૦
સાચા સ્નેહ વિના સુંદરવર, હરિ કોનો નહિ કહાવે;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, પ્રીત થઈ પ્યારી મૂળભાવે. સ્નેહ૦

પદ ૧૬ મું-રાગ સદર

માયા તજીને જીવ ક્યાં જશે રે, જોને માયા તજીને જીવ ક્યાં જશે;
રાજા રે રંક ફકીર સંન્યાસી રે, સર્વેમાં એહવાસો વસે રે. જોને૦
ધરે આયુધ કરે જુદ્ધ જોરાવર રે, ધન લેવાને સર્વે ધસે રે. જોને૦
ઉપરથી ટાળશો તો અંતરમાં એમ છે રે, અહંમેવ મમતા આવશે. જો.
મમતા તજે તો મોહ ઘટે નહિ રે, મોહથકી કામ ઉદે થશે રે. જોને૦
કામનિવારે તો ક્રોધ અતિ ઉપજે રે, ક્રોધ હણે લોભ લાગશે રે. જોને૦
જરા જો લોભની લેરે સમાવે રે, તો માન મરડીને મારશે રે જોને૦
જેમ જેમ ત્યાગે તેમ તેમ વાગે રે, વિષય વિકાર ઘણા વાધશે રે જોને૦
અનેક પેરે બહુ આપદા વધારે રે, અળગી તે ક્ષણું એકના ખસે રે જો.
જ્ઞાનવિવેક વિચારીને જોજો રે, એ ખરું કે ખોટું હશે રે જોને૦
કહે પ્રીતમ એનો એક ઉપાય છે, જો આપું તજે તો સુખિયો થશે રે.

પદ ૧૭ મું-રાગ સદર

માયા મળી છે તને મારવા રે, જોને માયા મળી છે તને મારવા.
કાતું તે લેઇને ઉરપર બેઠી રે, કાળજું તારું કાઢવા રે. જોને૦

ત્રિવિધ તાપની કીધી સાયડીરે, આઠે અંગ તારાં સારવા રે. જોને૦
પ્રભુનેમળતાં આડોપગ કીધોરે,વિષયોમાં વહાલ વધારવા રે જોને૦
પ્રીતમનો સ્વામી ભલે મળિયોરે, માયાનું માન ઉતારવા રે. જોને૦

પદ ૧૮ મું-રાગ સદર

રહ્યો માયામાં મોહીનેરે, જીવ રહ્યો માયામાં મોહીને. (ટેક)
જમના તે જોરબંધ ખાવાને કાજે રે, બેસજે બરડો ધોઇને રે. જીવ૦
સગાં સ્નેહીનું જોર નહિ ચાલે રે, રહેશે દિવસ દશ રોઇને રે. જીવ૦
ત્રિયા તે તારી દિવસ દશબાર રે, જશે બીજું ઘર જોઇને રે. જીવ૦
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે રે, ચરણકમળ ચિત્ત પ્રોઇને રે. જીવ૦

પદ ૧૯ મું-રાગ ગરબો

હરિભજન કરી લે ભાઈ રે, મૂકી મનની તે સહુ કુટિલાઈ રે. ૧
કાયા કારમી રચી છે બાજી રે, રખે જોઇને થતો જીવ રાજી રે. ૨
વિષયવાસના વિકારનું મૂળ રે, ક્ષણ ક્ષણ ઉપજાવે શૂળ રે. ૩
કામ ક્રોધ લોભ વિરોધ કરે છે રે,મોટા મુનિઓનાં મન હરે છે રે. ૪
દેવ દાનવ માનવ પશુ પ્રાણી રે, વ્રત પ્રકૃતિ શુભાશુભ જાણી રે. ૫
લોભ હૃદયે રહે દિનરાતિ રે, બાળે સદા નિરંતર છાતી રે. ૬
ક્રોધ વિરોધ કરે મુખમાં રહીને રે, દુઃખ દે કટુ વચન કહીને રે. ૭
રહે મદન નેણ નિજ ધારે રે, પ્રેરે મન વિવિધ વિચારે રે. ૮
હરિસ્મરણ કરી લે શુદ્ધ ચિત્તે રે, કહે પ્રીતમ પ્રગટે નેહ નિત્યે રે.

પદ ૨૦ મું-રાગ સદર

ભજ ભાવે કરી ત્રિભુવન પતિને રે,જે સ્થિર કરે ચપળ મતિને રે. ૧
વસે હૃદયે અખંડ બ્રહ્મરાય રે, દુઃખ દેહનાં અનેક ટળી જાય રે. ૨
હરિનામ સુધારસ જેહ રે, જપે જુગતે તપે નહિ તેહ રે. ૩

શુક નારદ શંકર જપે જેને રે, કીર્તનમાં કીર્તન તેનું રે. ૪
કોણ કાયાને પ્રકાશ કરે છે રે, પંડ બ્રહ્માંડનો કોણ ધરે છે રે. ૫
કોણ વાયુ વર્ષા વીજ ગજાવે રે, કોણ બહુવિધરંગ બનાવે રે. ૬
રહ્યો વ્યાપક વિશ્વમાં વહાલો રે, હરિ વિના નહિ અણુઠામઠાલો રે.
સદ્ગુરુ મળે તો સમજાવે રે, વસે પાસે પ્રભુ નજર ન આવે રે. ૮
કળા કૂંચી ગુરુ જ્ઞાન બતાવે રે, સચરાચર હરિ ઓળખાવે રે. ૯
પ્રભુ પ્રીતમનો પ્રાણ આધાર રે, ભાવે ભજે તેને શાનો સંસાર રે.

### પદ ૨૧ મું–રાગ સદર

હરિજાણ્યાવિનાજનઅંધરહેછે રે; ચારખાંણલખચોરાસી ફરે છે રે.
ભૂલ્યો ભુવન પોતાનું ભાઇ રે, હરિ હીરો હાથથી દીધો ગમાઇ રે. ૨
આંખો આગળ પ્રગટ નહિ દેખે રે, જેમ અર્ક ઉલૂકને લેખે રે. ૩
ધન દાટ્યું રહ્યું ઘણું ઘરમાંય રે, તે જાણ્યા વિના દળદર નવજાયરે. ૪
એમ આત્મા અખંડ ન ભાસે રે, ત્યાંલગી મન અન્ય ઉપાસે રે. ૫
એક બ્રહ્મ ભર્યો ભરપૂર રે, ગુરુગમ વિના ના આવે ઉર રે. ૬
તપ તીરથ વ્રત પુણ્ય દાન રે, તેમ તેમ ઊપજે અભિમાન રે. ૭
શુદ્ધ જ્ઞાન વિના માન ન જાય રે, બીજે કુઠારો કરે શું થાય રે. ૮
સંતસંગવિના રંગ ન લાગે રે, મનમાં જાણ્યાવિના ભરમ ન ભાગે રે
પ્રભુ પ્રીતમનો પૂરણ પોતે રે, નહિ અવર બીજો કોઇ જોતે રે. ૧૦

### પદ ૨૨ મું–રાગ સદર

સુખ મેલી શીદ દુઃખમાં પડેછે રે, તેમાં તુજને શો લાભ પડેછે રે. ૧
હાણ વધને લગાર નથી લેતો રે, ગયો વિષયના પૂરમાં વહેતો રે. ૨
માયા મોહે મળીને ભરમાયો રે, ચિત્ત ચોરી ચકડોળે ચડાવ્યો રે. ૩
મદ પાઇને મસ્ત કરી મૂક્યો રે, સેવાચાકરી ધણીની ચૂક્યો રે. ૪

ડોલ કરીને તું આવ્યો કમાવા રે, મૂડી મૂળગી ગમાર ગમાવા રે. ૫
હરિ વિસારી વિષયમાં ચિત્ત દીધું રે, સુધા ઢોળીને હળાહળ પીધું રે.
નીચ નિર્લજ નઠોર થઈ બેઠો રે, હેતે હોંસે કરી હેડમાં પેઠો રે. ૭
કીર કપિની પેરે બંધાયો રે, મૂઢ મનમાં જાણે જે હું ડાહ્યો રે. ૮
તજી ડહાપણ દાસાતન કીજે રે, સંતસંગે મળી મહારસ પીજે રે. ૯
કહે પ્રીતમ પરમાર્થ પ્રીછે રે, નિત્ય સંતસમાગમ ઇચ્છે રે. ૧૦

### પદ ૨૩ મું–ગરબો હીંચનો

જાગી જો જીવ અભાગી, મન મોહ ત્યાગી. ૧
સંસારનો ખેલ ખોટો, મરણનો માર મોટો. ૨
કાયા તો કારમી નારી; ચિત્તમાં જો વિચારી. ૩
જેવું ઝાકળનું મોતી, તેવી જીવની જ્યોતિ. ૪
કાયા તો કાચી ઘડી, પલકમાં જાશે પડી. ૫
હેતે હરિગુણ ના ગાયા, લાગી બહુ મીઠી માયા. ૬
હેતે હરિરસ ન પીધો, આત્મલાભ ન લીધો. ૭
ન કીધી સંતની સેવા, ઠાલા ગયા આવ્યા એવા. ૮
પ્રભુશું પ્રેમ ન આણ્યો, વિષયવહેવાર માન્યો. ૯
જૂઠાને માન્યું સાચું, એવું તારું કામ કાચું. ૧૦
હાવે કાંઈ ચેતજે પ્રાણી, અવસર જતો જાણી. ૧૧
પ્રીતમ ભજ હરિને, ન આવે ગર્ભવાસ ફરીને. ૧૨

### પદ ૨૪ મું–રાગ સદર

પરમારથ પ્રીછી લેજો, સ્વારથ મૂકી દેજો. ૧
રાખ્યું તે રાખ થયું, આપ્યું તેનું અમર રહ્યું. ૨
પાણીના પૂર જેવું, તન જાણજે તેવું. ૩

દિન બે ચારની બાજી, તેમાં શું થયો રાજી. ૪
કંચન મૂકી કાચને મોહ્યો, પથર સાટે પારસ ખોયો. ૫
એવો તું ડહાપણડાહ્યો, હીરો હાથથી ગમાયો. ૬
હરિરસ હેતે પીજે, અસત અલાપ ન કીજે. ૭
મૂકી દેજે મિથ્યા વાણી, પ્રભુભજ પ્રેમે પ્રાણી. ૮
પ્રીતમ પ્રેમની વાતો, પીયે તે રંગ રાતો. ૯

પદ ૨૫ મું—રાગ સદર

નિરંતર નામ લેજે, હરિના રંગમાં રહેજે. ૧
વિષયની વાસના તજજે, ભાવ કરી હરિને ભજજે. ૨
સંસારની કારમી માયા, જેવી વાદળની છાયા. ૩
માયા મૃગજળની લહેરી, વાલાં સઉ થશે વેરી. ૪
અમૃત ઢોળી દીધું, ઝેર હળાહળ પીધું. ૫
સ્વારથ સામટો કરિયો, ખજાનો ખોટો ભરિયો. ૬
સરવાળો શોધી જોયો, ત્યારે તો અંતે રોયો. ૭
પૂણ્ય ખોળ્યું ન જડ્યું, ફાજલ પાપ તો પડ્યું. ૮
ગુનેગાર હરિનો થયો, અવસર એળે ગયો. ૯
હાવે ચેત કાંઇ હૈયામાં, નથી ઓછું કહ્યામાં. ૧૦
મૂરખ નર કાંઈ ન માને, કહ્યું ધરે નહિ કાને. ૧૧
પ્રીતમ ભજ હરિને, ના આવે ભવમાં ફરીને. ૧૨

પદ ૨૬ મું—રાગ સદર

તનમાં તું જો તપાસી, ઘણાં ઘરનો તું વાસી. ૧
ફર્યો ચોરાશી લાખ, નિર્લજને ન મળે નાક. ૨
પ્રપંચનો ના આવ્યો પાર, સમજ્યો નહિ સાર અસાર. ૩

શિખામણ કાંઈ ન લાગી, મૂરખ મૂઢ અભાગી. ૪
વિષય વહ્નિમાં બળ્યો, કાળે કોઇ વાર ગળ્યો. ૫
જીવ જમરાનો ચારો, ન જાણે કાંઈ કાંઇ નઠારો. ૬
અહંકારી દીસે એવો, ગર્ધવ ઊંટ જેવો. ૭
દાસાતન કાંઇ ન કીધું, મોઢે દુઃખ માગી લીધું. ૮
સાધુના સંગ વિના, નિવારે કોણ ગુના. ૯
હરિ ગુરુ સંત મળે, ત્યારે અપરાધ ટળે. ૧૦
પ્રીતમ હરિને ભજો, દેહ અભિમાન તજો. ૧૧

### પદ ૨૭ મું–રાગ ગરબી

સાંભળ મન શિખામણ સારી, માની લેજે મારી જો;
નહિ માને તો મહાદુઃખ પડશે, જોજે જીવ વિચારી જો. ૧
દયા દીનતા રાખ રુદયમાં પરનિંદા પરહરજે જો;
પરમારથને પંથે પ્રાણી, પ્રેમે પગલાં ભરજે જો. ૨
ખાધું તે તો ખુવાર કીધું, દીધું સાથે લીધું જો;
પરમારથની કૂંચી જાણે, તેણે કારજ સીધ્યું જો. ૩
કાયાનો અહંકાર ન કીજે, પાણીનો પરપોટો જો;
અમરત પીતાં આળસુ કરવું, એટલો આગળ ટોટો જો. ૪
ખોટ તણો વેપાર ન કરીએ, લાભ જડે તે રાખો જો;
કહે પ્રીતમ સાધુને સંગે, રામસુધારસ ચાખો જો. ૫

### પદ ૨૮ મું–રાગ સદર

પ્રેમસુધારશ પીશે પ્રાણી, તે મોટા બડભાગી જો;
હરિનાં ચરણકમળની ભક્તિ, લેશે મુખથી માગી જો. ૧
સંસારસુખમાં જે મોહ પામ્યો, તે તો સર્વે હાર્યો જો;

પંખી આવી પડે જાળમાં, જોઇ પોતાનો ચારો જો. ૨
ચારો જુએ પણ જાળ ન જુએ, એમ જગતની માયા જો;
ઝાંઝવાનું જળ જાણીને, પશુ પીવાને ધાયા જો. ૩
ધુમર જોઇને ધાયો ચાતક, ઊલટી આંખ ગુમાઇ જો;
ગુંજા વહ્નની માને મર્કટ, માટે શીત ન જાયે જો. ૪
સાહુકારનું નામ ધરાવી, ચોરી કરવા ચાલે જો;
કહો તેની કેમ હુંડી ચાલે, કોડી કોઇ ન આલે જો. ૫
કુબેર નામ ધર્યું કોઇ નરનું, ભિક્ષા માગી ખાયે જો;
ગંગા નામ ધર્યું નારીનું, તેથી પાપ ન જાયે જો. ૬
કેસરી નામ ધર્યું કૂકરનું, સિંહણ સંગ ન થાયે જો;
અનંત ક્રોડ આગિયા પ્રગટે, રવિવિણ રાત ન જાયે જો. ૭
નામ ધરે નવ હોયે સાધુ, તે તો સમજણ ન્યારી જો;
દેખાદેખી ભેખ બનાવે, તે તો બાંનાધારી જો. ૮
પ્રભુનું પદ પામે તે વિરલા, જોજો મન વિચારી જો;
કહે પ્રીતમ હરિભજન વિના, ભવ તરવો સંકટભારી જો. ૯

પદ ૨૯ મું-એકાદશીનો મહિમા અને વિધિ-રાગ ધોળ

ઉત્તમ દિન એકાદશી જી, જે કોઇ એ કરે ઉપવાસ;
તે પ્રાણી સુખ પામશેજી, શ્રી વૈકુંઠનો વાસ. ૧
દશમીને દિન પરહરેજી, દશ વાનાં નિરધાન;
નિંદા નારી ને નિદ્રાજી, કરવો નહિ વેપાર. ૨
કરે ભોજન કોદરા જી, અડદ ન જમવું અન્ન;
ભોમિ સયન કરવું સહી જી, રાખવું મન પાવન. ૩
લીલું તરણ ન તોડવું જી, તેલવંતાક નવ ખાય;

અંગ રુધિર રતિ નીસરે જી, વ્રત ભંગ કહેવાય. ૪
એકાદશી વ્રત નિર્જળા જી, ધરવું હરિનું ધ્યાન;
મિથ્યા ભાષણ નવ કરે જી, આચરે સરિતા સ્નાન. ૫
સરિતા ન હોય તો સરોવર જી, સરોવર ન હોય તો કૂપ;
કૂપ ન હોય તો ઘેર કરે જી, સ્નાનવિધિ અનુરૂપ. ૬
અપરસ રહે અડવું નહિ જી, ભ્રમણ કરે નહિ કાંઇ;
સ્થિર આસન કરી બેસવું જી, મન રાખે હરિ માંહી. ૭
રાત્રિ અખંડ કરે જાગ્રણ જી, કથા હરિકીર્તન જ્ઞાન;
શુધ ચિત્તે સ્મરણ કરે જી, ન ધરે દેહાભિમાન. ૮
દ્વાદશી ભોજન એકવાર જી, પૂજે બ્રાહ્મણ ભક્ત;
જથા દાનવિધિ આચરે જી, હરિચરણે આસક્ત. ૯
ગંગાતીરે તપ કરે જી, સાઠ સહસ્ત્ર વરસ સાર;
તેહતણું ફળ પ્રગટે જી, હોય હરિવ્રત નિરધાર. ૧૦
તપ તીરથ વ્રત જગ્નનું જી, જેહ પુણ્યજ હોય;
તે સહેજે સંત સંગમાં જી, પ્રાણી પામે સોય. ૧૧
અમરીખ રૂકમાંગદતણી જી, શાખ ઉચરે સહુ કોયે;
કહે પ્રીતમ પદ પ્રીછશે જી, તતક્ષણ હરિરૂપ હોયે. ૧૨

### પદ ૩૦ મું–વેદનો સાર–રાગ સદર

સાંભળ પંખી પ્રાણિયા જી, વેદતણું જે સાર;
સર્વ ભાવે ભજીએ હરિ જી, તજીએ વિષયવિકાર. ૧
શુદ્ધ વિચારે કીજીએ જી, સ્મરણ શ્વાસોશ્વાસ;
અમરૃત વાણી બોલીએ જી, કોઈ ન પામે ત્રાસ. ૨
વૈષ્ણવ લક્ષણ વર્ણવું જી, સાંભળજો સહુ કોય;

આશા તૃષ્ણા ઇર્ષા જી, હરિજનને ન હોય. ૩
ચિત્ત કોમળ નિર્મળ જી, બહાર ભીતર પવિત્ર;
ગાએ શીખે નિત્ય સાંભળે જી, હેતે હરિનાં ચરિત્ર. ૪
પ્રેમ સ્નેહી પરમારથી જી, સ્વારથ નહિ લવલેશ;
કામક્રોધ વ્યાપે નહિ જી, આપે સત ઉપદેશ. ૫
દ્રોહ નિંદા ન મળે રતી જી, મિથ્યા ન બોલે બોલ;
સમદૃષ્ટિ સહુ પર સદા જી, નિજ મન અચળ અડોલ. ૬
શોક નહિ સ્વપ્નાંતરે જી, આનંદનો ભંડાર;
શરીરત તે સાક્ષી રહે જી, લહે વિવેક વિચાર. ૭
સુરતરુ ચિત્ત ચિંતામણિ જી, પૂરણ જ્ઞાન વૈરાગ;
મિથ્યા સુખ માગે નહિ જી, અજપદથી વીતરાગ. ૮
કંચન લોહ બરાબર જી, ન મળે માન અપમાન;
દેખે જગત ને હરિરૂપ, ભૂલે ન ભાસે આન. ૯
લક્ષણ સંત મહંતનાં જી, કહેતાં ન આવે પાર;
અર્જુન ઉધવને કહ્યું જી, શ્રીમુખે સો સો વાર. ૧૦
સંતતણા ગુણ શ્રીપતિ જી, નિત્ય નિરંતર ગાય;
પ્રીતમ પદરજ પરસતાં જી, જન્મમરણ દુઃખ જાય. ૧૧

પદ ૩૧ મું–રામ રાજિયો–રાગ ધોળ

રામસુધારસ પીજીએ રે, અવસર સાર રે;
ઝબક તે મોતી પરોઇ લે, પછે ઘોર અંધાર રે. રામસુધારસ૦૧
જેવાં છે જલ ઝાંઝવાં રે, એવો આ સંસાર રે;
દીસે છે કાંઈ કારમું, નહિ વણસતાં વાર રે. રામસુધારસ૦૨
કાયા કુંપો છે કાચનો રે, ઠબક્યે ફૂટી જાય રે;

જગત ચવાણું કાલનું, નિસવાસર ખાય રે. રામસુધારસ૦ ૩
અંતરજામીને ઓળખો રે, સચરાચર સોય રે;
પ્રીતમ રાખ્ય બ્રહ્મભાવના, આવાગમન ના હોય રે. રામસુધારસ૦

પદ ૩૨ મું–રામ રાજિયો–રાગ સહર

હરિ સમરણ કરો હેતમાં રે, ચિત્ત અચેત રે;
આ અવસર ચેત્યો નહિ, પડશે મુખમાં રેત રે. હરિ૦ ૧
કાયાનું કાંઇએ ના નીપજે રે, મેલ મિથ્યા અહંકાર રે;
તનનાં તે ત્રણ વાનાં થશે, કીટ વિષ્ટા કે છાર રે. હરિ૦ ૨
માયા મીઠી મોહની રે, જેવી મિસરી ખાંડ રે;
જોતાં વગોવ્યો જીવને, કર્યો જુગમાં ભાંડ રે. હરિ૦ ૩
રહ્યા ન કોઇ રહેશે નહિ રે, શશી સૂરજ વંશ રે,
ખરભડો કરતાં ખપી ગયા, કહીં કૌરવ ને કંસ રે. હરિ૦ ૪
જેનો સુજશ સંસારમાં રે, તે નર અમર જાણ રે;
પ્રીતમ એવું પ્રીછજે, હરિ હૈયામાં આણ રે. હરિસમરણ૦ ૫

પદ ૩૩ મું–રાગ ગરબી

કાયા બની છે તારી કારમી રે, હરિનું ધ્યાન ધરજે;
તારો અમર નથી અવતાર રે, પ્રભુનું ધ્યાન ધરજે.
કાચો તે કુંભ જળ ભર્યો રે, હરિનું ધ્યાન ધરજે;
તેને ભાગતાં કેટલી વાર રે, પ્રભુનું ધ્યાન ધરજે. ૧
તરુવરથી ફળ તૂટિયું રે, હરિનું ધ્યાન ધરજે;
તે તો ફરી ન ચોટે ડાળ રે, પ્રભુનું ધ્યાન ધરજે.
ગયો અવસર આવે નહિ રે, હરિનું ધ્યાન ધરજે;
બાંધ્ય પાણી પહેલી પાળ રે, પ્રભુનું ધ્યાન ધરજે. ૨

નદીઓ ઘેરીને નાવ જરજરી રે, હરિનું ધ્યાન ધરજો;
માંહી બેઠા મૂઢ ગમાર રે, પ્રભુનું ધ્યાન ધરજો.
ખોટા છે માંહી ખારવો રે, હરિનું ધ્યાન ધરજો;
તે તો હોડીનો હાંકણહાર રે, પ્રભુનું ધ્યાન ધરજો. ૩
કર્મ વાયુ આવી આફળ્યો રે, હરિનું ધ્યાન ધરજો;
માંહી મોહનાં મોજાં થાય રે, પ્રભુનું ધ્યાન ધરજો.
તેહ્ય ન સૂઝે તેહને રે, હરિનું ધ્યાન ધરજો;
તેનો કરવો કોણ ઉપાય રે, પ્રભુનું ધ્યાન ધરજો. ૪
સતગુરુ શબ્દ વિચારીયે રે, હરિનું ધ્યાન ધરજો;
વળી કરીએ સદા સતસંગ રે, પ્રભુનું ધ્યાન ધરજો.
તો સેજે પાર પામીએ રે, હરિનું ધ્યાન ધરજો;
કહે પ્રીતમ પ્રગટે રંગ રે, પ્રભુનું ધ્યાન ધરજો. ૫

### પદ ૩૪ મું–રાગ ધોળ

આ અવસર છે હરિ મળવાનો, મનુષ્ય તણો અવતાર રે;
ફરી ફરી જેમ કેળ ફળે નહિ, જાણી લે નિરધાર રે. આ૦ ૧
અમર લોક ઇચ્છે અવતરવા, અવનીમાં એક વાર રે.
ગુણ ભરી ગાઇએ હરિલીલા, કરીએ પરઉપકાર રે. આ૦ ૨
પૃથ્વીને પુણ્યે પામે ઇન્દ્રાસન, અજપદ ને કૈલાસ રે;
પૃથ્વીના પુણ્ય ભજન પ્રતાપે, પામે વૈકુંઠ વાસ રે. આ૦ ૩
ચતુર પુરુષ થઇને ના ચેત્યો, તે તો સર્વસ હાર્યો રે;
કહે પ્રીતમ તેને શું કહીએ, જાણો જીવ નઠારો રે. આ૦ ૪

### પદ ૩૫ મું–રાગ સદર

ચાંપ કરીને ચેતી લેજો, કાં કાયર થઇ બેઠો રે;

આજકાલ કરતાં કાયામાં, કાળ આવીને પેઠો રે. ચોંપ૦ ૧
કાળા કેશ તે થયા ઊજળા, દશા ન ઉજ્જવળ આવી રે;
ચિત્તડામાં ચટકો નવ લાગ્યો, શું તો કહીએ સમજાવી રે. ચોં૦ ૨
વાણી થાકી ને કરણી થાકી, થાકી બુધ્ય બિચારી રે;
ધંધો કરતાં કાયા થાકી, થાકી ન તૃષ્ણા તારી રે. ચોં૦ ૩
મન જાણે છે જે નથી મરવું, મરણ આવ્યું નહિ મૂકે રે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, આ અવસર કાં ચૂકે રે. ચોં૦ ૪

પદ ૩૬ મું–રાગ સદર

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પ્રથમ પેહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઊભો જુએ તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સેહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી જન જોને.
પ્રીતમના સ્વામીની લીલા, નીરખે રજનીદિન જોને.

પદ ૩૭ મું–રાગ સદર

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ પરસે, તે તો હોયે હેમ જોને.

કથીર કાંસુ હેમ ન હોયે, કોટિ પારસ પરસે જોને;
શૂન્ય છીપ તે ઉપર નાવે, સોમણ સ્વાતિ વરસે જોને.
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને;
જેનાં અવળાં અંતઃકરણો, તેને સમજણ નાવે જોને.
કુબુદ્ધિ કાળપ જેને રુદે, તેને ન લાગે રંગ જોને;
અડદ ઉજળા કયમે ન થાયે, જઈ ઝબોળે ગંગ જોને.
કુશકા કુટેથી શું થાયે, કણ ન જડે તેમાંથી જોને;
મંદ અભાગી મૂરખ નરને, સમજણ આવે કયાંથી જોને.
પાપીને પ્રબોધ ન કરીએ, મૌન ગ્રહીને રહીએ જોને;
કહે પ્રીતમ તુલસીદળ તોડી, પ્રેત ન પૂજવા જઇએ જોને.

પદ ૩૮ મું-રાગ સદર

સંતકૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસોશ્વાસે સમરણ કરતાં, પાંચે પાતક જાય જોને.
કેસરી કેરે નાદે નાસે, કોટિ કુંજર જૂથ જોને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સુખ જોને.
અગ્નિને ઉધેઇ ન લાગે, મહામણિને મેલ જોને;
અપાર સિંધુ મહાજળ ઊંડા, મરમીને મન સહેલ જોને.
બાજીગરની બાજી તે તો, જંબુરો સૌ જાણે જોને;
હરિની માયા બહુ બળવંતી, સંત નજરમાં નાણે જોને.
સંત સેવતાં સુકૃત વાધે, સહેજે સીધે કાજ જોને;
પ્રીતમના સ્વામીને ભજતાં, આવે અખંડ રાજ જોને.

પદ ૩૯ મું-રાગ ધોળ

ગુરુ સંતનાં ચરણ ઉપાસીએ, સે'જે શોક સમૂળો જાય;
વચન સત્ય માનજો.

જે કોઇ પ્રેમે પીએ પગ ધોઇને, ઊઠ ક્રોડ તીરથ તેને થાય. વ૦
જગ્ન લક્ષ તે પ્રેમ પ્રસાદમાં, ભુક્તિ મુક્તિ તે સે'જમાં હોય. વ૦
શુદ્ધ પ્રીતે કરીને પ્રવર્તશે, દેહદશીં દેખે નહિ કોય. વ૦
શુદ્ધ ચૈતન્ય સાક્ષી તત્ત્વમસી, સદા સ્મરણ એકરસ જ્ઞાન. વ૦
આઠે આવરણ પાર પરમાતમા, નહિ આદ્ય મધ્યે અવસાન. વ૦
રૂપ રમ્ય સગુણ સોહીએ સદ્દગુરુ, જેને નિગમ નિરંતર ગાય. વ૦
કહે પ્રીતમ પ્રપંચ પરહરિ, રાખો સદ્દગુરુ સંગ સદાય. વ૦

### પદ ૪૦ મું–રાગ સદર

એવો અખંડ અમર વર હું વરી, ફરી પડવું નહિ ભવફંદ. એ૦
જેનું રૂપ સ્વરૂપ સોહામણું, ઘણો અખિલ લોકનો આનંદ. એ૦
જેને વરવા તીરથ તપ આચરે, ધરે ધ્યાન ને જોગ વૈરાગ. એ૦
કાશી કેદાર હિમાળે ગળે, કરે રાજ સર્વ સુખ ત્યાગ. એ૦
વરતી ત્રણ લોકમાં કોઇક આચરે, એવા શૂરવીર દૃઢ ધીર. એ૦
ભૂમિ ગૌપદ ગગન ગુંજામણી, સાત સાગર અંજળીનું નીર. એ૦
ખેલીખેલ બનાવે બહુ ભાતના, કાઢી શકે નહિ સતી કેરો વેશ. એ૦
સતી સ્વાંગ ધરે તે નિશ્ચે બળે, કરે પાવકમાંહી પ્રવેશ. એ૦
પ્રેમે પામી પતિ પરમાતમા, રહી રૂપમાંહે રસલીન. એ૦
સ્વામી પ્રીતમનો રે સભર ભર્યો, સિંધુ અમૃતમાં મનમીન. એ૦

### પદ ૪૧ મું–રાગ સદર

તું તો રામ રટણ કર રંગમાં, હવે રાખ હરિ સાથે હેત;
અવસર આવો નહિ મળે. (ટેક)
વિષય ભૂતે તે તુજને ભમાવિયો, બેઠો નહિ ઠરી ઠામ. અવસર૦
ખોટા ખેલમાં શું રે ખૂંચી રહ્યો, ઊઠ આળસ મેલ અચેત. અવ૦

પ્રાણી પરપંચમાં શું પચી રહ્યો, માની સ્વપ્ન તણું સુખસાર. અવ૦
કાળ ખાશે જે કે'શે કહ્યું નહિ, નથી માનતો ગાફલગમાર. અવ૦
અંતે રંગ પતંગ જાશે ઉતરી, કાચી કાયા નાવે કામ. અવ૦
માટે સ્મરણ કરજે શુદ્ધ ભાવશું, ટળે તન મન કેરા વિકાર. અવ૦
ભજો પ્રીતમ બ્રહ્મસ્વરૂપને, જેનો મહિમા છે અગમ અપાર. અવ૦

પદ ૪૨ મું–રાગ સદર

સંત પારસ ચંદન બાવના, કામધેનુ કલ્પતરુ સાર;
સમાગમ સંતનો. (ટેક)
એક સમજ્યામાં રે અંતર ઘણો, તરુ પારસ ત્રણ પ્રકાર. સમા૦
એક પારસથી રે પારસ બને, એક પારસથી હોયે હેમ. સમા૦
એક પારસ લોહનું કુંદન કરે, સો વર્ષે એમનું એમ. સમા૦
એક ચંદનથી વિખ ઊતરે, એક ચંદને અગ્નિ ઓલાય. સમા૦
એક તલભર તેલમાં જો પડે, ફરી તેહ તાતું નવ થાય. સમા૦
સર્વે ગજશિર મોતી ન નીપજે તેની જુક્તિ વિચારીને જોય. સમા૦
જ્ઞાનહીણા ગુરુ નવ કીજીયે, વંઝા ગાય દોહે શું થાય. સમા૦
કહે પ્રીતમ બ્રહ્મવિદ ભેટતાં, ભવરોગ સમૂળો જાય. સમા૦
સર્વ સેના શૂરી નવ જાણવી, સર્વ નારી સતી નવ હોય. સમા૦

પદ ૪૩ મું–રાગ સદર

તું તો રામ રટણ કર રંગમાં,
તારા અંગમાં ઊપજે આનંદ, ગોવિંદ ભજ ભાવશું. (ટેક)
પરમારથ અર્થ વિચારિયે, તજ સ્વારથ માયાનો ફંદ; ગોવિંદ૦
કાયા કહીયે તે તારી કારમી, તેને વણસતાં નવ લાગે વાર; ગોવિંદ૦
મૃગતૃષ્ણાનાં જળ જાશક ભર્યાં, એવો જાણી સકળ સંસાર; ગોવિંદ૦

ગુંજાવહુનિ તે મરકટે માનિયો, તેણે ટાઢ ટળે ન લગાર; ગોવિંદ૦
ઉસ ઉદક બીડી બરાસની, તેને ઊડયા તણો ઇતબાર; ગોવિંદ૦
સ્વપ્નામાં તે સમૃદ્ધિ પામીએ, જાગી જોતાં મળે ન જરાય; ગોવિંદ૦
ધુમાડાના ઢગ રે સોહામણા, ભર્યે મૂઠીમાં નવ રે ભરાય; ગોવિંદ૦
સાચી સંગત સદ્દગુરુ સંતની, જેથી જીવપણું ટળી જાય; ગોવિંદ૦
કહે પ્રીતમ પ્રભુને સંભારતાં, મહાપાપી પાવન થાય; ગોવિંદ૦

### પદ ૪૪ મું–રાગ સદર

સદ્દગુરુના તે શબ્દ વિચારતાં, મટે માયા મોહ વિકાર,
હરિરસ પીજીએ. (ટેક)

બાળી ભસ્મ કરે બીજી વાસના, ઉપર પ્રગટે પ્રેમ અપાર; હરિ૦
એવો અજર અમીરસ જે પીએ, તેનાં નેણ વેણ પલટાય; હરિ૦
લાગી બ્રહ્મખુમારી ન ઊતરે, સુખ મુખે કહ્યું નવ જાય; હરિ૦
તેને સંભવ નહિ રે શરીરનો, થયો આતમદષ્ટે ઉઘાડ; હરિ૦
મરજીવા થઇ હરીને મળે, ગાળે જ્ઞાન હિમાળે હાડ; હરિ૦
બ્રહ્મધ્યાને ગગનવત થૈ રહે, જેમ કુંભ મહાજળ માંય; હરિ૦
કૃષ્ણ પોતામાં પોતે શ્રીકૃષ્ણમાં, કૃષ્ણ વિના ન દીસે કાંય; હરિ૦
જેહ સરિતા સાગરમાં જઈ ભળે, તેનું નામ નદી ટળી જાય; હરિ૦
કહે પ્રીતમ સદ્દગુરુ સેવતાં, ટળે અંતર એકરસ થાય; હરિ૦

### પદ ૪૫ મું–રાગ સદર

સંત લક્ષણ ત્રીશ સોહામણાં, ચિત્તવૃત્તિ થઈ જેની શાંત;
એવા જન હરિ તણા. (ટેક)

બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગિયા, જીવ ઈશ્વર ભાગી ભ્રાંત; એવા૦
દયાદાન દાસત્વ અતિ ઘણું, જ્ઞાન ભક્તિ વિવેક વૈરાગ; એવા૦

ક્ષમાવંત તપે નહિ તાપમાં, આશારહિત અમલ અનુરાગ; એવા૦
અક્રોધી ઇન્દ્રજિત અનુભવી, કવિકામળ શીલ સંતોષ; એવા૦
આશારહિત અમૃત વાણી વદે, સહેજાનંદ આનંદકોશ; એવા૦
શુદ્ધ સ્નેહ સ્વારથ નવ મળે, પરમારથ ઉપર પ્રીત; એવા૦
શશીસૂરજવત સાક્ષી રહે, ઉદાર અર્ણવની રીત; એવા૦
હરખ શોક વિષે ડોલે નહિ, અર્ધ નિમિષ ન મૂકે નામ; એવા૦
સુરતરુ સુરધેનુ ચિંતામણિ, મળતાં પહોંચે મનકામ; એવા૦
પરિપૂરણ લક્ષણ સંતનાં, બત્રીશમાં ઓછાં બેય; એવા૦
કહે પ્રીતમ એવા સંતને, સહુ સોંપીને શરણે રેહેય; એવા૦

પદ ૪૬ મું–રાગ સદર

મન તું અળગું કાં અકળાય, બીજો નથી બોલતો. (ટેક)
તું તો જાગીને જોતારા રૂપને, ખોળી જોતામાં તું રે ખોવાય; બી.
તારે ઓથે હરિને નથી દેખતો, કુંડલ ઓથે જેમ કનક ઢંકાય; બી.
તું તો દરિયાની લેહેર સમાન છે, લેહેર સમતાં જેમ સમુદ્ર દેખાય; બી.
તારે ઠેકાણે હરિને ઠેરાવ્યને, એમ સમજે તો મહાસુખ થાય; બી.
કહે પ્રીતમ એવા પુરુષને, હું તો લળી લળી લાગું પાય; બી.

પદ ૪૭ મું–રાગ ગરબી

જન્મ કૃતારથ કીજીએ રે, રહીએ સાધુની સંગે.
સત્સંગ સાર છે, એ તત્ત્વ વિચાર છે, ભજતાં ભવનો પાર છે રે; રહીએ૦
પ્રેમ રસ પીજીએ ને કોઇથી ન બીજીએ, દેહ ધર્યાનો લાવ લીજીએ રે, રહીએ૦
સાધન શું કરે ને શીદ કૂટી મરે, સત્સંગે ક્ષણમાં તરે રે, રહી૦

પ્રીતમ પરમાર્થી હરિના હેતાર્થી, છૂટ્યા સંસારથી રે, રહીએ૦

### પદ ૪૮ મું–રાગ સદર

જ્ઞાન ગંગામાં ઝીલીએ રે, નિત્ય નેહ ધરીને;
પાતક પ્રજળે મેલ મનનો ટળે, સચ્ચિદાનંદ સેહેજે મળે રે; નિત્ય.
જીવપણું જાયછેને આત્માદર્શાય છે, કાગટળીને હંસથાયછે રે, નિત્ય.
નિજાનંદ ઊપજે ને બ્રહ્મભાવે ભજે, વિષયવિકારનલાગે રજે રે, નિત્ય.
અખંડ અદ્વૈત છે નેસુખ અપારછે, પ્રીતમ પરમ પદ સાર છે રે, નિત્ય.

### પદ ૪૯ મું–રાગ સદર

ભજન કરી લ્યો ભાવે રે, ભવ ભટકણ ભાગે;
સંસાર સાગર તરતાં રે, ક્ષણુ વાર ન લાગે. ૧
માયા મોહ નિદ્રામાં રે, ગાફલ શું ઘોરે;
પાંચ ચોર વસે પાસે રે, આતમધન ચોરે. ૨
અચેત શું ઊંઘે છે રે, જોને આંખ્ય ઉઘાડી;
વેગે વણશી જાશે રે, કાયાની વાડી. ૩
ચેત ચિદાનંદ મળશે રે, ટળશે અંધારું;
આ અવસર છે રૂડો રે, હોય કારજ તારું. ૪
મહાપુરુષનો મારગ રે, તે પગલાં સહાજે;
પ્રીતમ પ્રેમ ધરીને રે, હરિના ગુણ ગાજે. ૫

### પદ ૫૦ મું–રાગ સદર

જા સદ્‌ગુરુને શરણે રે, સૌ સંશય હરશે;
જીવ દશાને ટાળી રે, હરિ સરખો કરશે. ૧
ઉન્નદશા અનુભવની રે, છે સમજણ મોટી;
મન કંચનને કસવા રે, ગુરુ જ્ઞાન કસોટી. ૨

હોય હેમ લોહ કેરું રે, જેને પારસ પરસે;
થાય મહામુક્તાફળ રે, જળ સ્વાતિ વરસે. ૩
છીપ રહે સાગરમાં રે, માંહી મોતી નીપજે;
જ્ઞાન મીનકા પરસે રે, તેને રસ ઊપજે. ૪
સતસંગે નર સમજે રે, સૌ દુખ્યા જાશે;
પ્રીતમ તે પ્રાણીનું રે, સહુ કારજ થાશે. ૫

પદ ૫૧ મું–રાગ સહર

જે પરમારથ પ્રીછે રે, તેને પાપ ન પરસે;
રૂપ અનુપમ હરિનું રે, સચરાચર દરસે. ૧
સૌ સામગ્રી હરિની રે, હરિનો થૈ રહેજે;
હરિને અરપણ કરીને રે, ઉગરે તે લેજે. ૨
સાચે રાચે રસિયો રે, પરપંચ પરહરજે;
હેતારથ હરિજનસું રે, દુરિજનથી ડરજે. ૩
હું મારું હરદેથી રે, ટાળીને રમજે;
વિશ્વ આત્મા વિષ્ણુ રે, નીરખીને નમજે. ૪
અસત અલાપ ન કીજે રે, સત વચન ઉચરજે.
પ્રીતમ પ્રેમ ધરીને રે, પ્રભુજીશું મળજે. ૫

પદ ૫૨ મું–રાગ ગરબો

દુઃખ ટળશે રે શ્વાસોશ્વાસે સ્મરણ કરજે શામનું,
દુઃખ ટળશે રે રસનાએ રટણ કરજે આતમરામનું.
દુઃખ ટળશે રે આશા તૃષ્ણા લોભ ઇર્ષા ત્યાગજે,
દુઃખ ટળશે રે પરમેશ્વરની ભક્તિ ભવોભવ માગજે.
દુઃખ ટળશે રે જિહ્વાએ જાણી જૂઠું ના બોલીએ,

દુઃખ ટળશે રે દુરિજનવચન સુણી દિલમાં નવ ડોલીએ.
દુઃખ ટળશે રે દિનરજની રહીએ રસિયાના રંગમાં,
દુઃખ ટળશે રે આવરદા પૂરી કરીએ સતસંગમાં.
દુઃખ ટળશે રે એક હરિ વિના અન્ય પદારથ સૌ તજો,
દુઃખ ટળશે રે પ્રીતમના સ્વામી શુદ્ધ ભાવે ભજો.

પદ ૫૩ મું–રાગ સદર

પુન્ય કરજો રે પુન્ય વિના પ્રભુ પ્રેમ સ્નેહી કેમ પામીએ,
પુન્ય કરજો રે પુન્ય વિના સંસાર સંકટ કેમ વામીએ.
પુન્ય કરજો રે શીળ વિના સ્નાન કર્યે હરિ નહિ મળે,
પુન્ય કરજો રે અર્ક ઉછેરી અંબ કહો કયાંથી ફળે.
પુન્ય કરજો રે મનમોદક ખાધે ક્ષુધા ભાગે નહિ,
પુન્ય કરજો રે બાવળિયે બીજોરાં કાંઈ લાગે નહિ.
પુન્ય કરજો રે વાવ્યા વિના લણવાની લાલચ શી કરે,
પુન્ય કરજો રે કથીરથી કંચનનું કારજ નહિ સરે.
પુન્ય કરજો રે સ્વર્ગ તણું સુખ આવીને સેહેજે મળે,
પુન્ય કરજો રે દેવતણી પંક્તિમાંહે જઈને ભળે.
પુન્ય કરજો રે દત્ત વિના વિત્ત કોઇ પ્રાણી પામ્યો નથી,
પુન્ય કરજો રે કહે પ્રીતમ કહીએ તે શું ઝાઝું નથી.

પદ ૫૪ મું–રાગ કાફી

જંજાળી જીવડે, મુક્તિની જુક્તિ ન જાણી.
મિથ્યા માયા મૃગજળ સરખી, મોહ કરીને માણી રે. જં૦
ધામધૂમ ધંધામાં ધાયો, ગિરધરલાલ ન ગાયો;
આવ્યો તો પરમારથ કરવા, ઊલટો દોષ કમાયો રે. જં૦

વિષયવાસનામાં વીંટાયો, જેમ ઝીંટાયો જાળે;
મરતાં સુધી કામ ન ખૂંટે, મન બહુ લોચા વાળે રે. જ૦
ગાશી તીર ગડે તનમાંહી, એમ મનમાંની માયા;
છેદે પણ છેટે નવ થાયે, જેમ કાયાની છાયા રે. જ૦
દશ ઇન્દ્રિથી દોષ કમાયો, ઊલટો બંધાયો આપે;
કામ, ક્રોધ, મદ, મોહ અગ્નિમાં, બળી રહ્યો બહુ તાપે રે. જ૦
શ્રવણ દગ્ધ થયાં નિંદા સાંભળી, નેત્ર દગ્ધ થયાં નિહાળી;
જિહ્વા દગ્ધ થઇ જૂઠું બોલી, સર્વસ બેઠો હારી રે. જ૦
પ્રાણ દગ્ધ થયા કરી પ્રતિગ્રહ, પાય પદ્મપર ચાલી;
સુકૃત બીજ બળી ગયું સર્વે, ક્ષેત્ર પડી રહ્યું ખાલી રે. જ૦
રાગદ્વેષ ભર્યાં રુદિયામાં, અનેક દોષ ઉપજાવે;
કલ્પદ્રુમ ચિંતામણિ સરખી, પ્રભુભક્તિ નવ ભાવે રે. જ૦
રામનામનું દામ ન બેસે, કામ આપણું થાયે;
પ્રીતમ મન પ્રમોદ કરે તો, સકળ કલ્પના જાયે રે. જ૦

પદ ૫૫ મું-રાગ સદર

સંસારી જીવે, હરિ સાથે હેત ન આણ્યું;
મરતાં સુધી લોભ ન મૂક્યો, ઘરનું તરીલું તાણ્યું રે. સં૦
પાંચ પચીશ પચાસ થયાં તોય, રુદે જ્ઞાન ન આવ્યું;
અંગોઅંગ શિથિલ થયું તોય, પ્રભુનું ભજન નવ ભાવ્યું રે. સં૦
અંત સમે જે સાથે કારજ, તે શું હેત ન કીધું;
અમૃતરસને ઢોળી દઇને, ઝેર હળાહળ પીધું રે. સં૦
માયા છાયા એક બરાબર, કાયા કાચનો કુપો;
કરવું ને કરાવવું સર્વે, શામળિયાને સુંપો રે. સં૦

જીવન મરણ હાથ છે જેને, તેને ભાવે ભજીએ;
પ્રીતમના સ્વામીને સેવો, અન્ય પદારથ તજીએ રે. સં૦

પદ ૫૬ મું–રાગ સદર

સંસારમાંહી શોક મોહની માયા રે.
ફરવું ને અવતરવું મરવું, કર્મ સંજોગ કમાયા રે; સં૦
અલ્પ જીવવું જંપ મળે નહિ, જીવ જંજાળે વાહ્યો;
પુન્ય પરમારથ કાંઇ નવ પ્રીછ્યું, લાલચમાં લપટાયો રે. સં૦
આશાતૃષ્ણા તાપ ટળે નહિ, ઘણા ઘણાને ધાયો;
માથા ઉપર મરણ ભમે છે, તેની ખબર નવ પાયો રે. સં૦
જે ઊગ્યા તે આથમ્યા ને, ફૂલ્યા તે કરમાયા;
જે જન્મ્યા તે જાવું જાણો, ભવમાં કાં ભરમાયા રે. સં૦
મૃત્યુલોક આવ્યો તેને મરવું, દિલમાં વિચારો ડાહ્યા;
કાળચક્ર કોને નવ મૂકે, કોણ રંક ને રાયા રે. સં૦
શુદ્ધચિત્તે જે ભક્તિ કરશે, તે નર લાભ કમાયા;
કહે પ્રીતમ કોઇક ઉગરશે, જેણે ગોવિંદના ગુણ ગાયા રે. સં૦

પદ ૫૭ મું–રાગ સદર

હરિસ્મરણ કરી લો, જ્યાં લગી જુગમાં જીવો;
દેહતણો વિશ્વાસ ન કરશો, વાયે ઓલાય જેમ દીવો રે. હરિ૦
મારું તારું એ અંધારું, જ્ઞાન વિના કેમ ટળશે;
પ્રેમ જ્ઞાન પ્રકાશ થશે તો, અંતરજામી મળશે રે. હરિ૦
થોડાશા જીવ્યાને કાજે, ઘેલા ગર્વ ન કરીએ;
લોહતણે ત્રાપે વળગીને, કેમ ભવસાગર તરીએ રે. હરિ૦
ધનદારા સુત કુટુંબ કબીલો, મિથ્યા મોહ ચઢાવ્યો;

મારગ વચ્ચે મ્લેચ્છ મળ્યા, જેણે વેઠે ઘાસ વઢાવ્યો રે. હરિ૦
સુરતરુ તજી શીમળો સેવે, તે તો ભૂલ્યો ભામે;
તજી જાહ્નવી ઝીલે ઝાંઝવાં, તે ક્યાંથી સુખ પામે રે. હરિ૦
અર્ક ઉછેરી અંબતણું ફળ, કોણ પામ્યા છે પ્રાણી;
હરિકથા વિના કથની તે તો, સૌ કહેવાની કહાણી રે. હરિ૦
આયુષ્ય તારું નીર અંજલી, ઘડી ઘડી ઘટી જાયે;
અચેત પ્રાણી શું ઊંઘે છે, કાળ નિરંતર ખાયે રે. હરિ૦
કાણો કુંભ કરી જળ ભરીએ, ક્ષણમાં ખાલી થાયે;
સરિતાપૂર વહે જેમ વેગે, એમ આવરદા જાયે રે. હરિ૦
માટે હરિ હરિ કરજો સત્ય ઉચરજો, અધર્મથી ઓસરજો;
કહે પ્રીતમ સત્સંગ કરીને, સંસારસાગર તરજો રે. હરિ૦

પદ ૫૮ મું–રાગ સહર

મૂકી દે મૂઢ ગમાર, મમતા મન કેરી;
સમજી લે સંસારમાં સાર, જો હરીને હેરી. (ટેક)
હરિને જોતાં દુગ્ધા ખોતાં, પોતે તે પરિબ્રહ્મરૂપ રે;
અંતરજામીમાં એકરસ થાતે, કોણ પડે ભવકૂપ રે. મમતા૦
પંચ ભાગે પિંડ વહેંચતાં, ઊગરે તે અવિનાશી રે;
સ્થૂલ સૂક્ષ્મ કારણ ને તુરીયા, પોતે સ્વયંપ્રકાશી રે. મમતા૦
શુદ્ધ ચૈતન્ય ને સાક્ષી પ્રમાતા, પ્રમાણનો પ્રમેતી રે;
પંચનામ છે પૂર્ણાનંદનાં, નિગમ કહે છે નેતિ રે. મમતા૦
નિર્ગુણ એક નિરંતર નીરખી, હરખે હૈડા માંયે રે;
પ્રલયમાં પાણી વિના બીજું, નજરે ન આવે કાંયે રે. મમતા૦
ચિદાનંદનું ચિંતવન કરતાં, કોટિ કલ્પના જાય રે;

પ્રીતમ પડદો મટે માયાનો, મહાપદમાં લય થાય રે. મમતા૦

### પદ ૫૯ મું–રાગ સદર

છે બ્રહ્માનંદ ભરપૂર, બ્રહ્મને ભાવે રે;
સચ્ચિદાનંદ સુખમૂળ તે ફાવે નિરદાવે રે. (ટેક)
અણુ થકી તે લઇ આજ સુધી, વ્યાપક વિશ્વાધાર રે;
જ્યાં જોઇએ ત્યાં તેવો થઇને, બોલે બોલણહાર રે. બ્રહ્મને૦
જળ તરંગ નહિ જુજવા રહે, જેમ હાટકમાં હાર રે;
તેમ તુંમાં હરિ ને હરિમાં તું, એમ નિગમ કહે નિરધાર રે. બ્રહ્મને૦
નખ શિખ સુધી હેમની પૂતળી, હેમ તણા શણગાર રે;
બાહેર ભીતર હેમ બિરાજે, હેમ તણો વિસ્તાર રે. બ્રહ્મને૦
નિઃશંક થઇને નાખી દેજે, માથેથી સહુ ભાર રે;
કર્તા હર્તા આપ પોતે છે, અખિલ બ્રહ્માંડના આધાર રે. બ્રહ્મને૦
શુદ્ધ વિચાર કરી થા સુખિયો, દુઃખનાં બાળી બીજ રે;
કહે પ્રીતમ પ્રભુમાંહી સમજે, જેમ વાદળમાં વીજ રે. બ્રહ્મને૦

### પદ ૬૦ મું–રાગ સામેરી

કંઇક જુગ વીત્યા રે ભૂતળ ભટકતાં રે,
હવે ગુરુ દયા કરો દુઃખ જાય;
અનેકને વાર રે અવનીમાં અવતર્યો રે,
પશુપંખી કીટ પતંગ કહેવાય, કંઇક જુગ વીત્યા રે. (ટેક)
મેઘનાં બિંદુનીરે કોઇ સંખ્યા કરે રે,
ધરતીની રેણ કદીક ગણાય;
નવખંડ તણાં રે તરુવર લેખવે રે,

મારા કાંઇ જનમ ગણ્યા નવ જાય. કંઈક૦
સાત સિંધુ જેટલું રે પય મેં પીધું હશે રે,
માતા પયોધરનાં તન પાન;
જળચર થળચર રે ખેચર થઇ ફર્યો રે,
ક્ષણું એક ઠરી નવ બેઠો ઠામ. કંઇક૦
ચાર ખાણમાં રે જઇને અવતર્યો રે,
હવે પામ્યો મોંઘો મનુષ્યાદેહ;
ભમતાં ને ભમતાં રે સદ્‌ગુરુ ભેટિયા રે,
તેણે ઉપજાવ્યું આત્મતત્ત્વ સ્નેહ. કંઇક૦
તરછોડ્યો તો રે ચરણ કમળથી રે,
દેહ પડે પણ નેહ નવ જાય;
પ્રીતમ ચરણે રે પ્રભુને આવિયારે,
સન્મુખ ભાળ્યા સદ્‌ગુરુરાય. કંઇક૦

પદ ૬૧ મું–રાગ સદર

આળસ આણી રે ઊંઘમાં અભાગિયા રે,
જાગી જોને અવસર વીતી જાય;
તું તો નથી જોતો રે તારા મોહ પ્રમાદમાં રે,
કાયાને તો કાળ નિરંતર ખાય, આળસ૦
બાળપણું ગયું રે, ગયું જોબન જથા રે,
વળી તારા રહ્યા તે દિન જાય;
નજરે દેખે છે રે જાતાં જીવ આવતાં રે,
તોયે તારા ચિત્તમાં ચિંતા નવ થાય, આળસ૦
રહેવાને રચે છે રે મંદિર માળિયાં રે,

એ સૌ દેખત ભૂલ્ય ઉપાય;
સુરતરુ મૂકી રે સેવે તું શીમળો રે,
તેમાં ફળ શું સરવાળે થાય. આળસ૦
ઘણે ઘણે દહાડે રે પામ્યો મનુષ્યા દેહને રે;
હવે કાંઇ હેત હરિસું આણ;
બોરાંને વેપારે રે લાભ મળ્યો બોરનો રે,
પ્રીતમ જો પરમારથ જાણ. આળસ૦

પદ ૬૨ મું—રાગ સદર

હરિરસ પીતાં રે વિલંબ ન કીજીએ રે,
સ્મરણ કરને શ્વાસોશ્વાસ;
આવો ને સમઇયો રે ફરી ફરી નહિ મળે રે,
રૂદીએ રાખજે દૃઢ વિશ્વાસ. હરિરસ૦
આજકાલ કરતાં રે, ચોંપેતારે ચાલવું રે,
જઇને વનખંડમાં કરવો વાસ,
કાયા ફીટીને રે થાશે ઢેરી ધૂળની રે,
કોઇ પ્રાણી નહિ આવે તારી પાસ. હરિરસ૦
શરીર શમીને રે ઝાડની ઝાડી થશે રે,
ઉપર ઢોરાં ચરશે ઘાસ,
ગગન પવન રે પાવક જળ પૃથ્વી રે,
જ્યાં જેનો ત્યાં તેનો સમાસ. હરિરસ૦
કપટ તજીને રે ભજી લે પરિબ્રહ્મને રે,
ટાળી અનિત્ય વિષયની આશ;

પ્રપંચ ટાળેથીરે પ્રભુદર્શન થશે રે,
પ્રીતમ પ્રગટે જ્ઞાનપ્રકાશ. હરિરસ

પદ ૬૩ મું–રાગ સદર

ફરી ફરીને રે શીદ પડે ફંદમાં રે, નિર્લજ નાક વિના નર નીચ,
સદ્‌ગુરુ શાસ્ત્રનું રે કહ્યું નથી માનતો રે;
કુબુદ્ધિ તું કર્યો કર્મ ને કીચ. ફરી ફરીને રે
જૂઠા જગતના રે ખેલને જોઇને રે, મુરખ શું મનમાં લલચાય
છાંડ્યા છગધારે ઊલટ્યા અન્નને રે;
ગર્ધવ શ્વાન સ્વાદે ખાય. ફરી ફરીને રે
ગોરખ ગોપીચંદ રે બાળ ધ્રુવ ભરથરી રે,
ક્ષણમાં સર્વે સુખ કીધું ત્યાગ;
કહોને તેનાં રે હૃદય કેવાં હશે રે,
ધન્ય ધન્ય એ ધીરજ વૈરાગ્ય. ફરી ફરીને રે
નાગરવેલ થકી રે જે જે પાન નીપજે રે,
તે પાન ચડે છે દેશ વિદેશ;
જડ રહે લીલી રે ત્યાં લગી લીલાં રહે રે,
પ્રીતમ પ્રીછજો એ ઉપદેશ. ફરી ફરીને રે

પદ ૬૪ મું–રાગ સદર

હરિનામ લેતાં રે વિલંબ ન કીજીએ રે, (ટેક)
સ્મરણ કરીએ શ્વાસોશ્વાસ;
કાયાનો ભરોંસો રે કાંઈ કરવો નહિ રે,
એક પલકમાં પામે નાશ. હરિ૦
જગત વેહેવાર રે મેળો તીરથ તણો રે,

જે જેમ આવ્યું તે તેમ જાય; હરિ૦
રાખ્યું નથી રહેતું રે કોઇ કેની વતી રે,
તેનો શોક કરે શું થાય? હરિ૦
સવારથ સુધી રે સૌ વળગી રહ્યું રે,
અંતે કામ નહિ આવે કાંય; હરિ૦
ઉદાસી તું રેહેજે રે આ સંસારથી રે,
જેમ મધુ રહે ચંપકવન માંય. હરિ૦
આજકાલ માંહે રે ઊઠીને ચાલવું રે,
તન ધન ધામ તજી નિરધાર; હરિ૦
એવું ને વિચારી રે ચિત્તમાં ચેતજે રે,
પ્રીતમ પ્રભુ ભજ વારંવાર. હરિ૦

પદ ૬૫ મું—રાગ સદર

ફરી ફરી મુનષ્યા રે દેહ મળવો નથી રે. (ટેક)
બીજા અનેક ધરશો અવતાર, નરતન જુગતે રે જગમાં છે નહિ રે,
જેમ કાંઈ કેળ ફળે એકવાર. ફરી ફરી૦
કંકર પથ્થર રે બહુવિધિ ખોળતાં રે, કોઈક હીરલો આવ્યો રે હાથ,
માગ્યું મળવાને રે, કલ્પતરુ આવી મળે રે;
બીજાં બહુ રુખડિયાં વન સાથ. ફરી ફરી૦
સો હાથ દોરી રે મેલે જો કૂપમાં રે, બે આંગળથી આવે બહાર;
એણીને રીતે રે જાણ તન તાહરું રે,
એમાં હરિ ભજતાં આવે ભવ પાર. ફરી ફરી૦
ભવસાગરમાં ભરતાં રે, ભાગ્યે આવી મળ્યું રે, ભવજળ તરવા કેરું નાવ;

પ્રીતમ વિચારી રે રૂદીયામાં રાખજો રે,
હરિગુરુ ચરણે ભક્તિભાવ. ફરી ફરી૦

પદ ૬૬ મું–રાગ સફર

પૂરવને પુન્યે રે પામ્યો આ દેહડી રે. (ટેક)
હરિભજન વિના એળે જાય, પડે ઘણો ઘાટો રે કાંઇ રળે નહિ રે;
તેને ધન ક્યાંથી ટોળે થાય. પૂરવને૦
ખાનપાન માંહી રે ખોઈ સૌ સંપદા રે, જ્યાંસુધી સુકૃત હતું સાસ;
જોગને કરતાં રે રોગ વધ્યો ઘણો રે,
ક્રોધ કરે તેમ તપનો નાશ. પૂરવને૦
માન ગુમાને રે જ્ઞાન નો રહે નહિ રે, મદ્યપાને લાજ રહે ન લગાર;
લોભને કરતાં રે ધરમ રહે નહિ રે,
ના રહે કુસંગે વિવેક વિચાર. પૂરવને૦
સત્સંગ કરી રે સાંસો ટાળજો રે, ફરી નહિ આવે આવો જોગ;
પ્રીતમ પ્રેમે રે પ્રભુરસ પીજીએ રે,
ટળી જાય જનમમરણ ભવરોગ. પૂરવને૦

પદ ૬૭ મું–રાગ ધોળ

વંદાવનનો રે ચંદ મારે રુદિયે વસ્યો છે,
ઓધવજી ભલે આવ્યા તમે આજ. (ટેક.)
ગોવિંદજીની રે ગોઠડી કીજે,
મૂકી દેઈ સર્વે મનની રે લાજ. વંદાવનનો રે૦
ગયા પછી ફરી ગોકુળ નાવ્યા,
એવો અમારો શો દીઠો દોષ. વંદાવનનો રે૦
વસુદેવ દેવકીને સંતાપ્યાં કંસે,

તેની ઉપર શો કરવો રે રોષ. વૃંદાવનનો રે૦
લોકની લાજ અમે સર્વે નિવારી,
બાળપણાથી કીધી પૂરણ પ્રીત. વૃંદાવનનો રે૦
કુબજાના ભોગ જોગ ભાળવો અમને,
એવી તમારી છે ઊલટી રે રીત. વૃંદાવનનો રે૦
મથુરાંની વાસી એ કંસની દાસી,
હાંસી કરે છે અમને સઘળો સંસાર. વૃંદાવનનો રે૦
મધુપુર મેલી હવે કંઇએ ના જાશો,
કુબજા સરખી તમને નહિ મળે નાર. વૃંદાવનનો રે૦
ભાગ્ય હશે ત્યારે મળી એ ભામની,
પુણ્ય કર્યાં તે કેમ પાછાં રે થાય. વૃંદાવનનો રે૦
કુબજા રે એવી જેવા ઠાકોર તમારા,
તેવા પ્રીતમ તેમના ગુણ ગાય. વૃંદાવનનો રે૦

પદ ૬૮ મું–રાગ સહર

ગોપીજનના રે પ્રાણ તે તો પ્રભુજીની પાસે,
આંહે રહ્યાં છે તે તો સૂનાં શરીર. ગોપીજનના રે૦
કર્મે અમારે ક્યાંથી અક્રૂર આવ્યા,
છળ કરી લઇ ગયા બળભદ્ર વીર. ગોપીજનના રે૦
રથડો રોકીને જ્યારે રહ્યાં રે રાધાજી,
તેમને તે આપી બહુ ધારણ ધીર. ગોપીજનના રે૦
આવ્યાની આશે અમે રહ્યાં વિશ્વાસે,
આવડું ના જાણ્યું હરિ હૈડાનું હીર. ગોપીજનના રે૦
વચન તમારાં ઉદ્ધવ રુદિયામાં સાલે,

તાણીને માર્યાં જેમ કાંઈ તનડામાં તીર. ગોપીજનના રે૦
જળ વિના જીવે તે તો જાણો દાદુરડાં,
મીન મરે જ્યારે નવ મળે નીર. ગોપીજનના રે૦
પ્રેમની વાતો તે તો પ્રેમીજન જાણે,
વંઝા ના જાણે કાંઇ પ્રસવની પીડ. ગોપીજનના રે૦
શ્યામ સ્વરૂપ વિના શું થાય સાધન,
અંબ તજીને કોણ સેવે કરીર. ગોપીજનના રે૦
ગિરધરલાલ વિના અવર ન ગોઠે,
નેણાંમાં વસી રહ્યો નંદકુમાર. ગોપીજનના રે૦
કેસરી ભૂખ્યો એ તો ઘાસ ન ખાયે,
ચડયા ના ઊતરે કાંઈ સતીના શણગાર. ગોપીજનના રે૦
ખારા તે જળને ક્યારે છીપ ના ચાખે,
કેળ ફળે નહિ ફરી બીજી રે વાર. ગોપીજનના રે૦
એક પલક અમને કહો કેમ વીસરે,
પ્રીતમનો સ્વામી અમારો પ્રાણ આધાર. ગોપીજનના રે૦

### પદ ૬૯ મું–રાગ વસંત

આજ સખી શામળિયા સાથે, રંગ ભર રમીએ હોળી;
અબીલ ગુલાલ અગરજા કુંકુમ, કેસર કેસુ ઘોળી. આજ૦ ૧
કેસર હે શુદ્ધ ભાવ માનીએ, કુંકુમ કમળા કંથ;
જ્ઞાન ગુલાલ અગરજા અનુભવ, ખેલ્યો અખંડ વસંત. આજ૦ ૨
પ્રેમ પુષ્પ ચિત્ત ચંદન ચરચો, અરચો આનંદકારી;
મહા મંગળમય વચન ઉચારો, નીરખો નવલ વિહારી. આજ૦ ૩

જ્યાં જેવો ત્યાં તેવો થઇને, રસિયે રંગ મચાવ્યો;
પ્રીતમનો સ્વામી સુંદરવર, તે મારે મન ભાવ્યો. આજ૦ ૪

પદ ૭૦ મું–રાગ ગરબી

મનમાં જાણે મરવું નથી રે, દેહને અભિમાને.
બહુ ગોઠવણી કરતો ગમાર, "
મારાં મંદિર મારાં માળિયાં રે; "
કહે મારાં પુત્ર પરિવાર રે. " ૧
મારી જગા મારી જુવતી રે, "
કહે મારાં પશુ ધન માલ રે, "
જમ દૂત વળતી આવશે રે, "
ઊઠી ચાલવું છે આજ કાલ રે, " ૨
કાળે ગ્રહ્યા કેશ તાહરા રે, "
તે તો કરશે ઘડીમાં ઘાત રે, "
વળતો વિચારીશ જીવડા રે, "
ઘણા ઘસવા પડશે હાથ રે, " ૩
વાત પીત કફ કંઠ રુંધશે રે, "
નહિ આવે ઉત્તર લવલેશ રે, "
મનનું ધાર્યું રહેશે મનમાં રે, "
પ્રાણી પામશે કષ્ટ કલેશ રે, " ૪
કર્મ પ્રધાન છે જીવને રે, "
ફલ શુભ અશુભ દેનાર રે, "
જેવાં કર્યાં છે તેવાં ભોગવે રે, "
ધરે ઊંચ નીચ અવતાર રે, " ૫

પડે પશુ પંખીની જાતમાં રે, દેહને અભિમાને
ચાર ખાણ ચોરાશી લક્ષ રે, ,,
દુઃખનો અંત આવે નહિ રે, ,,
કહે નિગમ પુરાણ પ્રત્યક્ષ રે, ,, ૬
ગુરુ ગોવિંદ સેવ્યા વિના રે, ,,
નહિ કોઈ પેરે કર્મનો નાશ રે, ,,
વાસના બીજ બળ્યું નહિ રે, ,,
ત્યાં લગી ઉગરવાની શી આશ રે, ,, ૭
મોહ માયાના મોટા મોરચા રે, ,,
જાત રૂપ જુવતીનું જોર રે, ,,
કહે પ્રીતમ કોઇ જીતશે રે, ,,
જેને સદ્‌ગુરુ શબ્દ અંકોર રે, દેહને અભિમાને. ૮

પદ ૭૧ મું—રાગ સદર

જતન કરે જીવવું નથી રે, ચિત્તમાં ચેત ચોંપે.
તજ દેહતણું અભિમાન રે, ,,
સો વરસ જીવ્યો તો શું થયું રે, ,,
સરવાળે મરણ નિદાન રે, ,, ૧
આયુષ્ય નીર તન અંજલી રે, ,,
તે તો ટપકે શ્વાસો શ્વાસ રે, ,,
દુરમતિ શે નથી દેખતો રે, ,,
આંખ્યો આગળ થયા નર નાશ રે, ,, ૨
દિન દશ પાંચ મુકામ છે રે, ,,
પછી કુચનાં નગારાં કહેવાય રે, ,,

સૈન્યાપતિ ચડી ચાલશે રે, ચિત્તમાં ચેત ચાંપે
પછી પાણી પીવા નહિ રહેવાય રે, ,, ૩
તું તારું સજીને બેસજે રે, ,,
પ્રાણી પછી પસ્તાવો ન થાય રે, ,,
પુન્ય કર્યું તે પલ્લે બાંધિયું રે, ,,
કને ખરચી વિના શું ખાય રે, ,, ૪
શૂરાને શી સોચના રે, ,,
સતીને કોનો સંઘાત રે, ,,
એક ધણી શું રંગ રાખજે રે, ,,
કહે પ્રીતમ પ્રેમની વાત રે. ચિત્તમાં ચેત ચાંપે. ૫

પદ ૭૨ મું–રાગ સહર

લંપટ શેં નથી લાજતો રે, કબુદ્ધિ શું કહીએ.
તને સમજાવ્યો સો વાર રે, ,,
ધિક પામર પશુ ગમાર રે, ,, ૧
તારું ચતુરપણું પડો ચૂલમાં રે, ,,
નહિ પ્રીછી પ્રભુની પેર રે, ,,
જનુની ના રહી શેં વાંઝણી રે, ,,
જ્યમ જણતાં ન દીધું ઝેર રે, ,, ૨
તેનેનાળવધેરતાંના આવડ્યો રે, ,,
શેં પ્રથમ ન છેદ્યું શીશ રે, ,,
તું કૃતઘ્ની કોટિક પાતકી રે, ,,
જો વિસાર્યા જુગદીશ રે, ,, ૩
તું શીદ અપરાધી અવતર્યો રે, ,,

કરવા ભોમિને ભાર રે, કબુદ્ધિ શું કહિયે.
તેં શુભ કારજ કીધું નહિ રે, ,,
તેં ભોગવ્યો બહુ સંસાર રે, ,, ૪
ધર્મ રાજા તે લેખું માગશે રે, ,,
શો દેશો તેને જવાબ રે, ,,
બાંધી રુંધીને નરકમાં નાખશે રે, ,,
આવી વળગશે પ્રૌઢાં પાપ રે, ,, ૫
હરિ વિના બીજો બેલી નથી રે, ,,
તારું કુડું કુટુંબ પરિવાર રે, ,,
કહે પ્રીતમ ચિતમાં ચેતજો રે, ,,
જાય જન્મમરણનો માર રે, કબુદ્ધિ શું કહીએ. ૬

પદ ૭૩ મું—રાગ ગરબી

સાંભળ સહિયર વાતડી હું વારી રે,
મારે મંદિર આવ્યા માવ મંગળકારી રે;
જોતી હતી જેની વાટડી હું૦ ઉરઅંતરમાં અતિભાવ. મંગળ૦
અચક મચક ઘેર આવિયાં, હું૦ મને દીધાં છે દરશન. મંગળ૦
દયા કરી નિજ દાસને હું૦ મને પ્રેમે કર્યો પવિત્ર. મંગળ૦
સુંદર શોભા જોઇને હું૦ ભાગી ગઇ સૌ ભ્રાંત. મંગળ૦
ઓરડિયા અજવાળિયા હું૦ સહેજે થયું મન શાંત. મંગળ૦
કુટારો કંઇએ ગયો, હું૦ સિધ્યાં સર્વે કાજ. મંગળ૦
શત્રુ નહિ સંસારમાં હું૦ આવ્યું અકંટક રાજ. મંગળ૦
શોક નહિ સ્વપ્નાંતરે હું૦ દુઃખનો ફેડયો ઠામ. મંગળ૦
સુખનો સાગર ઊલટયો હું૦ સન્મુખ દીઠા શ્યામ. મંગળ૦

મહેર થઈ મહારાજની હું૦ મારા ટળિયા ત્રિવિધિ તાપ. મંગળ૦
પ્રીતમનો સ્વામી શામળો હું૦ મળિયા આપોઆપ. મંગળ૦

પદ ૭૪ મું-રાગ સદર

આજ અનોપમ દહાડલો ગિરધારી રે,
પ્રગટ્યો પ્રેમ અપાર. આનંદકારી રે.
ભાવે ભુવન પધારિયા ગિર૦ જીવણ જુગદાધાર. આનંદ૦ ૧
આપ્યાં આસન બેસવા ગિર૦ પ્રેમે લાગીએ પાય. આનંદ૦
વિવાહથી રળિયામણું ગિર૦ માનુની મંગળ ગાય. આનંદ૦ ૨
ચુવા ચંદન છાંટણાં ગિર૦ બાંધ્યાં તરિયા તોરણ બાર. આનંદ૦
ચોક પુરાવ્યા મોતીએ ગિર૦ વરત્યો જે જે કાર. આનંદ૦ ૩
ભોજન લાવું ભાવતાં ગિર૦ પ્રેમે બહુ પકવાન. આનંદ૦
ઝારી જળ જમુના ભરી ગિર૦ બીડલે બાસઠ પાન. આનંદ૦ ૪
અગર કપૂરની આરતી ગિર૦ ઉતારું વારંવાર. આનંદ૦
સેજ સમારું ફૂલડે ગિર૦ પધરાવું પ્રાણઆધાર. આનંદ૦ ૫
ઘણા દિવસની ગોઠડી ગિર૦ કરીએ વધારી વાલ. આનંદ૦
પ્રીતમનો સ્વામી શામળો ગિર૦ મનવસિયા મોહનલાલ. આનંદ૦

પદ ૭૫ મું-રાગ સદર

પ્રેમ તણે વશ્ય પાતળિયો, સખી જાણી લે.
બીજા અનેક ઉપાય કરે શું થાય, ,,
મન વાણીમાં આવે નહિ, ,,
જેનો મહિમા નિગમ નિરંતર ગાય, ,,
હુંકારે હરિ વેગળા, ,,
એક રતિ એને ગોઠે નહિ અભિમાન, ,,

કર્તવ્યનું બળ પહોંચે નહિ, સખી જાણી લે.
ભાવ વિના ભીંજે નહિ શ્રીભગવાન, ,,
જપ તપ તીરથ વ્રત કરે, ,,
તેણે તો કાંઇ જીવપણું નવ જાય, ,,
જે જળનું મોતી થયું, ,,
પાછું પાણી કેમ કર્યું નવ થાય, ,,
ચિત્ત વિત્ત સોંપ્યું હરિ ચરણે, ,,
હાર જીત તે સર્વ હરિને હાથ, ,,
આપું ટાળીને અનુસરવું, ,,
પ્રેમ ધરી પ્રીતમના સ્વામી સાથ, સખી જાણી લે.

પદ ૭૬ મું–રાગ સદર

મહી મટુકી માથે ધરી, વ્રીજ સુંદરી
ગોરસ વેચે હૈડે હરિનું ધ્યાન, ,,
મહી વેચવું ભૂલી ગઇ, ,,
લોકોને કહે લો કોઈ કહાન, ,,
શામળિયો સોંઘો કર્યો, ,,
મોટો પૈસો મૂલ્ય એનું થાય, ,,
કોઇ કહે ગોપી ઘેલી થઇ, ,,
ત્રિભોવનપતિ વેચ્યો કેમ વેચાય, ,,
જગત મળ્યું સૌ જોવાને, ,,
મટકીમાં નીરખે તો નંદકિશોર, ,,
જત્ન કરે ત્યાં ઝાંખે નહિ, ,,
તે પ્રભુ કહાવે મહીમાખણનો ચોર, ,,

ધન્ય ગોપી સૌ પર ધન્ય, વ્રીજ સુંદરી
પ્રેમીજનના પ્રેમતણી બલિહારી, ,,
પ્રીતમનો સ્વામી રસિયો, ,,
વહાલપણે વશ કીધો અખંડવિહારી, વ્રીજ સુંદરી

પદ ૭૭ મું–રાગ પ્રભાત

પ્રભાત ભયો પ્રાણપતિ, પ્રેમે પ્રભુ જાગો. (ટેક)
દંતધાવન કરો કાન, માખણ રોટી માગો. પ્રભાત૦ ૧
શીશ સમારો પાઘ પહેરો, અંગ ધરો વાઘો;
ચંદ્ર વદન દર્શન દઇ, દુનિયા દુઃખ ભાગો. પ્રભાત૦ ૨
ભયો પ્રકાશ અરુણ ઉદે, આળસ ઊંઘ ત્યાગો;
પ્રીતમના સ્વામી શ્યામ, તુમસું સ્નેહ લાગ્યો. પ્રભાત૦ ૩

પદ ૭૮ મું–રાગ સદર

જાગીએ ગોપાળલાલ, મેરે પ્રાણ પ્યારે; ( ટેક )
આપકે અદ્‌ભુત ખેલ, રૂપ અનેક ધારે. જાગીએ૦ ૧
મુષકેકા અસ્વાર એક, દુંદ દંત ભારે;
શીશહુકે સૂંઢ વાંકે, શિવ સદન નિહારે. જાગીએ૦ ૨
મોરકો અસ્વાર એક, ખટવદન વિચારે;
અંગ અંગ અધિક, રંગ સંગસેન સારે. જાગીએ૦ ૩
વૃષભ અસ્વાર એક, કંઠ નાગ કારે;
સંગ હે સુકુમાર નાર, કોટિ કામ વારે. જાગીએ૦ ૪
હંસ વાહન ચતુરવદન, વેદહુ ઉચ્ચારે;
સ્વેત હસ્તી સપ્તસૂંઢ, શીશ ચમર ઢારે. જાગીએ૦ ૫
દ્વાર આયે દર્શન દિયો, નંદકે દુલારે;

સુરનર મુનિ મગન ભયે, બોલે જે જે કારે. જાગીએ૦ ૬
ગાનતાન છંદ ભેદ, કરત નૃત્ય ભારે;
પ્રીતમ કે સ્વામી પર, સર્વસ્વ વાર ડારે. જાગીએ૦ ૭

પદ ૭૯ મું ચેતવણી–રાગ કાનડો

શા માટે સમજે નહિ પ્રાણી; ( ૨ ) ( ટેક )
શાસ્ત્ર પુરાણ પોકારી કહે છે, આદ્ય પુરાણની અવિચળ વાણી. ૧
મિથ્યા સુખમાં શું મોહી રહ્યો છે, કાયા તારી કાળની ધાણી;
ચાર દિવસના ચટકા સારુ, શીદ વિસાર્યા સારંગપાણિ શા૦ ૨
જમકિંકરનું જોર ઘણું છે, તેનો ત્રાસ રહે નવ આણી;
કહે પ્રીતમ ગર્ભવાસની પીડા, જીવ ગમારે જરા નવ જાણી. શા૦૩

પદ ૮૦મું ચેતવણી–રાગ સદર

ચેત ચતુર નર ચોંપ કરીને; ( ૨ ) (ટેક)
આજ કાલ દશ વીસ દિવસમાં, મૂરખ નિશ્ચે જાવું મરીને. ૧
જન્મ અનેક ભમ્યો ભૂતળમાં, તોહે ન બેઠો ઠેકાણે ઠરીને;
અમૃત પીતાં આળસ કીધું, પીધું હળાહળ પેટ ભરીને. ચેત૦ ૨
શિવ વિરંચિ સત્ય શારદા, નિગમ નિરંતર ગાય હરિને;
પ્રીતમ પ્રભુનું નામ સમરતાં, સંસારસાગર જાય તરીને. ચેત૦ ૩

પદ ૮૧ મું–રાગ સદર

રામ નામનો સોદો કરીએ; (૨) (ટેક)
ખોટ ન આવે લાભ ઘણો છે, માયા મોહ મહાજળ તરીએ. ૧
તૃષ્ણા લોભ નિકટ નવ આવે, ધર્મરાયને દંડ ન ભરીએ;
વિશ્વ સકળમાં શોભા સારી, કાળઝાળથી કદી ન ડરીએ. રામ. ૨

સાચો રંગ તે રતિ નવ ઊતરે, લાલ ગુલાલ થઇને ફરીએ;
પ્રીતમ પ્રભુને નામ પ્રસાદે, ઇન્દ્રલોકની ઇચ્છા ન કરીએ. રામ. ૩

### પદ ૮૨ મું–રાગ સદર

જાણે નહિ જડ જીવ જંજાળી; (૨) (ટેક)
અવતર્યો ત્યાંથી તે અંતસમાલગી, પલક ન બેઠો ભૂંડા પગવાળી. જા.
કામ ક્રોધ લોભ નિત્ય લાગ્યો, વિષય પાવકે કાયા પ્રજાળી;
કર્મકીટ દેહદાર બરાબર, ખાઇ ઉધેઈએ કર્યું જોને ખાલી. જા.
સર્વ ધન ચોરે હરી લીધું, શીદને ધામ કરે રખવાળી;
કહે પ્રીતમ પહેલો નવ ચેત્યો, મરણ સમે જપમાળા ઝાલી. જા.

### પદ ૮૩ મું–જ્ઞાનઉપદેશ

કીધી કાયા મેં કાશી, દીઠો સઘળે અવિનાશી. ૧
ગંગા ઘટમાંહી વહે છે, દેવ સકળ દેહમાં રમે છે. ૨
અગ્નિ વરુણ રવિ દિગરાયે, મારુત ઇન્દ્ર ચંદ્ર કહેવાએ. ૩
બ્રહ્મા શંકર વિષ્ણુ શેષ, ઘટમાં ગૌરીપુત્ર ગણેશ. ૪
સાતે સાયર બાર અઢાર, પંડ બ્રહ્માંડ એક વિચાર. ૫
બહાર શું કરવા શોધે, શે નહિ મનને પ્રમોદે. ૬
પ્રીતમ પ્રીછ્યાનું છે કામ, બોલે આપે આત્મારામ. ૭

### પદ ૮૪ મું–રાગ સદર

સ્થૂલ સૂક્ષ્મ કારણ કહેવાયે, જોતાં જીવપણું ટળી જાએ. ૧
ત્રિપુટી ટળતાં ટળશે તાપ, બોલણહારો ઈશ્વર આપ. ૨
તનમાં તીરથ આઠ કરોડ, આશા–તૃષ્ણા બંધન છોડ. ૩
હિમાળે જ્ઞાનતણે ગળીએ, હરિ–સુખસાગરમાં ભળીએ. ૪

'હું–મ્હારું' મનથી તજીએ, શુદ્ધ ચિત્તે પ્રભુને ભજીએ. ૫
સાચે રાચે સુંદરશ્યામ, પ્રીતમ પ્રપંચનું નહિ કામ. ૬

### પદ ૮૫ મું–રાગ સદર

પ્રપંચ પડવાનો છે જો, સમજી સાચપણું ગ્રહે જો. ૧
ખોટું ક્ષણુંએ નહિ ચાલે, જુગે ઉદ્યમ ક્યાં ઝાલે. ૨
અંતરજામી સૌ જાણે, ન્યારો રહી નજરે આણે. ૩
કૃત્ય સૌ ભોગવવાં પડશે, અંતે આવીને નડશે. ૪
મીઠી મોહની માયા, લટકે કંઈક નર લેવાયા. ૫
જાણ અજાણ ને પંડિત શૂર, ખાધા મૂરખ ચપળ ચતુર. ૬
ખાધા શ્રોતા ને વક્તા, ખાધા દાતા ને મંગતા. ૭
ખાધા ભિક્ષુકને ભોગી, ખાધા વૈદ ને રોગી. ૮
આશા તૃષ્ણા ને ઈર્ષા, જોતાં સહુ દીસે સરખા. ૯
એટલું ટાળે તે ઊગરશે, પ્રીતમ તે માયા તરશે. ૧૦

### પદ ૮૬ મું–રાગ સદર

તરશે તે તો કહેવાશે, તેનાં લક્ષણ લહેવાશે. ૧
શૂરો સનમુખ થઇ મરશે, તેનાં કોઇક કવિત કરશે. ૨
સૂરજ કેમ રહેશે છાનો, એણે દ્રષ્ટાંતે માનો. ૩
પિયુની પટરાણી કહાવે, પડદા બહાર તે ના આવે. ૪
રાજકુંવરને શું રળવું, સુવર્ણને શાનું બળવું. ૫
અમૃતપાન કર્યું જેણે, અવર રસ તુચ્છ ગણ્યો તેણે. ૬
પરવત પારસનો મળીઓ, ધનનો સંકલ્પ સૌ ઢળીઓ. ૭
શ્રીવર સ્નેહથકી સેવ્યા, તેને તે ફૂટારા કેવા. ૮
પ્રીતમ પ્રભુપદ જે પામે, તેનાં સંકટ સૌ વામે. ૯

### પદ ૮૭ મું–રાગ ગરબો

ગુરુગમે ઘટ જોયો રે, સંશે સર્વે ટળ્યો;
અવિનાશી ચૈતન રે, શબ્દાતીત મળ્યો. ૧
ચતુર દળ ચિતવ્યો રે, ખટ દલ માંહે ખળ્યો;
દશ દલમાં દીઠો રે, દ્વાદશ દલમાં મળ્યો. ૨
ષોડશ દલ ખૂંપ્યો રે, દીવો દિલમાં દરશ્યો;
સહસ્રદલ ચઢિયો રે, પંખી થઇ પરશ્યો. ૩
નહિ નાદને વાણી રે, રવિ શશી જ્યોત રહી;
શુદ્ધ સ્વયંપ્રકાશી રે, દુનિયા ભાસે નહિ. ૪
નહિ આવરણ ઉરમી રે, નહિ માયા મમતા;
પ્રીતમ સૌ પોતે રે, ભૂ–નભ શિખર રમતા. ૫

### પદ ૮૮ મું–રાગ સદર

આ તનમાં તીરથ રે, તત્ત્વ વિચાર તણું;
ચૈતનસાગરમાં રે, નાહ્યાનું ફળ છે ઘણું. ૧
ગોદાવરી ઘાટે રે, નાહ્યો નેહ ધરી;
પહોકર જળ પરસ્યો રે, દરશ્યો દેવ હરિ. ૨
ગલકીમાં ઝીલ્યો રે, નિર્મળ નીર વડે;
ગંગાને જુમના રે, સરસ્વતી પૂર ચડે. ૩
પરમાત્મા પ્રાગે રે, તહાં થાયે તરવેણી;
મરજીવા જોગી રે, ઝીલે દિન રેણી. ૪
કાયા કાશીમાં રે, વિશ્વનો નાથ વસે;
પ્રીતમ પદ પરસે રે, તે તદરૂપ થશે. ૫

### પદ ૮૯ મું–રાગ સદર

રહે સદ્દગુરુ શબ્દે રે, સૌ તીરથ તેને,

પંડમાં છે પોતે રે, જોતા ફરે જેને. ૧
ગુરુદેવ દયા કરે રે, તેને સર્વે સૂઝે;
બોલે બહુનામી રે, બીજો શું બૂઝે. ૨
અંતરગત્ય ઈશ્વર રે, આપે અવિનાશી;
પોતાની ભૂલે રે, ભમે લખ ચોરાશી. ૩
છે શ્રીમંત સુખિયો રે, રાંક થઇ રઝળ્યો;
માયાને સંગે રે, ત્રિવિધિ તાપે બળ્યો. ૪
સદ્ગુરુને સેવે રે, તો નિજ રૂપ જડે;
તન માંહે તપાસે રે, પોતે પોતા વડે. ૫
નખશિખ નિહાળ્યો રે, ન મળે કોઇ બીજો;
પ્રીતમ એક અદ્વીત રે, જોઇ હ્રદિયે રીઝયો. ૬

પદ ૯૦ મું–રાગ સદર

પૂર્ણાનંદ પોતે રે, પરપંચ પરહરતાં;
કારણ ને કારજ રે, લઈ અળગું કરતાં. ૧
નભ પવન પાવક નહિ રે, નહિ અંબુ અવની;
પંચવીશ ચતુર્દશ રે, નહિ સૂક્ષ્મ નવની. ૨
દશ ઇંદ્રી અવસ્થા રે, નહિ સ્થૂલનું ઠેકાણું;
સૂરજ જેમ સાક્ષી રે, એમ આત્મા જાણું. ૩
અન્વય વ્યતિરેકે રે, જયમ છે ત્યમ જોયું;
પ્રીતમ છે સ્વરૂપે રે, નહિ પામ્યો નહિ ખોયું. ૪

પદ ૯૧ મું–રાગ સદર

ભૂલવણી ભાગી રે, બ્રહ્માનંદ ભાસ્યો;
શુદ્ધ ચૈતન્ય સાક્ષી રે, સઘળે પ્રકાસ્યો. ૧

ટળ્યું તિમર ત્રિગુણનું રે, તુરીયા તેજ ઘણું;
અખંડ અજવાળું રે, નિર્મળ નામતણું. ૨
એક રસ અવિનાશી રે, શુદ્ધ સ્વયંજ્યોતિ;
ત્રિવેણી તીરે રે, પ્રોયું મન મોતી. ૩
હરિ હાર હીરાનો રે, પહેર્યો પ્રેમ ધરી;
થઇ પ્રેમસોહાગણ રે, પૂરણ મન મોદ ભરી. ૪
પામી અખંડ હેવાતણ રે, અખંડ વરને વરતાં;
પ્રીતમના સ્વામી રે, સંગ આનંદ ધરતાં. ૫

પદ ૯૨ મું–રાગ ધોળ

જોને વિચારી રે જીવડા, અમૂલખ અવસર જાય કે;
દુરમતિ સેં નથી દેખતો, આયુષ ઓછું થાય કે. જોને૦ ૧
મુરખ સેં નથી માનતો, સદ્ગુરુ સંતની વાત કે,
ચારઘડીનું ચાંદરણું, આગળ અંધારી રાત કે. જોને૦ ૨
હરિનું નામ લીધું નહિ, કીધું આળપંપાળ કે;
મરતાં સુધી નથી મૂકતો, માયાની મધલાળ કે. જોને૦ ૩
મીન મરે જેમ સ્વાદથી, બગ જેમ શ્રીફળ ખાય કે;
ઇન્દ્રિ સ્વાદે એમ આત્મા, ભવજળમાં અથડાય કે. જોને૦ ૪
મર્કટ મૂઠી મૂકે નહિ; તે જેમ પરવશ થાય કે;
પ્રીતમ એણીપેરે પ્રાણીઓ, આશાપાશે બંધાય કે; જોને૦ ૫

પદ ૯૩ મું–રાગ સદર

કાયા તારી છે કારમી, જેવું ઝાકળનું નીર કે;
ક્ષણમાં ખોટેરું થઈ, સ્વપના સરખું શરીર કે. કાયા૦ ૧
આશાતૃષ્ણા ને ઈર્ષા, મિથ્યા માયાની ઝાળ કે;

તારી ઊંઘ નથી ઊડતી, શિર પર તાકે છે કાળ કે. કાયા૦ ૨
જમરા જાય છે જોઇને, દહાડામાં દશ વાર કે;
ગાફલ નર નથી જાણતો, મરતાં નહિ લાગે વાર કે. કાયા૦ ૩
સુરતરુ મૂકીને મૂર્ખા, શીમળો સેવ્યે શું થાય કે;
જાસક મૂકી જળ જાહ્નવી, કૂપ ખણીને શું નહાય કે. કાયા૦ ૪
આવો અવસર નહિ મળે, મોંઘો મનુષ્ય અવતાર કે;
પ્રીતમ પ્રભુને સંભાળજે, જીતી બાજી ક્યાં હારે કે. કાયા૦ ૫

પદ ૯૪ મું–રાગ ધોળ

સમરણ કરજે સીતારામનું, મૂકી મન તણો અહંકાર જો;
આ સૌ જૂઠી બાજી જાણજે, જેવો સ્વપન તણો વહેવાર જો. સ૦
જેવા ધુમાડાના બાચકા, જેમ કાંઇ ઝાંઝવાનું નીર જો;
સ્વપ્ના સરખો સર્વે ખેલ છે, ક્ષણમાં વણસી જાએ શરીર જો. સ૦
શહેર ગુજરી પેરે સરવે મળ્યું, તેને વિયોગે શું રોય જો;
માટે સમજીને સોદો કરો, જેથી અંતે હાણ ન હોય જો. સ૦
હેતે પ્રીતે હરિ સંભારજો, એ છે તરવાનો ઉપાય જો;
પ્રીતમ પ્રભુનું ભજન ન ભૂલીએ, તારે જન્મ કૃતાર્થ થાય જો. સ૦

પદ ૯૫ મું–રાગ સદર

આ અવસરમાં હરિને ઓળખો, જ્ઞાન પામવા તતપર થાજો જો;
ચૂક્યો તો ચોરાશીમાં પડ્યો, એવું જાણી હરિગુણ ગાજો જો. આ૦
જેવો સ્વારથમાં શૂરો થયો, એવું પરમારથ આચરતો જો;
તો તું અવિચલ પદવી પામતો, શાને મરતો ને અવતરતો જો. આ૦
ઘરના સુખમાં શું રાચી રહ્યો, ઉમરડા ફળ જંતુની પેરે જો;
હરિ માયાનું બળ જાણ્યું નહિ, લીધો ભવસાગરની લહેરે જો. આ૦

હરિના નામ તણી નૌકા મળે, પ્રાણી સહેજે પામે પાર જો;
પ્રીતમ જે પરમારથ પ્રીછશે, તેને ફરી નહિ સંસાર જો. આ૦

પદ ૯૬ મું-રાગ સદર

પ્રપંચ મૂકો મારા પ્રાણિયા, અંતે સાચ હશે તે ફળશે જો;
કોટિક આગિયા અજવાળું કરે, રવિ વિના રજની કેમ ટળશે જો. પ્ર૦
માયા મીઠી મિસરી ખાંડશી, મૂરખ માંખ થઇને વળગ્યો જો;
તન છૂટે પણ તે છૂટે નહિ, મૂઢ મરે પણ નવ રહે અળગો જો;
પરમ ચતુર અંતરજામી હરિ, તે કોઇનો વાહ્યો કેમ જાશે જો. પ્ર૦
કર્મ શુભાશુભ જે કીધાં હશે રે; અંતે આવી હાજર થાશે જો.
મૂષે હંસતણાં પર કાતર્યાં, એવું મન આત્માનું હેતુ જો;
પ્રીતમ પોતાના અજ્ઞાનથી, દોષ પરાયા દિલમાં લેતું જો. પ્ર૦

પદ ૯૭ મું-રાગ સદર

દેહ મનુષ્ય ધરી, હરિ નવ જાણ્યા તેણે સર્વસ ખોયું;
મારા વાલાજી, મહામણિ મૂકી પથ્થરમાં ચિત્ત પ્રોયું. (ટેક)
જેણે જાળવિયો જઠરામાંહી, તેને સંભાર્યો સ્વપ્ને નાંહી;
લંપટને લાજ લગાર નહિ. દેહ મનુષ્ય૦ ૧
તેં હાથે કામ કૂંડાં કીધાં, તેં અમૃત મૂકી વિખ પીધાં;
તેં મિથ્યા માતને દુ:ખ દીધાં. દેહ૦ ૨
તેં જગતપતિને નવ જોયો, તજી કલ્પવૃક્ષ બાવળ બોયો;
તેં ઉત્તમ જનમ એળે ખોયો. દેહ૦ ૩
તેની દેહ અશુદ્ધ અને વાણી, જેણે પ્રીત પ્રભુશું નવ આણી;
તે અધમ જાત પામર પ્રાણી. દેહ૦ ૪
તેને કૃતઘ્ની સરખો કહિયે, તેની સંગે તે સરખા થઇએ;
પ્રીતમ તેથી અળગા રહિયે, દેહ મનુષ્ય ધરી. હરિ૦ ૫

પદ ૯૮ મું-રાગ સદર

હરિભજન વિના, દુઃખદરિયા સંસારનો પાર ન આવે;
જડબુદ્ધિ જીવ, સંત વિના શુદ્ધ મારગ કોણ બતાવે. (ટેક)
તેં અનેક વાર અવતાર ધર્યા, બહુ કર્મતણા કોઠાર ભર્યા;
અધઓધ તણા અંબાર કર્યા. હરિ૦ ૧
તું ઝાડ પહાડ જડરૂપે રહ્યો, તેં શીત તૃષા બહુ તાપ સહ્યો;
તારો ક્લેશ કોણે નવ જાય કહ્યો. હરિ૦ ૨
ફર્યો ચાર ખાણ લક્ષ ચોરાશી, થયો જળચર સ્થળચર નભવાસી;
માયાબંધનથી ન શક્યો નાસી. હરિ૦ ૩
પામ્યો મનુષ્યદેહ તેમાં ન મણા, ધન ધામ પુત્ર પરિવાર ઘણા;
હવે ગાઇ લે ગુણ ગોવિંદ તણા. હરિ૦ ૪
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી, એવું જનમમરણનું દુઃખ જાણી;
શું સૂતો છે આસળ આણી. હરિ૦ ૫

પદ ૯૯ મું-રાગ સદર

મન વાણીડા લટકે લાભ, કમાજે અવસર જાણી;
શું સૂઇ રહ્યો, અચેત અંગે અતિશે આળસ આણી, (ટેક)
તન ત્રાજવાં દિલ કરજે દાંડી, બેસ ચિત્ત ચૌટે પેઢી માંડી;
રખે ધ્યાનદષ્ટિ કરતો ખાંડી. મન૦૧
તજ કૂડાં કાટલાં અશુભ કર્મ, રાખ સત્ય વચન વિશ્વાસધર્મ;
તેણે રાજી રહેશે પૂરણબ્રહ્મ. મન૦૨
તું વોહોર વસાણું સૌ સારું, તેણે વણસે નહિ કારજ તારું;
હેયે હિંમત રાખ હવે નહિ હારું. મન૦૩
લે લેખણ લક્ષ્મીવર હાથે, સુધો રહે શામળિયા સાથે;
તારે દોષ નહિ આવે માથે. મન૦૪

કર નામું લેખું સૌ ચોખું, તારી કાયાનું કાચું ખોખું;
તું ઓછું અદકું શીદ જોખું. મન૦૫
ખોટી વાણિયાણી તારા ઘરમાં, કરે કૂડાંકબાડાં બહુ કરમાં;
લઇ સોમલ ભેળે સાકરમાં. મન૦૬
કર પરમારથ કંઈ પાપ બળે, તારું લખચોરાશીનું લગડું ટળે;
કહે પ્રીતમ તારું સાચ ફળે. મન૦૭

પદ ૧૦૦ મું-રાગ સદર

હરિભજન થકી, છોટા હોય તે સૌથી મોટા થાયે;
તનતાપ ટળે, જનમમરણનાં સંકટ સરવે જાયે. (ટેક)
દાસીસુતથી શું હીણપણું, જેનું પુણ્ય પવિત્ર ચરિત્ર ઘણું;
થયા નારદ મન ગોવિંદ તણું. હરિ૦ ૧
જુઓ શુકદેવજીનું મૂળ શોધી, સજનો ઘાતી તે પશુ રોધી;
થયા આપે ઈશ્વર અક્રોધી. હરિ૦ ૨
જુઓ વાલમિકજીની વાત ખરી, જેણે દરસશલામાં દેહ ધરી;
તેણે સપ્તકોટિ રામાયણ કરી. હરિ૦ ૩
જુઓ માંડવની મેડકી માતા, જુઓ વસિષ્ઠ વેશ્યા વિખ્યાતા;
જુઓ ચતુરાનન પંકજ જાતા. હરિ૦ ૪
જુઓ અગસ્ત્ય કુંભથી પ્રગટ થયા, અંજલિમાં સાગર શોષી ગયા;
તે તો વિશ્વમાં વિખ્યાત થયા. હરિ૦ ૫
જુઓ એકલશૃંગી હરણીના, વળી વ્યાસ મુનિ વણપરણીના;
જુઓ સૂત પુરાણી કુણકરણીના. હરિ૦ ૬
જેમ મધ્યમ જળ ગંગામાં ભળે, તે ગંગા સરખું થઇને પળે;
જેમ પારસપરસે લોહ ટળે. હરિ૦ ૭

એમ જાતભાત સહુની જાણી, હરિ ભજે તે હરિ સરખા પ્રાણી;
કહે પ્રીતમ ઓળખો એધાણી. હરિ૦ ૮

પદ ૧૦૧ મું-રાગ સદર

મન માને નહિ, સો ફેરા સમજાવું તોયે શું થાયે;
ખળ કઠણ કઠોર ચંચળ ચોર, ચપલ ચિત ચોદિશ ધાયે. (ટેક)
મન ભૂતતણી પેરે ભમતું, ચાલે માયાની સંગે રમતું;
એને હરિ ભજવાનું નથી ગમતું. મન૦ ૧
મન નિર્લજને લજ્યા ન મળે, પીળું ભાળે પોતાને કમળે;
લઇ નાખે માયાને વમળે. મન૦ ૨
જેમ કૂકર માથે માર પડે, તોય આવી ઊભું દ્વાર અડે;
ફળ દેખીને મરકટ ઝાડ ચડે. મન૦ ૩
જો જમકિંકરનું દુઃખ જાણે, તો મિથ્યા સુખને શીદ માણે;
ગયો અવસર ઉરમાં નવ આણે. મન૦ ૪
કહે પ્રીતમ પરપંચ પરહરતાં, શુદ્ધ ભાવે હરિનું સ્મરણ કરતાં;
કાંઇ વાર નહિ ભવજળ તરતાં. મન૦ ૫

પદ ૧૦૨ મું-રાગ સદર

તન રેંટિડો, સદ્‌ગુરુ શબ્દે સૂતર ફરવા લાગ્યો;
થઇ મહેર ધણી, ગુરુદયાળે દિલનો ધોખો ભાગ્યો. (ટેક)
શુભ કર્મ કાષ્ટરેંટિયો કીધો, તે તો સુઘડ સુતારે ઘડી દીધો;
બુધ માનુનીએ માગી લીધો. તન૦ ૧
પચરંગી પાંખડિયું આરા, થાંભલિયું તોરણિયા સારા;
ચિત ચપળ ચમરખે રંગ ન્યારા. તન૦ ૨
અંતઃકરણ ઉઢાણી પ્રોયે, એને અન્ન ઉદક ઉંજણ જોયે;
દશ દામણિયો સુંદર સોહિએ. તન૦ ૩

તે મધ્યે ચૈતન્ય માળ ફરે, પરા પાર પૂણી પ્રાણ ધરે;
ત્રિવેણી ત્રાકે તાર ભરે. તન૦ ૪
મન માંકડી ચોકસ કરિયે, ઘર મૂકી પરઘેર નવ ફરિયે;
એક ધ્યાન ધણી કેરું ધરિયે. તન૦ ૫
ગુણવંતી નાર કમાય ઘણું, જેને બળ હોય હરિગુરુ સંતતણું;
તેને સેહેજે આવે શીળપણું. તન૦ ૬
કહે પ્રીતમ પ્રગટે પૂરણદશા, રસિયોજી આવી રુદિયામાં વસ્યા;
તેનાં જનમમરણ દુઃખ દૂર ખસ્યાં. તન૦ ૭

પદ ૧૦૩ મું–રાગ સદર

અજ્ઞાની જીવ, સંગ કરે સાચો પણ રંગ ચડે નહિ;
એમ દમે શરીર, હરિ મળવાનો મારગ તોય જડે નહિ. (ટેક)
એક પથ્થર પાણી નવ પરસે, તેને ટાંકે તો અગ્નિ વરસે;
એવા સાકુટને હરિ કેમ દરસે. અજ્ઞાની૦ ૧
સાકુટને સંગત કેમ ગમશે, ઊંધે ઘડે તે ઉદક કેમ ભરશે;
એમ પાત્ર વિના રસ કેમ ઠરશે. અજ્ઞાની૦ ૨
જેમ પુષ્પ પાંદડાં આસપાસ, તેમાં કો કોને નવ લાગે બાસ;
એમ ભગત જગત તે બારે માસ. અજ્ઞાની૦ ૩
એક મેડક પંકજ પાસ રહે, તે કમળની વાસ જરા ન લહે;
વાસ કમળતણી તો ભમર લહે. અજ્ઞાની૦ ૪
તરુ ચંદનથી ચંદન જેવા, બીજા વાંસ એરંડા રહ્યા તેવા;
તેને નહિ કાંઇ લેવા દેવા. અજ્ઞાની૦ ૫
તું વેદપુરાણ ઘણું સાંભળે, તારા મનની દુગ્ધા કાંઇ ન ટળે;
સાચા રંગ વિના હરિ નહિ મળે. અજ્ઞાની૦ ૬

જેમ થાકયા ફેરા ફરી ફરી, થયા કાયર મહેનત કરી કરી;
તું ન થાકયો દેહ ધરી ધરી. અજ્ઞાની૦ ૭
કહે પ્રીતમ સમજે સુખ થાશે, તારું જન્મમરણનું દુઃખ જાશે;
આગળ પ્રીતે ઓળખાશે. અજ્ઞાની૦ ૮

પદ ૧૦૪ મું–રાગ સદર

તજ દેહાભિમાન, મિથ્યા સુખ સારુ શું ફોગટ ફૂલે;
સત્ય વચન વિચાર, વાર વાર સંસારવિષે શું ભૂલે. (ટેક)
આ કાયાનો કાચો પાયો, તે દેખીને શું લોભાયો;
રવિનંદન દિલમાં છે ડાહ્યો. તજ દેહા૦ ૧
તારી જમકિંકર હણશે છાતી, ત્યારે કયાં જાશે તારી કુળજ્ઞાતિ;
જઇ ભોગવશો પશુની જાતિ. તજ દેહા૦ ૨
દુઃખ અસિપત્રિ દીઠાં નથી, જે પંચમ સ્કંધે કહ્યાં કથી;
જઈ ભોગવશો તે રતિ રતિ. તજ દેહા૦ ૩
કહે પ્રીતમ કાંઈ સાધન કરજે, હરિનામ ગુણ રુદે ધરજે;
નામ નાવ ચડી ભવસિંધુ તરજે. તજ દેહા૦ ૪

પદ ૧૦૫ મું–રાગ સદર

હો જીવલડા, જન્મ ધરીને ન લહ્યું હરિનું રૂપ;
શું બાહેર ભમે, ભીતર જોને તારું બ્રહ્મસ્વરૂપ. (ટેક)
તું કયાંથી આવ્યો ને કયાં જાવું, તને માયા ચેટક કયાંથી હવું;
નિજ નામ જપી નિર્ભે થાવું. હો જી૦ ૧
તું શું કરવાને આવ્યો'તો, તુંને કોણે અહીં બોલાવ્યો'તો;
શું લઇ જાવું ને શું લાવ્યો'તો. હો જી૦ ૨
શા સુખે ભોજન ભાવે છે, તને નિદ્રા તે કેમ આવે છે;
શિર નોબત કાળ બજાવે છે. હો જી૦ ૩

આ કાયા કાળનો ચારો છે, બહુનામી બોલણહારો છે;
સુખદુઃખથી નિર્ગુણ ન્યારો છે. હો૦ જી૦ ૪
જે બોલે તેને શોધજે, ગુરુજ્ઞાન બુદ્ધિએ બોધજે;
હરિ હીરે હીરો વીંધજે. હો૦ જી૦ ૫
તુરીયા તે તારું રૂપ છે, ભજશે તે બ્રહ્મસ્વરૂપ છે;
અવિનાશી અકળ અરૂપ છે. હો૦ જી૦ ૬
કહે પ્રીતમ પૂરણાનંદ છે, ઘટઘટ રસિયો ગોવિંદ છે;
ન સમજે તે મતિમંદ છે. હો૦ જી૦ ૭

પદ ૧૦૬ મું–રાગ સદર

નર ગાફલ ગમાર, ગંદી દેહનો ગર્વ કરે શું થાયે;
નહિ વિલંબ લગાર, વાત કરતાં કાયા વણશી જાયે. (ટેક)
તું અંશ હતો ઈશ્વર કેરો, જીવ થઇ રહ્યો અવિદ્યાનો ચેરો;
તારે માથે રવિસુતનો હેરો. નર ગા૦ ૧
શું સુરભિસુતની પેરે ચાલે, શું ગર્ધવની પેરે માહાલે;
તું હાથે ધૂળ માથે ઘાલે. નર ગા૦ ૨
એક સ્વાતિ બુંદ સીપે ગ્રહ્યું, તેનું મહામુક્તાફલ થઇ રહ્યું;
કદળીમાં પડયું તે કપૂર થયું. નર ગા૦ ૩
અહિમુખમાં પડયું તે ગરલ થયું, સાગરમાં પડ્યું તે લવણ થયું;
પૃથ્વીમાં પડયું તે પ્રલે ગયું. નર ગા૦ ૪
જેમ કનકમાંહે કથીર ભળે, એમ વિના વિચાર નવ સાર જડે;
પ્રીતમ રવિ ઊગે રજની ટળે. નર ગા૦ ૫

પદ ૧૦૭ મું–રાગ સદર

તારું સુપન શરીર, નીર ઉબનું એણી પેરે ઊડી જાશે;

હેતે ભજ રઘુવીર, નામતણે પરતાપે નિર્ભય થાશે. (ટેક)
જેમ સરિતા પૂરે વહિ જાશે, તારું આયુષ ઓછું એમ થાશે;
જેમ કમળને કુંજર ખાશે. તારું૦ ૧
જેમ પારો પાણી થઇ ચાલે, તેને કહોને કોઈ પેરે ઝાલે;
ખર્યું પાન નહિ લાગે ડાળે. તારું૦ ૨
જેમ કદળી ફળી તે નવ ફળે, તેમ ગઇ મનુષ્યાદેહ નવ મળે;
ઊડ્યું કપૂર વાળ્યું નહિ વળે. તારું૦ ૩
જેમ વીજ ચમકે ગગનમહીં, તેમ દીપક જ્યોત સમે નહિ;
તારી અસ્થિર દેહ તે સ્થિર નહિ. તારું૦ ૪
દેહ મનુષ્ય જન્મ મુક્તિ જાણો, એ સાર શબ્દ હૃદે આણો;
કહે પ્રીતમ પરમપદને માણો. તારું૦ ૫

### પદ ૧૦૮ મું–રાગ સદર

આજ ધન્ય ઘડી, સંત પધાર્યા પ્રેમે પાવન કીધાં;
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દર્શન દીધાં. (ટેક)
સંત સન્મુખ જાતાં સુકૃત ઘણું, ડગલે ડગલે ફળ જગનતણું;
સંતસેવાનાં સુખ સુખમાં ભણું. આજ ધન્ય ઘડી૦ ૧
હરિજન તે હરિ સરખા તે હેલી, મળીએ મનમરજાદા મેલી;
હોય અરસપરસ આનંદ હેલી. આજ ધન્ય ઘડી૦ ૨
જે વૈકુંઠપતિને બહુ પ્યારા, હરિથી નહિ નિમિષ રહે ન્યારા;
રસભક્તિ મુક્તિ જાણનહારા. આજ ધન્ય ઘડી૦ ૩
ગંગાદિક તીરથ ચરણ વિષે, શ્રુતિ સ્મૃતિ સાખ સિદ્ધાંત લખે;
જેનો મહિમા કહે મહારાજ મુખે. આજ ધન્ય ઘડી૦ ૪
પુણ્ય પ્રગટે પૂર્વજનમતણું, તેને હોયે હરિજનશું હેત ઘણું;

કહે પ્રીતમ તારું ભાગ્ય ભણું. આજ ધન્ય ઘડી૦ ૫

પદ ૧૦૯ મું–રાગ સદર

તારી કાયામાં, કોણ બોલે છે તેને શોધી કાઢને;
જળ થળમાં જેહ, અંતરજામી એક નિરંતર ન્યાળને. (ટેક)
એને અવર કોનો આધાર છે, એને ભક્ષ ભોજન શો અહાર છે;
એ પુરુષ કે નપુંસક નાર છે. તારી કાયામાં૦ ૧
લઘુ દીરઘ છે કે વામણો, વૃદ્ધ જોબન બાળ બિહામણો;
એ લાયક છે કે લજામણો. તારી કાયામાં૦ ૨
એને સુખ દુઃખ કે પીડા થાય છે, કરી શબ્દને ક્યાં સમાય છે;
એ પિંડ પડે ક્યાં જાય છે. તારી કાયામાં૦ ૩
આઠે પહોર રહે છે ધ્યાનમાં, મન રાખો અનુભવ જ્ઞાનમાં;
કહે પ્રીતમ સમજો સાનમાં. તારી કાયામાં૦ ૪

પદ ૧૧૦ મું–રાગ સદર

રાખે જડ દેહ, તેના તું દૈવતને શે નથી દેખતો;
સચરાચર શામ, વિશ્વવ્યાપક તેને તું ઉવેખતો. (ટેક)
પિંડ પાણીથી પેદા થયો, તેને કરનારો ન્યારો રહ્યો;
તે સચરાચર શોભી રહ્યો. રાખે જડ દેહ૦ ૧
એણે રમવાની રચના કરી, નરનારી નપુંસક રૂપ ધરી;
ખેલ ખોટા ને ખૂબી ખરી. રાખે જડ દેહ૦ ૨
જીવ જોતાં તો જડતો નથી, મહાવાયક વિરલા કહે કથી;
એવી અકળ કળા એની અકળ ગતિ. રાખે જડ દેહ૦ ૩
કહે પ્રીતમ આનંદ ઊપન્યો, જ્યારે નિશ્ચે થયો નિજ રૂપનો;
ત્યારે ફેરો ટળ્યો ભવકૂપનો. રાખે જડ દેહ૦ ૪

પદ ૧૧૧ મું—રાગ સદર

તારા તનમાં તપાસ, ત્રિવેણી આદિ સૌ તીરથ તુજમાં વસે;
માંહી મજ્જન કરો, કોટિ જનમનાં કિલ્મિષ તે સઘળાં જશે. (ટેક)
આ કાયા તે કાશી જાણો, શુદ્ધ પ્રેમ પ્રયાગ તે પરમાણો;
હરિહરનું રૂપ હૃદે આણો. તારા તનમાં૦ ૧
ગુરુ જ્ઞાન ભક્તિ ગંગા કહીએ, શુભ કરમ સૂરજસુતા લહીએ;
સરસ્વતી વૈરાગ્ય વિષે રહીએ. તારા૦ ૨
ત્યાં વિશ્વનાથ ચૈતન રાજે, ગેબી ઘંટ તે અનહદ વાજે;
ધૂન અર્ણવ પર્ણવ પર ગાજે. તારા૦ ૩
જે જન એ તીરથને સેવે, તે સૌ તીરથનું ફળ લેવે;
કહે પ્રીતમ પ્રભુમાં ચિત્ત દેવે. તારા૦ ૪

પદ ૧૧૨ મું—રાગ સદર

શુદ્ધ ચિત્ત વિના, જપ તપ તીરથ વ્રત કરે શું થાયે;
હરિનામ વિના, અંતરનો અંધકાર કદી નવ જાયે; (ટેક)
શુદ્ધ ચિત્ત વિના શી જોગજુક્તિ, શુદ્ધ ચિત્ત વિના શી ભાવભક્તિ;
શુદ્ધ ચિત્ત વિના ક્યાં મળે મુક્તિ. શુદ્ધ૦ ૧
શુદ્ધ ચિત્ત વિના જો ન્હાયે ગંગ, સો વરસ લગી કરે સંતસંગ;
તોએ રુદિયામાં નવ લાગે રંગ. શુદ્ધ૦ ૨
શુદ્ધ ચિત્તે સાધન સૌ થાયે, અંતઃકરણનું અજ્ઞાન જાયે;
રહે રુદિયામાં ગોપાળરાયે. શુદ્ધ૦ ૩
શુદ્ધ ચિત્તે મોહનલાલ મળે, ચિત્ત ચૈતન્યસાગર માંહી ભળે;
કહે પ્રીતમ ભવનો ફેરો ટળે. શુદ્ધ૦ ૪

### પદ ૧૧૩ મું-રાગ સદર

હરિભજન કરો, ભય ભાગે જમદૂતનો ભક્તિભાવે;
અંતકાળ સમે, હરિનું બહાનું હોય તો જમ શીદ આવે. (ટેક)
જેને છાપતિલક તુલસી માળા, જેને મુખડે ગોવિંદ ગોપાળા;
તેને શું કરશે જમડા કાળા. હરિ ભજન કરો૦ ૧
એવો ભજનતણો પ્રતાપ છે, જેને ભક્ત નામની છાપ છે;
તેને લખચોરાશી માફ છે. હરિ ભજન કરો૦ ૨
નિરભે નારાયણનું બાનું, તે ચૌદ લોકમાં નહિ છાનું;
ધર્મરાજા શીદ ખોળે પાનું. હરિ ભજન કરો૦ ૩
એવું જાણી હરિસ્મરણ કરીએ, મારું મારું નવ મિથ્યા કરીએ;
કહે પ્રીતમ ભવસાગર તરીએ. હરિ ભજન કરો૦ ૪

### પદ ૧૧૪ મું-રાગ સદર

જીવ કેમ જાણે, હરિ માયાબળ મોટું અગમ અપાર;
તે ભરમાવે, ભૂલવણીમાં ભૂલ્યો સૌ સંસાર. (ટેક)
એક માતા હરિ ભજતાં વારે, એક નારી થઇ કાળજું શારે,
શીદ પરણ્યો'તો પીટ્યા ત્યારે. જીવ કેમ જાણે૦ ૧
એક મામો થઇ મળવા આવે, એક માસી થઇ મોહ ઉપજાવે;
એક બહેન થઇને બોલાવે. જીવ કેમ જાણે૦ ૨
એક બાપ થઇ બળ દેખાડે, એક ભાઈ થઇને ભુલાડે;
એક ફોઇ થઈ ફંદમાં પાડે. જીવ કેમ જાણે૦ ૩
એક કાકો થઈ કોમળ બોલે, નહિ કુળમાં કોઇ તારી તોલે;
શું હરિમંદિર તીરથ ડોલે. જીવ કેમ જાણે૦ ૪
એ કામ ધામ કાયા માયા, બહુ બંધનમાં નર બંધાયા;

જડ જગત જાળમાં ઝીંટાયા. જીવ કેમ જાણે૦ ૫
સૌ સ્વારથનું સંગી જાણો, જેમ સુડલો સીમર લોભાણો;
ફળ ચાખી પાછો પસ્તાણો. જીવ કેમ જાણે૦ ૬
એ સગપણ સૌ મિથ્યા માનું, જ્યારે રોવું તો રમવું શાનું;
એક સાચું શ્યામ તણું બાનું. જીવ કેમ જાણે૦ ૭
સાચા પતિ સાથે સ્નેહ ધરો, જૂઠાની સંગત શીદ કરો;
કહે પ્રીતમ પ્રપંચ મેલ પરો. જીવ કેમ જાણે૦ ૮

## પદ ૧૬૫ મું–રાગ સદર

જય કલ્પતરુ, તાપનિવારણ શીતળ તેની છાયા;
સંકટ કાપે, વ્યાપે નહિ મન વિશ્વમોહની માયા. (ટેક)
દીસે દ્વાદશ ડાળ વિશાળ એહ, શાખા ત્રણસેં ને પાંત્રીશ તેહ;
ઉપશાખા સહસ્ર અઢાર જેહ. જય૦ ૧
પત્ર પાંચ લાખ છન્નું સહસ્ર છોંતેર, તેની પુષ્પવાસ પ્રગટી ચોફેર;
રહે નવપલ્લવ ઘન ઘટા ઘેર. જય૦ ૨
તે ઉપર મહામુનિ ભ્રમર ભમે, ભક્ત અનંત કોટિ એ સુખમાં રમે;
તેને એ વિના અવર કશું ન ગમે. જય૦ ૩
ફળ પ્રેમભક્તિ પૂરણ રસાળ, ગુણ મિષ્ટ મધુરો બાળગોપાળ;
તેને સેવે સનકાદિક સદાકાળ. જય૦ ૪
વ્યાસે એક વેદના ચાર વેદ કર્યા, તેની સહસ્ર સહસ્ર શાખા વિસ્તર્યાં;
ઇતિહાસ સાઠ લાખ ઉચ્ચર્યા. જય૦ ૫
ચારલાખ અર્ધલાખ વેદાંત કહ્યું, નહિ શાસ્ત્ર પુરાણે શીતળ હૈયું;
શ્રીભાગવત કહેતાં કાર્ય થયું. જય૦ ૬

શ્રીભાગવત ભગવતરૂપસહી, એથી અધિકું બીજું કાંઇ નહિ;
કહે પ્રીતમ વ્યાસની તપત ગઇ. જય૦ ૭

પદ ૧૧૬ મું-રાગ સદર

બ્રખુભાનલલી, નવલ લાલસું નેહ ઘણો છે તારે.
વ્રજવાસી લોક, મનમાને તેમ દિલમાં વાત વિચારે. (ટેક)
કહે કીર્તિસુતા ને કુંવર કાન, એક એકની ઉપર અધિક તાન;
વણમુખ દીઠે નવ ખાયે પાન. બ્રખુભાનલલી૦ ૧
શો હરિ સાથે આવડો હેડો, કોઈ કોનો મૂકે નહિ કેડો;
માનુનીએ માથે નાખ્યો છેડો. બ્રખુભાનલલી૦ ૨
સખી એ શામ સુત કોનો હશે, મને સમજાવી સાચું કહે;
શું મિથ્યા દોષ ચડાવે છે. બ્રખુભાનલલી૦ ૩
સખી હું એકવાર નંદભુવન ગઇ, એનું રૂપ જોઇ રસમગન થઇ;
તે વેળાની છબી મારે રુદે રહી. બ્રખુભાનલલી૦ ૪
એ સુખનો સ્વાદ જડે જેને, ઘરધંધો ગોઠે નહિ તેને;
એવી લગનવાત કહીએ કોને. બ્રખુભાનલલી૦ ૫
લાગ્યાં નેણબાણ ઉર-અંતરમાં, મન હર્યાં મોહનિમંતરમાં;
પ્રીતમનો સ્વામી સ્વતંતરમાં. બ્રખુભાનલલી૦ ૬

પદ ૧૧૭ મું-રાગ સદર

અણસમજુ જીવ, શી શિખામણ દેઉં તારું મન માને નહિ;
માથે મરણ ભમે, જમ આવે ત્યાં તારું જોર ચાલે નહિ. (ટેક)
મારું મારું મિથ્યા કરવું, એક પેટ પરપંચે ભરવું;
નથી જાણતો જે આખર મરવું. અણસમજુ૦ ૧
મોહોટા ભણ્યા ગણ્યા પંડિત ડાહ્યા, મૂકી ધર્મ અને ધનને ધાયા;

તેને કાળે ઝટ લઇને માર્યા. અણસમજુ૦ ૨
મહાભાગ્યશાળી હીંડે ભમતા, છે દ્રવ્ય છતાં પુન્ય નથી કરતા;
તેને દીઠા ઘણા દીપસમ બળતા. અણસમજુ૦ ૩
ઘેર હસ્તી અને હયની સ્વારી, એક આણ ફરે ચોદિશ તારી;
નથી પુન્યતણી પૂંજી સારી. અણસમજુ૦ ૪
પ્રાણી જેમ આવ્યો તેમજ જાશે, એ જીવ તે સુખિયો ક્યાં થાશે;
કહે પ્રીતમ પાછળ પસ્તાશે. અણસમજુ૦ ૫

પદ ૧૧૮ મું–રાગ સદર

તમે હરિ બોલો, મિથ્યા ભાષણ મનથી મૂકી દીજે;
ચિતવો હરિરૂપ, બીજું તે ચિંતવન શું કરવા કીજે. (ટેક)
આવી વાણી વૃથા નવ ખોઇયે, હરિ હીરો દિલ દોરે પ્રોઇયે;
રોતાં દેખીને નવ રોઇયે. તમે હરિ૦ ૧
હરિનામ વિના વંઝા વાણી, તે નવ રાખો ઉરમાં આણી;
તે કથની કાગતણી જાણી. તમે હરિ૦ ૨
કોઇ આગે ખોટું નવ ભાખો, કોઇને કૂડું નવ દાખો;
એક રામ રુદેમાંહે રાખો. તમે હરિ૦ ૩
વાણીથી વેરપણું વાધે, વાણીથી સ્નેહપણું સાધે;
વાણી છોડે ને વાણી બાંધે. તમે હરિ૦ ૪
એવી વાણી વિચારી જે બોલે, કોઇ ના'વે તે નરને તોલે;
ન બોલ્યાથી બંધન ખોલે. તમે હરિ૦ ૫
કહે પ્રીતમ ધન્ય તે પુરુષ કહીયે, જેને સદા વિચાર વસે હઇયે;
તેને ચરણે ચિત્ત અરપી રહીયે. તમે હરિ૦ ૬

## પદ ૧૧૯ મું–રાગ સદર

રસ અગમ અપાર, સુરનર પાર ન પામે મનવાણી વડે;
મારા વાલાજી, જોગેશ્વર જોતાં તે કોઇને નહિ જડે. (ટેક)
રસ પ્રેમીજન હોય તે પામે, જેમ જળ આવે નીચે ઠામે;
આ જગત ચડયું અવળે વામે. રસ અગમ૦
રસ દેવકી ઉદરે ઉદય થયો, રસ રેલ્યો તે ગોકુળ ગયો;
રસ વ્રજજનને જયજયકાર થયો. રસ અગમ૦
રસ વ્યાસજીના કુંવરે ચાખ્યો, રસ ઉત્તરાસુત પરીક્ષિતે દાખ્યો;
બ્રહ્મસુતાએ ઉર પર રાખ્યો. રસ અગમ૦
રસ પ્રહ્લાદે પ્રેમે પીધો, રસ પીતાં ધ્રુવ અવિચળ કીધો;
રસ વ્રજવનિતાએ વહેંચી લીધો. રસ અગમ૦
રસ બળ પીધો બંધુ જાણી, રસ પીધો ગૌતમની ગૃહિણી;
કર્મ સંજોગે કુબજા જાણી. રસ અગમ૦
રસ નરસિંહ મહેતે નિશ્ચે લીધો, રસ કમળાને કાજે કીધો;
જનકવિદેહીએ પાઇને પીધો. રસ અગમ૦
રસ જયદેવે જુગતે જાણ્યો, રસ પદ્માવતીએ પરમાણ્યો;
દ્રુપદસુતાએ સભામાં આણ્યો. રસ અગમ૦
રસ ચાખ્યો નંદતણી રાણી, રસ મીરાં મુક્ત થઈ માણી;
રસ ચાખ્યો છે કુંતારાણી. રસ અગમ૦
રસ શિવશક્તિને બહુ ભાવે, રસ સનકાદિક નારદ ગાવે;
રસ શેષ શારદા મુખ આવે. રસ અગમ૦
રસ અજર અમર રહે એવો છે, રસ માનવીઓને મેવો છે;
રસ સૌને પીવા જેવો છે. રસ અગમ૦

રસ પીજો પીધાને ટાણે, રસ મળે નહિ ખરચે નાણે;
દુર્ભાગી જન તે શું જાણે. રસ અગમ૦
રસ રીત પ્રીતથી છે ન્યારો, રસ પીશે રસનો પીનારો;
રસ પીએ તેને બહુ પ્યારો. રસ અગમ૦
રસ પીજો રે પ્રીતિ ધારી, રસ પીશે રસના અધિકારી;
શું જાણે બાપડાં સંસારી. રસ અગમ૦
કહે પ્રીતમ પ્રકટે પૂર્ણદશા, રસિયોજી રુદિયામાંહિ વસ્યા;
પ્રભુ દુરીજનિયાંથી દૂર ખસ્યા. રસ અગમ૦

### પદ ૧૨૦ મું–રાગ ધોળ

જે જે જગતગુરુપરમાત્મા; તમારો મહિમા તે શું કહીએ જો;
એક જીભ્યાનો તે શોઆશરો, શેષસહસ્રમુખપાર ન લહીએ જો જે૦
નિગમ અગમ તે અનુમાને કહે, સરિતા પૂરે વરષા વરતે જો;
ધુમાડો દેખીને વહ્નિ કહે, બાણ પુરુષથી ચાલે શરતે જો. જે૦
સાગરતીરે જે ઊભો રહે, તે સૌ ત્રટનું વર્ણન કરશે જો;
મહાજળ માપ્યામાં આવે નહિ, તેતોઅપાર કહીનેઓચરશે જો.જે૦
બાજી બાજીગરને શું લહે, પુત્ર પિતાને તે શું જાણે જો;
પ્રીતમ જે પરમારથ પ્રીછશે, તે તો અખંડ અભેપદ માણે જો. જે૦

### પદ ૧૨૧ મું–રાગ સામેરી

જીવપણું મેલી રે હરિને જાણજે રે,
તો તારા જનમ તણું દુઃખ જાએ;
હરિ સુખસાગર રે પ્રગટે પ્રેમ શું રે,
સમજ્યે સાધન સર્વે થાએ. જીવ૦

સગુણ બ્રહ્મ રે સદ્ગુરુ સંત છે રે,
નિરગુણ નિગમ નિરંતર ગાય;
અનન્ય ભાવે રે કરે જે ઉપાસના રે,
આનંદ તેને અંગ ન માય. જીવ૦
હરિગુરુ સંત રે બ્રહ્મથી ભિન્ન નહિ રે,
જેમ કાંઇ જળને જળનો રંગ;
પુષ્પને વાસના રે ન્યારાં જરા નહિ રે,
કનકકુંડળ ઓળખો એક અંગ. જીવ૦
પટતંતુ દષ્ટાંતે રે પ્રીછજે પ્રેમથી રે,
એમ છે જીવ ઈશ્વર અવિનાશ;
પ્રીતમ જ્ઞાનભાનુ રે રુદિયે પ્રગટે રે,
ત્યાં સઘળે થાય પ્રકાશ. જીવ૦

### પદ ૧૨૨ મું–રાગ ગરબી

આનંદકારી રે આવો, નેણકમળમાં નેહ ઉપજાવો;
સુખના સાગર રે સ્વામી, તમને પૂરણ પુન્યે પામી.
તમને જોઇને રે જીવું, બીજા કોઈથકી નહિ બીવું;
તાન તમારી રે સાથે, કાંઇ ન ભૂલું બીજી ભાતે.
મનડું અટક્યું રે માવા, જીવણ નહિ દઉં તમને જાવા;
રુદિયા ભીતર રે રાખું, તન મન ધન વારીને નાખું.
પ્રભુ પ્રીતમના રે પ્યારા, પલક ના રહેશો અમથી ન્યારા.

### પદ ૧૨૩ મું–રાગ સદર

આંખો આગળ રે રહોને, અમને નિત્ય નિત્ય દર્શન દોને;
લોચન લાલચ રે લગાડી, વેરણ પલક પડે છે આડી.

પલક કલ્પસમ રે થાયે, અધક્ષણ અળગું નવ રહેવાયે;
નયણાં રોકે રે રસમાં, જિહ્વા ઝીલે તમારા જસમાં.
શ્રવણે સોહાય નહિ રે બીજું, શબ્દ તમારા સાંભળી રીઝું;
મનના મનોરથ રે એવા, કરીએ સદા તમારી સેવા.
મનડું મળવા રે હીસે, તન ધન સર્વે તમારું દીસે;
રૂપ તમારું રે રસિયું, મારા રુદેકમળમાં વસિયું.
પ્રભુ પ્રીતમના રે પામી, અંતર વસિયા અંતરજામી.

પદ ૧૨૪ મું–રાગ સદર

સદા તમારે રે સંગે, આનંદ ઊલટ વાધ્યો અંગે.
એ આનંદની રે લેહેરે, તે સુખ વર્ણવીએ કઇ પેરે.
જેને ઊપજે તે રે જાણે, મન પોતાનું મહાસુખ માણે.
મેહેરમ સાથે રે મળવું, મહીએરીએ સુખ નહિ કાંઇ હળવું.
વાહાલપણાની રે વાતો, આનંદ કહું પણ નથી કહેવાતો.
સાચું કહું છું રે તુજને, પ્રભુ પ્રીતમના મળિયા મુજને.

પદ ૧૨૫ મું–રાગ સદર

તાર ન તૂટે રે તેસું, અરસપરસ મન એકરસ એસું.
હરિને હેતે રે હેલી, લોકલાજ મરજાદા મેલી.
નિર્લજ થઇને રે ચાલું, નહિ કોઇ વહાલા સરખું વહાલું.
ગોઠડી ગોવિંદની રે ગમે છે, ચિતડું ચતુરવરસું રમે છે,
કોઇ જાણે રે કળમાં, દર્શન પરસન પાણી વળમાં.
પ્રભુ પ્રીતમનારે રસિયા, મોહનજી મારે મન વસિયા.

પદ ૧૨૬ મું–રાગ સદર

જીવડા જોનેરે જાગી, તારું આયુષ્ય જાય અભાગી;

પ્રપંચ નિદ્રા રે પ્રૌઢી, તેણે જ્ઞાન ચિત્તડું તોડી.
કાળે કાયારે ખાધી, નખશિખ લગી અવિદ્યા વાધી;
જન્મ ગમાવ્યો રે હીરા, પીધી માયા મોહમદિરા.
સુરભિસુતનીરે પેરે, લોચન ભર્યાં હળાહળ ઝેરે;
કેફે ન સૂઝેરે કાંઈ, આઠે પોહોરે અવિદ્યા માંહી.
દિલમાં દુર્મતિરે ભરાઇ, અંતર લાગી કરમની કાઈ;
હરિ હૃદામાંરે ક્યાંથી, તામસ ટળે નહિ તનમાંથી.
મનની મમતારે ન વામે, પ્રીતમ કેમ પ્રાણી સુખ પામે.

પદ ૧૨૭ મું–રાગ ગરબો હીંચનો

હો પ્રાણી રે પ્રપંચ મૂકી સાચપણું ઉર આણજે;
હો પ્રાણી રે જગત તમાસો જૂઠો કરીને જાણજે.
હો પ્રાણી રે માયાની ભૂલવણી ભૂલીશ મા;
હો પ્રાણી રે મિથ્યા સુખમાં ફોગટ તું ફૂલીશ મા.
હો પ્રાણી રે રખે વગોતાં, સ્વપ્નતણા વેહેવારમાં;
હો પ્રાણી રે લૂંટાઇશ મા લોકડિયાંની લારમાં.
હો પ્રાણી રે રસિયાજીનું રૂપ રુદેમાં રાખજો;
હો પ્રાણી રે પ્રેમસુધારસ પ્રેમ કરીને ચાખજો.
હો પ્રાણી રે પ્રીતમના સ્વામીને પળ ના વિસારીએ;
હો પ્રાણી રે ભજન કરીને આપણો જનમ સુધારીએ.

પદ ૧૨૮ મું–રાગ સદર

ચિત ચેતો રે જનમ ધરીને નામ હરિનું લીજીએ;
ચિત ચેતો રે પ્રેમથકી પરમારથ કાંઈક કીજીએ.
ચિત ચેતો રે રાગ દ્વેષ કાંઇ રુદેમાં નવ લાવીએ;

ચિત ચેતો રે કોઇ પ્રાણીને પીડા ના ઉપજાવીએ.
ચિત ચેતો રે આવો અવસર ફરી ફરીને નહિ મળે;
ચિત ચેતો રે જો જાણે તો જનમમરણ દુઃખડાં ટળે.
ચિત ચેતો રે ઇન્દ્રજાળમાં મૂઢ રહ્યો શું મોહીને;
ચિત ચેતો રે લક્ષ્મીવરની લીલા લેને જોઇને.
ચિત ચેતો રે એક કળે કરી બાંધ્યો આ સંસારને;
ચિત ચેતો રે ઝટ અંતરમાં ઓળખ જુગદાધારને.
ચિત ચેતો રે મિથ્યા મૃગજળ લેહેરતણી તૃષ્ણા તજો;
ચિત ચેતો રે પ્રીતમના સ્વામીને શુદ્ધ ભાવે ભજો.

પદ ૧૨૯ મું–રાગ કલ્યાણ

જીવ વચન વિચારી બોલે, બહુ બકવાદ ન કીજે;
નિર્મળ નામ રામ રઘુવરનું, નિત્ય નિરંતર લીજે. જીવ૦ ૧
શિવ, વિરંચિ, શેષ, શારદા, નિગમ પુરાણ વખાણે;
નામ અમૂલખ દામ ન બેસે, કેમ જડ જીવ ન જાણે; જીવ૦ ૨
ફૂટે કુંભે નીર ઠરે નહિ, વૃક્ષ વેડાયે ફળ ક્યાંથી;
એમ અસત ભાષણથી થાયે, હીણ તેજ તપ ત્યાંથી. જીવ૦ ૩
શિબિ દધીચિ બળી નૃપ દશરથ, હરિશ્ચંદ્ર પણ કહીએ;
શરીર ગયું પણ શબ્દ ન ચૂક્યા, તે પૂરા નર લહીએ. જીવ૦ ૪
દાતા સુર સત્ય સહુ સદ્‌ગુરુ, ભક્તતણે રુદે રહે છે;
કહે પ્રીતમ તે પ્રભુના પ્યારા, નિશદિન હરિ હરિ કહે છે. જીવ૦ ૫

પદ ૧૩૦ મું–રાગ સદર

તું તારું તન દેખ તપાસી, અનુભવ આંખ ઉઘાડી;
આશા તૃષ્ણા લોભ ઇર્ષ્યા, નાખ કલ્પના કાઢી. તું તારું.૧

પ્રભુપ્રેમે પરસે અમૃત વરસે, દરશે દાહાડી દાહાડી;
આઠે પોહોર આનંદની હેલી, ફૂલી રહી ફૂલવાડી. તું તારું.૨
દેહના નેહ થકી નહિ ન્યારો, ચિત્ત ચૈતન્યમાં લગાડી;
કહે પ્રીતમ તો તુંજ હરિ, વદે નિગમ નગારાં વગાડી. તું તારું.૩

પદ ૧૩૧ મું–રાગ સદર

જે સતસંગ કરે શુદ્ધ ચિત્તે, સઘળાં તીરથ તેને;
નીરખે નિત્ય નિરંતર હરિને, ભૂલે નિંદે નહિ કેને. જે સ૦૧
કામધેનુ ચિંતામણિ સુરતરુ,અમૃત ફળ નિત્યે એને;
શું કરવા ભરમે તે ભટકે, ઘટ ઘટમાં ગોવિંદ ચિને. જે સ૦૨
આઠે પહોર આનંદનો સિંધુ, ઊછળ્યો રહે દિનરેણે;
નિત્ય નિત્ય નેહ સહિત સતસંગે, પ્રીતમ પ્રેમરસ પીને. જે સ૦૩

પદ ૧૩૨ મું–ભજન કરી લ્યો ભાવે રે–એ રાગ

સામું જોયું છે તને શામળે રે, જીવ જોને વિચારી. (ટેક)
કૃષ્ણકૃપાનો તને નથી ઉધારો, આવો મનુષ્યદેહ ક્યાંથી મળે રે.
જીવ જોને વિચારી૦
કાચું રહ્યું તો તે તારી કોરનું, સમજ્યાથી સંશય ટળે રે.જી૦
પીડા પામે તેમાં દોષનહિ કોઇનો,સૌ આપ આપણી આપે બળેરે.જી૦
પ્રીતમ પ્રભુજીનું ભજન જે કરે, તેના અંગ ઉપર અમી ઢળે રે. જી૦

પદ ૧૩૩ મું–રાગ સદર

એવો અપરાધી કોણ છે રે, જેને ભજન ન ભાવે;
ભજન વિના ભૂતળભાર વેહેશો, ગર્ધવને શિર ગુણ છે રે.જે૦
નિર્મળ નયણે હરિના નીરખ્યા, તેના લોચનમાં રાઇ લૂણ છે રે.જે૦

જેને હૈયે હરિ હેતે ના વસિયા, તેના ઉજ્જડ આઠે પહોર છે રે. જે૦
પ્રીતમ પ્રભુજીનું સ્મરણ સાચું, જૂઠી જગતની જાળ છે રે. જે૦

પદ ૧૩૪ મું–રાગ ધોળ

માણસ તેને તું માનજે, માને વેદની વાત;
પુન્ય ભજનનીરે વાંછના, હેત હરિની સંગાથ. મા૦ ૧
તીરથ તપ વ્રત દાનસું, જેને પૂરણ પ્રીત;
શુભ કરમને રે આચરે, તજે અવર અનીત. મા૦ ૨
સમજણ સાર અસારની, બોલે વચન વિવેક;
રાખે ભરોંસો રામનો, ના ધરે ભ્રમ અનેક. મા૦ ૩
નીતિ ધર્મને અનુસરે, ઇચ્છે ભવ તરવા એહ;
પ્રીતમ તેને પ્રમાણજે, માણસ ઉત્તમ તેહ. મા૦ ૪

પદ ૧૩૫ મું–રાગ સદર

હરિજન તેને તું જાણજે, જેને રુદીએ હરિરંગ;
સ્મરણ સેવન ગુરુદેવનું, તુલસી તિલક ધરે અંગ. હરિજન૦૧
સદ્‌બુદ્ધિ સતશાસ્ત્રનું, જેને શ્રવણ મનન;
મન કર્મ વચને મહારાજને, અર્પણ તન મન ધન. હરિજન૦૨
વૃથા વાણી વદે નહિ, રસનાએ રટે હરિનામ;
રુદયકમળ રસે ભર્યું, પૂરણ પ્રેમનિધાન. હરિજન૦૩
ભૂલે કોઇને નિંદે નહિ, વંદે સદ્‌ગુરુ રામ;
પ્રીતમ સત્ય તે સાધુવા, હરિજન તેનું નામ. હરિજન૦૪

પદ ૧૩૬ મું–રાગ સદર

સંત શિરોમણિ સર્વથી, શીતળ શબ્દ રસાળ;
કરુણા સૌ પ્રાણી ઉપર, પૂરણ પરમ દયાળ. સંત૦ ૧

ભક્તિ જ્ઞાન વૈરાગ્યવંત, નિત્યાનિત્ય વિવેક;
સમદૃષ્ટિ સઉને લેખવે, દેખે આતમા એક. સંત૦ ૨
ચરણે આવે જે ચાહીને, તેને આપે અભેદાન;
આત્મતત્ત્વ ઉપદેશ દઈ, કરે આપ સમાન. સંત૦ ૩
નિર્ગુણ નિર્મળ નિશ્ચળ સદા, જીવન્મુક્તજન જેહ;
વૃત્તિ અખંડ સમાધિમાં, વળતું રૂપ વિદેહ. સંત૦ ૪
દર્શન દુર્લભ દેવને, વાંછે હરિ હર અજ
પ્રીતમ પૂરણ પ્રીતસું, પરસે તન પદરજ. સંત૦ ૫

પદ ૧૩૭ મું–રાગ સદર

મૂરખ સરખાં તે માણસાં, જેને સમજણ નહિ રેખ;
ભાવ ભરોંસો ભક્તિ નહિ, ન મળે જ્ઞાન વિવેક. મૂ૦ ૧
ભોજન મૈથુન ભય નિંદરા, તે સઉ પ્રાણીને હોય;
જેણે હરિને જાણ્યા નહિ, સંશે ભરિયા સઉ કોઇ. મૂ૦ ૨
ડાહ્યા દિસે વ્યવહારમાં, ગાયા નહિ રે ગોવિંદ;
કાયા સદાએ સૂતકી, વાહ્યા માયાએ મંદ. મૂ૦ ૩
જેવાં જંગલનાં રોઝડાં, પામર પશુ સમાન;
ભૂંડ તણું સુખ ભોગવે, રુદે નહિ હરિનું ધ્યાન. મૂ૦ ૪
શબ્દ માને નહિ સંતના, ન મૂકે દેહાભિમાન,
કહે પ્રીતમ તે પ્રાણીને, પડવું નરક નિદાન. મૂ૦ ૫

પદ ૧૩૮ મું–રાગ ધોળ

હરિમહિમા મોટા જન જાણે, સનકાદિક શુકદેવ જોને;
અજતનયા ઉમિયાપતિ વંદે, કરે કમળાપતિ સેવ જોને.
વ્યાસ વિરંચિ વેદ વખાણે, અપાર લીલા એની જોને;

નાથ વિના બીજો નહિ બળિયો, જોયું ચિત્તમાં ચીની જોને.
સદા સર્વદા સુખમાં ઝીલું, સુંદરવરને સંગે જોને;
માટે મારું મન મોહ્યું છે, રસિકવરને રંગે જોને.
અગર ચંદનના વનમાં જઇને, ભોગી ભમરો બેઠો જોને;
ઊડીને અળગો નવ જાયે, સ્વાદ સુખડનો દીઠો જોને.
અમૃતના સાગરની માંહી, મગન થયું મન મીન જોને;
એક નિમિષ ન્યારું નહિ થાયે, રહે રસમાંહી લીન જોને.
કમળનેણની સુંદર શોભા, નીરખું નૌતમ નિત્ય જોને;
પ્રીતમના સ્વામીની સાથે, બાંધી પૂરણ પ્રીત્ય જોને.

પદ ૧૩૯ મું-રાગ સદર

હરિની માયા મહા બળવંતી, કોણે જીતી નવ જાય જોને;
જોગીને તો જોતી હીંડે, ભોગીને તો ખાય જોને.
કાયરને તો કૂટી નાખે, શૂરા પૂંઠળ ધાય જોને;
જ્ઞાનીને ગોતીને મારે, અજ્ઞાની અથડાય જોને.
પંડિતને પ્રપંચે મારે, કોણે નવ કળાય જોને;
હરીફને તો હાથે મારે, મહાઠગણી કહેવાય જોને.
ચતુરને તો ચૂંટી નાખે, ચટાક ચોંટી જાય જોને;
તપસીને તો ટીપી નાખે, કરણીમાં કૂટાય જોને.
હરિની અતિ અપરબળ માયા, જોરે નવ જિતાય જોને;
પ્રીતમનો સ્વામી પરમ સ્નેહી, પ્રેમતણે વશ થાય જોને.

પદ ૧૪૦ મું-રાગ સાખી

રસના રામ રટણ કરી લે, બીજું બકવું મૂકી દે. ૧
બીજું બોલ્યાનું શું કામ, લેને એક હરિનું નામ. ૨

નામે નિર્મળ કાયા થાય, ભવનાં બંધન છૂટી જાય. ૩
લેતાં કશો ન પહોંચે શ્રમ, તેને વિસારો છો ક્યમ. ૪
હવે શું કહું વારંવાર, દેખતાં ડૂબ્યો સૌ સંસાર. ૫
અમૃત પીતાં આળસ થાય, વહાલ ધરીને વિખડું ખાય. ૬
એવો જીવ અભાગી જાણ, ભૂલી ભટક્યો ચારે ખાણ. ૭
નિંદા ન કરીશ કોઇની કાંય, રાખો હરિને રુદિયામાંય. ૮
તેથી ટળશે તારા તાપ, પડશે પ્રેમ પ્રીતની છાપ. ૯
ધરજો પ્રભુશું પૂરણ પ્રેમ, હૈડું થાશે ટાઢું હેમ. ૧૦
આવે સુખડું અગમ અપાર, પ્રીતમ થાય સફળ અવતાર. ૧૧

### પદ ૧૪૧ મું–રાગ ધોળ

તું તો રામ સમરને પાપી રે, તને મુનશા દેહડી આપી રે.
તારાં તાપ નિવાર્યાં હરિએ રે, તેની ભક્તિ શે ના કરીએ રે.
પશુ ફેડીને પુરુષ કીધો રે, તેનો સાચો શરણો ના લીધો રે.
તું તો કાગ થઈ કળકળતો રે, તું તો રોઝ થઈ રઝળતો રે.
તું તો ઢોર થઇને ધાતો રે, અન્ન મૂકીને ખરસલું ખાતો રે.
તું તો અશ્વ થઈ આથડતો રે, ઘાસ દાણો વેળાએ ના જડતો રે.
તું તો ઊંટ થઇને ભટકતો રે, બહુ ભાર અપાર ઊંચકતો રે.
ગામ શૂકર થઇને ફરતો રે, મહાપાપે કરી પેટ ભરતો રે.
ઘણું ગર્ધવ થઈ આથડતો રે, બહુ માર જગતનો પડતો રે.
જંબુક થઇ જંગલમાં રહેતોરે, તું તો સાર અસાર ના લેતો રે.
મીન મગર થઇ આફળતો રે, જીવજંત અનંતને ગળતો રે.
તું તો ઝાડ થઇ અવતરતો રે, કોઈ કાપીને કડકા કરતો રે.
તું તો પંખી થઇ પરવરતો રે, બહુ માળાં જાળાંમાં ફરતો રે.

કીટ કૃમિ પતંગ થયો પ્રાણી રે, એમ ભટક્યો તે ચારે ખાણી રે.
દુઃખ દીઠું તે દીનદયાળે રે, કરી કરુણા શ્રીગોપાળે રે.
મહેર કરી મુનશા દેહ આપી રે, સૌ સંકટ નાખ્યાં કાપી રે.
પામ્યો ભાવતા ભોગ વિલાસ રે, સુત સુંદર દાસી ને દાસ રે.
પડછાયો પોતાનો નિહાળે રે, જાણે મરવું નથી કોઇ કાળે રે.
સિંહાસન બેઠો ફૂલી રે, દહાડા દુઃખના ગયો સૌ ભૂલી રે.
કરે કરમ અતિ અહંકારે રે, આવી નડશે તે એકી વારે રે.
બાંધીરૂંધીને જમપુરી લીધો રે, બહુ માર વિવિધ પેરે દીધો રે.
એવું જાણીને ભજ અવિનાશી રે, ટળે ચાર ખાણ ચોરાશી રે.
ભજો પ્રીતમ ભાવ કરીને રે, ગયો અવસર ના'વે ફરીને રે.

### પદ ૧૪૧ મું–રાગ સદર

ભાઇઓ ભક્તિ મારગ છે આકરો.
હાંસી ખેલ નોય એ તો કામ છે હિંમતનું,
એમાં અજ્ઞાનીનો નહિ આશરો રે. ભાઇઓ૦ ૧
પ્રેમીજન હોય તે તો પ્રેમના રે પારખુ;
એમાં બીજાને આવે ઊભરો રે. ભાઇઓ૦ ૨
હરિ હરિ ભજીએ ને ઓર સુખ તજીએ,
બીજો મત પાખંડ મેલો પરો રે. ભાઇઓ૦ ૩
પ્રીતમ પ્રભુનું ભજન કરી લ્યો,
તુંને જોઇ લેશે ખોટા ખરો રે. ભાઇઓ૦ ૪

### પદ ૧૪૨ મું–રાગ ધોળ

સુરતા લાગી છે જેની ભ્રમણા ભાગી છે,
જાણે કોઇ સંત સુજાણ; સોહાગી જેની સુરતા લાગી છે. (ટેક)

નટડીએ ખેલ રચ્યો રે ચોગાનમાં;
વરત વિના બીજું નજરે ન આવે, જેની સુરતા૦ ૧
ચાતક સ્વાતિનું બિંદુ પોકારે,
અવર ન ભાવે બીજું નજરે ન આવે, જેની સુરતા૦ ૨
શૂરાનાં લક્ષણ એવાં રે ભાઇ,
ઝુંઝ ચડે ત્યારે પૂઠે ન જુએ, જેની સુરતા૦ ૩
મોટા જોગેશ્વર જેણે મન વશ કીધાં,
સિંધુમાં પેસીને મોતી રે લીધાં, જેની સુરતા૦ ૪
ભક્તિનાં લક્ષણ એવાં રે ભાઇ,
પ્રીતમના સ્વામી મારા વસ્યા છો હૈયે. જેની સુરતા૦ ૬

પદ ૧૪૩ મું–રાગ ગરબી

સુંદિર શ્યામ સોહામણો, ભજ ભાવશું;
જેને નિગમ નિરંતર ગાય, તેને ભજ ભાવશું.
શિવ વિરંચિને શારદા, ભજ ભાવશું;
રસ ચરણકમળચિત્ત ચ્હાય તેને ભજ ભાવશું.
જેણે પાણીમાં પથ્થર તારિયા ભજ ભાવશું;
એવો નામ તણો મહિમાય, તેને ભજ ભાવશું.
જેણે તાર્યો અજામિલ પાતકી, ભજ ભાવશું;
ગજ ગુણકાની કીધી સ્હાય, તેને ભજ ભાવશું.
જેણે દ્રુપદસુતાને પટ પૂરિયાં, ભજ ભાવશું;
એવા અગણિત ગુણ ન ગણાય, તેને ભજ ભાવશું.
દાસ તણાં દુઃખ ટાળવા, ભજ ભાવશું;
એક શ્વાસે ઊઠીને ધાય, તેને ભજ ભાવશું.

અવગુણ સામું જુએ નહિ, ભજ ભાવશું;
એવા ગુણવંતા ગોકુળરાય, તેને ભજ ભાવશું.
જેનો ઠોર નહિ ત્રિલોકમાં, ભજ ભાવશું;
તે તો હરિને શરણે સમાય, તેને ભજ ભાવશું.
અખિલ લોકનો આતમા, ભજ ભાવશું;
જેના સ્મરણથી સુખ થાય, તેને ભજ ભાવશું.
પ્રીતમ પ્રભુને સંભારતાં, ભજ ભાવશું;
દુઃખ જન્મમરણ મટી જાય, તેને ભજ ભાવશું.

પદ ૧૪૪ મું-રાગ સદર

શા માટે સમજે નહિ, નથી જાણતો;
પામ્યો મોંઘો મનુષ્યાવતાર, શે નથી જાણતો.
વાસો વસ્યો વેરી વચ્ચે, નથી જાણતો;
કેમ ગાફલ રહે રે ગમાર, શે નથી જાણતો.
શે સુખે આવે તને નિંદરા, નથી જાણતો;
છે માથે મરણનો માર, શે નથી જાણતો.
કાળ ફરે શિર ઉપરે, નથી જાણતો;
ક્ષણું લેતાં નહિ લાગે વાર, શે નથી જાણતો.
હાથ હડે પગ પેંગડે, નથી જાણતો;
તેમાં રહેવાનો કોણ વિચાર, શે નથી જાણતો.
મુસાફર સૌ કો મળ્યું, નથી જાણતો;
વેગે વહ્યો જાય સંસાર, શે નથી જાણતો.
મારગ વહે છે ઉતાવળો, નથી જાણતો;
સૌ ચાલ્યું લાર કતાર, શે નથી જાણતો;

કોઇ કોનું સંગી નહિ, નથી જાણતો;
જાવું અગમ પંથ નિરધાર, શે નથી જાણતો.
સ્વારથનું સર્વે સગું, નથી જાણતો;
માયા પ્રપંચ રચ્યો રે અપાર, શે નથી જાણતો.
બહુ બંધન આ જીવને, નથી જાણતો;
નહિ છૂટયાનો લાગ લગાર, શે નથી જાણતો.
ધન બેડી ને ઘર ભાસઠી, નથી જાણતો;
ગળે તોસ કુટુંબ પરિવાર, શે નથી જાણતો.
દેહ ઘર સુત સુંદરી, નથી જાણતો;
એ મોટાં બંધન ચાર, શે નથી જાણતો.
અનેક પેરની આપદા, નથી જાણતો;
પીડે પ્રાણીને વિવિધ વિકાર, શે નથી જાણતો.
તેમાંથી કોઇક છૂટશે, નથી જાણતો;
જેને હરિ ગુરુ છોડણહાર, શે નથી જાણતો.
ગર્ભસંકટ આવે નહિ, નથી જાણતો;
ફરી ન પડે ફંદ મોઝાર, શે નથી જાણતો.
કહે પ્રીતમ પદ પામિયાં, નથી જાણતો;
જે સર્વે શિરોમણિ સાર, શે નથી જાણતો.

પદ ૧૪૫ મું–રાગ ધોળ

પ્રેમ તણે પંથ ચાલે રે, તે મહાપદ મહાલે,
બે ડગલાં બાળક ચડે સીડી, માતા આવીને કર ઝાલે રે. તે મ૦
ત્રિભુવન વ્યાપક તેજ તમારું, તમ વિના તરણું ન હાલે રે. તે મ૦
જેને હૈયે હરિ આપ બિરાજે, તેને તાપ ન સાલે રે. તે મ૦

પ્રીતમનો સ્વામી શામળિયો, ભક્તને ભાવે પાળે રે. તે મ૦

પદ ૧૪૬ મું–રાગ સદર

લે ગોવિંદગુણ ગાઇ રે, દેહ દુર્લભ ભાઇ.
રત્ન પદારથ દેહ અમૂલખ, કોડીને બદલે ગમાઇ રે. દેહ૦
એક ઘડી હરિનામ ન લીધું, મૂઓ ધંધામાં ધાઇ રે. દેહ૦
કરોળિયાનું કરમ કમાયો, આપ રહ્યો ઉર જાઇ રે. દેહ૦
પ્રીતમનો સ્વામી શામળિયો, સેવકનો સુખદાઈ રે. દેહ૦

પદ ૧૪૭ મું–રાગ સદર

કરુણાસિંધુ હરિને રે, ભજ ભાવ ધરીને,
હું હું કરતો શું રે હિંડે છે, મૂરખ જઇશ મરીને રે. ભજ ભાવ૦
ગયા અનેક તેની ગણતી, જોને પાછું ફરીને રે. ભજ ભાવ૦
સાચું જૂઠું કરીને જીવે, પાપ પેટ ભરીને રે. ભજ ભાવ૦
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, બેસ ઠેકાણે ઠરીને રે. ભજ ભાવ૦

પદ ૧૪૮ મું–રાગ સદર

કર હરિસમરણ સાચું રે, કામ કાયાનું કાચું,
મિથ્યા દેહમાં મોહ શું પામ્યો, ફરી ફરી પડવું પાછું રે, કામ૦
ચાર ઘડીનું લટકું ચટકું, રંગ પતંગે શું રાચું રે, કામ૦
કૃષ્ણકથા કર કીર્તન પ્રેમે, શે નહિ નેહે નાચું રે, કામ૦
પ્રીતમ પ્રભુશું કર જોડીને, ભક્તિ જુગો જુગ જાચું રે. કામ૦

પદ ૧૪૯ મું–રાગ પ્રભાતી

અંતરજામીનું નથી અજાણ્યું, મન માને તેમ મહાલો;
પુન્ય પાપના બે મારગ છે, મનમાને તે ઝાલો. (ટેક)
કર્યાં કર્મ ભોગવવાં પડશે, જોઈ વિચારીને ચાલો;

હરિને ઘેર તો હિસાબ ઠીક છે, કોણ વેરી કોણ વહાલો. અંતર૦
વણસમજ્યો વેપાર કરો છો, ફેરો પડશે ઠાલો;
પ્રીતમનો સ્વામી પ્રેમ સનેહી, નાગર નંદનો લાલો. અંતર૦

પદ ૧૫૦ મું–રાગ પ્રભાતી ધોળ

ચેત ચેત રે અચેત પ્રાણી, સૂતો આળસ આણી રે;
ઉત્તમ અવસર જાણી જીવડા જાગને રે.
કાચી કાયા વાદળ છાયા, તેમાં શું લોભાયો રે;
મિથ્યા માયા મૃગતૃષ્ણાજળ ત્યાગને રે. ૧
અનેક શૂરા ગયા અધૂરા, કામે કાયર પૂરા રે;
ચાવી ચૂરા કર્યા તેની ગણતી નહિ રે,
ગુલરફળનાં જંતુ જેવાં, સૃષ્ટિનાં સુખ એવાં રે;
માયાને મન એવું એ સાચું સહી રે. ૨
જાણ્યા જેવા જળ પરપોટા, દીસે નાના મોટા રે;
ફૂલ્યા તે તો સર્વે ફૂટી જાય છે રે;
હરિને શરણે આવે જ્યારે, તેના તાપ નિવારે રે;
કહે પ્રીતમ તે ત્યારે નિરભે નિશ્ચે થાય છે રે;

પદ ૧૫૧ મું–રાગ સહર

જીવ અભાગી કાંઇ ના જાણે, મિથ્યા સુખને માણે રે;
સાચું ઉર ના આણે એ અચરજ મહા રે,
જૂઠી બાજીમાં શું મોહ્યો અમૂલખ અવસર ખોયો રે;
જૂઠે જન્મ વગોવ્યો તો કહીએ કહા રે. ૧
દેખત ભૂલ્યો કહ્યું ન માને, તેને શું સમજાવે રે;
હાથ ન આવે સો મણ છાલાં કૂટીએ રે,

ખળને કાંઇ પ્રતીત ન આવે, સામા ઉત્તર આપે રે;
જ્ઞાન ન આવે નિશ્ચે નાસી છૂટીએ રે. ૨
અધિકારીને સંગ લાગે, જેમ નિદ્રાથી જાગે રે;
તેના સંશય ભાગે જે ભાવે ભજે રે,
મુમુક્ષુની સમજણ ન્યારી, શું જાણે સંસારી રે;
પ્રીતમ અર્થ વિચારે સૌ અનરથ તજે રે. ૩

પદ ૧૫૨ મું-રાગ સદર

સદ્ગુરુ સંગે રહીએ રંગે, આનંદ વાધે અંગે રે;
પૂરણ પ્રેમ પ્રસંગે પ્રભુને નિહાળીએ રે.
નેહે નીરખું હૈડે હરખું, નહિ શામળિયા સરખું રે;
અલબેલા વાલાશું અંતર ટાળીએ રે. ૧
આનંદકારી અખંડ વિહારી, ગોપીવર ગિરધારી રે;
હું બલિહારિ વારી તારા નામને રે,
જ્યાં જેવો ત્યાં તેવો તે તો, અકળ સ્વરૂપી એવો રે,
સ્નેહ ધરીને સેવો સુંદરશ્યામને રે. ૨
રમતાં નામ નિરંતર ન્યાળો, 'હું-મારાં'ને ટાળો રે;
પ્રીતમ પ્રેમે પાળો નાતું નેહનું રે. ૩

પદ ૧૫૩ મું-રાગ સદર

નેહ વિના હરિ ન મળે કેને, એવું લક્ષણ એને રે;
જેને ભેટે તેનાં ભવદુઃખ જાય છે રે,
ભૂપ ભુવન ભોજન ના ભાવે, દાસ તેડે ત્યાં આવે રે;
ભક્તતણે ઘેર ભાવે ભાજી ખાય છે રે. ૧
શવરી સજનો મલિન વિચારી, કરમા કુણ આચારી રે;

સ્નેહ વિચારી શામળિયો ભોજન કરે રે,
જન્મ કર્મ કુળ જાત નાતની, નહિ એને અધિકાઈ રે;
ભાવે ભક્તશું ભૂધરજી પાણી ભરે રે. ૨
સ્નેહતણું એ કારણ મોટું, પ્રેમ વિના સૌ ખોટું રે;
જપ તપ તીરથ જગન કરે શું થાય છે રે,
ગોપીજનનાં ગોરસ પીધાં, ચીર હરીને લીધાં રે;
બાળચરિત્ર બહુ કીધાં ગ્રંથે ગાય છે રે. ૩
પ્રેમતણે વશ ધાયો આવે, હેતે હસી બોલાવે રે;
પ્રીત વિના પ્રપંચ ના ભાવે નાથને રે,
પ્રીતમનો સ્વામી શામળિયો, અતિ બળિયામાં બળિયો રે;
આવી અઢળક ઢળિયો અબળા સાથને રે. ૪

## પદ ૧૫૪ મું–રાગ કાફી

રતન પદારથ રે અલ્યા તને જનમ દિયો;
માયામાં વીંટાણો રે, ભૂંડા તું તો કાંઇ ન લહ્યો. (ટેક)
બાર વરસ બચપણમાં ખોયાં, ત્રીસ વરસનો થયો;
સિત્તેર વરસ સુધી સમજ્યો નહિ, અફળ જન્મારો ગયો;
હવે શું ચેતે રે જનમ તો પૂરો થયો. રતન પદા૦ ૧
મુનશાદેહીએ પ્રભુ ભજ્યો તે, અખંડ ઊગી રહ્યો;
આવાગમનનો ફેરો રે ટળિયો, તે સદ્દગુરુ સરખો થયો;
પૂરણપદ પામ્યો રે, તે તો વૈકુંઠ ગયો. રતન પદા૦ ૨
સાચો ધણી ને સમરથ બેલી, જો ગુણ તે હરિના ગાય;
પ્રીતમના સ્વામીને ભજતાં, જન્મોજનમ ટળી જાય;
પ્રાણજીવન પાતળિયો રે, મારા તો ઘટમાં રહ્યો.રતન પદા૦ ૩

પદ ૧૫૫ મું-રાગ સદર

હરિરસ પીજે રે, પરમ પ્રેમે કરી;
ઉર અંતરમાં રે, લીજે એક ધ્યાન ધરી. (ટેક)
અધમઉદ્ધારણ ભવજળતારણ, નરકનિવારણ નામ;
જાણે અજાણે જપે જિહ્વાએ, તે પામે અવિચળ ઠામ;
શ્વાસઉચ્છ્વાસે રે, રસના રટને હરિ. હરિ૦ ૧
અજામિલ ગજ ગુણકા નારી, નામે પામ્યાં પાર;
પાતક પ્રલે થયાં સૌ તેનાં, ક્ષણ ન લાગી વાર;
ગોવિંદગુણ ગાતાં રે, ગયા બહુ પતિત તરી. હરિ૦ ૨
પિંડ બ્રહ્માંડનો પ્રેરક પોતે, સૌનો સાક્ષી સોય;
અકળ અરૂપી સહજ સ્વરૂપી, આવરણ એકે ન હોય;
માયા ન લાગે રે, નાઠા દેશ કાળ ડરી. હરિ૦ ૩
અમલ અખંડ અમાપ ખુમારી, સદ્ગુરુથી પિવાય;
લગન મગન જનસાનમાં ગાજે, અભે અમર તે થાય;
કહે જન પ્રીતમ રે, ન પડે ફંદ ફરી. હરિ૦ ૪

પદ ૧૫૬ મું-રાગ સદર

સદ્ગુરુ શબ્દે રે, ત્રિવિધિ તાપ ટળ્યા;
એવા અંતરજામી રે, પ્રેમે પ્રગટ મળ્યા. (ટેક)
કરી કસોટી કુંદન કીધું, કાપી કાઢ્યો મેલ;
બહાર ભીતર એક સ્વતંતર, થઇ ગયું સૌ સેહેલ;
જ્ઞાનવહનિમાં રે, અઘના ઓઘ બળ્યા. સદ્ગુરુ ૧૦
જીવભાવ મેટીને ગુરુએ, કીધો બ્રહ્મસ્વરૂપ;
સંશયરહિત થયો શુદ્ધ ચૈતન, કોણ પડે ભવકૂપ;

કલ્પના સૌ મટી ગઇ રે, મન પાષાણ ગળ્યા. સદ્દગુરુ૦ ૨
કળા કૂંચી આપી સદ્દગુરુએ, રાખ્યો આપ ઉદાસ;
ધરણી ઉપર ચરણ ધરે નહિ, જેમ અનળ રહે આકાશ;
અજર રસ પીધોરે, પ્રપંચ દૂર પળ્યા. સદ્દગુરુ૦ ૩
તત્ત્વમસિ તુરિયાપદ પામ્યું, ટળ્યા દ્વૈતના દ્વંદ;
નિજાનંદ નિરંતર નીરખ્યા, નિરાલંબ નિરદ્વંદ;
પ્રીતમ સ્વયં પોતે રે, અઢળક થઇને ઢળ્યા. સદ્દગુરુ૦ ૪

પદ ૧૫૭ મું–રાગ સદર

તત્ત્વ સાંખ્ય માંહે રે, જોયું જુગત કરી;
સરવ સમાતાં રે, ઊગરે એક હરિ. (ટેક)
ઇન્દ્રિ દેવ વિષય ગુણવૃત્તિ, સૌનો પ્રેરક સોય;
વસ્તુ વિચાર કરીને જોતાં, આવરણ એકે ન હોય;
આનંદકોશે રે, અનુભવ દષ્ટિ ઠરી. તત્ત્વસાંખ્ય૦ ૧
શુદ્ધ ચૈતન્ય સાક્ષી પ્રમાતા, પ્રમાણ પ્રમેતી એક;
અદ્વૈત એક અખંડ અવિનાશી, નિગમ કહે નેતિ નેતિ;
નાથ નિરંતર રે, નીરખ્યા નજર ભરી. તત્ત્વસાંખ્ય૦ ૨
કનક દંડ સાકરનું શ્રીફળ, રત્નકુંભ એક રૂપ;
બાહર ભીતર નાથ નિરંતર, આપે અકળ સ્વરૂપ;
એકરસ ઈશ્વર રે, નહિ કોઇ મિત્ર અરિ. તત્ત્વસાંખ્ય૦ ૩
બ્રહ્મપયોધિ ભર્યો પરિપૂરણ, ન મળે ન્યૂન લગાર;
મૃત્યુ તે અમૃત થઈ નીવડ્યું, પ્રગટ્યો પ્રેમ અપાર;
પ્રીતમ પ્રીછે રે, ગુરુગમ સાન ખરી, તત્ત્વસાંખ્ય૦ ૪

પદ ૧૫૮ મું–રાગ ધોળ

કાળ વ્યાલનો ડંખ ન લાગે, અમૃત નામ ઉચારે જો;

પ્રેમ પ્રકાશ કરે ઘટ ભીતર, દુર્મતિ દૂર નિવારે જો.
ચિંતામણિ ચિંતાને ટાળે, વાત લેજો માની જો;
જે પંખી સુરતરુને સેવે, તેને ચિંતા શાની જો.
હરિનું સ્મરણ કરે નિરંતર, તેને સંકટ શાનું જો;
નૌકા સૌને પાર ઉતારે, કોણ મોટું કોણ નાનું જો.
ઊંચનીચનું અંતર ન મળે, હરિને ભજે તે હરિનો જો;
તે પ્રાણી ન પડે માયામાં, વાસી વૈકુંઠપુરીનો જો.
જેને માથે ગિરધર ગાજે, તેને શાનો તોટો જો;
પ્રીતમ પ્રભુનું ભજન કરશે, તે સરખો નહિ મોટો જો.

પદ ૧૫૯ મું-રાગ સદર

તું તો નિંદા ન કરીશ કોઇની, પ્રેમે સુધારસ પીજે જો;
આ સૃષ્ટિ શામળિયાજીની, કોઇને દુઃખ ના દીજે જો;
જીવ દુઃખાવે હરિ દુઃખાયે, એનો અર્થ છે એવો જો;
અવગુણ કોઈનો ઉર ના ધરીએ, ગુણ ગોતીને લેવો જો.
માંદાને મિષ્ટાન્ન પચે નહિ, પાંચા ખીલો થાય જો;
ઓસડ ખાય ને ચરી ન પાળે, તેનો રોગ ન જાય જો,
હક બોલો હરિને સંભારો, દયા ઉરમાં ધારો જો;
આશા તૃષ્ણા લોભ ઇર્ષ્યા, દિલથી દૂર નિવારો જો.
સમદૃષ્ટિ સૌ ઉપર આણો, દુષ્ટ ભાવને ટાળો જો;
પ્રીતમના સ્વામીની સાથે, પ્રેમ નેમ નિત્ય પાળો જો.

પદ ૧૬૦ મું-રાગ સદર

પ્રેમીજનની પાસ પ્રભુ છે, દુર્જનિયાંથી દૂર જો;
કીડી કુંજર સ્થાવર જંગમ, રામ રહ્યો ભરપૂર જો.

સર્વ દેવની માંહી નિરંજન, ઘટ ઘટ માંહી બોલે જો;
દયા કરે તે દર્શન પામે, માયાના પટ ખોલે જો.
સચરાચરજ શોભે એક, અંતરજામી રામ જો;
અણુમાત્ર પણ ખાલી ન મળે, પગ ધરવાનું ઠામ જો.
જ્યાં જુઓ ત્યાં તેવો થઇને, રસિયે રંગ મચાવ્યો જો;
પ્રીતમનો સ્વામી શામળિયો, ભાવ્યો તેને ભાવ્યો જો.

પદ ૧૬૧ મું–રાગ સદર

કાયાનો અહંકાર ન કરશો, કાયા કાચો કળશ્યો જો;
આજકાલ દિન પાંચસાતમાં, ધૂળ થઇને ઢળશો જો.
વેળુનું ઘર વણસી જાશે; માન કહ્યું તું મારૂં જો;
મૃગતૃષ્ણા સાગરની લેહેરો, એવું છે તન તારૂં જો.
દહીંએ દૂધે દાડી સીંચે, સુધા અંગ લગાવે જો;
જતન કરી બહુ જાળવે કાંઇ, અંતે કામ નહિ આવે જો.
વ્યાધિ દુઃખ કલેવર કહીએ, કલેશ કેરૂં મૂળ જો;
મૂરખ તેમાં શું મોહ્યો છે, મુખમાં પડશે ધૂળ જો.
જમરા ભમરા ફરે શીશ પર, કરશે ખેંચતાણ જો;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, જો ઇચ્છે કલ્યાણ જો.

પદ ૧૬૨ મું–રાગ સદર

અચેત તારી ઊંઘ ન ઊડે, મરણ માથે ગાજે જો;
ઘણા કાળ કુટાયો કુબુદ્ધિ, તોય લંપટ ના લાજે જો.
વિષયભોગથી ભૂખ ન ભાગી, ભૂતની પેરે ભમતો જો;
પોતાના ઉદરને અર્થે, અનેક જીવને દમતો જો.
શીળપણું સંતોષ ન આવ્યો, ઢોરની પેરે ધાતો જો;

ધનનો ઢગલો મૂકી દઇને, જઈ ખરસલું ખાતો જો.
પશુ પંખી થઇને પરવરતો, ઝાડ પહાડ અવતરતો જો;
આશાતૃષ્ણા લોભ ઇર્ષ્યા, તેને તાણ્યો ફરતો જો.
હવે હરિનું ભજન કરી લે, ભવનું ભટકણ ભાગે જો;
પ્રીતમના સ્વામીની સાથે, જો સાચો રંગ લાગે જો.

પદ ૧૬૩ મું-રાગ સદર

પરમારથનો અર્થ ન પ્રીછ્યો, તું તો પામર પ્રાણી જો;
મુનશા દેહ મુક્તિનો અવસર, તેની જુક્તિ ન જાણી જો.
પુરુષ ખરો પણ પશુથી ખોટો, જીવ જનાવર જેવો જો;
જો ઇચ્છો ભવ તરવાને તો, હરિગુરુ સંતને સેવો જો.
આપ આપ તે આપણું ને, રાખ રાખ તે રાખ જો;
ધન સામું ખરચી નવ જાણ્યું, જેવી મધની માંખ જો.
અસત્ય જૂઠથી કર્યું એકઠું, તે તો કોઇક ખાશે જો;
અંતસમે આવી દુઃખ પડશે, પ્રાણી તે પસ્તાશે જો.
થડથી ભૂલ્યો દેખત ડૂલ્યો, હરિ મેલ્યા વિસારી જો;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, આનંદ અખંડ વિહારી જો.

પદ ૧૬૪ મું-રાગ સદર

આળપંપાળે અવસર વીત્યો, શુભ કારજ ના કીધું જો;
એક ઘડી એકાંતે બેસી, હરિનું નામ ન લીધું જો.
આવ્યો તો કાંઈ લાભ કમાવા, મુદ્દલ માંહી ગમાયો જો;
હરિહીરો મૂકીને મૂરખ, કોડીમાંહી લલચાયો જો;
ધામધૂમ ધંધામાં ધાયો, ગાયો નહિ ગિરધારી જો;
છુંકારે કાંઇ હાથ ન આવ્યું, સર્વસ્વ બેઠો હારી જો.

હરિના ભજન વિના બહુ ભમવું, મરવું ને અવતરવું જો;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, તેથી તારે તરવું જો.

પદ ૧૬૫ મું-રાગ સદર

ચડવું તારે હરિને નામે, અવર નહિ ઉપાય જો;
અનંતકોટિ આગિયા પ્રગટે, રવિ વિણ રાત ના જાય જો.
લોઢાનું કંચન કરવું પણ, પારસ વિણ નવ થાય જો;
શુદ્ધ વિચાર વિના નવ સમજે, રાતદિવસ શું ગાય જો.
સમજે સાધન થાય સહેજમાં, વણ સમજે પચી મરવું જો;
ગાડે બેઠાં ગામ આવે, ન પડે પ્રેતન કરવું જો.
હરિગુરુ સંત કૃપા કરે તો, જન્મમરણ દુઃખ જાય જો;
પ્રીતમ પ્રભુના ભજનપ્રતાપે, કોઇ દિન કાળ ન ખાય જો.

પદ ૧૬૬ મું-રાગ સદર

સૂતાં બેઠાં શામળિયાજી, તાન તમારી સાથે જો;
બોલ્યું ન ગમે બીજા કોઇનું, નેહ વધાર્યો નાથે જો.
દાતણ કરતાં દર્શન પામું, નાતાં નજરે આવે જો;
ભોજન વેળા ભેળા ભાળું, આનંદ ઉર ઉપજાવે જો.
વસુધા ઉપર વ્યાપક દેખું, ગગને જોઉં તો ગાજે જો;
દશે દિશા દીસે છે રમતા, સઘળે શામ બિરાજે જો.
સર્વ નિરંતર અંતરજામી, કાંઈક ઉરમાં આણે જો;
પ્રીતમના સ્વામીની સાથે, કોઈક માનુની માણે જો.

પદ ૧૬૭ મું-રાગ સદર

જોઇ વિચારી હું વરી છું, હવે ડગે નહિ મન જો;
શામળિયાજી સરસા સોંપ્યું, તમને તનમનધન જો.

ત્રિભુવન વ્યાપક તેજ તમારું, નેહ નિરંતર કીધો જો;
અંતરનો અહમેવ તજીને, પ્રેમસુધારસ પીધો જો.
રસનો ચસકો રુદિયે લાગ્યો, તે ટાળ્યો કેમ ટળશે જો;
જે સરિતા ચાલી સાગરમાં, તે પાછી કેમ વળશે જો.
એક પલક અળગો નવ મૂકું, હરિ હૈયાનો હાર જો;
પ્રીતમનો સ્વામી શામળિયો, પ્રાણતણો આધાર જો.

પદ ૧૬૮ મું—રાગ સદર

આનંદકારી અખંડ વિહારી, આદ્યપુરુષ અવિનાશી જો;
એક પલક અળગાં નવ રહીએ, અમે તમારી દાસી જો.
મારું મન માન્યું તમ સાથે, કોઈ કહીને કરશે જો;
સિદ્ધ સતી ને શૂરવીર નર, તે પાછાં કેમ ફરશે જો.
થાક્યાંના વિસામા પ્રભુજી, નાઠાંના મેવાસી જો;
શિવ વિરંચી સરખા સેવે, કમળા જેની દાસી જો.
ત્રિવિધિ તાપે તપી રહ્યા, તેને ઠરવાનું ઠેકાણું જો;
કામનીઓના કલ્પદ્રુમ છો, નિર્ધનિયાં ધન જાણું જો.
શું કરશે સંસારી કહીને, તમ સંગાથે રાચું જો;
પ્રીતમના સ્વામીના ચરણો, અહોનિશ હું યાચું જો;

પદ ૧૬૯ મું—રાગ ધોળ

આવો મારા અંતરજામી સંત,
સુખડું લીજે આનંદશું અમો જો;
ભુજ ભરી ભેટું ભાવ ધરી ભગવાન,
ભવજળતારણ નૌકા છો તમો જો.
ઉજ્જવળ નિર્મળ કોમળ શબ્દ રસાળ,

સાંભળતામાં સૌ સંશય ટળે જો;
દેવ મનુષ્યને દુર્લભ છે દેદાર,
સુરસરી આદિ ચરણરજ ચહાય છે જો.
જેનો મહિમા મોટો અગમ અપાર,
નિગમનિરંતર જે જશ ગાય છે જો;
ભાવે ભેટયા મેટયાં ભવદુઃખ ફંદ,
જનમમરણનું જોખમ ખોઇને જો.
પ્રીતમ પ્રગટ પામ્યા પરમ આનંદ,
હરિગુરુ સંતતણું સુખ જોઇને જો.

પદ ૧૭૦ મું–રાગ સદર

સાંભળ સૈયર વહાલપણાની વાત,
નાથજી ભવન અમારે આવિયા જો;
ભાવે ભેટી સુંદરવરની સાથ,
શામળિયોજી ભીતર ભાવિયા જો.
સુંદર મુગટ મનોહર કુંડળ કાન,
કેસરી તિલક કર્યું કરુણા કરે જો;
ચંચળ લોચન ઉત્તમ કમળ સમાન,
વેણુ અધર ધરી ગોપીવરે જો.
ગુંજમાળમણિ કુસુમ કળીના હાર,
હરિને હાથે આભૂષણ હેમનાં જો;
સુધાસરોવર નાભી અંબુજ આકાર,
માનુની મનમધુકર રસ પ્રેમનો જો.
કટિ કંદોરો સુંદર ઘંટિકા સાર,

ચિહ્ન અષ્ટદશ ચિતડાં હર્યાં જો;
કનક તપાવ્યું હોય તેજ અપાર,
એવાં પીત વસન હરિએ ધર્યાં જો.
નેપુર વીંછિયા ઘૂઘરડીનો ઘોર,
શોભા જોઇને સરસ્વ વારીએ જો;
પ્રીતમ પ્રભુ નાગર નવલકિશોર,
નીરખી રૂપ રુદેમાં ધારીએ જો.

પદ ૧૭૧ મું રાગ—ગરબી

જગતનું સુખ ઝાકળનું છે પાણી રે જાણી લે.
વણસી જાતાં વાર નહિ સત વાણી રે જાણી લે.
સીસાબાજી સંસારનો છે ખેલ રે જાણી લે.
એમ વિચારી અહંકાર તું મેલ રે જાણી લે.
જોતાં જોતાં જાવું છે તત્કાળ રે જાણી લે.
રેંહેંટની ઘેડ્યો જેવી ઘટમાળ રે જાણી લે.
એક ભરાએ એક ઠાલી થાય રે જાણી લે.
એક અવતરે એક મરીને જાય રે જાણી લે.
પરમારથને પંથે પગલાં માંડ્યાં રે જાણી લે.
કૂડ કપટને છળવિદ્યા તું છાંડ્ય રે જાણી લે.
પાપ પુણ્યનો ઉત્તર દેવો પડશે રે જાણી લે.
જમકિંકર જ્યારે આવી અડશે રે જાણી લે.
માટે ગરવ તજી ગોવિંદગુણ ગાજે રે જાણી લે.
પ્રીતમ પ્રભુને ભજીને પાવન થાજે રે જાણી લે.

પદ ૧૭૨ મું–રાગ સદર

મિથ્યા માયામાં શું મોહ્યો મૂઢ રે ચેતી લે.
હું હું કરતો શું હીંડે છે કૂડ રે ચેતી લે.
કુબુદ્ધિથી તારું કર્તવ્ય કાંયે ન ચાલે રે ચેતી લે.
હરિના હુકમ વિના તરણુ ન હાલે રે ચેતી લે.
મૂરખ મિથ્યા મમત કરે શું થાય રે ચેતી લે.
તુજથી તૂટ્યો વાળ નવ સંધાય રે ચેતી લે.
મારું મારું કરતો જઇશ મરીને રે ચેતી લે.
મનુષ્યા દેહ તે મળવો નથી ફરીને રે ચેતી લે.
મલિન માયા મૃગતૃષ્ણાનું તોય રે ચેતી લે.
ઓસતણા મોતીના હાર ન હોય રે ચેતી લે.
અંજલિનું જળ ક્ષણું ક્ષણું ઓછું થાય રે ચેતી લે.
એણી પેરે આવરદા તારો જાય રે ચેતી લે.
આવો બનાવ બને નહિ બીજી વાર રે ચેતી લે.
પ્રીતમ પ્રભુને ભજતાં ભવનો પાર રે ચેતી લે.

પદ ૧૭૩ મું–રાગ સદર

'હું–મારું' તે સંસારનું છે મૂળ રે સમજી લે.
ક્ષણ ક્ષણ ચાલે સંશયરૂપી શૂળ રે સમજી લે.
મારું તારું મટતાં ભવનો અંત રે સમજી લે.
સૌ શાસ્ત્ર પોકારી કહે છે સંત રે સમજી લે.
દ્રુમતણે દષ્ટાંતે આ વૈરાટ રે સમજી લે.
પત્રતણી પેરે આવે જાયે ઘાટ રે સમજી લે.
કનકકૂટ જેમ ઘટ ઘડીને ભાગે રે સમજી લે.

એમ એને બ્રહ્માંડની વાર ન લાગે રે સમજી લે.
ઇન્દ્રજાળ જેમ બાજીગરનો ખેલ રે સમજી લે.
કમર કોકડાં ગૂંચાયાં ઊકેલ રે સમજી લે.
શું સૂતો છે અચેત આળસ આણી રે સમજી લે.
આયુષ્ય તારું ઓસતણું છે પાણી રે સમજી લે.
સંસારસુખથી રેહેજે સદા ઉદાસ રે સમજી લે.
જેમ મધુકર ન કરે ચંપકવન વાસ રે સમજી લે.
શ્વાસે શ્વાસે સમરણ કરજે સાર રે સમજી લે.
રખે ધરતો તું દેહતણો અહંકાર રે સમજી લે.
હરિનામ હીરો રુદિયામાં રાખે રે સમજી લે.
પ્રીતમ પ્રેમે પ્રેમસુધારસ ચાખે રે સમજી લે.

પદ ૧૭૪ મું–રાગ સદર

રામ રસાયણ પ્રેમ ધરી જે પીશે રે માણી લે.
તેને અખિલ લોકોનું દૈવત દીસે રે માણી લે.
અમર થાય તે મરે નહિ કોઇ કાળ રે માણી લે.
આપારહિત આપોપું સંભાળ રે માણી લે.
અજર પ્યાલો અધર ફરે છે જેહ રે માણી લે.
મરજીવા હોય તે મુખ માંડી લેહ રે માણી લે.
આળસ નિદ્રા ભૂખ તરસ સૌ ભાગે રે માણી લે.
ત્રિભુવનપતિશું તનમાં તાળી લાગે રે માણી લે.
અખંડ બ્રહ્મ જુએ એકમેક થઇ જાય રે માણી લે.
સાગર નીર ભળ્યું ન્યારું નવ થાય રે માણી લે.
તેના સુખને અવર ના જાણે કોય રે માણી લે.

અમૃતપાન કરી અતિ આનંદ હોય રે માણી લે.
મહામગન થઈ મૂંગો મિસરી ખાય રે માણી લે.
પતિનું સુખ સુંદરીએ કેમ કહેવાય રે માણી લે.
શુદ્ધ વિચાર કરી સુખમાંહે સમાયો રે માણી લે.
કહે પ્રીતમ તે રંગમાંહે રંગાયો રે માણી લે.

પદ ૧૭૫ મું–રાગ કોલેરો પ્રભાત

જાણે નહિ જગજીવન અભાગી, મરણતણો ભય મોટો રે;
કાચા કુંભ બરાબર કાયા, જેવો જળ પરપોટો રે. જાણે૦
કૌરવ કંસ જરાસંધ રાવણ, દંતવક્ત્ર શિશુપાળ રે;
એવા ગયા તેની નહિ ગણતી, દેતા સાગર ફાળ રે. જાણે૦
મણિધરના મુખમાંહે મેડકી, માંખ્યને પકડી મારે રે;
એવો આ સંસાર ખેલ છે, વિરલા જ્ઞાન વિચારે રે. જાણે૦
જગત જીવ ચતુરાનું ચવેણું, કંઈ ખાધા કંઇ ખાશે રે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, તે નર નિરભે થાશે રે. જાણે૦

પદ ૧૭૬ મું–રાગ સદર

પરમારથ પ્રીછ્યો નહિ પ્રાણી, ઇચ્છયો આપ સવારથ રે,
મૂઢમતિ માયામાં મોહ્યો, ખોયો જનમ અકારથ રે. પર૦
આપણી હોંસે હેડમાં પેઠો, અચેત પામર પોતે રે;
કામધેનુનું પય ઢોળીને, શું જડ શ્વાની દોહોતો રે. પર૦
રત્ન પદારથ જન્મ ગુમાયો, ધાયો ધંધા માંહે રે;
કહે પ્રીતમ તે અંતની વેળા, કામ ન આવ્યું કાંઇ રે. પર૦

પદ ૧૭૭ મું–રાગ સદર

સાકુટ નરનો સંગ ન કરીએ, મરીએ મહાવિખ ખાઇ રે;
પરવત ચડી પડીએ પાવકમાં, તેથી દુષ્ટ દુખદાઇ રે. સા૦

લેઇ સાણસા અંગ મરોડે, વીંછી તોડે તન રે;
સિંહ ખાયે ભાવે વસીએ ભુજંગમાં, પણમળશોનહિદુરજન રે.સા૦
સાકુટ નર તે કેને કહીએ, જેને હૈયે દ્વેષ ઘણો રે;
હરિગુરુસંતની કરે અવગણના, શત્રુ સૌ જુગ જીવતણો રે સા૦
નહિ આધીન ગુરુ ગોવિંદને, જ્ઞાનહીણને ઘણું ગુમાન રે;
કહે પ્રીતમ તેને પરહરીએ, જેમ ખર શ્વાન શૂકર સમાન રે. સા૦

પદ ૧૭૮ મું–રાગ સદર

જે મુખમાં નહિ સંત ચરણામૃત, તે મુખ ન હોય પવિત્ર રે;
બળ્યા ઘરના ગોસ બરાબર, જેણે ગાયાં નહિ ગોવિંદચરિત્ર રે.
શૂકર કૂકર પ્રેતતણીપેરે, પોષ્યો પિંડ બહુ પાપે રે.
અડ્યા થકી સ્નાન ઊપજે, સદા અશુચિ આપે રે. જે૦
મરીએ પણ સ્વપને નવ કરીએ, એવા પુરુષનો સંગ રે;
સંગ થકી સૌ સુકૃત નાસે, પડે ભજનમાં ભંગ રે. જે૦
કૃપા કરે ગુરુદેવ દયાનિધિ, તેનાં તાળાં તૂટે રે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, ભવનાં બંધન છૂટે રે. જે૦

પદ ૧૭૯ મું–રાગ સદર

સત્ય સુધા શ્રીકૃષ્ણ નામ છે, જે જન જુગતે ચાખે રે;
પ્રીતમસહિત નિત્ય નેહ ધરી, હરિરૂપ રુદિયામાં રાખે રે. સ૦
કોઇ કહે સુધા રહે સિંધુમાં, કોઇ કહે શશીમાં છે સહી રે;
કો કહે વનિતા વદન રહે, પણ જેમ કહે છે તેમ વાત નહિ રે. સ૦
સાગરમાં હોય તો ન હોય ખારો, શશીકળા કેમ ઝાંખી હોય રે;
પિયુષ પ્રેમદાને વદન વસે તો, પતિ નાશ નવ હોય રે. સ૦
પ્રેમ પિયુષ મુખ વસે વૈષ્ણવને, પ્રેમ ધરે તેને રસ પાય રે;

કહે પ્રીતમ પીતાં હોય અમર, જન્મમરણ ભય જાય રે. સત્ય૦

પદ ૧૮૦ મું–રાગ સદર

કુરમ કઇ પેરે અંગ સમેટે, ઉપર ન દીસે આકાર રે;
જીવજંત જોઇને વળે પાછો, તેને એ ન મળે સંસાર રે. કુ૦
ઇન્દ્રિ દેવ વિષય ગુણ વૃત્તિ, સર્વ સંકોચ ન કીજે રે;
મોતી કાજ પડે મરજીવા, એમ અમીરસ પીજે રે. કુ૦
જીવ જોગીનો જડે ન જમને, કાળ રહે શિર કૂટી રે;
અમૃતપાને કોટિ થયા અમર, શું કરે રવિસુત રૂઠી રે. કુ૦
રવિનાં કિરણ રહે જેમ રવિમાં, સરિતા સાગરમાં રહે રે;
કહે પ્રીતમ એમ હરિમાં હરિજન, નિમિષ તે ન્યારા ન રહે રે. કુ૦

પદ ૧૮૧ મું–રાગ સદર

આનંદકારી અચળ વિહારી, ગિરિવરધારી ગોકુળચંદ રે;
સુખસાગર નાગર ગુનઆગર, ગોપીવર ગોવિંદ રે. આ૦
ઇન્દ્ર, કમળભૂ, શેષ, સનકાદિક, નિગમ નિરંતર ગાયે રે;
અગમ અપાર હરિનો મહિમા, કોણે કહ્યો નવ જાયે રે. આ૦
ચિંતામણિ સુરધેનુ કલ્પતરુ, સેવે શુદ્ધ ચિત્ત સાર રે;
રિધસિધ મુક્ત ચતુરધા દાસી, સુખરાશી ઉદાર રે. આ૦
પાપ તાપ દીનના ટાળે, અખંડ અભેપદ પામે રે;
કહે પ્રીતમ પ્રભુનામ સમરતાં, અનેક આપદા વામે રે. આ૦

પદ ૧૮૨ મું–રાગ સદર

લંપટ રે તુંને લાજ ન આવી, મૂરખમંદ અભાગી રે;
શાસ્ત્ર પુરાણ કહે સમજાવી, સમજણ શેષ ન લાગી રે. લં૦
શ્વાનપૂંછ ને સાકુટનું મન, તે સુધું નવ થાય રે;
નીર વલોવે નવનીત ન મળે, શ્રમ કર્યો તે જાય રે. લં૦

કેસરી કુંજર કોઈ કરે વશ, વશિયરને વશ લાવે રે;
ચંચળ ચોર ચપળ મન જૂઠું, કેમે હાથ ન આવે રે. લં૦
દુષ્ટ પાપિષ્ટ ઇષ્ટ નહિ એને, જેને દુરમત્ય ઝાઝી રે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, પરહર પ્રપંચ બાજી રે. લં૦

પદ ૧૮૩ મું–રાગ સદર

માયા સૌને મોહ પમાડે, હરિજનથી રહી હારી રે;
જેનો ધણી જોરાવર કહાવે, તેણે કાઢી નારી રે. માયા૦
બાજીગરની બાજી માંહે, જંબુરો સૌ જાણે રે;
નાડીનો નાગ કરી દેખાડે, ભેદી ભેદ નવ આણે રે. માયા૦
પીછાંકેરું કબૂતર જોઈ, જગત મોહ પામે રે;
ધૂળનું ધન કરી દેખાડે, સેવક ન ભૂલે ભામે રે. માયા૦
હરિરસ અમલ અખંડ ખુમારી, જે પ્રેમે કરી પીશે રે,
કહે પ્રીતમ કારજ સર્યું જેનું, કેમ બીજાથી બીશે રે. માયા૦

પદ ૧૮૪ મું–રાગ સદર

જે જન હરિનું નામ ન જાણ્યું, તે પસ્તાયા પ્રાણી રે,
વેઠે વેણુ દળી તે પુરુષે, મૃગજળ માયા માણી રે. જે૦
ધન દારા સુત કુટુંબ કબીલો, મૂઢમતિ શું મોહ્યો રે;
ચિંતામણિ પામ્યો મુનષ્યા દેહ, તે ખળભળમાં ખોયો રે. જે૦
જન્મ ધરી જગદીશ ન જાણ્યા, હરિરસ અમલ ન પીધો રે;
કહે પ્રીતમ એળે ગયો અવસર, એકે અરથ ન સીધ્યો રે. જે૦

પદ ૧૮૫ મું–રાગ સદર

કાયા રે તારી કામ ન આવે; જો કરે કોટિ ઉપાય રે
વણસી જતાં વાર ન લાગે, જો કુંદન કાપીને ખાય રે. કા૦

દેહનાં સ્નેહી સકળ સ્વારથિયાં, અંતે અળગાં રહેશે રે;
એક ઘડી ઘરમાં નહિ રાખે, કાઢો કાઢો કેહેશે રે. કા૦
પાંચ સાત દિન કોઈક સંભારે, વળતી મૂકે વિસારી રે;
પોતે પોતાને મારગ લાગશે, કોણ પુરુષ કોણ નારી રે. કા૦
સ્વપનાનું ધન જોયા સુધી, કારજ કાંઇ નવ થાય રે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, અમૂલખ અવસર જાય રે. કા૦

પદ ૧૮૬ મું–રાગ સદર

કાયા કલ્પદ્રુમ સમ જાણો, શોભા વરણી ન જાય રે;
કર્મનાં મૂળ અનાદિ ઊંડાં, ફૂલે ફળે સદાય રે. કાયા૦
શત શાખા શાખાડાળ દ્વાદશ, પત્ર છત્રીશ હજાર રે;
આશાવેલ રહે નવપલ્લવ, પુષ્પ તણો નહિ પાર રે. કાયા૦
જીવ ઈશ્વર પંખી બેઉ બેઠા, એક જોગી એક ભોગી રે;
જોગી જોગ જુગતશું જીવે, ભોગી તે અતિ રોગી રે. કાયા૦
કાળ કુંજ કરે ધ્વંસ દ્રુમનો, ચૈતન્ય ચોકી રહેને રે;
જન પ્રીતમ એવું જાણીને, નામ અમર ફળ લેને રે. કાયા૦

પદ ૧૮૭ મું–રાગ સદર

અચેત નર તારી ઊંઘ ન ઊડી, કાળ આવીને પોહોંચ્યો રે;
એક પલકમાં પકડી લેશે, જાણે જન્મ્યો નહોતો રે. અચેત૦
માત તાત સુત ભ્રાત ભામની, એ સૌ ઠગની ટોળી રે;
સ્નેહ વધારી તારું સર્વસ લેશે, રહીશ આંખ્યો ચોળી રે. અચેત૦
સગાંસંબંધી સૌ સુખનાં બેલી, અંતે રહેશે અળગાં રે;
એ રે સહુ પૂરવનાં રણિયાં, વેરી થઇને વળગ્યાં રે. અચેત૦
માયા મોહ નદીમાં ડૂબ્યા, અતિશે ડહાપણ ડાહ્યા રે;

પ્રીતમ તે પુરુષ જગ જીત્યા, જેણે હરિગુણ ગાયા રે. અચેત૦

પદ ૧૮૮ મું–રાગ સફર

જીભલડી રે તુને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યાંથી રે;
લવરી કરતાં નવરી ન મળે, બોલી ઊઠે સૌમાંથી રે. જીભ૦
પરનિંદા કરવાને પૂરી, શૂરી ખટ રસ ખાવા રે;
ઝઘડો કરવા જાહેર ઝૂઝે, કાયર હરિગુણ ગાવા રે. જીભ૦
ઘર લાગ્યા પછી કૂપ ખોદાવે, આગ એ ક્યાં ઓલવાશે રે;
ચોરો તો ધન હરી ગયા, પછી દીપકથી શું થાશે રે. જીભ૦
તલ મંગાવો ને તુલસી મંગાવો, રામ નામ લેવરાવો રે;
પ્રથમ તો મસ્તક નહિ નમતું, પછી શું નામ સુણાવો રે. જીભ૦
રામનામનું દામ ન બેસે, કામ ખડે નહિ કરવું રે;
સહેજે પાર પંથનો આવે, ભજન થકી ભવ તરવું રે. જીભ૦
જેનું નામ જપે જોગેશ્વર, શંકર શેષ વિરંચિ રે;
કહે પ્રીતમ પ્રભુ નામ વિસાર્યું, તે પ્રાણી પરપંચી રે. જીભ૦

પદ ૧૮૯ મું–રાગ પ્રભાત

હરિ હરિ રટણ કર કઠણ કળિકાળમાં,
પઠણ પરિબ્રહ્મનું રાખ પ્રાણી;
પરપંચ પરહરો સાચ રુદીએ ધરો,
ઉચરો વિમળ અમૃતવાણી. હરિ૦
માયાના પૂરમાં વિશ્વ સૌ વહી ગયું,
નીરખવા નવ રહ્યા રંક રાજા;
બ્રહ્માના દિવસમાં કીટ ગણતી કશી,
ઊપજે ને ખપે જીવ ઝાઝા. હરિ૦

અલ્પ સુખ માટ્ય શું જીવ ભૂલ્યો ભમે,
શિર પર કાળ રહ્યો દાંત કરડે;
પામરા પલકની ખબર નથી તુજને;
મૂઢ શું જોઇને મૂછ મરડે. હરિ૦
કાળનું ચાવણું કીટ બ્રહ્માલગી;
મોટા મહંત તે મર્મ પ્રીછે,
પ્રીતમ પ્રભુતણું ભજન ભૂલીશ મા;
આત્માનું જો કલ્યાણ ઇચ્છે. હરિ૦

પદ ૧૯૦ મું–રાગ સદર

કોણ કરમે કરી હરિ ગયો વીસરી,
ધરી ધરી દેહ દુઃખ પામ્યો પ્રાણી;
નિર્લજ તુજને લાજ આવે નહિ,
શું બેઠો હૈડામાં હરખ આણી. કોણ૦
ભુવન એ ભાસકી હેડ સુત સુંદરી,
દામ ડહાકલા લેજો જાણી;
માયાનો માર માથા પર બહુ પડે,
ફેર્‌યો અહંકારે ચાર ખાણી. કોણ૦
મરી મરી અવતર્યો મૂઢ થાકયો નહિ,
થાકયા જમદૂત કરી ખેંચતાણી;
કૂકર પૂછને વૈદ કોટી મળે,
સીધી ન થાય એ વેદવાણી. કોણ૦
વાંસને વાસ નવ લાગે ચંદન તણી,
મુંજ ભીંજે નહિ ગંગપાણી,

પ્રીતમ પ્રાણીને પ્રતીત આવે નહિ;
જો સમજાવે શિવ શારદ રાણી. કોણ૦

પદ ૧૯૧ મું-રાગ સફર

શે નથી સમજતો મૂરખ માનવી,
જાય પલક તે પછી નાવે;
ઘડી ઘડી ક્ષણ ક્ષણ સદાય ઘટતું રહે,
આયુષ્ય અંજલિનું નીર કહાવે. શે૦
કુંભ કાણો કરી મસ્તક મૂકીએ,
વાર લાગે નહિ થાય ઠાલો;
એણીપેરે જીવનું જીવતર જાણજો,
ચતુર નર ચિત્તમાં ચેતી ચાલો. શે૦
શ્રવણ મેલાં થયાં નિંદા બહુ સાંભળી,
નેત્ર મેલાંજ પરનારી નિરખી;
જિહ્‌વા ઝાંખી પડી જૂઠું બહુ બોલીને,
મન મેલું મહામોહ હરખી. શે૦
સર્વ અંગે કરી ભેટીએ શ્રીહરિ,
તેહ અંગે દોષ બીજા કમાયો;
પ્રીતમ પુરુષ તે જગ જીતી ગયા,
સંસારમાં જેણે શ્રીનાથ ગાયો. શે૦

પદ ૧૯૨ મું-રાગ પ્રભાત-દેશી ફેર

સ્મરણ છે સાચું રે હરિનું સ્મરણ સાચું;
સ્મરણ કરશે તે ભવજળ તરશે, કામ નથી કાચું. સ્મરણ૦ ૧
જે મુખથી હરિનું નામ ન નીસરે, બાળ તેનું ડાચું;

કર્મ જાળના કુટારામાં તે પડશે પાછું. સ્મરણ૦ ૨
વ્યાપક અખંડિત બ્રહ્મચરાચર જોઇને રાચું;
પ્રીતમ પ્રભુજીની કથા તે, દિનરજની વાંચું. સ્મરણ૦ ૩

પદ ૧૯૩ મું–રાગ સદર

પ્રભુને પરહરી જે કોઈ અન્ય વાણી ન ગાવે,
આંધળો વણે ને વાંસે વાછડું ચાવે. પ્રભુને૦ ૧
કાળસ્વરૂપી વાછડું કહીએ, આવરદા ચાવે,
દહાડે દહાડે મૃત્યુ ઢૂકડું આવે. પ્રભુને૦ ૨
વેશ પહેર્યો પણ દેશ ન આવ્યો બદલામું બેઠું;
માંજારી કાઢતાં ઘરમાં ઊટિયું પેઠું. પ્રભુને૦ ૩
આવ્યો તો તું સાચે વદાડે, થયો જૂઠા રે બોલો;
વિશ્વંભર વિસારી ગાયો, મારું ને ઢોલો. પ્રભુને૦ ૪
દ્વારરૂપી આ દેહ ગમાવ્યો, પ્રભુને મૂકી,
મૂળે હું તો વાયુ ને લીધી રેચની ભૂકી. પ્રભુને૦ ૫
પ્રભુને વિમુખ જીવે કાંઇએ નવ જોયું,
આવીતી ભલી ભલસરા બીજ બાવળનું બોયું પ્રભુને૦ ૬
મનખા સ્વરૂપી મશરુ જીવે એળે વગોયું,
કહે પ્રીતમ પોત બગડ્યું ત્યારે સૂતર ખોયું. પ્રભુને૦ ૭

પદ ૧૯૪–મું રાગ સદર

જાગીને જપીએ રે હરિને જાગીને જપીએ;
જાગ્યા વિના જે જે કરીએ તે ઘેલામાં ખપીએ. (ટેક)૧
જાહેર બેસીને હરિજશ ગાઇએ, શું કરવા છપીએ;
દુરીજનિયાંનાં વચન સાંભળી, તાપે નવ તપીએ. જાગીને૦ ૨

તન મન ધન અંતરજામીને, આપું તજી અર્પીએ.
પ્રાણ ગયા પણ પૃથ્વીનું જળ, ન પીધું બપૈએ. જાગીને૦ 3
અનન્યપણે ઈશ્વરને ભજતાં, સૌ દુઃખડાં ટળશે;
પ્રીતમનો સ્વામી પ્રેમસનેહી આવીને મળશે. જાગીને૦ 4

પદ ૧૯૫ મું–રાગ સદર

અનેક જન્મનો ઊંઘ્યો પ્રાણી કેમ કરી જાગે,
કર્મઘેનનું ધારણ પડિયું, નિદ્રા નવ ત્યાગે. (ટેક)
મલિન અંતરમાં અંધારું, અજવાળું ન મળે;
ઇંદુ અર્કને પીળો દેખે, પોતાને કમળે. અનેક. 1
માયા મોહ મદિરા પીધી, મદ ભરીઓ આગે;
સદ્‌ગુરુની શિખામણ એને, કયી પેરે લાગે. અનેક. 3
મરમ ન જાણે મૂરખ પ્રાણી, માયા સુખ માગે;
પ્રીતમ પ્રભુનું ભજન કરે તો ભવ ભટકણ ભાગે. અનેક. 4

પદ ૧૯૬ મું–રાગ હમકો છાંડ ચલે બન માધુ

નિર્મળ નામ નિરંતર લે રે;
રામ અનંત મુકુંદ મોરારિ, શ્રીગિરિવરધારી ગોવિંદ તેહ રે; નિ૦
કેશવ કૃષ્ણ કૃપાનિધિ માધવ, સંભારે સૌ શોક હરે રે. નિ૦
શ્રીવર સુંદર શ્યામ મનોહર, રૂપ અનેક થઇને રમે રે. નિ૦
નારાયણ મધુસૂદન મોહન, ત્રિભુવન તારણ ત્રિકમ છે રે; નિ૦
પ્રીતમ પ્રીત સહિત મન ભાવે, રાતદિવસ હરિરંગમાં રહે રે. નિ૦

પદ ૧૯૭ મું–રાગ સદર

નામ વિના ગતિ મુક્તિ નહિ રે,
સહસ્રાનન ચતુરાનન શંકર;

સાંખ્ય સંત શ્રુતિ અગમ કહીરે. નામ૦
અજામેળ ગજ ગીધ વ્યાઘ્ર કપિ;
ગુણકા વિમાન ચડી ગગન ગઈ રે. નામ૦
નામ આધાર તરે જળધર મહીધર;
મૂઢમતિ મન સમજ સહી રે. નામ૦
તપ તીરથ વ્રત દાન જજ્ઞ ફળ,
નામ સમોવડ આવે નહિ રે. નામ૦
રામ નામ સૌ માંહે શિરોમણ,
ભજ પ્રીતમ રસ રૂપ થઈ રે. નામ૦

પદ ૧૯૮ મું–રાગ સદર

ામસુધારસ જે જન પીવે અષ્ટ સિદ્ધ નવનિધ મુક્તિ ચતુરધા ચાર
પદાર્થકુ નહિ છીવે; રામ.
પ્રહ્મ પ્રકાશ હોય ઘટભીતર, તિમિર ટળી જાય અમીરસ દીવે; રામ.
૪રા ન જંપે કાળ ન વ્યાપે, અમર જુગોજુગ તે નર જીવે; રામ.
્રુવ પ્રહ્‌લાદ નારદ સનકાદિક, અજર પિયાલો પીધો શિવે; રામ.
હે પ્રીતમ થયા તે તદ્રુવત, જમકિંકરથી કો નવ બીવે; રામ.

પદ ૧૯૯ મું–રાગ સદર

| તારું તન દેખ તપાસી,
ાટે મોહ મમતા મદ માયા, તો કાયામાં કેદાર ને કાશી. તું૦
ાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરિયા, રોમ રોમ રહ્યો પ્રકાશી. તું૦
છે સૂક્ષ્મ કારણનો દષ્ટા, આનંદરૂપ અખિલ અવિનાશી. તું૦
ાઠ પીઠકું લાટક, સાટક, ભમર ગુફા બ્રહ્મરંધ્ર વિનાશી. તું૦
ાઠે પોહોર રહે એ સુખમાં, પ્રીતમ તેહની ટળી ચોરાસી. તું૦

પદ ૨૦૦ મું–રાગ ફેર

લે રસના નિત્ય ગોવિંદ ગાઇ. (ટેક)

સકલ સિદ્ધ મુનિ કરત મનોરથ, બંછત ચરન કમલ સેવકાઈ. લે૦

સહસ્રાનન ચતુરાનન શંકર, શુક સનકાદિ મુનિ સમુદાઈ.

શ્રીરઘુપતિ પદ અતિ અનુરાગી, કરત ભજન તજી માન બડાઇ.લે૦

ચરણ ચિહ્નઅંકિત શુભ ખટ દસ, રસિકરૂપ ત્રિભુવન છબી છાઈ;

પ્રીતમકે હૃદયે રહો નિશદિન, આનંદઓઘ અમોઘ પ્રભુતાઇ. લે૦

પદ ૨૦૧ મું–રાગ સદર

ગિરિધરલાલતણા ગુણ ગા રે. (ટેક)

આ સંસાર પૂર પાણીનું, તેને તરંગે તણાયો ન જા રે. ગિ૦

જો રે વહ્યો તો ગયો અતિ આઘો, ન મળે ઠોર ઠેકાણું ઠારે;

માયા મહાજલ પાર મળે નહિ, એવું જાણી હરિશરણું સહારે. ગિ૦

રાખ ભરોંસો રાધાવરનો, બીજો અન્ય નથી ઉપાય રે;

જન પ્રીતમ જો પ્રીત યથારથ, પ્રભુ ભજીને પાવન થા રે. ગિર.

પદ ૨૦૨ મું–રાગ સદર

ભાવ કરીને તું હરિને ભજ રે. (ટેક)

આ તન તારું શિરોમણિ સારું, મારું કહ્યું તું માન નિર્લજ રે. ભા.

હરિને વિસાર્યા તે સર્વસ્વ હાર્યા, તેથી નઠારા નહિ કોણજ રે;

હરિમહિમા મોટા મુનિ જાણે, જેના પદને ધાય ઇન્દ્ર અજ રે. ભા.

ગરવો થઇ ગોવિંદગુણ ગાજે, માન બડાઈ ટેડાઇ તજ રે;

સુખમાં લીન પ્રવીન સંત જન, પ્રીતમ પ્રેમે પરસ પદરજ રે. ભા.

પદ ૨૦૩ મું–રાગ સદર

ભજન વિના દિન જાય છે વીત્યા. (ટેક)

શિર પર કામ કરે છે ગર્જના, મૂઢ મતિ નર શેં નથી બીહીતા. ભ. ૧

જો પ્રાણી પ્રતીત ન આવે; સૂરત ધરી સાંભળ તું ગીતા;
તેનો સ્વાદ જડે જે કોને, અવર બીજા રસ મૂકે છીતા. ભજન. ૨
જેને લગન લાલસું લાગી, દેહ ધરી પણ દોષરહિતા;
કહે પ્રીતમ તે જન હરિ જેવા, જેમ સાગર એકરૂપ સરિતા. ભ. ૩

પદ ૨૦૪ મું–રાગ ગરબો

શું કર્યું ગીતા ગાઇને રે,
તેં શું કર્યું ગીતા ગાઇને. (ટેક)
પોથી વાંચીને પરમારથ ન કીધો રે,
રહ્યો રથ સ્હાઇને રે. તેં૦
પરને પરમોધ્યો ને આપ ન શોધ્યો રે,
ધિક પડી પંડિતાઇને રે. તેં૦
ભાગવત ભાખે ને હેત રુદિયે ન રાખે રે,
ધનને કાજે મૂઓ ધાઇને રે. તેં૦
જેમ ભુજંગને માથે મણિ છે રે,
તેને તેજે જીવે જીવ ખાઇને રે. તેં૦
ભણ્યો ખરો પણ ભેદ ન જાણ્યો રે,
કુટુંબ પોષ્યું કમાઇને રે. તેં૦
મન મેલું તેને માંજી ન શકયો રે,
ટાળ્યાં નહિ કર્મ કસાઇને રે. તેં૦
કહે પ્રીતમ પોતાને ડહાપણ રે,
હરિ હીરો તે હાથથી ગમાઇને રે. તેં૦

પદ ૨૦૫ મું–રાગ ચાબખાનો

ભજન કેમ કરતો નથી પાજી રે, સીતારામ કેમ થાશે રાજી. (ટેક)

મહાદુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઊંધો બેઠો દાટી;
ખાધું નહિ ખવરાવ્યું નહિ, પછી જાતાં ફૂટે છાતી. ભજન૦
વિષય ભોગવતાં વંશ વાધ્યો ને મુને ત્રૂઠ્યાં માજી;
મમતાની ધાણીએ ફેરા ફરે, પછી તૃષ્ણા થઇ તાજી. ભજન૦
સોનું પહેરીને શોભા દેખાડે, ને માળાથી મરે લાજી,
ભક્તિ વિના ભૂંડા હાલ તમારા, એમ કહી ગયા પંડિત કાજી.ભ૦
માયાની ટીપણે લાહ્ય લાગી, તેને શું રે બેઠો ચાટી;
કહે પ્રીતમ ભાઇ હરિ ભજ્યા વિના, અંતે સૌ ધૂળ માટી રે. ભ૦

પદ ૨૦૬ મું-રાગ ઓધવજીના સંદેશાનો

હરિ ભજીએ તો આવે સુખની લેહેર જો,
આ દુર્લભ મનુષ્યાદેહનો લહાવો લીજીએ. (ટેક)
ક્યાં થકી આવ્યો ને જીવ તારે ક્યાં જવું,
બોલ વિચારી જો ઠરવાનો ઠામ જો;
આ જૂઠા જગત સાથે ઝઘડો નવ કીજીએ,
અંતે સાચો બોલી સીતારામ જો. આ દુર્લભ૦
આ મનુષ્યા દેહ પામ્યો રે મોંઘા મૂલની;
કોટિ જન્મનાં પુણ્ય તણો નહિ પાર જો;
આ શીશને સાટે રે માગી નહિ મળે,
એક ઘડી તો લાખેણી વહી જાય જો. આ દુર્લભ૦
આ વ્રજવાસી ગોપીએ લહાવો લૂંટિયો,
મૂકી દીધી કાંઇ માતપિતા કુળલાજ જો;
સાચું તે સગપણ રે શામળિયા તણું,
સરિયાં સરિયાં એ વનિતાનાં કાજ જો. આ દુર્લભ૦

આ તન મન ધન જોબન રે રંગ પતંગનો,
આ જોને જોતાંમાં વણસી જાય જો;
અંતરમાં ઓળખી લે આતમરામને,
કહે પ્રીતમ તારું આવાગમન મટી જાય જો. આ દુર્લભ૦

પદ ૨૦૭ મું–રાગ મલાર

કોપ ન કરીએ કૃષ્ણજી, સમરથ છો સ્વામી;
જલને કાજે જાદવા, દુનિયા દુઃખ પામી. કોપ ન૦ ૧
માતા મારે જો બાળને, બીજું કોણ રાખે;
વાડ ગળે જો ચીભડાં, કોય ક્યાં થકી ચાખે. કોપ ન૦ ૨
સુધા થકી વિષ પ્રગટે, તો જીવે જવલા;
શરણે આવ્યાને જે હણે, તેને કોણ કહે ભલા. કોપ ન૦ ૩
પર્જન્ય વિના પીડાય છે, પ્રભુ પ્રજા તમારી;
મહેર કરીને મોકલો, મેહને મોરારિ. કોપ ન૦ ૪
શાને કાજે સૃષ્ટિ કરી, કરી તો પ્રભુ પાળો;
કહે પ્રીતમ પરમાત્મા, સ્વામી સન્મુખ ભાળો. કોપ ન૦ ૫

પદ ૨૦૮ મું–રાગ સદર

તમો ભૂપ વિના ભૂધરા, કોને જઇને જાચું;
અવર નૃપ તો દીસે નહિ, શ્યામળા કહું સાચું. તમો૦ ૧
જૂઠા જીવને જોઇને, શું હૃદયે રાચું;
મારા કર્મતણી કથા, તમ આગળ વાંચું. તમો૦ ૨
અભયદાની ઉદાર છો, નથી કર્તવ્ય કાચું,
શરણે આવે ચાહીને, તે ન ફરે પાછું. તમો૦ ૩

પદ ૨૦૯ મું-રાગ સદર

મધુસૂદન મહારાજ છો, મોટામાં મોટા;
અધમ જીવ જાણે નહિ, કરણીના ખોટા. મધુ૦ ૧
માયા તમારી મહાબળી, કરે ગરબડ ગોટા;
વિરોધ પાડે ગુરુસંતશું, કરી કરી છળ ખોટા. મધુ૦ ૨
સીસાબાજી જક્ત છે, જેવા જળપરપોટા;
કાચો કુંભ તે ક્યાંલગી, જેવા ધૂળધમોટા. મધુ૦ ૩
જેને સન્મુખ છો તમો, તેને શા તોટા;
કહે પ્રીતમ પ્રભુને ભજો, ટળે જમના સોટા. મધુ૦ ૪

પદ ૨૧૦ મું-રાગ સદર

રામરટણ કર રંગમાં, અંગ આનંદ આણી;
મિથ્યા ભાષણ મૂકજે, બોલે અમૃત વાણી. રામ૦ ૧
રસના તું રસવંત છે, સહુ સ્વાદને જાણે;
રામ સુધા ચાખી નહિ, તો તું પશુ પરમાણે. રામ૦ ૨
સાકર, દ્રાક્ષ ને શેરડી, અમૃત રસ મેવો;
અવર બીજા રસ છે ઘણા, નહિ હરિરસ જેવો. રામ૦ ૩
શિવ વિરંચિ શારદા, શ્રુતિ શાસ્ત્ર વખાણે;
કહે પ્રીતમ પ્રભુ નામનો, મહિમા મહામુનિ જાણે. રામ૦ ૪

પદ ૨૧૧ મું-રાગ ટોડી

જય જય શ્રીજાનરાય, ભક્તહિતકારી;
પતિતપાવન નામ જાકો, લીલા પીયૂષધારી. જય જય૦ ૧
કમલાસન શંભુ શેષ, કહત નિગમ ચારી;
દિનકે દયાલ આપ, ઈશતા વિસારી. જય જય૦ ૨

ગુનકા ગજ વિપ્ર વ્યાઘ્ર, ક્ષુદ્ર પશુ નારી;
અધમ જાતિ બહુત ભાંતિ, આપદા નિવારી. જય જય૦ ૩
પાહિ પાહિ અશરણ શરણ, રાખીએ મોરારિ;
પ્રીતમકે પ્રાણ પ્યારે, મહિમા બલિહારી. જય જય૦ ૪

પદ ૨૧૨ મું–રાગ સદર

કૃષ્ણ કૃષ્ણ વાસુદેવ કહે તું, હેત હૈયામાં આણી;
ગોપીનાથ ગોવર્ધનધારી, વૃન્દાવન દધિ દાણી. કૃષ્ણ૦ ૧
પુત્રભાવશું પ્રેમે લડાવે, નંદરાયની રાણી;
નવલકિશોર ચોર માખણનો, મીઠી મુખની વાણી. કૃષ્ણ૦ ૨
વ્રજ રજ અજ ઉમિયાપતિ ઇચ્છે, પ્રીછે કોઇએ પ્રાણી;
પ્રીતમ પ્રેમ ધરી ભજ ભાવે, સુંદરવર સુખખાણી. કૃષ્ણ૦ ૩

પદ ૨૧૩ મું–રાગ ફેર

ચરણકમળનો રે, મોટો મહિમા, જેનું ધ્યાન ધરે સુર બ્રહ્મા;
નિગમ નિરંતર ગાય છે રે. ચરણ૦ ટેક.
જેનાં ચરણ સેવે રે મહામુનિ, વહાલપણાં વદે રે વ્રજજુવતી;
સિંધુસુતા નિત્ય ગાય છે રે. ચરણ૦ ૧
ગંગા તુલસી ચરણનિવાસી, ઋદ્ધિસિદ્ધ કહીએ જેની દાસી;
સૌ કોઇ સેવે શ્યામને રે. ચરણ૦ ૨
ચરણસરોજ સુગંધ સંજોગી, ભક્ત અનેક ભ્રમર રસભોગી;
નિમિષ તજે નહિ નામને રે. ચરણ૦ ૩
પદ પર શીતલ જલ પાવનકારી, શેષ સેવે સદા ત્રિપુરારિ;
અમર લોક આશા કરે રે. ચરણ૦ ૪
મહિમા જાણ્યો ગૌતમ–નારી, તન મન ધન કરે બલિહારી;

પ્રેમે પ્રીત હૃદયે ધરી રે. ચરણ૦ ૫
પદ પરસી રજ વ્રજ વૃંદાવન, પ્રેમે પામે કોઈ પ્રેમી જન;
જેને શ્રીકૃષ્ણ કૃપા કરે રે. ચરણ૦ ૬
પ્રીતમનો સ્વામી શામળિયો, અલબેલોજી અઢળક ઢળિયો;
નીરખી નયણાં ઠરે રે. ચરણ૦ ૭

### પદ ૨૧૪ મું-રાગ ધોળ

આજ અમારે દિવાળી રે સજની, રંગભરી રળિયામણી રજની;
હું દાસી પિયુના પદની રજની તો પ્રેમ નેમ પાળું સદા રે.૧
કમલનયન કમલાનો સ્વામી, આદ્ય મધ્ય અંત અંતર્યામી;
પૂરણ પુણ્યે કરીને પામી, તો વામી સકલભવ આપદા રે.૨
શિર મુગટ કુંડલ વનમાળા, મદન શરદ સરી રૂપ રસાળા;
યુગ્મસ્વરૂપ બાહુ વિશાલા, તો સુંદર વેણુ મુખે ધરી રે.૩
રત્નજડિત કટી કંદોરો સોહે, નેપુર ધૂનિ મુનિનાં મન મોહે.
ચરણકમલમાં ચિત્તડું પ્રોએ, તો જોઇએ જુગલ નયનાં ભરી રે.૪
અંગ સોરંગ પીતાંબર ધોતી, પટકે જોર ઝવેર ને મોતી;
અંગ અંગ આભ્રણ સજ્યાં જ્યોતિ, તો સુંદર શોભા શી કહું રે.૫
પ્રીતમનો સ્વામી શામળિયો, આનંદસિંધુ અઢળક ઢળિયો;
પૂરવની પ્રીતે પ્રગટ પિયુ મળિયો, તો સૌ સોંપી સન્મુખ રહું રે. ૬

### પદ ૨૧૫ મું-રાગ સદર

આજ દીવાળી પ્રેમ રસાળી, ભુવને પધાર્યા શ્રીવનમાળી;
રસબસ થઈ ગઇ રૂપ નિહાળી, તો ભાળી રહી ભાવે કરી રે. ૧
આપ્યાં આસન આનંદકારી, બેઠા નટવર નવલવિહારી;
તનમન પ્રાણ કરું બલિહારી, તો પ્રાણજીવન ધન જાણીને રે. ૨

અગર કપૂરે આરતી કીજે, નીરખી રૂપ હૃદયામાં લીજે;
પ્રેમસુધારસ પ્રેમે પીજે, તો અતિ આનંદ ઉર આણીને રે. ૩
નિત્ય નિત્ય નવલા નેહ વધારું, ત્રિભુવનવ્યાપક તેજ તમારું;
જોઇને મોહી રહ્યું મન મારું, તો ન્યારું ક્ષણું એ નવ રહે રે. ૪
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, એની લીલા કહું કેઇ કેઇ;
પ્રસન્ન કીધાં દર્શન દેઈ, તો રજનીદિવસે હયે વસે રે. ૫

પદ ૨૧૬ મું–રાગ સદર

આજ કર્યો અન્નકૂટ છબીલે, રંગ વધાર્યો રંગ રંગીલે;
પ્રેમનો સિંધુ પ્રેમીજન ઝીલે, તો ગોપીકુળ ગોપલીલા કરી રે.૧
ઇન્દ્રતણો અપરાધ વિસાર્યો, લઇ પર્વત સુરપતિ શિર ધાર્યો;
સાત દિવસ લગી ભારે માર્યો, તો ગર્વ નિવાર્યો શ્રીહરિ રે.૨
પંચ તત્ત્વ માળા ઉર રાજે, ભાલ નીલ જળ મુક્તિ વિરાજે;
તેજ માણેક વિધુરજ છાજે, તો વ્રજ આકાશે પ્રકાશ છે રે.૩
આગે ન કોણ દેવની માયા, જેમ કંઈ પુરુષ પુરુષની છાયા;
નિગમપુરાણે અગમ કરી ગાયા, તો જેનો વિશ્વ પ્રકાશ છે રે.૪
નિર્ગુણબ્રહ્મ સગુણ થઇ શોભ્યા, જેની લીલામાં મુનિવર લોભ્યા;
જેના થોભાવ્યા ધર્મ સૌ થોભ્યા, તો જગત મંગળ જશ પ્રગટે રે.૫
ભક્તહિત અવતાર ધરે છે, દાસ તણાં બહુ કાજ કરે છે;
પ્રીતમ પ્રેમીનાં ચિત્ત હરે છે, તો પાપ હરે છે તેહનાં રે.૬

પદ ૨૧૭ મું–રાગ સદર

મંગળ ગાન કરે છે ગોપી, આનંદરૂપ રહી અંગ ઓપી;
પ્રેમ નવલવેલ રસમાં રોપી, તો નિર્ભે કારણ કલ્પતરુ રે.૧
પરમ ચતુર સકલ વ્રજબાળા, નવઘન ઘેર્યો દામની માળા;

સુરશિરોમણિ રૂપ રસાલા, તો વર્ણન કેઈ પેરે કરું રે.૨
પદ્મ પત્ર વિશાલ વિલોચન, દષ્ટિ અગોચર ગોચર મોચન;
મનમોહન મધવામદમોચન, તો શોચ સકલ સહેજે ગયો રે.૩
ગોવર્ધન ઓચ્છવ હરિ કીધો, ગોપ વેશ ગોવિંદે લીધો;
વ્રજજન પ્રેમસુધારસ પીધો, તો સફળ મનોરથ સૌ થયો રે.૪
ઘેર ઘેર ચતુર કરી ચિત્રશાલા, ધજા પતાકા તોરણ માળા;
સોળે શરગાર સજ્યા વ્રજબાળા, તો આભૂષણ અંબર ઓપતાં રે.૫
પ્રીતમના સ્વામીની સંગે, મળવું પરસ્પર પ્રેમ પ્રસંગે;
આનંદકંદ વધાર્યો અંગે, તો ચિત્ત હરિચરણે આરોપતાં રે.૬

પદ ૨૧૮ મું–થાળ ૧ લો

આનંદે આવો રે, જીવન જમવાને,
બહુ પાક બનાવું રે, ગિરિધર ગમવાને;
ઉષ્ણોદક આપું રે, નટવર નાહવાને,
પીતાંબર લાવું રે, પ્રેમે પહેરવાને.
ચાખડીએ ચડીને રે, આવ્યા અંતરજામી,
ચંદનની ચોકીરે, બેઠા બહુનામી;
કંચનને બાજઠરે, સુવર્ણની થાળી,
ભોજન કરવાને રે, બેઠા વનમાળી.
ખાજાં ને લાડુ રે, ઘેબર ઘીનાં છે;
પકવાન્ન ભલાં છે રે, સૌ મિસરીનાં છે;
એવા ભોગ છપ્પન છેરે, વ્યંજન બહુભાંતિ,
સાકર મેવાદિક રે, રહ્યા છે સહુ જાતિ.
જેની રુચિ આવે રે, તે લેજો માગી,

જમતાં મુખ નીરખે રે, તે મહાબડભાગી;
જમુના જળ શીતળરે, એલચીએ વાસી,
પાનનાં બીડાં રે, ખવડાવું ખાસી.
કંકુ ને કેસર રે, કુમકુમ થાળ ભરી,
પ્રીતમનો સ્વામી રે, પૂજું પ્રેમધરી.

પદ ૨૧૯ મું–થાળ ૨ જો–રાગ સારંગ

હરિ ભાવે ભોજન કીજીએ૦ હરિ૦ (૨૬૦)
સુંદર વચન સરોરુહ લોચન, શોભા જોઈ જોઇ રીઝીએ હ૦ ૧
દધિપકવાન્ન મીઠાઇઓ મેવા, રુચિ આવે સઉ લીજીએ. હ૦ ૨
જાઈ જાવંત્રી જાયફળ મિસરી, ઔંણટયોપ પ્રભુ પીજીએ. હ૦ ૩
આચમન પાન કીજે કમલાવર, દેખી દેખી દિલ રીઝીએ. હ૦ ૪
પ્રીતમ દ્વાર રહ્યા રસ ગાવે. ઉબરી જૂઠણ દીજીએ. હ૦ ૫

પદ ૨૨૦ મું–રાગ પ્રભાતી

જીવ વચન વિચારી બોલે, બહુ બકવાદ ન કીજે;
નિર્મલ નામ રામ રઘુવરનું, નિત્ય નિરંતર લીજે. જીવ૦ ૧
શિવવિરંચિ શેષ શારદા, નિગમ પુરાણ વખાણે;
નામ અમૂલખ દામ ન બેસે, કેમ જડ જીવ ન જાણે. જીવ૦ ૨
ફૂટે કુંભે નીર ઠરે નહિ, વૃક્ષ વેડાએ ફળ ક્યાંથી;
એમ અસત્ય ભાષણથી થાય, હીણ તેજ તપ ત્યાંથી. જીવ૦ ૩
શિબિ, દધીચિ, બલિ નૃપ દશરથ, હરિશ્ચંદ્ર, કર્ણ કહીએ;
શરીર ગયું પણ શબ્દ ન ચૂકયા, તે પૂરા નર લહીએ. જીવ૦ ૪
દાતા શૂર સત્ય સહુ સદ્‌ગુણ, ભક્ત તણે હૃદે રહે છે;
કહે પ્રીતમ તે પ્રભુના પ્યારા, નિશદિન હરિ હરિ કહે છે. જીવ૦ ૫

પદ ૨૨૧ મું–રાગ સદર

તું તારું તન દેખ તપાસી, અનુભવ આંખ ઉઘાડી;
આશા તૃષ્ણા લોભ ને ઇર્ષ્યા, નાખ કલ્પના કાઢી. તું તારું૦ ૧
પ્રભુપ્રેમે પરસે અમૃત વરસે, દરસે દહાડી દહાડી;
આઠે પહોર આનંદની હેલી, ફૂલી રહી ફૂલવાડી. તું તારું૦ ૨
દેહના નેહ થકી રહે ન્યારો, ચિત્ત ચૈતનમાં લગાડી;
કહે પ્રીતમ તો તું હરિને વંદે, નિગમ નગારાં વગાડી. તું તારું૦ ૩

પદ ૨૨૨ મું–રાગ સદર

જે જગદીશ ઈશ અવિનાશી, ઉરવાસી સુખરાશિ;
પરમાનંદ પરમ સુખસિંધુ, સેવે સદા કમલાશી. જે જગ૦ ૧
નેતિ નેતિ નિગમ કરી ગાયે, પૂરણ બ્રહ્મ વિલાસી;
જન્મ જન્મ જગતપતિ જીવન, ચરણકમલ હું દાસી. જે જગ૦ ૨
વહાલા પધારો કારજ સારો, પૂરણ પ્રેમે પ્રકાશી;
પ્રીતમના સ્વામી સુંદરવર, નામે ટળે ચોરાશી. જે જગ૦ ૩

પદ ૨૨૩ મું–રાગ સદર

જે સત્સંગ કરે શુદ્ધ ચિત્તે, સઘળાં તીરથ તેને,
નીરખે નિત્ય નિરંતર હરિને, ભૂલે નિંદે નહિ કેને. જે સત્સંગ૦
કામધેનુ ચિંતામણિ સુરતરુ, અમૃતફલ નિત્ય એને;
શું કરવા ભરમે તે ભટકે, ઘટમાં ગોવિંદ ચીને. જે સત્સંગ૦
આઠે પહોર આનંદનો સિંધુ, છલ્યો રહે દિનરેને;
નિત્ય નિત્યસ્નેહ સહિતસત્સંગે, પ્રીતમપ્રેમરસ પીને. જે સત્સંગ૦

પદ ૨૨૪ મું–રાગ સદર

રહે રસના તું રામભજનમાં હંસદશા દિલ આણી;

કહું છું કુટિલ વચન નવ કાઢીશ, વૃથા વાયસ વાણી. રહે૦ ૧
હરિનામ નિર્મલ મુક્તાફલ, જિહ્વા જપીએ જાણી;
તજી અસાર સારપય પીજે, પરહરી પરપંચ પાણી. રહે૦ ૨
જેના સ્મરણથી ટળી જાએ, ગર્ભવાસી ધાણી;
પ્રીતમ ભજન કરી લે ભાવે, નિર્ભય નામનિશાની. રહે૦ ૩

પદ ૨૨૫ મું–રાગ સદર

ગુરુગમ જ્ઞાન વિચાર્યું ઘટમાં, પ્રગટી પ્રેમ ખુમારી;
ખટ અંબુજ ખોલીને જોયું, ઊઘડી અગમ અટારી. ગુરુ૦ ૧
પંચ પ્રવાહ ગંગા વહે પાવન, કરને સ્નાન કરારી;
સહસ્ર પાંખડી કમલ કોશમાં, દર્શ્યા દેવ મોરારિ. ગુરુ૦ ૨
તત્ત્વમસિ તુરીયા શુદ્ધચૈતન્ય, તેજપુંજ બલિહારી;
પ્રીતમ પરબ્રહ્મ પુરુષોત્તમ, વ્યાપકઅખંડ વિહારી. ગુરુ૦ ૩

પદ ૨૨૬ મું–રાગ ફેર

વંદું સદ્ગુરુ ચરણરજ શીશ. (ટેક)
ચરણરજ શીશ, ચરણરજ શીશ, અખિલ બ્રહ્માંડતણો જે ઈશ.
વ્યાપક પૂરણબ્રહ્મ જગદીશ, મંગળકારી માયાધીશ. વં૦ ૨
જેને વશ વરતે પાંચ પચીશ, નિર્મળ નામ જપે જોગીશ. વં૦ ૩
સુરનર નાગ અસુર મુનિ દેવ, સૌ કોય કરે સદ્ગુરુની સેવ. વં૦ ૪
કવિ પંડિત ગ્રંથ આદે ગાય, ગુરુકૃપાથકી કારજ થાય. વં૦ ૫
કહે પ્રીતમ ગુરુ પરમદયાળ, આપે અભયપદ તે તત્કાળ. વં૦ ૬

પદ ૨૨૭ મું–રાગ સદર

જય જય જાનરાય, જશ અગમ અપાર. (ટેક)
અગમઅપાર જશ, અગમઅપાર,

નેતિ નેતિ નિગમ કહે નિરધાર. જય૦
વંદે વિરંચિ શિવ વારંવાર,
સદા સમાધિ ધરે સનત્કુમાર. જય૦
અહિપતિ નિશદિન કરત ઉચ્ચાર,
સહસ્ત્ર વદન જિહ્વા યુગ્મ હજાર. જય૦
સિંધુસુતા પદ સેવે ઉદાર,
સંશય શોક મિટાવનહાર. જય૦
અમરલોક અમૃત આહાર,
તારો પ્રેમરસ તે કોઇક પીનાર. જય૦
અનેક બ્રહ્માંડતણો આધાર,
પ્રીતમના સ્વામી રહો હૃદયા મોઝાર. જય૦

પદ ૨૨૮ મું–રાગ સામેરી

તત્ત્વ વિચારી રે, તીરથ જો કરે રે,
તેણે તારા મનનો મેલ ધોવાય;
સર્જ્યાં દયાળે રે, સરયુ ગોમતી રે,
મજ્જન કરતાં ચિત્ત શુદ્ધ થાય. તત્ત્વ૦
ક્ષમા ક્ષિપ્રાને રે, નમ્રપણું નર્મદા રે,
ગણ્ડકી શ્રીગોવિંદ ગુણગાન;
ગંગા ગુરુભક્તિરે, સંતસંગ સરસ્વતીરે,
જમુના જાણ હરિનું ધ્યાન. તત્ત્વ૦
પ્રેમે બહુ શું રે, પ્રયાગ પરસતાં રે,
પૂર્વનું પાતક પ્રલય થાય;
હૃદયામાં રાખે રે, ઇષ્ટઉપાસના રે,

જન્મવાસના ટળી જાય. તત્ત્વ૦
અવગુણ મૂકી રે ગુણનું ગ્રહણ કરે રે,
સેવા સુમતિ શીલ સંતોષ;
પ્રીતમ હેતે રે, પરમારથ થકી રે,
તેણે તારા ટળશે દેહના દોષ. તત્ત્વ૦

પદ ૨૨૯ મું—રાગ સદર

રણછોડ રંગીલો રે, રહ્યો હૃદયે વસી રે,
રસિકશિરોમણિ રાય;
રૂપસુધા સુખસાગર શ્યામળો રે,
દરશન કરતાં રે દુઃખડું જાય. રણ૦
રાજાનો રાજા રે, શ્રીરણછોડજી રે,
દેવનો દેવ શ્રીદ્વારકાનાથ;
અખિલ લોકમાં રે, આણ જેની ફરે રે,
હુકમ ના મેટે સુરનર આપ. રણ૦
ચરાચર જીવે રે, જીવોને જોઈ રહે રે,
જેને વશ વરતે સંસાર;
ત્રણ ભુવનમાં રે, તપે જેના તેજથી રે,
અનંત બ્રહ્માંડતણો આધાર. રણ૦
ભક્તને હેતે રે, ભૂતળ આવિયા રે,
લીલા કરવા લક્ષ્મીનાથ;
પ્રેમ—સનેહી રે, પ્રભુ પ્રીતમતણા રે,
તનમન સોંપ્યું હરિને હાથ. રણ૦

# શ્રીકૃષ્ણાવતારસંબંધી પદ, ગરબા વગેરે

## પદ ૨૩૦ મું–બ્રહ્માજીનો ગરબો

જ્યારે ભોમિભાર વાધ્યો ઘણો, ત્યારે ભોમિ ગઈ બ્રહ્માની પાસ જો,
પોઢયાતા પ્રભુ ક્ષીરસમુદ્રમાં, ત્યાં જઇ આરાધ્યા અવિનાશ જો;
બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનું.
જાગો જાગો જગન્નાથજી, દુનિયા બહુ પામે છે ત્રાસ જો;
કાપો કષ્ટ અમારું હે કમલાપતિ, ઊભા અમર કરે અરદાસ જો.
ગગનગિરાહરિએણીપેરેઓચર્યા, સુણોસહુઅમરઅમારીવાતજો;
હું અવતાર લઇશ યદુવંશમાં, વસુદેવ પિતા દેવકી માત જો. બ્ર૦
ગોકુળલીલા મારે કરવી છે, મુજને વહાલો વ્રજનો સાથ જો;
ચતુરાનન ચિંતા કરશો નહિ, એવું બોલ્યા લક્ષ્મીનાથ જો. બ્ર૦
દેવકી પરણાવ્યાં વસુદેવને, કંસે આપ્યું કન્યાદાન જો;
દાન માને કરી સહુ સંતોખિયા, પ્રેમે વહેંચ્યાં ફોફળપાન જો. બ્ર૦
વીર વળાવા ચાલ્યો બેનને, એવે થઇ વાણી આકાશ જો;
એનો અષ્ટમો ગર્ભ તુંને મારશે,તેનોરાખ રુદયામાંવિશ્વાસ જો. બ્ર૦
સુણતાં કોપ ચડ્યો ત્યાં કંસને, વસુદેવ સમજાવે કંઈ વાર જો;
સ્ત્રી–બાળ–બેનને જે હણે, તેના પાપતણો નહિ પાર જો. બ્ર૦
પુત્ર થશે તે આણી આપશું, મન ગોઠે તે કરજો ભૂપ જો;
થોડાશા જીવ્યાને કારણે, ન હણીશ અબળા બાળસ્વરૂપજો. બ્ર૦
કીર્તિમંત કુંવર પહેલો થયો, વસુદેવ લાવ્યા કંસની પાસ જો;
જોઇને દયા કંસને ઉપની,રુદિયે આવ્યો દ્રઢ વિશ્વાસ જો. બ્ર૦
અષ્ટમો ગર્ભ આણીને આપજો, બીજાં બાળ હણે શું થાય જો;

એટલે નારદજી ત્યાં આવિયા, કેમ તું બેસી રહ્યો છું રાય જો. પ્ર૦
કંસે માંડીને કહી વારતા, નારદ કહે સાંભળો ભૂપાળ જો;
જ્યાં ગણીએ ત્યાંથી થાય અષ્ટમો, એમાં જાણ તારો કાળ જો. પ્ર૦
આ જાદવ અમર સહુ અવતર્યા, દેવી ઉદર વિષ્ણુનો અવતાર જો;
એટલું કહી નારદજી ઊઠિયા, કંસને ક્રોધ ચડ્યો તેણીવાર જો. પ્ર૦
વસુદેવ દેવકી કારાગૃહે નાખિયાં, ભીડી ભોગળ સાંકળ દ્વાર જો;
ઉપર ચોકી મૂકી ચોસરી, રખે કોઇ અળગા રહેતા લગાર જો. પ્ર૦
ચોકસ રહેજો ચિત્તમાં ચેતીને, બાળક જન્મે કરજો જાણ જો;
કરાર કરીને બેઠો આસને, રાત દિવસ જંપે નહિ પ્રાણ જો. પ્ર૦
પાપી લાગ્યો સહુને પીડવા, કંસે માંડ્યો મહાકલેશ જો;
પીડ્યા જાદવ જ્યાંત્યાં થઇ ગયા, રહ્યા જઇ વનમાં દેશ વિદેશ જો. પ્ર૦
જે જન્મે તે આપે આણીને, બાળક માર્યાં છે બેચાર જો;
સાતમો ગર્ભ થયો ત્યાં શેષજી, દંપતી પામ્યાં હરખ અપાર જો. પ્ર૦
હરિએ હુકમ કર્યો નિજ માતને, વેગે કરજો એહ વિચાર જો;
ગર્ભ આકર્ષણ કરી લઇ મૂકજો, રોહિણીજીના ઉદરમોઝાર જો. પ્ર૦
આઠમે આપે નાથ પધારિયા, સુર સહુ પામ્યા હરખ અપાર જો;
પુષ્પની વૃષ્ટિ કરે સહુ દેવતા, જે જે બોલે ગગનમોઝાર જો. પ્ર૦
શ્રાવણવદિ અતિ ઉત્તમ અષ્ટમી, અભિજિત રોહિણીને બુધવાર જો;
લગ્ન જોગ મુહૂર્ત શુભ તે ઘડી, અર્ધ નિશાએ હરિ અવતાર જો. પ્ર૦
દરશન દીધું દેવકી વસુદેવને, દંપતી પામ્યાં અતિ આનંદ જો;
મુખડું જોતાં દુઃખડું સહુ ટળ્યું, ટળિયા મહામાયાના ફંદ જો. પ્ર૦
કિરીટ મુગટ કુંડળ હીરે જડ્યાં, કંઠે કૌસ્તુભમણિનો હાર જો;
પીત વસન તન મન ધન દામની, ગદા આયુધ ભુજા ચાર જો. પ્ર૦

ચરણકમળ સેવે સિંધુસુતા, પદરજ વંદે અજ ઉમિયાભર્તાર જો;
મંદ મંદ હાસ્યે હરિ એમ બોલિયા, તમો તપ કીધાંબારહજારજો.પ્ર.
તપ કરી મુજ પાસે વર માગિયો, તે અર્થે લીધો અવતાર જો;
હવે રખે શત્રુનો ભય રાખતા, થોડે દિવસ થશે એનો સંહારજો.પ્ર૦
ગોકુળ લઇ ચાલો ચોંપે કરી, નંદ જશોદાજીને દ્વાર જો;
મુજ બદલે માયાને લાવજો, એમાં કોઇ નવ જાણે નિરધાર જો.પ્ર૦
એમ કહી હરિ સૂક્ષ્મરૂપે થયા, જેનો કોઇ ન પ્રીછે પાર જો;
લઇ ચાલ્યા વેગે વસુદેવજી, ભાગી ભૂંગળ ઉઘાડ્યાં દ્વાર જો.પ્ર૦
સહુ પર માયા મોહની, નિદ્રાવશ ઘોરે સંસાર જો,
રવિતનયાને તીરે આવિયા, વસુદેવે પ્રેમે ઉતાર્યા પાર જો.પ્ર૦
ચંદ્રે આવીને અજવાળું કર્યું, ઇન્દ્રે કીધી અમૃતધાર જો;
માયાએ આવીને ઓથું કર્યું, તેદિનબાવનનેવરસઅગિયારજો.પ્ર૦
ગોવિંદ ગોકુળ માંહ્ય પધારિયા, આવ્યા નંદરાયજીને ઘેર જો;
જશોદાજીની સોડે સૂતા શામળો, તેની કો ના પ્રીછે પેર જો.પ્ર૦
સુત મૂકીને ત્યાં લીધી સુતા, ત્યાંથી વેગે વળ્યા વસુદેવ જો;
આવ્યા તેમ પાછે પગલે ગયા, મધુપુર જઇ પહોંચ્યાતતખેવ જો.પ્ર.
જે જ્યમ હતું તે ત્યમ થઇ રહ્યું, એટલે પ્રગટ્યો પ્રાતઃકાળ જો;
જ્યારે રોવા લાગી બાળકી, ત્યારે જાગ્યા સહુ રખવાળ જો.પ્ર૦
ચોંપે જાણ કર્યું જઇ કંસને, જેને જીવ્યાનું છે મન જો;
ઊઠીને આવ્યો ત્યાં ઉતાવળો, કન્યા દીઠી રૂપ રતન જો.પ્ર૦
કાલાવાલા કરે ત્યાં દેવકી, હવે રહેવા દે એટલું બાળ જો;
જોરે ઝૂટી લીધી હાથથી, પટકી શીલા ઉપર તત્કાળ જો. પ્ર૦
દેવી ઊડી ગઇ આકાશમાં, ગગને જઈને બોલી વાણ જો;

મુજને શું મારે છે મૂરખા, તારો વેરી વ્રજમાં જાણ જો. પ્ર૦
કંસે કરવા માંડી શોચના, રુદિયે લાગ્યો દુઃખ અંગાર જો;
ગોકુળ ગોવિંદે લીલા કરી, ઓચ્છવ નંદરાયને દ્વાર જો. પ્ર૦
પુત્રવધાઇ આપે નંદજી, હીરા હેમ વસ્ત્ર શણગાર જો;
ઘેર ઘેરથી આવે સહુ ગોપિકા, પ્રગટ્યો રુદિયે પ્રેમ અપાર જો. પ્ર૦
ચતુરા ચોક પુરાવે મોતીએ, નવરંગ તોરણ બાંધ્યાં દ્વાર જો;
કેસર કુંકુમ છડા દેવરાવિયા, મંગળ ગાન કરે વ્રજનાર જો. પ્ર૦
દધિ કાદવ કીધો નંદ આંગણે, નાચે ગોવાળ કરે રસ રંગ જો;
શોભા સાગર સુંદર શામળો, અંગે વાધ્યો કોટિ રંગ જો. પ્ર૦
સુવર્ણ ફૂલે વ્રજ ફૂલી રહ્યો, ઘેર ઘેર આનંદગીત વધાઈ જો;
જ્યાંત્યાં આનંદ અંગમાં ઊમટ્યો, ભોમિ રતનમણિમયછાઇજોપ્ર.
ગંગા આદે તીરથ વ્રજમાં વસ્યા, શંકર આદે સર્વે દેવ જો;
આવી અચળ વસ્યાં ત્યાં ઇંદિરા, કરવા નિજ પતિકેરી સેવ જો;
બાળચરિત્ર કરે બહુ રીતશું, નિત્ય નિત્ય નૌતમ નંદકિશોર જો;
સૂનાં ધામ જોઈ હરિ સંચરે, નામ ધરાવ્યું એનું માખણચોરજો.પ્ર.
એવી અલબેલાની અલખના જતને જાળવે જસોદા માત જો;
કૌતક બહુ કરે છે કાનજી, સૌને મન ભાવે તે વાત જો. પ્ર૦
કંસે મોકલી માસી પૂતના, લીધું લક્ષ્મી કેરું રૂપ જો;
ઝેર હળાહળ સ્તન પર ચોપડી, હણતી બાળકવૃંદ અનુપજો. પ્ર૦
જોતી આવી જશોદાને આંગણે, કહે દેખીએ તમારો બાળ જો;
જશોદા ગૃહકારજ કરતાં હતાં, પારણે પોઢ્યાલાલગોપાળ જોપ્ર૦
લઈ ધવરાવવા લાગી લાલને, ધાવતાં શોષી લીધા પ્રાણ જો,
પાડી ચીસ પડી પૃથ્વી વિષે એણી પેર કરી નિશાચરી નાશ જો.પ્ર.

રાઇ લૂણ ઉતારે જશોમતિ, આ તે આ જો શું કહેવાય જો;
હજુ તો હીંડતાં આવડતું નથી, પડે, ગડે ને ઊભો થાય જો. પ્ર૦
લાખ ઓળંભાં લાવે લોકનાં, ફોડે ઢોળે મહિનાં માટ જો;
યમલાઅર્જુન સુત કુબેરના, ઊધરી ગયા સ્વર્ગની વાટ જો. પ્ર૦
જશોદા મોતીહાર પરોવતાં, લીધાં મુષ્ટિ ભરી મોરાર જો.
મોતીકેરાં ઉછેર્યાં ઝાડવાં, દે વ્રજવનિતાને શણગાર જો. પ્ર૦
અઘ બક ધેનુક વચ્છાસુર આવિયા, શંખચૂડ કેશિ વૃષભાસજો;
હરિએ રાખ્યા રઝળતા તેહને, આપ્યો આપ ચરણમાં વાસ જો. પ્ર૦
જળ જમુનાથી કાળીનાગ કાઢિયો, નાથે નિરમળ કીધું નીર જો;
જુવતી જળ જમુનામાં ઝીલતાં કદમે ચડીને ચોર્યાં ચીર જો. પ્ર૦
સો પ્રણામ સૂરજને કરાવિયા, દોષ નિવાર્યો શ્યામશરીર જો;
વરુણને ઘેરથી નંદને છોડાવિયા, વૈકુંઠ વસિયું જમુનાતીર જો પ્ર૦
ઇન્દ્રે કોપ કર્યો વ્રજ ઉપરે, ત્યારે ધરિયો ગોવર્ધન જો;
હાથે છાંયો છબિલાજીએ કરી, બચાવ્યા વાલે વ્રજનાં જનજો. પ્ર૦
રસિયે રંગે રાસ રમાડિયાં, વેણુ વગાડી તેડયાં વન જો;
તારુણીકેરા તાપ સમાવિયા, સુખડું આપ્યું જુગજીવન જો. પ્ર૦
વ્રજની લીલા કોણ શકે વર્ણવી, નામ લે કોટિ શારદા શેષ જો;
નિગમ નિરંતર જેને ગાય છે, તેનો પાર ન પામે લેશ જો. પ્ર૦
એટલે નારદ મુનિ આવિયા, પ્રભુને કહી સંક્ષેપે વાત જો;
હાવે કારજ કરવાં છે ઘણાં, હજુ કેમ બેસી રહ્યા છો નાથ જો. પ્ર૦
પાપી પરિયટને ઉધારવો, કરવું માળીનું કલ્યાણ જો;
કુબજાકેરું ચંદન લેવું છે, લેવા પાપી કંસના પ્રાણ જો. પ્ર૦
માતતાતનાં બંધન છોડવાં, વિદ્યા ભણવી સંદીપ જો;

જોરે જરાસંધને જીતવો, કરવી કાળયવનની પેર જો. પ્ર૦
દરિયામાં રચવી દ્વારકા, શોભે સકળ શિરોમણિ સાર જો;
સોળ સહસ્ર શત આઠને પરણવી, કરવો છે પ્રૌઢો પ્રોબારજો. પ્ર૦
એટલું કહી નારદજી ઊઠિયા, પોહોંચ્યા બ્રહ્મલોક નિરધાર જો;
કંસે અક્રૂર મોકલ્યા તેડવા, તે તો આવ્યા નંદને દ્વાર જો. પ્ર૦
કંસે સુત સહિત તેડાવિયા, લીધું ધનુષજાગનું નામ જો;
પછે કાર્થ ગમતું ગોવિંદનું થશે, કંસને મળવાનું છે કામ જો. પ્ર૦
નંદની આદ્યે ગોપ ગોવાળિયા, રથમાં બેઠા કેશવ રામ જો;
રથ ઝાલીને રાધાજી રહ્યાં, નહિ જાવા દેઉં સુંદરશામ જો. પ્ર૦
વીંટી વળી સર્વે વ્રજસુંદરી, જેને સાચો અધિક સ્નેહ જો;
પ્રાણ અમારા સાથે ચાલશે, એમાં ન મળે કાંઇ સંદેહ જો. પ્ર૦
પ્રેમે ગોષ્ટિ કરી સૌ સમજાવિયાં, ચાલ્યા કઠણ કરીને મન જો;
અક્રૂર જમુનામાં નાવા ગયા, જળમાં દીઠા જુગજીવન જો. પ્ર૦
પ્રથમ પરિયટની પૂજા લઇ, સર્વે શણગાર્યા ગોવાળ જો;
મારગે માળીએ પુષ્પ ચડાવિયાં, મુક્તિ આપી દીનદયાળજો. પ્ર૦
કુબજાકેરું ચંદન લીધું છે, કીધું કમળા સરખું રૂપ જો;
ધનુષ ભાંગતાં યોદ્ધા બહુ હણ્યા, ત્યારે ભે પામ્યો છે ભૂપ જો. પ્ર૦
કુંજર કુવલયાપીડ પછાડિયો, માર્યા ચાણૂર મુષ્ટિક મલ્લ જો.
આવી રાજસભામાં ઊભા રહ્યા, પટક્યો કંસ કેશ ગ્રહી શલ્ય જો. પ્ર૦
માતતાતનાં બંધન છોડાવિયાં, જઈને પ્રેમે લાગ્યા પાય જો;
પુરવાસી પાવન સર્વે કર્યાં, ઘેર ઘેર આનંદ ઓચ્છવ થાય જો. પ્ર૦
લૌકિક વિદ્યા ભણ્યા સાંદીપનિ, આણી આપ્યો મૃતક બાળ જો;
જોરે જરાસંધને જીતિયો, કીધો કાળયવનનો કાળ જો. પ્ર૦

દરિયાતીરે વાસી દ્વારકાં, પરણ્યા સોળ સહસ્ર શત આઠ જો.
પ્રેમે પાર્થનો રથ હાંકિયો, ઠાઠયો મહાભારતનો ઠાઠ જો. પ્ર૦
એણીપેરે ભોમિ ભાર ઉતારિયો, લીલા કીધી અનંત અપાર જો,
પ્રીતમસરખાપતિતઓદ્ધારિયા,એવાઅશરણશરણમોરાર જો.પ્ર૦
મહિમા મોટો શ્રીજાનરાયનો, સંઘેસરમાં સદા નિવાસ જો;
ગરબો ગાય સાંભળશે ને શીખશે, તે પ્રાણી પામે વૈકુંઠવાસ જો.*

પદ ૨૩૧ મું-તિથિઓ-રાગ ગરબો

પડવે બ્રહ્મ પાસે પુકારી, વસુધા સુરભિ રૂપ ધરી;
સુર સર્વે શંકર અજ આદે, આવ્યા જ્યાં અવિનાશ હરિ. ૧
બીજે બહુવિધિ સ્તુતિ કીધી, ત્યાં બોલ્યા ત્રિભુવનપતિ;
શાને શોચ કરો શિવ બ્રહ્મા, ભય કોનો નવ ધરશો રતિ. ૨
ત્રીજે ત્યાં મથુરા ગોકુળમાં, અમર જઈ અવતાર ધરો;
જાદવકુળ વસુદેવતણે ગૃહ, શેષ સહિત હું આવું ખરો. ૩
ચોથે ચતુરાનન પંચાનન, સ્તવન કરી નિજ ધામ ગયા;
મધુપુર ગોકુળ વ્રજ વૃંદાવન, ગોપગોપાળ સૌ દેવ થયા. ૪
પાંચમે પ્રાણજીવન પુરુષોત્તમ, શેષસહિત માયા પ્રેરી;
જેમ કોઇ ભૂપ ભુવન પ્રત્યે, આવી સમરાવે સુંદર શેરી. ૫
છઠે છબીલો દિનમણિ ઉદિયો, દેવકી નામે પૂર્વ દિશા;

*આ ગરબાની છેવટની ત્રણ લીટીઓ એક અમરેલીથી મળેલી બુકમાં નીચે મુજબ છે. ઢોંગી માણસો પોતાનાં નામ કેમ ઘુસાડી દે છે તેનો એ નમૂનો છે —સંપાદક

"માધવ સરખા પતિત ઓધારિયારે, એવા અશરણશરણ મોરારજો;
" મહિમા મોટો શ્રી નરસંગનો રે, ભાવનગરમાં સદા નિવાસ જો;
" ગરબો ગાય શીખે જે સાંભળે રે, તે તો પામે વૈકુંઠ વાસ જો."

ઉર આવેશ કર્યો અલબેલે, વિશ્વેશ્વર તન માંહે વસ્યા. ૬
સાતમે ગર્ભ સંકર્ષણ કેરો, રોહિણીજીને ઉદર ધર્યો;
જક્ત ન જાણે વેદ વખાણે, એણી પેરે ઉપાય કર્યો. ૭
આઠમ અર્ધ નિશા શુભ મુહૂરત, શામળિયે પ્રાગટ્ય કીધું;
કોટિ કોટિ રવિ શશિની શોભા, દયા કરી દર્શન દીધું. ૮
નોમે નંદરાય ઘેર ઉત્સવ, આનંદની હેલી થાયે;
દાન માન બહુ પેરે દીધાં, માનની બહુ મંગળ ગાયે. ૯
દશમે દિશ વળી વ્રજ કેરી, નિત્ય અમૃતના મેહ વરસે;
ઠોર ઠોર ફૂલી દ્રુમવેલી, ફળ ભારે ભોમિ પરસે. ૧૦
એકાદશી આનંદ વધાર્યો, ગોવર્ધન ઉત્સવ કીધો;
લીલા લલિત ચરિત્ર કરવા, અનેક દુષ્ટને દંડ દીધો. ૧૧
બારશે બારે મેઘ મોકલ્યા, ઇન્દ્રે કોપ કર્યો એવો;
ગોકુળ રાખ્યું નિજ બળ દાખ્યું, કોણે ન જાણ્યો ભય કેવો. ૧૨
તેરશ ત્રિભુવન ત્રાસ નિવાર્યો, સુખસાગર સઘળે છલિયો;
પ્રેમમુદિત મન ગોપીજનનાં, ફૂલી હૃદેકમળ કળીઓ. ૧૩
ચૌદ વિદ્યા ગુણ છબીલો, વૃંદાવન શોભા નીરખી;
વેણુનાદ કર્યો વનમાળી, વ્રજબાળા હૈએ હરખી. ૧૪
શરદ રેણી રસ આરંભ્યો, સફળ મનોરથ સૌના કર્યાં;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, પ્રેમી જન ઉર માંહે ધર્યો. ૧૫

પદ ૨૩૨ મું–જન્મની વધાઈનાં ધોળ

ધન્યધન્ય વસુદેવ દેવકીરાણી રે,
જેને ઘેર પ્રગટ્યા સારંગપાણિ રે;
શ્રાવણ વદ અષ્ટમીને બુધવાર રે,

નક્ષત્ર રોહિણી અતિસાર રે.
શુભ લગન સોળ ઘડી ગઈ રાત રે,
દેવકીએ દીઠા વૈકુંઠનાથ રે;
કિરીટ મુગટ કુંડળ કંઠે હાર રે,
ચતુર્ભુજ આયુધ ધરિયાં ચાર રે.
લોચન અંબુજ પરમ આનંદ રે,
મુખ સોહે સોળ કળાનો ચંદ રે;
જળહળ જળહળ ઝળકે રૂપ નિધાન રે,
ધર્યું પીતાંબર વિદ્યુત સમાન રે.
સોળેચિહ્નજુગતેજુગલ જેનાંચરણે રે,
નવઘન સુંદર શામળવરણે રે;
એવા હરિ દીઠા તે અંતરજામી રે,
અબળા તો અતિશે આનંદ પામી.
જઇને જગાડ્યા પોતાના સ્વામી રે,
વસુદેવે નીરખ્યા બહુનામી રે;
હૈડામાં વાધ્યો હરખ અપાર રે,
પ્રગટ્યા પુરુષોત્તમ જુગદાધાર રે.
હવે નિશ્ચે કામ તે આપણું થાય રે,
પછી મુખે બોલ્યા રસિકવરરાય રે;
તમે તપ કીધાં તે ફળ પામ્યાં રે,
હવે નિશ્ચે જાણ જો દુ:ખડાં વામ્યાં રે.
રખે શત્રુનો રાખતાં ત્રાસ રે,
હવે કરું કંસાદિકનો નાશ રે;

હજુ એનું પાપ થવા દોને પૂરું રે,
એના માંહી કાંઇક છે અધૂરું રે.
શ્રીમુખ વચન વદે એમ વાલો રે,
માટે મને ગોકુળિયે લઈ ચાલો રે;
નંદજી જસોદાજીને દ્વાર રે,
મારી જોગમાયાએ લીધોછે અવતારરે.
મને મૂકી તેને લાવો નિરધાર રે,
વિલંબ ન કરશો એક લગાર રે;
એટલું કહીને રૂપ સમાવ્યું રે,
નાનું સ્વરૂપ તે નજરે આવ્યું રે.
પ્રભુજીએ પુત્રભાવ પ્રગટાવ્યો રે,
મનમાંહી માયાનો પ્રપંચ ફાવ્યો રે;
વસુદેવ બોલ્યા તે વળતી વિચારી રે,
લાવો લઇ જાઉં કુંવરને નારી રે.
દેવકીજી કહે કુંવર કેમ દીજે રે,
પર ઘેર દેતાં મનના પતિજે રે;
વસુદેવ કહે સાંભળો વાત રે,
જો જાણે કંસ તો કરે ઉતપાત રે.
વારંવાર વસુદેવ સમજાવે રે,
પછે સુત આપતાં આંસુડાં આવે રે;
વસુદેવ લઇ ચાલ્યા જેણી વાર રે,
ભાંગી ગઇ ભોગળ ઊઘડ્યાં દ્વાર રે.
રાયના રક્ષક હતા જેહ રે,

ઘેને ધારણમાં ઘેર્યાં છે તેહ રે;
જેનો શિવ બ્રહ્મા ન પામે પાર રે,
તેની ગતિ શું જાણે સંસાર રે.
ઝરમર ઝરમર વરસે મેહ રે,
જમનાની તીરે આવ્યા વસુદેવ રે;
પ્રીતે પ્રવેશ કરે જળમાં જેવા રે,
પ્રેમપૂર વાધ્યું ચરણોદક લેવા રે.
લાલજીએ લાંબો ચરણ ત્યાં કીધો રે,
વેહેતી જમનાજીએ મારગ દીધો રે;
શેષે આવી છત્ર શિર પર કીધું રે,
તેને દયા આણીને દર્શન દીધું રે.
આનંદે આવ્યા નંદજીને દ્વાર રે,
સૌ કોઈ સૂતું ભવન મોઝાર રે;
સેજે સૂતાં નિંદરાવશ નંદરાણી રે,
તેણે સૂતા જન્મી પણ નવ જાણી રે.
જસોદાની સેજે મૂક્યા જગતાત રે,
તેની તો કોઇએ ન જાણી વાત રે;
વસુદેવે હરિની સ્તુતિ કીધી રે,
કુંવર મૂકીને કુંવરી લીધી રે.
વસુદેવ આવ્યા મથુરા મોઝાર રે,
પ્રીતમના સ્વામીનો લે કોણ પાર રે;

પદ ૨૩૩ મું—રાગ ધોળ

જી રે નંદજીનો કુંવર કોડામણો,
મારા મનમાં રે વસિયા મહારાજ,

આજ આનંદ રંગ અતિ ઘણો.
જી રે ઘેરઘેરથી સૌ ગોપિકા,
સૌ સજની રે કાંઈ સુભગ સમાજ. આજ આનંદ.
જી રે મંગળ ગાતી રે માનની આવે,
આનંદ રે નંદજીને દ્વાર. આજ આનંદ.
જી રે વાજાં વાગે રે સોહામણાં,
ધૂન ગાજે રે કાંઇ ગગન મોઝાર. આજ આનંદ.
જી રે તરિયા તોરણે બારણે,
મણિ મુક્તાના રે કાંઈ ચોક પુરાય. આજ આનંદ.
જી રે વિવાહથી રે રળિયામણું,
સુખ શોભા રે કાંઈ વર્ણવી ન જાય. આજ આનંદ.
જી રે અડસઠ તીરથ આવિયાં,
આવ્યા શંકર રે ચતુરાનન દેવ. આજ આનંદ.
જી રે રિદ્ધિસિદ્ધિ નવનિધિ આવિયાં,
કરે કમળા રે પદપંકજસેવ. આજ આનંદ.
જી રે નંદજીનું સદન સોહામણું,
જ્યાં પ્રગટ્યા રે પુરુષોત્તમરાય. આજ આનંદ.
જી રે લીલા અખંડ અવિનાશની,
જન પ્રીતમ રે પ્રેમે જશ ગાય. આજ આનંદ.

પદ ૨૩૪ મું—રાગ સદર

જી રે હરિલીલા રળિયામણી,
વ્રજ વાજે રે કાંઇ રંગવધાઈ. હરિ૦
જી રે સગુણબ્રહ્મ પ્રભુ પ્રગટ્યા,

સચ્ચિદાનંદ રે સેવક સુખદાઈ. હરિ૦
જી રે જગતમંડળ જશ એહના,
નિજ દાસનાં રે દુઃખડાંના જાણ. હરિ૦
જી રે અજ ભવ અમર અહિપતિ,
ગુણગાય રે કાંઇ નિગમપુરાણ. હરિ૦
જી રે ભક્ત મનોરથ પૂરવા,
ધરે ઈશ્વર ઉત્તમ અવતાર. હરિ૦
જી રે પરમધર્મ પ્રીતે પાળવા,
ઉતારવા રે ભૂમિનો ભાર. હરિ૦
જુગ દ્વાપર સુંદર શોભીતો,
શુભ મુહૂર્ત રે અનુકૂળ ગ્રહસાર. હરિ૦
જી રે શ્રાવણ માસ સોહામણો,
વદ અષ્ટમી રે રોહિણી બુધવાર. હરિ૦
જી રે અર્ધ નિશાએ હરિ આવિયા,
વર્ત્યો જુગમાં રે કાંઈ જયજયકાર. હરિ૦
જી રે સોળકળાએ શશી ઉદિયો,
ટળ્યો ત્રિભુવન રે કેરો અંધકાર. હરિ૦
જી રે ગોકુળલીલા ગૌલોકની,
ગોપી રે નિજ ધરનાં નિદાન. હરિ૦
જી રે વીર જાતો જુમનાં જાણીએ,
ગોવરધન રે શત સ્વર્ગ સમાન. હરિ૦
જી રે કલ્પવૃક્ષ સમ વેલડી,
સુરમુનિવર રે કાંઇ મોર ચકોર. હરિ૦

કહે પ્રીતમ પૂરણ પ્રેમશું,
નિત્ય નીરખે રે કાંઈ નંદકિશોર. હરિ૦

પદ ૨૩૫ મું–રાગ સહર

સખી આજ આનંદરંગ અંગમાં,
નેહે નીરખ્યા રે શ્રીનંદકિશોર. આજ આનંદ૦
હરિને મસ્તક મુગટ સોહામણો,
તે પર ચમકે રે કાંઈ ચંદ્રિકા મોર. આજ આનંદ૦
હરિને લલાટે તિલક કેશર તણું,
કનક કુંડળ ઝળકે છે કાન. આજ આનંદ૦
નાકે નિર્મળ મોતી મકરતણું,
સુંદર લોચન રે કાંઇ રૂપ રસાળ. આજ આનંદ૦
ઓપે અધર અરુણ પરવાળાં શા,
મુખ સુંદર રે કાંઈ કમળ સમાન. આજ આનંદ૦
કંઠે હીરા મોતીના રે હાર,
કળી કુસુમ રે ગુંજામણિ માળ. આજ આનંદ૦
ભુજભૂષણ રતનજડાવનાં,
પોંચી મુદ્રિકા રે કાંઇ વેઢ વિશાળ. આજ આનંદ૦
નાભિ અગમ ઉદર રેખા ત્રી વળી,
કેડે કંદોરો રે કાંઇક મણિકૃતમાળ. આજ આનંદ૦
પગ પલ્લવ પંકજ પાંખડી,
નખ ચંદ્ર સમરે છટા છબી જોર. આજ આનંદ૦
ઝમકે ઝાંઝર ધમકે છે ઘૂઘરી,
શબ્દ સંગીત રે કાંઇ નાદના ઠોર. આજ આનંદ૦

પહેર્યું પીતાંબર દ્યુતિદામની,
તનનવઘન રે કાંઇ તરુણતમાલ. આજ આનંદ૦
સ્વામી પ્રીતમનાની શોભા ઘણી,
સેવકના રે સદા પ્રતિપાળ. આજ આનંદ૦

પદ ૨૩૬ મું–રાગ ગરબો

શ્રાવણ માસ સોહામણો રે મહિમા મોટો અગમ અપાર લાલ.
કૃષ્ણપક્ષ વદ ઉત્તમ અષ્ટમી, અભિજિત રોહિણી બુધવાર લાલ.
અધંરેણી અતિ રળિયામણી, પ્રગટ્યા રસિયો રાસવિહારી લાલ.
ફૂલ્યો ગિરિરાજ આજ આનંદમેં, ફૂલી દ્રુમલતા વૃક્ષવેલી લાલ.
નંદભોવનની શોભા શી કહું, સુરપતિ સદન કર્યું બલિહારી લાલ.
ફૂલી જમુના વહે અતિ પૂરમાં, ફૂલી ગોકુળ સૌ સાહેલી લાલ.
નાચે ગોવાળ વજાડે વાંસળી, ઘેર ઘેર આનંદગીત વધાઇ લાલ.
ઓપે નંદરાયનું આંગણું, ભોમિ રત્ન–મણિમય છાઇ લાલ.
ધામધામથી ધાઇ ગોપિકા, સજતી સુંદર અંગે શણગાર લાલ.
કંચનથાળ ભર્યાં શગમોતીએ, શ્રીફળ ફોફળ તુળસીહાર લાલ.
ગજગામની સુંદર વ્રજભામની, ચતુરા ચાલી ટોળે ટોળે લાલ.
ગાતી ગીત પ્રીત રસરીતશું, આનંદસાગર ઊલટ્યો છોળે લાલ.
નેણ ભરી ભરી નીરખે નાથને, હેતે હરખે હૈડામાં લાલ.
છેલછબીલો નિજ પતિ પ્રગટ્યા, ગોલોક ગોકુળ કીધું કાંઇ લાલ.
પોતે પોતાની ઇચ્છા કરી, જગમંગળ લીલા અવતાર લાલ.
પ્રેમ સ્નેહી પ્રભુ પ્રીતમ તણો, આનંદકારી નંદકુમાર લાલ.

પદ ૨૩૭ મું–રાગ સદર

આનંદસાગર ઊલટ્યા, વ્રજમેં વાગે રાગે વધાઇ લાલ.

ગડગડે નોબત નંદજીને આંગણે, મધુરે મધુરે સ્વર શરણાઇ લાલ.
કુંકુમ કેશરકેરાં છાંટણાં, ચતુરા ચોક પુરાવ્યા મોતી લાલ.
નવરંગ તોરણ બાંધ્યાં બારણે, મણિમાણકની ઝગમગજ્યોતિ લાલ.
સજતી આભ્રણ અંગ સુલોચના, અંબર ઓપે અંગે એવા લાલ.
મંગળ ગાતી સર્વે માનુની, તનમન રીઝે ભીંજે અંગે લાલ.
પ્રાણજીવન હરિ પ્રગટ્યા, પ્રેમીજનનાં કારજ કરવા લાલ.
અસુરો અનેક સંહારવા, સાધુ કેરાં સંકટ હરવા લાલ.
વ્રજવૃંદાવન મન રેલી રહ્યું, સૂરજસુતા મન હરખ ન માએ લાલ.
સુરપતિ કુસુમતણી વૃષ્ટિ કરે, પ્રીતમ પ્રેમ થકી ગુણ ગાએ લાલ.

### પદ ૨૩૮ મું–બાળલીલા–રાગ ધોળ

નંદજીના ભાગ્યતણો નહિ પાર રે,
જેને ઘેર ઈશ્વરનો અવતાર રે. ૧
જપ તપ જોગયજ્ઞ વ્રતદાન રે,
સાધન સુકિત સમરણ ધ્યાન રે. ૨
તેનું ફળ કમળનયન શ્રીકૃષ્ણ રે,
જેને જોઈ જગત થાય પ્રસન્ન રે. ૩
જેનાં રોમકૂપ વિષે બ્રહ્માંડ રે,
જે અવિનાશી અકળ અખંડ રે. ૪
તેને જશોદાજી કરાવે પયપાન રે,
જેનું શિવ બ્રહ્મા ધરે છે ધ્યાનમાં રે. ૫
પોઢાડે પારણે પૂરણ પ્રીતે રે,
કરે શિશુલીલા નૌતમ નીતે રે. ૬
ત્રિભોવન મોહન મંગળકારી રે,

અંગ અંગ રતિવર કોટિક વારીરે, ૭
વ્રજવધૂ વેગે વધાવવાને આવે રે,
બહુ પેરે પૂજા સામગ્રી લાવે રે. ૮
કર ધર્યાં કંચન કેરા થાળ રે;
શ્રીફળ ફોફળ અક્ષત માળ રે. ૯
મળી મળી માનુની મંગળ ગાય રે,
ઊલટ આનંદ અંગ ન માય રે. ૧૦
તરિયા તોરણ બારણે બંધાવે રે,
મણિમુક્તાના ચોક પુરાવે રે; ૧૧
આંગણે કદળીના સ્તંભ રોપાવે રે;
શરીરે સઘળે સુગંધ સિંચાવે રે. ૧૨
ઘેર ઘેર આનંદ ઓચ્છવ થાય રે,
થેઇ થેઈ ગોવાળા નાચે ને ગાય રે. ૧૩
વ્રજ રહ્યું સુવર્ણ ફૂલે ફૂલી રે,
શોભા જોઈ સુરપતિ ગયો ભૂલી રે. ૧૪
આઠે પહોર અમૃતના મેહ વરસે રે,
હીરા મણિ હેમના ડુંગર દરસે રે. ૧૫
સૂરજપુત્રીને પ્રેમ અપાર રે,
મુજમાંહી કરશે રંગ વિહાર રે. ૧૬
હરખ્યાં ગૌ ગોપી ગિરિરાજ રે,
હરખ્યાં સુરનર સકળ સમાજ રે. ૧૭
હરખ્યાં પશુ પંખી મૃગ મીન રે,
હરખ્યાં હરિજન પરમ પ્રવીણ રે. ૧૮

હરખ્યાં વૃંદાવન વૃક્ષને વેલી રે,
દશ દિશા આનંદ રંગની રેલી રે. ૧૯
નિજ જન તણા તાપ નિવાર્યા રે,
દુષ્ટ દળી ભોમિભાર ઉતાર્યા રે. ૨૦
પ્રભુજીએ પ્રથમ પૂતના મારી રે,
ગઇ સુરલોક પાછી ન પધારી રે. ૨૧
શકટાસુર તૃણાવર્તને તાર્યો રે,
ધેનુ વચ્છાસુર પ્રલંબ સંહાર્યો રે. ૨૨
અધાસુર બકાસુર ને કેશી રે,
વ્રષભાસુર વ્યોમાસુર દ્વેષી રે. ૨૩
એવા અસુરતણો અંત આણ્યો રે,
શંખચૂડ કેશ ગ્રહીને તાણ્યો રે. ૨૪
કાળીનાગ કાળિંદ્રીથી કાઢ્યો રે,
વ્રજવાસી લોક આનંદ પમાડ્યાં રે. ૨૫
ગોપીવરે ગોવર્ધન કર ધાર્યો રે,
એ પેરે ઇન્દ્રનો ગર્વ ઉતાર્યો રે. ૨૬
વાલોજી તો વનમાં વાછરુ ચારે રે,
ગુંજમાળ મોરપીંછ શિર ધારે રે. ૨૭
દ્રુમ ચડી પંખીની ભાષા બોલે રે,
ડરે નહિ ડાળ ગ્રહીને ડોલે રે. ૨૮
મોરલીમાં ગૌ ને વત્સ બોલાવે રે,
તતક્ષણ તે ત્યાં દોડીને આવે રે. ૨૯
એમ ક્રીડા કરે તે બહારે વન રે,

સંગે સહુ ગોપતણા તે તન રે. ૩૦
જે હરિ નિગમે વર્ણ્યો ન જાયે રે,
તે પ્રભુ એઠું આહિડાંનું ખાયે રે. ૩૧
વિરંચિએ વાછરૂ હરિને લીધાં રે,
તેણી વાર તતક્ષણે *તેવાં કીધાં રે. ૩૨
અદ્ભુત લીલા અજને દેખાડી રે,
કૃપા કરી અનુભવ આંખ ઉઘાડી રે. ૩૩
ત્રિભુવનપતિ ધરે જ્યાં પાય રે,
ધરણીની રેણુ કુંકુમ થાય રે. ૩૪
મોર ચકોર કોકિલા કીર રે,
શીતળ મંદ સુગંધ સમીર રે. ૩૫
કુસુમિત કુંજભુવન કહેવાયે રે,
સુંદર મહેલ મનોહર થાયે રે. ૩૬
સુખડું તે શ્યામા શ્યામાને આપે રે,
વાલાજી શું વહાલા ઘણેરું વ્યાપે રે. ૩૭
વ્રજજન વૈકુંઠનું સુખ માણે રે,
દિનરજની જાતાં નવ જાણે રે. ૩૮
ગૌ ચારી ગોવિંદ ગોકુળ આવે રે,
ગોપીજન મોતીને ઝૂમખે વધાવે રે. ૩૯
આરતી સહસ્ર દીપની સાજે રે,
જોવા જુવતીનાં જૂથ વિરાજે રે. ૪૦
નોછાવર નેહે કરે નંદરાણી રે,
બેસાડે ઊંચે તે આસન આણી રે. ૪૧

પયપકવાન્ન મીઠાઇ ને મેવા રે,
મુખ આગે મૂકે લાલાજીને લેવા રે. ૪૨
ભોજન સેન કરે ગોકુળરાય રે,
કોઈ નંદભુવન તજી નવ જાય રે. ૪૩
નંદજીનું સદન સ્વર્ગ* સમાન રે,
વિશ્વને આપે તે અન્નપાન રે. ૪૪
રિધસિધ નવનિધ દાસી થઇ છે રે,
દધિતનયા જ્યાં લોભાઇને રહી છે રે. ૪૫
આઠ ક્રોડ તીરથ વ્રજમાં વસિયાં રે,
પ્રભુજીનાં ચરણ પ્રેમે પરસિયાં રે. ૪૬
કુબેરના સુત પડ્યા શ્રાપે રે;
તેને ઓધાર્યાં જઇને આપે રે. ૪૭
નંદજીને નવલાખ દૂઝે ગાય રે;
ગોપીનું ગોરસ ચોરીને ખાય રે. ૪૮
રમત રમે રવિતનયાતીર રે;
કોટિક મનમથ શોભે શરીર રે. ૪૯
તરુણીને તાન કરીને તેડે રે,
અબળાનો આંબો કરીને વેડે રે. ૫૦
ખેલે નવ નારીનો કુંજર કરીને રે,
ઊલટ અંગોઅંગ ધરીને રે. ૫૧
પરમ પવિત્ર ચરિત્ર ઉદાર રે,
જેનો નેતિ નિગમ ન પામે પાર રે. ૫૨
દાણી થઇ મોહન મારગ રોકે રે,

અમૃત વેણુ સૌને સંતોષે રે. ૫૩
માટી ખાતાં માતાએ મુખડું નિહાળ્યું રે,
ત્યાં ત્રિલોકનું કૌતુક ભાળ્યું રે. ૫૪
ગોવર્ધન ચડીને શબ્દ ઉચ્ચારે રે,
મધુ મંગળનું માન વધારે રે. ૫૫
નંદ ગામ ગોકુળ વરસાંણું રે,
વંદ્રાવન શોભા શી વખાણું રે. ૫૬
વૃક્ષ વેલી કુસુમ ઘણાં નીસરિયાં રે,
રત્નમણિ મોતી વિવિધ વીખરિયાં રે. ૫૭
સુંદર શરદનિશા અજવાળી રે,
આનંદે વેણ વજાડી વનમાળી રે. ૫૮
સૃષ્ટિ સૌ માયાથી મોહ પમાડી રે,
વ્રજજુવતીને રાસ રમાડી રે. ૫૯
તે સુખ મુખે કહ્યું નવ જાય રે,
શારદ શેષ સહસ્ર મુખે ગાય રે. ૬૦
આનંદસિંધુ અગમ અપાર રે,
પ્રીતમ પ્રભુનો અખંડ વિહાર રે. ૬૧

પદ ૨૩૯ મું-મથુરાલીલા-રાગ સદર

બાવન દિવસ વરસ અગિયાર રે,
પછી પ્રભુ આવ્યા મથુરા મોઝાર રે. ૧
પ્રથમ પરિયટ મરણ પમાડ્યો રે,
સૂધો તેને સ્વર્ગનો પંથ દેખાડ્યો રે. ૨
સામો મળ્યો માળી ચડાવ્યાં ફૂલ રે,

ચાર પદારથ આપ્યા અમૂલ રે. ૩
રતિ એક ચંદન કુબ્જાનું લીધું રે,
તેનું રૂપ કમળસરખું કીધું રે. ૪
હળધર ગિરધર સુંદર શોભા રે,
ધનુષ જાગમાં આવીને ઊભા રે. ૫
જુગત કરીને જોયા જાગ રે,
કીધા ધનુષ તણા બે ભાગ રે. ૬
યોદ્ધા તો યુદ્ધ કરવાને આવ્યા રે,
તેને તો મારીને હાર મનાવ્યા રે. ૭
કુંજરને કીટ તણી પેરે માર્યો રે,
રસિયોજી રાજસભામાં પધાર્યો રે. ૮
ધાર્યો શરીરે વીરરસ પોતે રે,
થરથર કાળ કંપે જેને જોતે રે. ૯
જ્યારે આવી ઊભા જુગદાધાર રે,
જે જેમ તે તેમ રહ્યું શૂન્યકાર રે. ૧૦
કંસે તો કાળસ્વરૂપ નિહાળ્યું રે,
ભોજપતિ મૃત્યુ પોતાનું ભાળ્યું રે. ૧૧
જોગીજને તત્ત્વ કરીને જાણ્યું રે,
પંડિતે પૂરણ રૂપ વખાણ્યું રે. ૧૨
નગરનારીએ નટવર દીઠા રે,
મોહન લાગે તે મન મીઠા રે. ૧૩
જાદવે તે જોયા જુગદાધાર રે,
સ્નેહી સહોદરે દીઠા સાર રે. ૧૪

વસુદેવ દેવકીએ હરિ નીરખ્યા રે,
રુદયે વહાલા લાગ્યા સુત સરખા રે. ૧૫
મલ્લે તો મલ્લ સરીખા દીઠા રે,
તતક્ષણ જુદ્ધ કરવાને ઊઠ્યા રે. ૧૬
ચાણુર મુષ્ટિકને ત્યાં માર્યા રે,
સલ દુસલને સેહેજે સંહાર્યા રે. ૧૭
કંસને કેશ ગ્રહીને પછાડયો રે,
પાપીનો પ્રાણ પલકમાં કહાડયો રે. ૧૮
આવી લાગ્યા માતપિતાને પાયે રે,
હસ્ત જોડી સ્તવન કરે જદુરાયે રે. ૧૯
અમ સારુ તમને મહાદુઃખ દીધું રે;
દુષ્ટે તો કામ અણઘટતું કીધું રે. ૨૦
તેવું ફળ પામ્યો એ પાપિષ્ટ રે,
હવે કરો અમ પર કરુણા દષ્ટ રે. ૨૧
વસુદેવ કહે સુણો મહારાજ રે,
તમ દરશનથી સીધ્યાં સર્વ કાજ રે. ૨૨
વસુદેવે વિપ્રનાં વૃંદ બોલાવ્યાં રે,
દશ સહસ્ર ધેનુ ને દ્રવ્ય મંગાવ્યાં રે. ૨૩
તતક્ષણ દીધાં દાન ઉદાર રે,
જુગમાંહે થઈ રહ્યો જેજેકાર રે. ૨૪
ઉગ્રસેનને રાજ્યાસન આપ્યું રે,
સર્વ કોઇનું સંકટ કૃષ્ણે કાપ્યું રે. ૨૫
ગર્ગાચારે આવીને ઉપવીત દીધું રે,

બ્રહ્મતેજ વાધ્યું ને કારજ સીધ્યું રે. ૨૬
વિદ્યા ભણવા સાંદીપનિ ઘેર આવ્યા રે,
પ્રભુ જાણી પૂરણ પ્રેમે ભણાવ્યા રે. ૨૭
જેનો શ્રુતિ સ્મૃતિ પાર ન જાણે રે,
જેનો મહિમા શિવ વિરંચિ વખાણે રે. ૨૮
સંસારધર્મ ચલાવવાને કાજે રે,
માનસી ચેષ્ટા કરી મહારાજે રે. ૨૯
જપ તપ તીરથ ને વ્રત દાન રે,
એવું તો આચરિયા ભગવાન રે. ૩૦
ગુરુસુત આણી આપ્યો આનંદે રે,
વિનય કરી વિદાય માગી ગોવિંદે રે. ૩૧
મધુપુર આવ્યા દેવ મોરારિ રે,
જેને જોઇ મોહી નગરની નારી રે. ૩૨
ઘેર ઘેર આનંદ ઓચ્છવ થાયે રે,
હરિકેરા જન્મ કર્મ જશ ગાયે રે. ૩૩
એટલે તો ભૂપ જરાસંધ આવ્યો રે,
તેવીસ ક્ષોણી સૈન્ય સંઘાતે લાવ્યો રે. ૩૪
દુષ્ટ જે રાજા હતા બળવંત રે,
તેનો તો આણ્યો પલકમાં અંત રે. ૩૫
સત્તર વાર સૈન્ય ગર્વ નિવાર્યો રે,
ભલી ભાતે ભોમિનો ભાર ઉતાર્યો રે. ૩૬
કહીંથી કાળયવન વળી આવ્યો રે,
ત્રણ કોટિ મ્લેચ્છ હંકારી લાવ્યો રે. ૩૭

તપ કરી વર પામ્યો શિવ અજથી રે,
જાદવકુળ ભય પામશે તુજથી રે. ૩૮
વાલાજીએ કીધો મન વિચાર રે,
વિશ્વકર્મા તેડાવ્યા તેણી વાર રે. ૩૯
એક મારી આજ્ઞા શીશ ચડાવો રે,
સાગરતીરે શુભ નગ્ર બનાવો રે. ૪૦
કહેતાં તતખેવ ચાલ્યા મતિધીર રે,
દ્વારામતિ રચી દરિયાતીર રે. ૪૧
કંચન-મણિમય કીધું કામ રે,
રમણિક રસિયાજીનું ધામ રે. ૪૨
જોગનિદ્રા પ્રેરી જદુરાય રે,
ખગપતિ લેઇ ઊડ્યા ક્ષણ માંહે રે. ૪૩
જે જેમ તે તેમ મેલ્યું સૌ કોય રે,
અન્યોઅન્ય નીરખીને આનંદ હોએ રે. ૪૪
મધુપુરમાંહ્ય રહ્યા મોરારિ રે,
સુંદરશ્યામ પીતાંબરધારી રે. ૪૫
શંખ ચક્ર ગદા પદ્મ ધર્યાં પાણ રે,
અંબુજલોચન પરમ સુજાણ રે. ૪૬
મથુરાની પોળે નીસર્યા નાથ રે,
જોઇ મોહ પામ્યો અસુરનો સાથ રે. ૪૭
હરિને જે કરવું હતું મનમાંહે રે,
દરશન દેઇ નાઠા વનમાંહે રે. ૪૮
પાપિષ્ટ ઊઠીને પૂંઠે ધાયો રે,

વાલાજીએ વેશ ધરીને વાલ્યો રે. ૪૯
ગોમતાચળ પરવતની જે ગુફાય રે,
ઘણા કાળનો સૂતો મુચકુંદરાય રે. ૫૦
તેની પાસે આવ્યા પ્રેમ ધરીને રે,
પીતાંબર ઓઢાડ્યું જુગત કરીને રે. ૫૧
ઉર માંહી ઉપનો અતિ આનંદ રે,
ઉપાય રચી ગયા ગોવિંદ રે. ૫૨
હરિને ભરોંસે તેને જગાડ્યો રે,
નેત્રની જ્વાળાએ પતન પમાડ્યો રે. ૫૩
પછી હેતે હસતા આવ્યા ગોપાળ રે,
પ્રસન્ન થઇ દરશન દીધું દયાળ રે. ૫૪
કર જોડી હરિની સ્તુતિ કીધી રે,
મહિપતે મુક્તિ માગીને લીધી રે. ૫૫
જરાસંધે આવી પર્વત પ્રજાળ્યો રે,
સુખી થયો દુઃખનો સંદેહ ટાળ્યો રે. ૫૬
અલબેલો આવ્યા એક ક્ષણમાંહે રે,
છપ્પન કુળ જાદવ છે જ્યાંહે રે. ૫૭
પ્રથમ પરણ્યા શ્રીબળદેવ રે,
રેવતી કન્યા સુંદર એવ રે. ૫૮
પછે પ્રભુ પરણ્યા રૂક્ષમણિ રાણી રે,
અધ્યાય બાવન મેલ્યો જાણી રે. ૫૯
રસિયોજી લાવ્યા રાજકુમારી રે,
એકસો અષ્ટ ને સોળ હજાર રે. ૬૦

દશ દશ પુત્ર ને પુત્રી એક રે,
સૌને સમૃદ્ધિ સરખી વિશેક રે. ૬૧
પ્રભુજીનો પ્રોઢો થયો પરિવાર રે,
સાગરમાં ઝીલવા આવે જે વાર રે. ૬૨
સિંધુ તે શોર કરતો રહી જાએ રે,
ઘૂંટણ કટિ બરાબર થાએ રે. ૬૩
નાહીને બારણે નીસરે જ્યારે રે,
આભ્રણ અમર આપે ત્યારે રે. ૬૪
નિત્ય નિત્ય નવલા ધરે શણગાર રે,
પ્રભુજીનો આનંદ અખંડ વિહાર રે. ૬૫
પ્રીતે કરી પારથનો રથ હાંક્યો રે,
નિજ જન જાણીને ધર્મ રાખ્યો રે. ૬૬
પુંડરિક વસુદેવને આપી મુક્તિ રે,
જરાસંધ જીત્યો કરીને જુગ્તી રે. ૬૭
સપ્તદીપના છત્રપતિ રાય રે,
ધર્મકુંવરને લગાડ્યા પાય રે. ૬૮
મહાભારત કુરુક્ષેત્રમાં કીધો રે,
દુષ્ટ હતા તેને દંડ દીધો રે. ૬૯
ભક્ત અનેકનાં કારજ સાર્યાં રે;
નિજ જન જાણીને દુઃખ નિવાર્યાં રે. ૭૦
અજ ભવ અહિપતિ નિગમ વખાણે રે,
હરિના ચરિત્રનો પાર ન જાણે રે. ૭૧
છોડાવ્યા રાજા વીસહજાર રે,

યુધિષ્ઠિરને યજ્ઞ કરાવ્યા ચાર રે. ૭૨
શારદા સરખા મળે શત ક્રોડ રે,
કોટિ કલ્પ વર્ણન કરે કર જોડ રે. ૭૩
હરિલીલાનો અંત ન આવે રે,
કોઈ પેરે જાણ્યામાં જીવ લાવે રે. ૭૪
હરિજશ શીખે સાંભળે ગાયે રે,
પ્રીતમ સરખા પતિત પાવન થાએ રે. ૭૫

### રાધાકૃષ્ણના વિવાહનાં ધોળ–પદ ૨૪૦ મું

સખી આજ અનોપમ દાડલો, અતિ ઊલટ અંગ ન માય.
પ્રાણપ્યારી તે પરણે પ્રીતશું, મળી માનુની મંગળ ગાય. અ૦
વર તો સુંદર નંદજીનો લાડીલો, વ્રખુભાણ તણીરે કન્યાય. અ૦
રાધા મોહન રાગે રજ્યાં મળ્યાં, જેની શોભા તો વર્ણવી ન જાય. અ૦
તરિયા તોરણ બાંધ્યાં રે બારણે, મણિ મુક્તાના ચોક પુરાય. અ૦
મોટા મંડપ છાયા રળિયામણા, કંકુકેસરનાં છાંટણ છંટાય. અ૦
ચૂવાચંદને મૃગમદ મુક્તા, પ્રેમે ફોફળપાન વહેંચાય. અ૦
સ્વામી પ્રીતમનાની શોભા ઘણી, જેનો રસભરિયો વિવાય. અ૦

### પદ ૨૪૧ મું–રાગ સદર

સખી આનંદસાગર ઊલટયો, મને પ્રગટયો છે પ્રેમ અપાર.
રૂપ સુંદરશ્યામ રે સુંદરી, એવા નટવર નંદકુમાર. આ૦
સખી સુંદરતા ત્રિલોકની, આવી એકઠી થઇ એક ઠામ. આ૦
એની ઉપમામાં કોઈ આવે નહિ, બલિહારી તે કોટિક કામ. આ૦
બ્રહ્માએ લગન વિચારિયું, શુભ મુહૂર્ત ને શુભ વાર. આ૦
તેવું જોઇને ત્રિકમજી તોરણ ચડ્યા, સાસુ પૂંખવા આવ્યાં સાર. આ૦

વેદવિધિ કરીને પધરાવિયા, પ્રભુ આવ્યા છે માયરામાંય. આ૦
સ્વામી પ્રીતમનો અતિ રૂડલો, બ્રહ્મા વેદ ભણે છે ત્યાંય. આ૦

પદ ૨૪૨ મું-રાગ સદર

બ્રહ્મા વેદ ભણે છે રે, અતિ હૈડે હરખે,
સૂરજ જય બોલે રે, કુસુમ ઘણાં વરસે. ૧
વેદી પર પાવક રે, જ્વતલ હોમાયે,
વાજાં બહુ વાગે રે, રંગ રેલો થાયે. ૨
કંચનને કળસે રે, ચોરી રચી ચોંપે,
મોહ્યા લોક ચતુર્દશ રે, રસિયાને રૂપે. ૩
વર પાસ બેસાડ્યાં રે, ચંદ્રમુખી બાળા,
કંઠે આરોપી રે, સુંદર વરમાળા. ૪
કુમકુમ કેસરનાં રે છાંટયાં છાંટણલાં,
જુગતે શું કીધાં રે, છેડાગાંઠલડાં. ૫
ફરવાને લાગ્યાં રે, ત્યાં મંગળફેરા,
દૂધે મેહ ઊક્યા રે, કરા સાકર કેરા. ૬
કંસાર આરોગ્યો રે, પ્રીતે બેઉ જણાં,
ધ્રુવ દર્શન કીધાં રે, દીધાં દાન ઘણાં. ૭
પ્રીતમના પ્રભુનાં રે, મીંઢળ છોડાયે,
મળી તરુણી ટોળે રે, મનગમતું ગાયે. ૮

પદ ૨૪૩ મું-રાગ ધોળ દેશી ફેર

છોડ છોડ છબીલા દોરડો રે, તારે દોરડીએ દશ ગાંઠ; અલબેલા૦
તે તુજથી કેમ છૂટશે રે, બ્રહ્માએ પાડી આંટ. અલ૦
પય પીતાં મારી પૂતના રે, મહીમાખણના ચોર; અલ૦

આહીર કુળમાં ઊછર્યો, ચાર્યાં ગોકુળમાં ઢોર. અલ૦
કુબજા તે દાસી કંસની રે, તેસું કર્યો ઘરવાસ; અલ૦
નવ લખ દૂઝે નંદને રે, તોય પીધી પિયારી છાશ. અલ૦
બે બાપનો તું બાળકો રે, જાણ્યું તમારું જોર; અલ૦
ચતુરપણું તેમાં શું હશે રે, ચાખ્યાં તેં ભીલડીનાં બોર. અલ૦
તારી જાત ને ભાત જડે નહિ રે, ન મળે મોટા સંગ; અલ૦
પ્રીતમના સ્વામી શું કહીએ રે, એવા તમારા ઢંગ. અલ૦

પદ ૨૪૪ મું-રાગ સદર

છોડ છોડ છબીલી દોરડો રે, તારો સુદામો વીર તેડાવ; અલબેલી૦
તેથી જો અર્થ સરે નહિ રે, તારો બ્રખુભાણ બાપ તેડાવ. અ૦
તું તો કુંવરી કીર્તિતણી રે, તેનું કર્યું સ્તનપાન; અ૦
જોર જરાય મા રાખશો રે, અંતરમાં અભિમાન. અ૦
મનમાં તે મરડ ન રાખશો રે, માન મૂકીને કર જોડ; અ૦
શીશ નમાવે સૌ દેખતાં રે, હાથે હારીને દાંતે તોડ. અ૦
કુણ તપ કીધાં તરુણી રે, તારાં પુન્યતણો નહિ પાર; અ૦
કોટિ બ્રહ્માંડપતિ કૃષ્ણજી રે, તે તું પામી ભરથાર. અ૦
લાડીલી લાજ ન રાખશો રે, જે જેમ તે તેમ થાય; અ૦
પ્રીતમના સ્વામી શામળા રે, તેને તું લાગ પ્રેમે પાય. અ૦

---

## તુલસીજીના વિવાહનાં ધોળ

પદ ૨૪૫ મું-ધોળ ૧ લું

ત્રિભુવન પાવનતુલસીજીનો વિવાહ રે,
પ્રેમીજનને પ્રેમ તણો રસ પીવા રે.
શિવ ચતુરાનને ધાર્યું લગન વિચારી રે,

કાર્તિક સુદિ એકાદશી ઉત્તમ સારી રે.
વર કન્યાને જોયાં મળતાં વિશેક રે,
જેનાં રૂપ ગુણ નામ અનેક રે.
વર તો છેલછબીલો શાલિંગરામ રે,
કન્યા કહીએ તુલસી નિર્મળ નામ રે.
જાનૈયા તો જુઓ હરિના જન રે,
જેને તુલસીવર છે તન મન ધન રે.
પ્રીતમનો સ્વામી તે પૂર્ણાનંદ રે,
અખિલ લોકને ઉપજાવે આનંદ રે.

### પદ ૨૪૬ મું–ધોળ ૨ જું

વાલો ચડ્યા વરઘોડલે રે, સુખસાગર કલોલ રે;
પાંચ પચીશ મળી પ્રેમદા રે, ગાય મંગળ ને ધોળ રે. ૧
સુંદર સાંભેલા શોભતા રે, વર વિઠ્ઠલની જોડ રે;
ધ્રુવ અમરીષ પ્રહ્લાદજી રે, ભક્ત અનંત કરોડ રે. ૨
વાજાં વાગે રળિયામણાં રે, ગાજે નિગમ નગારાં રે;
રવિશશી બેઉ મશાલચી રે, મહિમા અગમ અપાર રે. ૩
બારે તે મેઘ કરે છાંટણાં રે, કરે ચમર પવન રે;
વિશ્વ વિચિત્ર રંગ વાડીઓ રે, શોભે ચૌદ ભુવન રે. ૪
તત્ત્વ ચોવીશ ને તોરણે રે, ચડ્યા ચૈતન્યબ્રહ્મ રે;
પ્રીતમ સ્વરૂપને પ્રીછતાં રે, ટળે ત્રિવિધિ કર્મ રે. ૫

### પદ ૨૪૭ મું–ધોળ ૩ જું

વરકન્યા તો મંડપમાં પધરાવ્યાં રે,
શચિ સાવિત્રી મંગળ ગાવા આવ્યાં રે;

વિધિ નારદ શુક શારદ વેદ ઉચારે રે,
પલક પલકમાં પ્રભુશું પ્રેમ વધારે રે.
વસુધા વેદી કીધી છે શુભ સાર રે,
રવિ શશી દીપક ઝગમગ જ્યોત અપાર રે;
સાતે સાગર કુંભ ભર્યા જળ પાણી રે;
પંખા પવન કરે ઉર આનંદ આણી રે.
ચૌદ માળની ચિતરાવી ચોરી રે,
ભાર અષ્ટાદશ ખૂંપ વનસ્પતિ મોરી રે;
વિશ્વ ચરાચર અખંડ અંતરજામી રે;
પ્રેમ સનેહી જન પ્રીતમનો સ્વામી રે.

પદ ૨૪૮ મું-ધોળ ૪ થું

ગગનમંડળમાં અનહદ વાજાં વાજે રે,
સુંદરતાનો સાગર શામ બિરાજે રે;
તેણે દીસે રાજ ઘણા રૂપાળા રે,
કંઠે આરોપી સુંદિર વનમાળા રે.
પ્રેમ તણે પટકુળે પાડી ગાંઠી રે,
ઓઢી ઉપરણી કેસર છાંટી રે;
વરકન્યા તો વરત્યાં મંગળ ચાર રે,
સુરનર મુનિવર બોલે જયજયકાર રે.
વરકન્યાએ આરોગ્યો કંસાર રે,
જેણે સરજ્યો આ સઘળો સંસાર રે.
અલબેલોજી પ્રેમે પરણી ઊઠ્યા રે,
મંગળકારી મોતીડે મેહ તૂઠ્યા રે.

પ્રીતમનો સ્વામી છે પરમ સનેહી રે,
પ્રેમે પધાર્યા લાલ લાડણી લેઇ રે.

૨૪૯ મું–ધોળ ૫ મું

વરકન્યાના દોરડિયા છોડાય રે,
જુવતી જૂથ મળીને મંગળ ગાય રે.
રાધામોહન રમાડ્યાં રૂપૈયે રે,
નેહે નીરખી હરખ ઘણો છે હૈયે રે.
તુળસીવિવાહ સાંભળશે ને ગાશે રે,
માતપિતા કુળ તેનાં પાવન થાશે રે.
પતિતપાવન ગોપીવર ગુણગ્રામ રે,
અધમ ઉદ્ધારણ જેનું નિર્મળ નામ રે.
પ્રીતમના સ્વામીની શોભા સારી રે,
રસિયાજીના રૂપતણી બલિહારી રે.

પદ ૨૫૦ મું–ધોળ ૬ ઠું

આજ સખી અલબેલોજી ઘેર આવ્યા રે,
પ્રેમ ધરીને મંદિરમાં પધરાવ્યા રે.
રતનસિંહાસન આસન લેઇ આપ્યાં રે,
જન્મોજન્મનાં સંકટ સઘળાં કાપ્યાં રે.
ઓરડિયામાં દીવડિયા અજવાળો રે,
નેણાં ભરીને નંદકુંવરને ન્યાળો રે.
આંગણિયામાં મોતીચોક પુરાવો રે,
કેસર કુમકુમ છાંટણાં છંટાવો રે.
બારણે બારણે તોરણિયાં બંધાવો રે,

અતિ સુંદર સુગંધી સિંચાવો રે.
પય પકવાન મંગાવ્યાં મીઠા મેવા રે,
લેહેર તોરંગી લક્ષ્મીવરને લેવા રે.
અંગે મારે સોળે શણગાર સારું રે,
અગર-કપૂરની આરતી ઉતારું રે.
પ્રેમ સનેહીજન પ્રીતમનો સ્વામી રે,
ઉર અંતરમાં વસિયા અંતરજામી રે.

## રવેણીનાં પદ

### પદ ૨૫૧ મું-રાગ દેશાખ

રામ રટો રે મન મૂઢ ગમારા, કાહા બરજું તોય વારમવારા. ૧
ચંચલ ચપલ ચોર ગતિ તેરી, કપટ કુટિલતા કરત ઘનેરી. ૨
શ્વાન શૂકર ખર કાગ મંજારા, અધમ જાર ઠગ મન બટ ધારા. ૩
કેસરી કોઇ પકડ કે લાવે, મૂઢ મતિ મન હાથ ન આવે. ૪
ભૂલી મંત્ર વિષધર વસ આવે, મન ભોયંગ કોઉ પકર ન પાવે. ૫
એસા મન ઉન્મત્ત બહુરંગી, મહામલિન માયાકા સંગી. ૬
એ મનકું સદ્ગુરુ સમજાવે, અનેક ભરમના દૂર ગમાવે. ૭
પ્રીતમ પરમ ગુરુપદ સેવે, હરિ ગુરુ સંત રુદામાં લેવે. ૮

સાખી—એ મન તું શિક્ષા કરે, શુક નારદ શિવ સાર;
પ્રીતમ સદ્ગુરુ શબ્દસેં, કરી મનકું તુછકાર. ૧
પ્રીતમ મન ગયંદ ગત, ફરત અવિદ્યા સાથ;
પ્હેલવાન ગુરુ વશ કરે, જ્ઞાન અંકુશ લિયે હાથ. ૨

પદ ૨૫૨ મું–રાગ સદર

સદ્‌ગુરુ સંતરામ એક રૂપા, ભાસે ભિન ભિન તીન સ્વરૂપા. ૧
સંત કિ્રપાસેં તરે સંસારા, સદ્‌ગુરુ રામમેં લાવનહારા. ૨
રામ વિમુખ ઉવારે સંતા, સંતકો વિમુખ પાવે નહિ અંતા. ૩
સંત દુભે હરિ કે પ્રતિહારા, આસુરયોનિ પાયે અવતારા. ૪
સંતમહિમા હરિ શ્રીમુખ ગાવે, વેદ કતેબ કોઉ પાર ન પાવે. ૫
સંતભમર હરિ કમલ નિવાસા, પ્રેમ પ્રીત નિત કરત નિવાસા. ૬
સંત મીન હરિ સાગર સોઈ, પલભર વિછરે પ્રાણ ન હોઇ. ૭
સંત ચાતક હરિ નિરમલ મેહા, અરસ પરસ અસ અધિક સનેહા.
સંત હરિસેં પલ નહિ ન્યારે, પ્રીતમ હરિ ગુરુ તારણહારે. ૯

**સાખી**–હરિગુરુ સંત કિ્રપા કરે, મિટે જન્મ દુઃખ વ્યાધિ;
પ્રીતમ સંસે સબ સમે, પ્રગટે સહજ સમાધિ
ગુરુકામી તોહે કૃષ્ણજી, કેવલ તો શ્રીરામ;
લોભી વામન જાનીયે, ક્રોધી નરસંગ સમાન.

પદ ૨૫૩ મું–રાગ સદર

તનવૈરાગ કરો મત કોઇ, મનવૈરાગ મહાગતિ હોઇ.
દેખાદેખી જે ભેખ બનાવે, સાધારણ વૈરાગ કહાવે.
અસન વસન સુત નારી કે દુઃખા, સમરે રામ કરનકું ભુખા.
સ્વારથ લાગી હરિકુ ભજહી, અંતર કપટભાવ નહિ તજહી.
રાંમરંગ હૃદયે નહિ લાગા, તાતે કહીયે મંદ વૈરાગા.
હરિકે હેત ગ્રહ સુખ ત્યાગે, તીરથ વ્રત સાધનકું લાગે.
અશુભ તજે શુભ આદર કરહી, ધ્યાન ધારણા ધીરજ ધરહી.
હરિકો ભજન કરે ચિત્ત લાઇ, સો ઉનમની વૈરાગ કહાઇ.

જનમમરણ દુઃખ દેખ અપારા, શોક દુઃખ ભાસા સંસારા.
ગુરુકે શબ્દ ભયા ગુલતાના, બ્રહ્મા શેષ સુખ ઝિરદી સમાના.
અન્ય પદારથકી ક્યા બાતા, તૂટચા મોહ રામરંગ રાતા.
સો તીવર વૈરાગ કહાવે, મમતા છોડ પરમપદ પાવે.
પ્રીત ન વેર ન હરખ ન શોકા, જન્મમરણકા ન ધરે ધોખા.
નંદે વંદે નહિ વનગેહા, હરિસેં એક નિરંતર નેહા.
શત્રુમિત્ર નવ દીસેં કોઇ, સત્ય નિરમલ વૈરાગ યે સોઇ.
કહે પ્રીતમ સોઇ સંત પુનિતા, મમતા માનરહિત મહંતા.
સાખી—સંત સમાગમ કીજીએ, તજી દેહ અભિમાન;
પ્રીતમ પ્રગટે પરમ સુખ, ઉપજે નિરમલ જ્ઞાન. ૧
પ્રીતમ પડદા ભરમકા ગુરુગમસેં કીયા દૂર;
એક નિરંતર આતમા, સબ ઘટમેં ભરપૂર. ૨

---

## પરચૂરણ પદ

### પદ ૨૫૪ મું—રાગ પ્રભાત

જે રાધાવર રાસબિહારી, સુંદરતાપર વારી;
કૃપાનિધાન કમળદળ લોચન, દુઃખમોચન સુખકારી. જે૦ ૧
નટવર નાગર નવલ નાગરી, નિર્મળ જોત ઉજારી;
સુંદરશામ સકળ ગુણસંપન્ન, કોટિ કામ બલિહારી. જે૦ ૨
નંદનંદન વ્રખભાણનંદિની, અદ્ભુત આનંદકારી;
પ્રીતમ રૂપ હૃદેમાં રાખો, ચરણકમળ ચિત્ત ધારી. જે૦ ૩

### પદ ૨૫૫ મું—રાગ કલ્યાણ

જય જય જય વ્રખભાનનંદિની, મુદિત મનોહર બાલા;
વ્રજાંગના મધ્ય મોક્ષ રાધિકા, સુંદર રૂપ રસાલા. જય૦૧

આનંદસિંધુ સૌભાગ્યમંજરી, મોહન મનની માલા;
પ્રીતમ પદરજ શીશ ચઢાવે, અખિલ લોક પ્રતિપાલા. જય૦૨

પદ ૨૫૬ મું–રાગ સદર

મોરલી મદન મદમાતી, દેખ આલી મોરલી મદન મદમાતી;
નૌતમ બાજત મનડું ન લાજત, પરમ મુદિત રંગ રાતી.દેખ૦૧
જડ ચૈતન ચૈતન જડ કીને, સુંદરશ્યામ સુહાતી;
પ્રીતમકે સ્વામીકો અધરરસ, પ્રેમ પીવત દિનરાતી. દેખ૦૨

પદ ૨૫૭ મું–રાગ સદર

પદસરોજપર વારી, શ્યામ તેરે પદસરોજપર વારી;
મંગલ કરત હરત સબ દુઃખકો, ઉર રાખે ત્રિપુરારિ. શ્યામ૦ ૧
જે પદ મૂલ પ્રગટ ભઇ ગંગા, ત્રિભુવન પાવનકારી;
પ્રીતમ સોઇ ચરણરજ વંદે, તન મન ધન બલિહારી. શ્યામ૦ ૨

પદ ૨૫૮ મું–રાગ સદર

રૂપ રાસ રંગભીને, નવલ પિયા, રૂપ રાસ રંગ ભીને;
આનંદકંદ અખંડ અવિનાશી, સુંદર નેણ સલૂને. નવલ પિયા૦
કૃપાદષ્ટિ કરી જા પર દેખો, સોઈ નર નિરભે કીને;
પ્રીતમકે પ્રભુ પ્રાણજીવન ધન, પરમ ચતુર ચિત ચીને. નવલ૦

પદ ૨૫૯ મું–રાગ સદર

કૃષ્ણ કહો, કહો વાસુદેવ, હેત હૈયામાં આણી;
ગોપીવર ગોવર્દ્ધનધારી, વૃંદાવન દધિનો દાણી. કૃ૦ ૧
પુત્રભાવે પ્રેમે લડાવે, નંદરાયની રાણી;
નવલકિશોર ચોર માખણનો, મીઠી મુખની વાણી. કૃ૦ ૨
વ્રજરજ અજ ઉમિયાપતિ ઇચ્છે, પ્રીછે કોઈક પ્રાણી;

પ્રીતમ પ્રેમે ધરી ભજ ભાવે, સુંદરવર સુખખાણી. કૃ૦ ૩

### પદ ૨૬૦ મું-રાગ સદર

ઉત્તમ હરિના ગુણવાદ જેણે, સુણ્યા ન સ્નેહ ધરીને;
તે પ્રાણીને પશુ બરાબર, જો જો જુગત કરીને. ઉત્તમ૦૧
મનુષા દેહ ધરીને પાપી, ના ભજ્યો હેતે હરિને;
કરમ કમાયો અઘ અઘાયો, હીંડ્યો ભાર ભરીને. ઉત્તમ૦૨
કંઈ એક કલ્પે આવ્યો અવસર, નાવે દાવ ફરીને;
પ્રીતમ પ્રભુનું ભજન કરીને, જા ભવસાગર તરીને. ઉત્તમ૦૩

### પદ ૨૬૧ મું-રાગ સદર

શામળિયાનું સ્મરણ કરતાં, ભવનું બંધન છૂટે;
હરિ હીરો જેને હાથે આવ્યો, તે કેમ અળતો ફૂટે. શામ૦ ૧
આશા તૃષ્ણા અભિમાન ને લોભની ગાગર ફૂટે;
પ્રભુનામ પારસનો પર્વત, કો કાળે ના ખૂટે. શામ૦ ૨
નિર્ભે થઇ નારાયણ ભજતાં, જમકિંકર નહિ લૂંટે;
પ્રીતમનો સ્વામી પ્રેમસનેહી, તેશું તાર ન તૂટે. શામ૦ ૩

### પદ ૨૬૨ મું-રાગ સદર

રામનામ વાણીથી રટતાં, મટે મોહ ને માયા;
તૃષ્ણા જળ સાચું જાણીને, પશુ પીવાને ધાયાં. રામ૦ ૧
ધન જોબન તન જૂઠું જાણો, જેમ વાદળની છાયા;
અખિલ બ્રહ્મનું સમરણ કરતાં, નિર્મળ થાયે કાયા. રામ૦ ૨
પૂરણબ્રહ્મશું પ્રીત બંધાણી, તે નર લાભ કમાયા;
કહે પ્રીતમ તે પાર ઉતાર્યા, હરિએ હાથે સાહ્યા. રામ૦ ૩

### પદ ૨૬૩ મું-રાગ સદર

### અલબેલી અંબે માત જોવા જઇએ રે-એ રાગ

પ્રીતલડી કીજે રે અખંડાનંદશું,
અખંડ આનંદ અખંડ લીલા, અખંડ વાણી વિલાસ રે;
અખંડ અમૃતરસ પીએ રે, કોઇ અખંડ હરિના દાસ. અ૦
શિવ વિરંચિ સુરપતિ ભજે, શુક શારદ શેષ રે;
દેવ દાનવ મુનિ રે, ભજે ગૌરી સિદ્ધ ગણેશ. અ૦
જેહ વડે આ વિશ્વ પ્રવરતે, તપે ચંદ્ર ને સૂર રે;
સ્થાવર જંગમ સઉ ચરાચર, એ તો દશે દશા ભરપૂર. અ૦
મહા પ્રલે અંબુ જથા, એમ પૂરણ કહિયે સોય રે;
કહે પ્રીતમ એકરસ ભર્યો રે, નહિ કાનો માતર કોય. અ૦

### પદ ૨૬૪ મું-રાગ સદર

ગોવિંદ ગુણ ગાને રે, આનંદ ઉર આણીને,
આવો સમૈયો ફરી નહિ મળે, તું શીદ કરે ઢીલ રે;
ભજન કરે તે ભવજલ તરે રે, તેમાં કોણ બ્રાહ્મણ ને ભીલ. આ૦
અજામિલ ગજગીધ ગુણકા, શવરી સુપચ કપિ કીર રે;
શરણે ગયો તે કોણ નહિ તર્યો રે, તું તો રાખ્ય રુદે રઘુવીર. આ૦
પતિતપાવન બિરદ એહનું, શાસ્ત્ર પુરાણે સાખ્ય રે;
ડગમગ દિલની મૂકજે રે, એક દૃઢ ભરોંસો રાખ્ય. આ૦
અધમઓધારણ તાપનિવારણ, એહેવું નિરમલ નામ રે;
પ્રીતમ પ્રેમે સમરજે રે, નથી કાયર થયાનું કામ. આ૦

પદ ૨૬૫ મું-રાગ સદર

બ્રહ્મવિદ ભેટે રે, ભાગે ભવ આપદા.
દરશનથી દુકીત ટળે, હોય સુકીત અપાર રે;
પુન્ય પુરાતન પ્રગટે રે, મટે માયા મોહસંસાર. ભાગે૦૧
સંસે સહુ સેહેજે સમે, ગમે એક ગોપીનાથ રે;
સુખસાગર ઝીલે સદા રે, શુદ્ધ સ્નેહી સામળિયા સાથ. ભાગે૦૨
શોક નહિ સુપનંત રે, હોય આનંદનો અંબાર રે;
અજપદને ઇચ્છે નહિ રે, પ્રેમે પ્રીછે પર ઉપગાર. ભાગે૦ ૩
સો વરસ સેવે સુરસરી, એક પલક સંતનો સંગ રે;
કહે પ્રીતમ પરપંચ ટળે રે, લાગે રુદયે હરિનો રંગ. ભાગે૦ ૪

પદ ૨૬૬ મું-રાગ ફેર

જીવનું નહિ જોર, એમાં કાંઈ જીવનું નહિ જોર.
સાત સાંધે ત્યારે તેર તૂટે, એવાં કર્મ કઠોર. એમાં કાં૦ ૧
મૂરખને હાથે આવ્યો હીરો, બદલીને ખાય બોર;
જારે એક કમાયો કોડી, તોટો લાખ કરોડ. એમાં કાં૦ ૨
રજનીદિવસ રહે નિત્ય ભેળા, પિંડમાંહી પાંચ ચોર;
વહાલ વધારી વિખડું પાય, ધન લૂંટે ચહુ ઓર. એમાં કાં૦ ૩
કૃપાનાથ કરે જારે કરુણા, નાગર નંદકિશોર;
પ્રીતમ પાર પામે તે પ્રાણી, પુરવલા અંકોર. એમાં કાં૦ ૪

પદ ૨૬૭ મું-રાગ સદર

સાચે રાચે રામ સંતો, સાચે રાચે રામ;
સાચો પ્રેમ પ્રભુનો જોયે, પરપંચનું નહિ કામ. સંતો સાચે૦
સાચપણે હરિએ હૂંડી સ્વીકારી, આપ્યા દ્વારકામાં દામ,

ત્રિલોચન ઘેર રહ્યા ટેહેલવા, ધંધો કરવા ધામ. સંતો સાચે૦
સેના માટે ગયે સેવામેં, નાઈ ધરાવ્યું નામ;
સાચે પોઠ્ય કબીરથી લાયે, આયે સુંદરશ્યામ. સંતો સાચે૦
સાચે વિજાનંદ સાથે આયે, પ્રભુજી ડાકોર ગામ;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, ભક્તવત્સલ ભગવાન. સંતો સાચે૦

પદ ૨૬૮ મું–રાગ સદર

તરવાનું હરિનામ કલિમાં, તરવાનું હરિનામ;
જપ તપ યજ્ઞતણું બળ નાંહિ, એ સહુ કાચું કામ. કલિમાં૦
કલિયુગ ક્રોધ વિરોધ ચહુ ઔર, દ્વંદ્વવિના નહિ ધામ;
તેમાં સાર વિચારી જોતાં, હરિહીરતન નિજ નામ. કલિમાં૦
કાયા કષ્ટ પડે નહિ કરવો, કશો ન બેસે દામ;
સેહેજે નામ ઉચ્ચારણ કરતાં, પામે મન વિશ્રામ. કલિમાં૦
ત્રણ જુગથી તત્ત્વ કલિમાં, ભજવા સુંદરશામ;
પ્રીતમ પ્રભુનું નામ શિરોમણિ, જપીએ આઠે જામ. કલિમાં૦

પદ ૨૬૯ મું–રાગ સદર

નેહનો નાતો, નાથજીને નેહનો નાતો;
નેહે ગૌ ચારી ગોકુલની, વાંસલડી વાતો, નાથજીને નેહનો નાતો૦
નેહે વ્રજનારીનાં નેતરાં તાણ્યાં, મહિમાખણ ખાતો;
નેહે નાચ્યો આહિરડાંને આંગણે, ગોવાલાં સંગ ગાતો. નાથજી૦
નેહે દૂધ પિયો નામાનો છાપરું છાતો;
નેહે રથ હાંક્યો પારથનો યે નેહની વાતો. નાથજી૦
પ્રેમ વિના પાખંડ પ્રભુને નથી સોહાતો;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, રંગડે રાતો. નાથજી૦

પદ ૨૭૦ મું–રાગ સદર

સ્નેહનો રસિયો સામળિયોજી સ્નેહનો રસિયો;
વૈકુંઠ તજીને વ્રજમાં જઈ વાલપણે વસિયો. સામળિયો૦
હરિજનના હૈયામાં રહે છે, દુરીજનથી ખસિયો;
દ્રુપદસુતાની લજ્જ્યા કારણ, ગરુડ તજી ધસિયો. સામળિયો૦
ગોપીનું ગોરસ ખાવાને, આવે ઉલસિયો;
નૃસૈયાને હાર આપ્યો, હૂંડી સ્વીકારી હસિયો. સામળિયો૦
દોના પાન બનાયે એકનાથકે ચંદન બહુ ઘસિયો;
પ્રીતમનો પ્રભુ પ્રેમસનેહી, પ્રેમ કસણે કસિયો. સામળિયો૦

પદ ૨૭૧ મું–રાગ ગરબી

સંતની સેવા કીજીએ રે શુદ્ધ ચિત્તે કરીને;
દેહકૃત ટાળીએ ને રામજી નિહાળીએ,પ્રેમનેમ નિત્યે પાળીએ રે શુ૦
ચરણોદક પીજીએ ને પ્રસાદી લીજીએ,તનમન વારી દીજીએ રે શુ૦
પાન ચાવીએ ને ચર્ચા ચલાવીએ, પ્રેમની ગોષ્ઠિ બનાવીએ રે શુ૦
તાળાં તૂટશે ને બંધન છૂટશે, ભરમની ગાગર ફૂટશે રે શુ૦
સંસે સમાવશે ને હરિ ઓળખાવશે,પ્રીતમ પ્રેમે ઉપજાવશે રે શુ૦

પદ ૨૭૨ મું–રાગ સદર

સંત ભગવંત એક રૂપ છે રે, ભિન્ન ભાવ ન આણો. (ટેક)
એકરૂપ જાણશે તે મહારસ માણશે,
તે શાને મંત્ર તાણશે રે, ભિન્ન ભાવ ન આણો. ૧
જ્યમ પુષ્પ વાસનાને અંતર અવકાશના,
અખંડ બ્રહ્મની ઉપાસના રે. ભિન્ન ભાવ૦ ૨
જ્યમ સિંધુ એક છે ને લેહેરી અનેક છે,

જોયામાં જૂજવો વિવેક છે રે. ભિન્ન ભાવ૦ ૩
જ્યમ હાર હેમ છે, સંત હરિ એમ છે;
પ્રીતમ પ્રભુશું નિત્ય પ્રેમ છે રે. ભિન્ન ભાવ૦ ૪

### પદ ૨૭૩ મું–રાગ સદર

જન્મ કૃતારથ કીજીએ રે, રહીએ સાધુની સંગે. (ટેક)
સતસંગ સાર છે; એ તત્ત્વવિચાર છે;
ભજતાં ભવનો પાર છે રે, રહીએ સાધુની સંગે. ૧
પ્રેમરસ પીજીએ ને કોઇથી નવ બીજીએ;
દેહ ધર્યાનો લાહવો લીજીએ રે, રહીએ સાધુની સંગે. ૨
સાધન શું કરે, શીદ ફૂટી મરે;
સતસંગે ક્ષણમાં તરે રે, રહીએ સાધુની સંગે. ૩
પ્રીતમ પરમારથી, હરિના હેતારથી,
તે છૂટ્યા સંસારથી રે, રહીએ સાધુની સંગે. ૪

### પદ ૨૭૪ મું–રાગ સદર

જ્ઞાનગંગામાં ઝીલીએ રે, નિત્ય નેહ ધરીને. (ટેક)
પાતિક પ્રજળે ને મેલ મનનો ટળે;
સામળિયો સહેજે મળે રે, નિત્ય નેહ ધરીને ૧
જીવપણું જાય છે ને આતમા દરસાય છે,
કાગ ટળીને હંસ થાય છે રે, નિત્ય દેહ ધરીને. ૨
નિજાનંદ ઊપજે ને, બ્રહ્મભાવે ભજે;
વિષયવિકાર ન લાગે રજે રે, નિત્ય નેહ ધરીને ૩
અખંડ વિહાર છે ને લીલા અપાર છે,
પ્રીતમ પરમપદ સાર છે રે, નિત્ય નેહ ધરીને. ૪

પદ ૨૭૫ મું-રાગ સદર

હૈડું તાહરું વજરસરીખું, હરિને હેતે ન ભીંજ્યું રે;
એની કૃપામાં નથી કાંઈ કાચું, તારું રુદે ન રીજ્યું રે. હૈડું૦
જત્ન કરી જઠરામાં રાખ્યો, આપ્યો ઉત્તમ અવતાર રે;
અસન વસન સુખ ભુવન ભામની, પામ્યો પુત્ર પરિવાર રે. હૈડું૦
વિવિધ વિચિત્ર વિભૂતિ હરિની, તે તું પામ્યો પ્રાણી રે;
ભાવતા ભોગ કર્યા અપરાધી, હરિની ભક્તિ ન જાણી રે. હૈડું૦
લોહ ગળી જાય પથ્થર પલળે, પાવક શીતળ થાય રે;
કેહેને જીવ તું કોણ જાતયનો, જાણે ન જુક્ત જરાય રે; હૈડું૦
વાયુ વરુણ ઇન્દ્ર રુદ્ર બ્રહ્મા, વેદ જેહના જશ ગાય રે;
પ્રીતમ પાપી જીવ ન જાણે ઘણું કહ્યે શું થાય રે. હૈડું૦

પદ ૨૭૬ મું-રાગ સદર

એક આશરો રાખ્ય હરિનો, ભૂલમાં શીદ ભમે છે રે;
અવર ઉપાયે નથી ઊગરવું, જમના દૂત દમે છે રે. એક આ૦
ઝાંઝવાં જળે તરસ ન છીપે, છાલાં છડયે કણ ક્યાંથી રે;
અન્ય દેવને જે કો' ઉપાસે, તેવું મળે ફલ ત્યાંથી રે. એક આ૦
હરિને નામે તર્યા અઘરાશિ, અધમ અજામિલ જેહેવા રે;
જે ગજ ગીધ વ્યાધ પદ પામ્યા, અમર કરે તેહની સેવા રે. એક આ૦
સત્ય પ્રેમ રાખો રુદિયામાં, પ્રેમે પાતક ટળશે રે;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, સનમુખ આવી મળશે રે. એક આ૦

પદ ૨૭૭ મું-રાગ કાફી

રે તુમ વિશ્વ આતમા નામ વિશ્વંભર, આદ્ય પુરુષ અવિનાશી રે
પલકમાં જક્ત પ્રકાશી રે, રે તુમ વિશ્વ૦

જાકી માયા જુગ ભરમાયા, સૌ તેરી હે દાસી રે.તુમ વિશ્વ૦
તુમ હો ભોગી તુમ હો યોગી, આહારી અપવાસી રે.તુમ વિશ્વ૦
પ્રીતમ કે પ્રભુ પ્રેમસનેહી, સબ ઘટઘટ કે વાસી રે. તુમ વિશ્વ૦

પદ ૨૭૮ મું–રાગ સદર

રે તુમ આનંદકારીઅખંડ વિહારી,બલિહારીછબી તેરી રે. તુમ૦
નેતિ નેતિ જાકું નિગમ પોકારે,કાંહાં પોહોંચે મતિ મેરી રે. તુમ૦
શિવ ચતુરાનન શેષ શારદા, થકિત ભયે હરિ હેરિ રે. તુમ૦
રિધસિધ નવનિધ મુક્તિ ચતુર્ધા, તે ચેરી પ્રભુ તેરી રે. તુમ૦
પ્રીતમ નિશદિન ગાય ગોવિંદગુણ,ચિતવત સાંજ સવેરી રે. તુમ૦

પદ ૨૭૯ મું–રાગ ફેર

લે ગોવિંદગુણ ગાઇને, મન લે ગોવિંદગુણ ગાઈ ને;
માયા મૃગજળ મિથ્યા દેખીને, શીદ મરે છે ધાઇને. મન લે૦
અવગુણ અસત્ય ગાંઠડા બાંધ્યા, કૂડાં કરમ કમાઇને;
અંત સમે ભોગવવાં પડશે, સાચું કહું સમ ખાઇને. મન લે૦
માયાની મધલાળે વળગ્યો, રહ્યો વિષયમાં વીંટાઇને;
મૂરખ જીવ અલપ સુખ સારુ, મૂઓ કંઇ કાલ કુટાઇને. મન લે૦
સદ્‌ગુરુ શાસ્ત્રની શીખ ન માને, રહ્યો મરકટ મૂઠી સાઇને;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, હરિચરણે ચિત લાઇને. મન લે૦

પદ ૨૮૦ મું–રાગ સદર

કર્ય સમરણ સાસોસાસશું, કર્ય સમરણ સાસોસાસશું;
બીજો સઉ બકવાદ તજીને, ચિત અરપો અવિનાશશું. કર્ય સ૦
જગતગુરુ જગદીશ ન જોયો, મોહ્યો સુપનવિલાસશું;
કલ્પદ્રુમ કમલાવર મૂકી, વળગ્યો જઇને જવાસશું કર્ય સ૦

લોકલાજનું લફરું તોડો, ચિત જોડો નિજ દાસશું;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, પૂરણ પ્રેમ પ્રકાશશું. કર્યં સ૦

પદ ૨૮૧ મું–રાગ સદર

શીદ પડે જુગ જાળમાં, પ્રાણી શીદ પડે જુગ જાળમાં;
હરિભજવાનોઅવસર ચૂકયો, તો વાત નહિ આવે તાલમાં. પ્રાણી૦
તારા શત્રુ વસે છે તુજમાં, જ્યમ પાવક ઢાંક્યો પરાળમાં;
એક પલકમાં પરલે કરશે, જીવને વિષયાજ્વાળમાં. પ્રાણી૦
પરહરી વિષ અમૃતરસ ચાખો, મન રાખો રૂપ રસાલમાં;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, સમરથ સરવે કાલમાં. પ્રાણી૦

પદ ૨૮૨ મું–રાગ સદર

રામસુધારસ પીજીએ રે, નિત્ય રામસુધારસ પીજીએ;
ત્રિવિધિ તાપ ન વ્યાપે તનમાં, મનમાં કોયથી ન બીજીએ. નિત્ય.
સદ્ગુરુ સંત વેપારી નામના, તેહને તનમન દીજીએ;
રમતો રામ રહ્યો સચરાચર, જોઇ જોઇને હૃદિયે રીઝીએ. નિત્ય.
જથાજોગ કંઇ કરીએ વંદના, કોની નિંદા ન કીજીએ;
પ્રીતમ પ્રભુનું ભજન કરીને, જનમ સુફલ કરી લીજીએ. નિત્ય.

પદ ૨૮૩ મું–રાગ સદર

પ્રેમ નેમ નિરંતર પાળીએ, પ્રેમ નેમ નિરંતર પાળીએ;
આશા ત્રષ્ણા લોભ ઇરષા, કામ ક્રોધને ટાળીએ. પ્રેમ૦
જ્ઞાનતણો પાવક લેઇ પ્રેમે, પાપનું વન પરજાળીએ;
ચિત ચંપો મન વેલ મોગરો, પીયે ધરમને ઢાળીએ. પ્રેમ૦
રાધાકૃષ્ણ રમે વાડીમાં, નેણ ભરી ભરી ન્યાળીએ;
પ્રીતમના સ્વામીની શોભા, ભાવ કરીને ભાળીએ. પ્રેમ૦

પદ ૨૮૪ મું-રાગ સફર

હરિનામ વિના નહિ બોલના, હરિનામ વિના નહિ બોલના;
બેર બેર કેસે કર પૈયે, યાતન અમૂલખ ચોલના. હરિ૦
હરિજનકું મળીએ હેત કરકે, દુરિજન સંગ ન ડોલના;
ગ્રાહક વિના ગોઠડી કેસે, હીરાકી ગાંઠ ન ખોલના. હરિ૦
સાચ જૂઠ સબ દેખ તમાશા, મન તાજુ કરી તોલના;
પ્રીતમ જબહી મિલે પ્રેમીજન, અરસપરસ રસ ઢોલના. હરિ૦

પદ ૨૮૫ મું-રાગ સફર

હરિનામ રુદેથી ન છાંડના, હરિનામ રુદેથી ન છાંડના;
ભાવે નંદો વંદો કોઉ, જાહેર ઝંડા ગાડના, હરિનામ રુદેથી૦
મમતા માન મનોજ મોહ-મદ, ઉનકે મૂલ ઉખાડના;
જ્ઞાનપ્રકાશ કરી ઘટભીતર, કરમ કા કચરા ઝાડના. હરિ૦
પાંચુ ચોર કરત નિત્ય ચોરી, તીનકું અછી તરે તાડના;
આપકી ન કહીએ ઓરકી ન સુનીએ, એબ કાહુ ન ઉઘાડના. હરિ૦
ઊઠત બેઠત જાગત સોવત, હરિસે લગન લગાડના;
જન પ્રીતમ પ્રભુકી આગે, મનકું નાચ નચાડના. હરિ૦

પદ ૨૮૬-રણછોડજીનો ગરબો

દયા કરીને ડાકોર માંહી આવ્યા રે રણછોડજી.
રસિક જનને કાજે રંગ બનાવ્યા રે રણછોડજી.
પર્મ ચતુર હરિ સેવકના સુખકારી રે રણછોડજી.
દાસતણાં દુઃખભંજન દેવ મોરારિ રે રણછોડજી.
રાજલીલા કીધી રસિયા લાલ રે રણછોડજી.
વૈષ્નવજનને વાધ્યું ઘણું વહાલ રે રણછોડજી.

છબી તમારી વેદે વરણી ન જાએ રે રણછોડજી.
નીરખે તેનાં નયણાં તરપત થાએ રે રણછોડજી.
પાર મુગટ મકરાકૃત કુંડળ કાને રે રણછોડજી.
પીત વસન તન ધરિયાં તડિત સમાન રે રણછોડજી.
અંબુજ લોચન દુઃખમોચન સુખકારી રે રણછોડજી.
નજર કરે તેને ક્ષણમાં લે ઉગારી રે રણછોડજી.
વદન સુધારક સુંદર સરખું જોઇ રે રણછોડજી.
પ્રેમી જનનાં પ્રેમે રહ્યાં મન મોહી રે રણછોડજી.
અનેક આભૂષણ પ્રીતમ શણગાર રે રણછોડજી.
હીરા હેમ મણિ તુળસીના હાર રે રણછોડજી.
ભુજ કંકણ બાજુ પોંચી મુદ્રિકા રે રણછોડજી.
કટિ કંદોરા રત્નજડિત રવિ સરખા રે રણછોડજી.
ચરણકમળનો મહિમા અગમ અપાર રે રણછોડજી.
સિંધુસુતા શિવ રાખે રુદે મોઝાર રે રણછોડજી.
વાજાં વાગે ગાજે ગગન અપાર રે રણછોડજી.
પંચ આરતી આનંદ ઓછવ થાય રે રણછોડજી.
ગુણીજન ગાંધર્વ નેહે નાચે ગાએ રે રણછોડજી.
તપ્યા જીવને ઠરવાનું ઠેકાણું રે રણછોડજી.
સુરતરુ સુફળ ફળ્યાં શી શોભા વખાણું રે રણછોડજી.
શોભા સાગર નાગર નવલકિશોર રે રણછોડજી.
નવલ લાલનું રૂપ રુદિયામાં ધરશે રે રણછોડજી.
પ્રીતમ સરખા પતિત કંઇ ભવ તરશે રે રણછોડજી.

## પદ ૨૮૭-ગરબો રણછોડજીનો બીજો

ભર્યાં ગોમતી નિર્મળ જળ ગંભીર રે રંગ લાગ્યો.
શુભ મંદિર સાધુનાં તેની તીર રે ,,
સુકૃતવાન જન સેવે સંતસમાજ રે ,,
જીવનમુક્ત થયા તે જાણો આજ રે ,,
ઠોર ઠોર સુંદર ફૂલી ફૂલવાડી રે ,,
વ્રજ વૈકુંઠની લીલા અહિં દેખાડી રે ,,
કૃષ્ણચંદ્રની કથા નિરંતર થાએ રે ,,
સાંભળતાં દુઃખ જનમમરણનાં જાએ રે ,,
જ્ઞાન વૈરાગ જોગની વાતો સહેલી રે ,,
આઠે પહોર અખંડ આનંદની હેલી રે ,,
દેહદમન તો કરવું પડે નહિ કાંઇ રે ,,
જપ તપ તીરથ પ્રભુ તણા પદ માંહી રે ,,
ચરણ શરણનું સુખડું અધિક અપાર રે ,,
જાણે તે માણે મૂકી સંસાર રે ,,
અમૃતપાન કર્યું જેણે એક વાર રે ,,
તેને અવર ન ગોઠે એક લગાર રે ,,
ભોવન ભોવન પ્રતિમા પધરાવી રે ,,
ઘણી દયા ગુજરાત વિશે વધારી રે ,,
બોડાણે બહુ પ્રીત કરી પધરાવ્યા રે ,,
દાસ તણા તેડાવ્યા અલબેલો આવ્યા રે ,,
પતિતપાવન સુખસિંધુની લહેર રે ,,
પ્રેમીજન પંખીને કલ્પતરુ મોરાર રે ,,

અધમ ઓધારણ હરિજનના હિતકારી રે રંગ લાગ્યો.
પૂરણ બ્રહ્મ અખંડ આનંદ વિહારી રે ,,
દરસનથી તન મનના તાપ નિવાર્યા રે ,,
પ્રીતમ સરખા પ્રાણી પાર ઉતાર્યા રે ,,

## સુડતાળા કાળવિષેનાં પદ

### પદ ૨૮૮ મું–રાગ ગરબો

વાલાજી તું મોકલને વરસાદ રે, શામળિયા
સાધુસંત શાનો કરશે પરસાદ રે, ,,
અંનજલ ખૂટ્યાં તૂટ્યાં સગપણ સઉનાં રે, ,,
નથી ખમાતાં દુખડાં ગરીબ ગઉનાં રે, ,,
પશુ પીડાય ન મળે પાણી તરણ રે, ,,
બિરદ તમારું કાવે અશરણ શરણ રે, ,,
સામ્રથ નહિ તારે સ્રષ્ટી કરી શું કરવા રે, ,,
પરજાને તો જોયે નિત પેટ ભરવા રે, ,,
પરજા પીડાય તેહેનું પતિને પાપ રે, ,,
અંતરજામી જુઓ વિચારી આપ રે, ,,
અન્ન વિના તે ક્યમ કરીને દિન કાઢે રે, ,,
અબળાનું બળ એટલું આંસુ પાડે રે, ,,
જોરે કરીને જીવે ક્યમ જીવાય રે, ,,
નજર કરો તો નવ ખંડ લીલા થાય રે, ,,
દુનિયામાં પીડાય તાહરા દાસ રે, ,,
માનવીએ તો મૂક્યો છે વિશવાસ રે, ,,

પ્રીતમના સ્વામી છો પરદુઃખ જાણ રે, શામળિયા
ઘણી થઇ છે મૂકો મનની તાણ્ય રે, ”

પદ ૨૮૯ મું–રાગ સદર

કોની આગળ જઇ કરીએ પોકાર રે, શામળિયા
ઘડી ઘડીના છો તમો જાણનહાર રે, ”
તમો વિના નથી દુઃખનો કોય હરનાર રે, ”
જોતાં જોતાં જોયો સહુ સંસાર રે, ”
દ્રૌપદીકેરાં કોણે પૂર્યાં ચીર રે, ”
એકનાથને ઘેર ભર્યું કોણે નીર રે, ”
મીરાંનું વિખ કોણે અમ્રત કીધું રે, ”
નામદેવનું કોણે દૂધ પીધું રે, ”
નરસૈયાને કોણે આપ્યો હાર રે, ”
તમો વિના કોય બીજો છે કીરતાર રે, ”
તે દહાડાને કલ્પ નથી કાંઇ વીત્યા રે, ”
કોના ભયથી બેસી રહ્યા જઇ બીતા રે, ”
આદ્ય અંતમધ્ય એક તમો અવિનાશ રે, ”
સદા સરવદા દરશન પામે દાસ રે, ”
કઠણપણું મૂકી કોમલતા આણો રે, ”
વિશ્વ આતમા નામ તમારું જાણો રે, ”
ઘણું કહીએ શું નથી જાણતા નાથ રે, ”
પ્રીતમના સ્વામી પ્રેરો વરસાદ રે, ”

પદ ૨૯૦ મું–રાગ સદર

બાલકના અપરાધ જુએ જો માત રે, વાલાજી

તારે તેનો કરે ઘડીમાં ઘાત રે, વાલાજી
પિતા પુત્રની જ્યારે લાંચ ખાશે રે, "
તારે વળતી કયમ જુગમાં જીવાશે રે, "
જલ સીંચ્યાનું મેઘ માગશે મૂલ રે, "
તારે તો શું ટળશે અમારું શૂળ રે, "
હીંડ્યાનું જ્યારે ભોમિ ભાડું લેશે રે, "
ત્યારે કોણ ઊભું રહેવા દેશે રે, "
વિશ્વંભર થઇ વેહેરો જ્યારે કરશો રે, "
સૃષ્ટિનું કઇ પેરે સંકટ હરશો રે, "
દુનિયાનું દુઃખ દયા કરીને ટાળો રે, "
પુરણાનંદજી બિરદ તમારું પાળો રે, "
જગત જીવાડો તો મોકલજો મેહ રે, "
નહિ તો પડશે પલક વારમાં દેહ રે, "
હુકમી બંદા હુકમ કરો તો આવે રે, "
નાનાવિધનાં નૌતમ અંન ઉપજાવે રે, "
પ્રીતમના સ્વામી એ પ્રાક્રમ મોટું રે, "
જલ વરસે નહિ તો જીવ્યાનું ખોટું રે, "

પદ ૨૮૧ મું–રાગ સદર

નિરદે થશો તો નહિ જીવે સંસાર રે, વાલાજી
માણસને તો મરતાં ન મળે વાર રે, "
પિંડ તો છે પાણીના પરપોટા રે, "
ઢળી પડે જેમ ધુમાડાના ગોટા રે, "
શો ભરોંસો મૂળ વિના તરુવરનો રે, "

મિથ્યા મનોરથ મૃગતૃષ્ણા સરોવરનો રે, વાલાજી
આશા તૃષ્ણા ઇરખ્યાયે કરીને રે, "
જીવ રહ્યો છે દેહ અભિમાન ધરીને રે, "
વિષયવાસનામાં વીંટાયો પ્રાણ રે, "
હરિ વિસાર્યા એટલી મોટી હાણ્ય રે, "
અવગુણ જોતાં નથી અમારો આરો રે, "
ભાવકુભાવે સ્વામી સેવક તારો રે, "
પતિતપાવન બિરદ તમારું કાવે રે, "
સુખિયો થાયે શરણે જે કોઇ આવે રે, "
ગીધ અજામિલ અધમ ગુણકા નાર રે, "
શરણે આવ્યું કોણ ન પામ્યું પાર રે, "
એ વિસવાસે વળગી રહ્યું મન મહારું રે, "
કહે પ્રીતમ નહિ મૂકું નામ તમારું રે, "

---

# ૨૧–પ્રીતમદાસજીના છપ્પા
## (છપ્પય છંદ)

### ૧–કુબુદ્ધિનું અંગ

હરિભક્તિની હાંસી કરે, લોક વહેવારમાં ફૂલ્યો ફરે;
હરિ ગુરુ સંત સાથે નહિ પ્રીત, કુલ કુટુંબની રાખે રીત;
કહે પ્રીતમ તે કબુદ્ધિ જીવ, ભવસાગરમાં ભમે સદૈવ. ૧
સ્વાર્થ માંહે શૂરો ઘણો, બહુ કાયર પરમારથ તણો;

મોઢે સરવસ્વ હરિનું કહે, હરિ અરથે કોડી નવ દહે;
ડાપણ ડોળે દિન ને રાત, કહે પ્રીતમ તે પશુની જાત. ૨
પશુતણી તો એકજ પેર, કોઇની નિંદા ન કરે ઝેર;
તેને જ્યાં રાખે ત્યાં રહે, ભુખ દુઃખ તે સરવે સહે;
કહે પ્રીતમ તે ખલ ખોટા સહિ, જેને જ્ઞાનવિવેકજ નહિ; ૩
મૂરખના મનમાં અહંકાર, કહ્યું ન માને એક લગાર;
સામા ઉત્તર લાવે સૌ, બ્રહ્મ સરીખા કોટિક હો;
પોતાના મત માંહી ફરે, પ્રીતમ કોની પ્રભા ન ધરે. ૪
દલમાં જાણે સમજ્યો સહી, સમજણ ન રાખે રુદિયામાંહી.
મનનો મેલો પોચો પુન્યથી, કથે જ્ઞાન મોટા મુન્યથી;
કહે પ્રીતમ શું બોલે વળે, વંઝાને કેમ પાનો ચડે. ૫
જીતે જગતને શબ્દે કરી, અવિદ્યા તો પોતામાં ભરી;
તે કોઇની કાઢી નવ જાય, જેમ મશાલચી અંધારે અથડાય;
કહે પ્રીતમ એ કાચું કામ, જો નવ જાણ્યા આતમરામ. ૬
લોભીજનનું વાચક જ્ઞાન, જેવું બગ બિલાડીનું ધ્યાન;
સ્વારથ સુધી તાકી રહે, લાગે મચ્છ મુસાને ગ્રહે;
કહે પ્રીતમ એહવા જન જેહ, કામ પડે ઓળખાશે તેહ. ૭
પરનિંદામાં જે નર પચે, કુટુંબસહિત તે નરકે ગછે;
ઘણા કલપ તે પામે દુઃખ, સ્વપ્નાંતરમાં ન મળે સુખ;
કહે પ્રીતમ તે અધોગતે જાય, વળતાં પશુ પિશાચ તે થાય. ૮
કામ ક્રોધ મદ લોભ અપાર, પાપ કરી પાળે સંસાર;
ખટ દશ અનરથ ભેળા થાય, તહાં તેનો પૈસો બંધાય;
ભક્ષ અરથે તે લઈ વાવરે, કહે પ્રીતમ તે ક્યારે તરે. ૯

ધૂળ ઉથામી મેળે ધન, જપે નહિ તે રાત ને દન;
પેખે સ્ત્રી પુત્ર પરિવાર, પુન્ય ન પ્રીછે એક લગાર;
ઘરધંધામાં ગૂંચાઇ રહ્યો, કહે પ્રીતમ તે નરકે ગયો. ૧૦
નારી વળગી વીંછી જાણ, રાતદિવસ તે સોશે પ્રાણ;
ભૂતાવળ ટોળું છૈયાં તણું, ખાઉં ખાઉં તે બોલે ઘણું;
ઘરધણી માથે બીજે ખત્રીશ, પ્રીતમ જાણ્યા નહિ જુગદીશ. ૧૧
મનમાં જાણે મોટો હું, મુજ આગળ બીજો તે શું;
મારે માથે કુટુંબનો ભાર, મુજવડે જીવે પરિવાર;
હું ન હોઉં તો સહુ ભૂખે મરે, કહે પ્રીતમ કુબુદ્ધિ એમ કરે. ૧૨
શોભા અરથે ખરચે દામ, પરમારથનું ન જાણે નામ;
ઉપાધિમાં અચલ સરખો હોય, વળતી વાટ સારાની જોય,
કહે પ્રીતમ કૂપમાં ક્યાંથી બરાસ,હીંગમાં નહોયચંદનનીવાસ.૧૩
છલબલ ભેદ કરે બહુ ઘણા, પ્રપંચ પાખંડમાં નહિ મણા;
મનમાં જાણે મરવું નથી, કાલ જોરાવર છે સરવથી;
જમકિંકરનો માથે ભાર, કહે પ્રીતમ કરશો પોકાર. ૧૪
પાપે પામે જમજાચના, ગર્ભવાસ નાના ભાતના;
શુકર ઉંટ ગર્દભ ને જરખ, દુઃખ પામે ને હેડે હરખ;
અધમ જીવને બહુ અભિમાન,કહે પ્રીતમ તે પડે નરક નિદાન. ૧૫
એવી પેરે અથડાતો ફરે, સુખની વાત લેશ નવ કરે;
માયામાં તો ગ્રસ્યો મૂઢ, કરમમાં રહે જનમનો ઝુંડ;
અનેક જીવની હિંસા કરે, પ્રીતમ પાપે પેટજ ભરે. ૧૬
હરિગુરુ સંત સાથે નહિ નેહ, પુરુષ નહિ પણ રાખશ તેહ;
સુરભીસુત સરીખો તે સહી, હરિસમરણ હૃદયામાં નહિ;

દેહ ધરી તેને ધિક્કાર, કહે પ્રીતમ તે પશુ ગમાર. ૧૭

### ૨–પ્રેમનું અંગ

પ્રેમ વિના પ્રભુ નહિ મળે, અંતરજામી અઢળક નહિ ઢળે;
પ્રેમ વિના ઘટ ખાલી જાણ, પ્રેમ વિના પંડ પ્રગટ મસાણ;
પ્રેમ વિના પાવન નહિ મંન, કોણ ગૃહસ્થ કોણ જોગી જંન. ૧
પ્રેમ વિના પામે નહિ પાર, બીજા સર્વે લોકાચાર;
અંગે સજે સોળે શણગાર, એક વસ્ત્ર વિણ વરવી નાર;
પ્રીતમ પ્રેમ વિના એમ જાણ, હરિના હેતવિના સહુ હાણ. ૨
ધણી વિના ઘરવાસણ નાર, શોભે નહિ તે બિન ભરથાર;
દીપ વિના જેમ સૂનું ધામ, હૃદય સૂનું વિના હરિનામ;
લવણ વિના બઉવ્યંજન શાગ, પ્રીતમ પ્રેમ વિના એહેવો વેરાગ. ૩
વર વિના જેહવી હોય જાન, પ્રેમ વિના જપ તપ વ્રત દાન;
પ્રેમ વિના ફલ રૂપ ન થાય, વૃથા શ્રમ કરો તે જાય;
પ્રીતમ પ્રેમ ફલકે હરિ ઘટમાં કરે, મહાપતિત એક ક્ષણમાં તરે. ૪
પ્રેમપ્રધાન વસે હરિદ્વાર, હાથ ગ્રહી પોંચાવણહાર;
રાજકુંવર જેહને લઈ જાય, તેનો કોણ કરે અંતરાય;
રંગમહેલ રાજાનું ધામ, પ્રીતમ પ્રેમે આપે નિજ ઠામ. ૫
પ્રેમસુધારસ જે જન પીએ, કાલ કરમથી તે નવ બીએ;
સરવ સમૃદ્ધિ તેહની પાસ, રિધસિદ્ધ મુક્તિ ચતુરધા દાસ;
આઠે પોર આનંદમાં ફરે, પ્રીતમ પ્રેમ અમલ ન ઊતરે. ૬
પ્રેમ પ્રગટે જેહ ઘટ મહીં, ચૌદ લોકમાં છાનો નહી;
શોભા સરવ જાણો શણગાર, જેહનો જશ જુગમાં વિસ્તાર;
નર નારી તેહના ગુણ ગાય, પ્રીતમ પ્રેમતણો મહિમાય;

પ્રેમ પ્રગટ્યો ગોપીને રુદે, નિગમ પુરાણ શાખ સહુ વદે. ૭
ત્રિભોવન ધન કહે તેહને, શુદ્ધ પ્રેમ પ્રભુશું જેહને;
પ્રીતમ પ્રેમ સૌને શિર ધજા, પ્રેમ વિના સિધ સાધક સૌ અજા. ૮
સરવ તેજ રવિમાં લય થાય, ઉડુગણ અગ્નિદીપક કહેવાય;
જેમ સાકરમાં સ્વાદ બહુ સહી, અમૃતરસથી ઊંચો નહી;
પ્રીતમ પ્રેમ સરવનો રાય, સાયરમાં સૌ નીર સમાય. ૯
પ્રેમ પ્રભુશું જે જન ધરે, આન દેવ કોથી નવ ડરે;
લોકલાજ ગણે નહિ કશી, પ્રેમ રહ્યો જેને રુદિયે વસી;
સ્વાસ ઉસાસ સ્મરણ તે કરે, પ્રીતમ પ્રેમ સહુથી સરે. ૧૦
પ્રેમપંથ ખાંડાની ધાર, શૂરવીર ચાલે નિજ આધાર;
તન મન ધન તૃણવત્ ગણો, મોહ આદે શત્રુ સહુ હણો;
ધીરજ ધારણ આપે ઘણી, પ્રીતમ મોજ પામે તે ધણી. ૧૧
ચંદ્રાયણ સૂરજવ્રત કરે, જપ તપ જોગ કરી ઊતરે;
બીજાં સાધન સરવે થાય, ભક્તિવ્રત કોણેક ઉતરાય;
સારો સાધ એક લક્ષે રહે, કહે પ્રીતમ તે પરમપદ લહે. ૧૨
સેવા પૂજા સમરણ ધ્યાન, ગુરુ ગોવિંદ વિના નહિ આન;
અરચન વંદન કીરતન કરે, દાસભાવ નિરંતર ધરે;
ચિતવિત્ત પ્રાણ સમરપણ કરી કહે, પ્રીતમ પ્રેમસ્વરૂપ સુખ લહે. ૧૩

### ૩–વૈરાગનુ અંગ

વૈરાગ વિના દ્વેષ નહિ ટળે, અંતર ગાંઠ ગરભ નહિ ગળે;
મનમાંના વિકાર નહિ જાય, અંતઃકરણ નિરમલ નહિ થાય;
તીવ્ર વૈરાગ ટાળે દિલ દાગ, પ્રીતમ પરમ ભાગ્ય વૈરાગ. ૧
તીવ્ર વૈરાગ તેહનું નામ, દુઃખરૂપી દેખે ધન ધામ;

સરપ સરખો જાણે સંસાર, ભોવન ભોગ સૌ નાગણ નાર;
આઠે પહોર રહે ઉદાસ, કહે પ્રીતમ તે ન પડે પાસ. ૨
બ્રહ્મા શેષ તણું સુખ જેહ, પાવક સરખું પેખે તેહ;
ત્રિભોવનની વિભૂતિ ત્યાગ, વિશ્વલોક લગી વૈરાગ;
શરીર આદે નહિ જેને સ્નેહ, પ્રીતમ તીવ્ર વૈરાગનો નેહ. ૩
અષ્ટસિદ્ધિસુખે મોહ નહિ, તેને અવર સુખ શા લેખામહીં;
કાગવિષ્ટા તુલ્ય વિષયભોગ, દેખે દેહને દારુણ રોગ;
અષ્ટ પદારથ સુખનો ત્યાગ, કહે પ્રીતમ એ તીવ્ર વૈરાગ. ૪
વૈરાગ કહ્યા જે પંચ પ્રકાર, અતિ તીવ્ર ઉન્મની વિચાર;
સાધારણ વેરાગ જે મંદ, નિરમલ વેરાગે ઊપજે આનંદ;
જે સમજથી થાયે સુખ, કહે પ્રીતમ ટળે તેહનાં દુઃખ. ૫
સાધારણનાં એહ વિવેક, દેખાદેખી ધરજે ભેખ;
ભજન ભરૂંસો ભીતર નહિ, રાગદ્વેષ ઉર અંતર સહી;
આત્માની ખબર નહિ જેહને, પ્રીતમ સાધારણ કહીએ તેહને. ૬
મંદ વેરાગનું મહાતમ એહ, પરિવારે પડ્યો નર જેહ;
ના મળી સમૃદ્ધિ ને પામ્યો દુઃખ, સાધુ ભેખમાં દીઠું સુખ;
તજ્યો સંસારને ક્રોધે કરી, કહે પ્રીતમ નાઠો નીસરી. ૭
ઉન્મની વેરાગનો એહ આભાસ, વિષયભોગથી થયો ઉદાસ;
અંતર ઓળખવાને ઇશ, શોધવા લાગ્યો શ્રી જુગદીશ;
કથા કીરતન તીરથ અનુરાગ, પ્રીતમ એ ઉન્મની વૈરાગ. ૮
કહું લક્ષણ અતિ તીવ્રતણું, જનમમરણ દુઃખ દીઠું ઘણું;
ઇન્દ્રાસન અજપદ કૈલાસ, સરવે સુખથી થયો ઉદાસ;
કાલ કલેશ જાણી કરો ત્યાગ, કહે પ્રીતમ એ તીવ્ર વૈરાગ. ૯

હવે કહું નિર્મલ નિરવેદ, અહંકૃત જેણે થાય ઉચ્છેદ;
મટે મોહ માયાનો લેશ, કોય ઉપર નહિ રાગ કે દ્વેષ;
જાય ન આવે આગ્રહ તજે, નિરમલ નામ નારાયણ ભજે;
તત્ત્વજ્ઞાને ત્યાગનો ત્યાગ, કહે પ્રીતમ નિરમલ વૈરાગ. ૧૦

## ૪–અથ નામનું અંગ

નામ તણો મહિમા છે બહુ, વેદ પુરાણ શાસ્ત્ર કહે સહુ;
નામે પાષાણ વહાણ થઈ તર્યા, નામે અધમ ઘણા ઓધર્યા;
કહે પ્રીતમ એહવું હરિનું નામ, ભાવે ભજો તજો સરવ કામ. ૧
નામમહાતમને જાણે શેષ, અવની ભાર ન લાગે લેશ;
સદાશિવે નામ ઉરમાં ધર્યું, મહાઝેર અમૃત થઇ ઝર્યું;
એવું નામ જે જીભ્યાએ જપે, કહે પ્રીતમ એ જઠરા કેમ તપે. ૨
અજામિલ નામ ઓધર્યો, આવ્યો કાલ તે પાછો ફર્યો;
નામે કુંજર મુકાવ્યો કષ્ટ, નામે પાર પામ્યા પાપિષ્ઠ;
નામ સમરતાં ગુણિકા તરી, કહે પ્રીતમ એ હ્રદિયે ધરી. ૩
એક કરોડ સુરભી હોય સાર, ધરણ સમે કાશી મોઝાર;
નક્ષત્ર ફળ ને ઉભયકાળ, જોગ જુગત લેવી સંભાળ;
ગંગામાં રહી દીજે દાન, કહે પ્રીતમ નહિ નામ સમાન. ૪
જપ તપ તીરથ ને વ્રત, કનક સુમેર કરી દીજે તરત;
વસુધા સમસ્ત હોય હેમે ભરી, રવિના રથ સુધી ઢગલી કરી;
તે લઇ સઘળું દીજે દાન, કહે પ્રીતમ નહિ નામ સમાન. ૫
વાવ કૂપ સરોવર ક્ષણો, ધરમે ખરચે દ્રવ્ય પોતાતણો;
કન્યાદાન કરે લક્ષ કરોડ, હય હસ્તિ રથ વહેલ જોડ;
તે સર્વે લઈ દીજે દાન, કહે પ્રીતમ નહિ નામ સમાન. ૬

અંત સમે ઉર આવે નામ, તે જન પામે વૈકુંઠ ધામ;
જમના દૂત સામું નવ જુએ, માયા મન પસ્તાઇને રુએ;
સરવને મસ્તક મૂકી પાય, કહે પ્રીતમ સત લોકે જાય. ૭
નામે નારદ નિરભે થયા, સનકાદિક સ્વરૂપે રહ્યા;
વ્યાસ વાલ્મીકિ ને દત્તાતરી, હરિ નામ સુદામા ધરી;
અનંત કોડ ભક્ત આગે રયા, પ્રીતમ નામે નિરભે થયા. ૮
નામે ધ્રુવજી અવિચળ રયા, સંશે શોક સમૂળા ગયા;
પ્રહ્લાદે લીધું હરિનામ, નરસિંહરૂપે કીધું કામ;
નામે નિશ્ચલ થયાં છે મન, કહે પ્રીતમ જપે જોગી જન. ૯

## ૫–સ્મરણનું અંગ

શ્વાસોશ્વાસે સમરણ કરે, વિના હાથ મન મણકા ફરે;
વિના જીભ હાલે નહિ હોઠ, લાગી સુરત નિશાને ચોટ;
ઊઠે અખંડ ધૂન રણકાર, કહે પ્રીતમ તે સમરણ સાર. ૧
જેહવું લોભીને પ્યારું ધન, વાંઝને જેમ પ્યારો તન;
જેમ કામીને પ્યારી નાર, મીન તણે મન વહાલું વાર;
એમ રુદયામાં રાખે નામ, કહે પ્રીતમ સહેજે સરે કામ. ૨
નાભિ નેણમાં રાખે નેહ, દલમાં દરસે ચોથો દેહ;
પંચકોશ કાયા કહેવાય, તે સમજ્યાથી સંશય જાય;
પંચકોશ પર જાણી ઈશ, પ્રીતમ નિત્ય જપે જુગદીશ. ૩
અંતરજામી ઈશ્વર આપ, ગેબી થાય અજંપા જાપ;
ષટસેં ને એકવીસ હજાર, એટલા નિત્ય ઊઠે રણકાર;
તેહનો કરતા જાહેર જડે, કહે પ્રીતમ તે લેખે ચડે. ૪
ચક્રવર્તીનું ચિંતવન કરે, નાભિ ધ્યાન નિરંતર ધરે;

ઇંગલા પીંગલા સુષુમણા સાર, ઉન્મની મન રાખે નિરધાર;
નિરાલંબ આલંબન નહિ, કહે પ્રીતમ તે સમરણ સહી. ૫
સમરણ ધ્યાન નિરંતર સોય, ઉપર કશો અવયવ ન હોય;
ભીતર તાળી લાગે ભલી, સરિતા સિંધુ જેમ જાયે છલી;
ફૂલે રુદે કમલની કળી, કહે પ્રીતમ પ્રભુ શું રહે મળી. ૬
સમરણ માંહી ને સમરણ બાર, જેહને રુદયે બ્રહ્મ વિચાર;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ માંહી, સ્વરૂપ લક્ષને ભૂલે નાંહી;
મારું તારું મૂકે પરું, કહે પ્રીતમ તે સમરણ ખરું. ૭
સમરણ તે જે શુદ્ધ વિચાર, હરિશું નિમિષ ન તૂટે તાર;
ઊઠતાં બેસતાં એક આભાસ, રમતાં જમતાં રંગ વિલાસ;
રામ રટણ નિત લાગી રહે, પ્રીતમ સમરણ તેને કહે. ૮
હીરા રતન મણિ ને હેમ, તે ઉપર જેહવો હોય પ્રેમ;
કોઇ આગળ પ્રગટ નવ કરે, ગુપ્ત લઇને ઘરમાં ધરે;
હરતાં ફરતાં તેમાં રહે ચિત્ત, કહે પ્રીતમ તે સમરણ નીત. ૯
નેણ વિના જે નીરખે રૂપ, વિના રસના રસ ગાય અનુપ;
શ્રવણ વિના શબ્દ સુણે પ્રકાશ, વિના નાસિકા વાસ સુવાસ;
વિના પિયાલે પીએ અમરત, કહે પ્રીતમ તે સમરણ સત. ૧૦
સહેજ સમાધિ સમરણ સદા, ઊપજે નહિ તે કલ્પના કદા;
રોમ રોમ ઊઠે રણકાર, ચિત્તવૃત્તિ તે શું એકતાર;
ક્ષણું માત્ર વીસરવું નહિ, કહે પ્રીતમ તે સમરત સહી. ૧૧

### ૬—નારીનિંદાનું અંગ

ના કરીશ નારી સાથે નેહ, નિશ્ચે નરકે નાખે તેહ;
શ્રવણ નેણ નાસિકા મુખ મન, ઉદર ગુદા ભગ નરકનિદાન;

તે શું ભાવ ધરે ભરપૂર, પ્રીતમ તેથી નરક નહિ દૂર. ૧
નાગ ડસે ત્યારે ચડે ઝેર, જુવતી જોતાં આવે લહેર;
ધરમ ધ્યાન તપ તેજ અપાર, સુકૃત સુરપણું આચાર;
સદ્‌ગુણ સિધને જ્ઞાન પ્રકાશ, કહે પ્રીતમ તેહનો કરે નાશ. ૨
સંયમ નેમ સરોજ વન સોય, નારી હેમઋતુ સમ હોય;
પુરુષ મીન કાંટો કામની, હેલામાં પ્રાણ હરે ભામની;
વહાલ વધારી વિખડું પાય, કહે પ્રીતમ અંતે દુઃખ થાય. ૩
પુરુષ પતંગ પાવક પ્રેમદા, અવગુણ મૂલ સુલભ સર્વદા;
શૂકર કૂકર ખર મોઝાર, મૂરખ નર માને સુખ સાર;
હરણ ખરી છિદ્ર આકાર, કહે પ્રીતમ ડૂબ્યો સંસાર. ૪
થોડા માંહે ઘણું કરી કહ્યું, ચતુર નરના ચિત્તમાં રહ્યું;
જો ઇચ્છે વૈકુંઠનો વાસ, કનક કામનીથી રહે ઉદાસ;
એક નિરંતર હરિને ભજે, કહે પ્રીતમ જૂઠો સંગ તજે. ૫
જલને લીલ બગાડે જેમ, રવિને રાહુ ગળે છે તેમ;
દરપણ મેલે ઝાંખું થાય, જેમ કાંઇ કાટ લોઢાને ખાય;
કહે પ્રીતમ એમ નર ને નાર, રૂડા પુરુષ કરો વિચાર. ૬
મોહ ન પામે મોટા જન, જેહને સરખું ગૃહ ને વન;
દરી સુંદરી એક સમાન, કીટ વિરંચિ મૂઢ ગુણવાન;
જડ ચૈતન્ય દેખે હરિવડે, કહે પ્રીતમ તેહને નવ અડે. ૭
મૂરખને મનમાં આવશે, જેમ જાળામાં સાબર ધસે;
ઘાસી તીર ગડે તન માંહી, અનેક ઉપાય નીસરે નાંહી;
સદ્‌ગુરુ શબ્દ ચમક જો મળે, કહે પ્રીતમ તો તતક્ષણ ગળે. ૮
જોગીએ જોગ સમાધિ કરી, વાસના ત્યાંથી નવ નીસરી;

છતે પંડે ધર્યું જે રૂપ, વિપ્ર શ્વપચ થયો ભીલ ને ભૂપ;
મોહ થકી પામ્યો અવતાર, કહે પ્રીતમ ભોગવ્યો સંસાર. ૯
સોનાની થાળી તે સિદ્ધ, માંહે લોહ ખૂટો તે મદ્ધ;
અશોભિતો ને અતિ દુઃખરૂપ, જેમ કાયામાં કોડ સ્વરૂપ;
કહે પ્રીતમ જોગી જન જેહ, મોહ માન લંછન છે તેહ. ૧૦
ભરત ભરતખંડનો ભૂપ, ગુણ લક્ષણ તન સુંદર સ્વરૂપ;
રાજ રિદ્ધ મૂકી વન ગયો, ગંડકીતીરે તપસી થયો;
મૃગ બાલકશું થયો સ્નેહ, કહે પ્રીતમ પામ્યો પશુદેહ. ૧૧
પ્રભુની માયા બહુ બલવંત, જુગને જુગતે જીતે સંત;
પ્રભુભજન પરમારથ કરે, મોહ માન મૂકી ભવ તરે;
બ્રહ્મવિચાર રહે હરિરંગ, કહે પ્રીતમ તે સદા અસંગ. ૧૨
સ્વાતિ બિન્દુનું મોતી થયું, ન ભળે નીરમાં ન્યારું રહ્યું;
ગોરસમાંથી ઘૃત નીસરે, અળગું થઇને ઉપર તરે;
કહે પ્રીતમ એમ હરિના દાસ, જગત જાળથી રહે ઉદાસ. ૧૩
ઓછાં માણસને બહુ ઈતરાઇ, થઇ હીંડે પ્રભુનો પિતરાઇ;
મનમાં મોટપ ઇચ્છે ઘણી, સામગ્રી સામળિયાતણી;
ઇચ્છે તેહને આપે નહિ, પ્રીતમ પ્રીછ તું સાચું સહી. ૧૪
કીટ મધુપ ને મિત્રાચાર, એક એકનાં દેખાડ્યાં દ્વાર;
ગોબર મધ્યે દર ગીગાતણું, ભમર કમળમાં રહે તે ભણું;
ખટપટ સંગ કીટ એકવાર, પ્રીતમ જૈ બેઠો તે કમલ મોઝાર. ૧૫
કમળ ચઢ્યું કેશવને શીશ, જોયા જગતતાત જુગદીશ;
ભલે સંગે ગત પામ્યો એહ, હતો નીચ થયો ઉત્તમ તેહ;
ધોયાં ચરણ ગોમતી ગંગ, કહે પ્રીતમ એહવો સતસંગ. ૧૬

થયો ચતુર્ભુજ ચડયો વિમાન, તેજપુંજ હરિરૂપ સમાન;
વસ્યો વૈકુંઠ પડે નહિ કદા, સુરદુર્લભ સુખ માણે સદા;
કહે પ્રીતમ એહ સંગ પ્રતાપ, મટયો કીટ થયો ઈશ્વર આપ. ૧૭
છીપ રેખા રહી નીરમાંય, રતિ નીર ના ભેદે તાંય;
જ્ઞાન મીનકા પરસે જેહને, આતુરતા ઉપજે તેહને;
બાકી બીજી પડી પિયાળ, કહે પ્રીતમ ના આવે તતકાળ. ૧૮
સંસાર તેનું સાગર જાણ, છીપરૂપ સૌ પ્રાણી પ્રમાણ;
જ્ઞાન મીનકા તે ગુરુદેવ, ભેદે તેહનો કરે અવેવ;
શબ્દ શાંતિ લેવાને કાજ, કહે પ્રીતમ પરપંચ કર ત્યાગ. ૧૯
સાકરનો પર્વત હોય સાર, ચડી પિપીલિકા તેહ મોઝાર;
ખાધે નવ ખૂટે દીધે નવ જાય, બુદ્ધિબળે બહુ કરે ઉપાય;
કહે પ્રીતમ એમ બ્રહ્મ અપાર, મતિ અનુમાને કરે વિચાર. ૨૦
શીખે સુણે વરણવ જે કરે, સમજે તેહનું કારજ સરે;
સુધાતણો સાગર હોય સાર, તેહનો કોય ન કાઢે પાર;
માર્જન પાન કરે દુઃખ જાય, કહે પ્રીતમ સહેજે સુખ થાય. ૨૧
*સંવત અઢારે સાર, જેઠ સુદિ નવમી ગુરુવાર;
આજ્ઞાકારી હરિગુણ ઈશ, કહ્યા છપ્પા એકશો એકત્રીશ;
સદ્‌ગુરુ શબ્દે પામ્યો સુખસાર, પ્રીતમ પ્રગટ્યો પ્રેમ અપાર. ૨૪



* અહીં સાલ લખેલી હશે તે લખનારની નજરચૂકથી રહી ગઇ લાગે છે, એથીજ છપ્પયનું આ પદ અધૂરું લાગે છે. સંખ્યા પણ ૧૩૧ તેને બદલે ૧૨૯ થાય છે.

# શ્રીમદ્ ભગવદ્ગીતા

## ગીતામાહાત્મ્યનાં પદ

### પદ ૧ લું–રાગ ધોળ

પ્રથમ મોહ થયો પારથને, સમજાવ્યા હરિ સાંખ્યજી;
ત્રીજે કર્મ કહ્યાં શ્રીકૃષ્ણે, કર્મજોગ મૂળ ભાખેજી. ૧
પાંચમે પ્રાણ જોગ પુરુષોતમ, આત્મસંયમ સારજી;
જ્ઞાનજોગ કહ્યો ગોવિંદે, પૂરણ યોગ નિરધારજી. ૨
ભક્તિજોગ કહ્યો વિભૂતિ દસમે, વિશ્વરૂપ વિખ્યાતજી;
નિર્ગુણ સગુણ ક્ષેત્રક્ષેત્રજ્ઞે, ગુણવર્ણન સાક્ષાતજી. ૩
જોગ પુરુષોતમ કહ્યો પંદરમે, દૈવી આસુરી પ્રકાશજી;
સુખ શ્રદ્ધા ગુણ ત્રિવિધિ સત્તરમે, ત્યાગ જોગ સંન્યાસજી. ૪
એક એક અક્ષર મંત્ર સંજીવન, બ્રહ્મહત્યાદિક ટાળેજી;
ગાય સાંભળે વળી વિચારે, પ્રેમ નેમ નિત્ય પાળેજી. ૫
ગીતાનો અરથ શ્રીકૃષ્ણ જાણે, મહિમા અગમ અપારજી;
પ્રીતમ પ્રેમસહિત ભજ ભાવે, મંગલકરણ મોરારજી. ૬

### પદ ૨ જું–રાગ સદર

શ્રીભગવદ્ગીતા ભવદુઃખહરણી, કરણી કોટ કલ્યાણજી;
પદ્મનાભના મુખથી પ્રગટી, હરિ હરિજનનો પ્રાણજી. ૧
ભોમિ ભારતને વિષે ઊપજ્યું, કમલ કમલ મુખમાંથીજી;
ષટપદ સજ્જન શુદ્ધ સ્નેહી, નિમસ ટળે તહાંથીજી. ૨
અઢાર ઓછા આઠસે છે, પદ ચાલ ચોપાઈજી;
નથી ઓસારુ નથી ઉમેરુ, જેમ છે તમ ગીતા ગાઇજી. ૩
શ્રીમુખનો સંવાદ અનોપમ, ઉત્તમ અમૃત જેવોજી;
પ્રીતમ પ્રેમ હશે તે પામે, મરજીવાનો મેવોજી. ૪

---

# અધ્યાય ૧ લો–અર્જુનવિષાદયોગ

દોહરા

મૂક કરે વાચાળ જે, પંગુ લંઘે તે ગિરિ;
તમહું વંદે કૃપાસિંધુ, પરમાનંદ માધવહરિ. ૧
જેને કમળા ગરુડ વંદે, શુક શારદ નારદ શેષ;
એવા ઉત્તમ પુરુષને નમું નેહે, જે સકલ ઉર આવેશ. ૨
પ્રહ્લાદ ઉદ્ધવ પારાશર, અજ ભીષ્મ ભવદ્ર આદ્ય;
તેહની ચરણરજ મસ્તક ધરું, જાચું પ્રેમપ્રસાદ. ૩
વ્યાસાદિક અક્રૂર વંદું, જેનાં પાવન પરમ ચરિત્ર;
ગંગાદિક તીરથની પેરે, કરે સહુને પવિત્ર. ૪
મુકંદપ્રિયે પ્રિયે મુકંદ, એહવા ભકત કહીએ જેહ;
ચિંતામણિ આભ્રણની પેરે, સૌને શોભાવે તેહ. ૫
દેવકી ગર્ભરતન મોહન, વિશ્વનો શણગાર;
ભકતનું પ્રતિપાલન કરવા, અવતાર અંગીકાર. ૬
કંસાદિક શિશુપાળ આદે, દુષ્ટ રાજા જેહ;
તેનો વધ કરવાને કાજે, ધરી નારાયણ નરદેહ. ૭
જગતપાલક જગત મંગલ, જોતી રૂપ જગદીશ;
અર્જુનને ધર્મજ્ઞાન કહેવા, અવતાર દ્વારકાધીશ. ૮
અર્જુને આપણો ધર્મ મૂક્યો, ક્ષત્રિનો જુદ્ધ જેહ;
દયાધર્મ જે બ્રાહ્મણનો, આચરીને બેઠો તેહ. ૯
શોક મોહ બુદ્ધિ નાશ પામી, એવો જે અર્જુન;
તેને ભવજળ તારવા, કહ્યાં કૃષ્ણે સત્ય વચન. ૧૦

સપ્ત શ્લોકે કહ્યો કૃષ્ણે, પારથને પ્રતિબોધ;
વ્યાસે વર્ણવ્યા શ્લોક સાતસેં, સમજ્યે ટળે સૌ વિરોધ. ૧૧
રાજા હસ્તે વસાવ્યું હસ્તિનાપુર, તે વિષે જે ધૃતરાષ્ટ્રરાય;
પુત્રસ્નેહની વારતા, પૂછે સંજયને અભિપ્રાય. ૧૨
સંજે પામ્યો દેવલોચન, વ્યાસથી વિખ્યાત;
એક ઠામે સૌ બેઠો દેખે, સાંભળે સાક્ષાત. ૧૩

ધૃતરાષ્ટ્ર ઉવાચ

ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં, મળ્યા કુરુપાંડુ દોએ;
જે થઈ તે વારતા મને, સંજે કહે તું સોહે. ૧
કુરુક્ષેત્ર વૃત્તાંત કહેવું, જેનો મોટો છે મહિમાય;
એકગણું જો ધર્મ કરે તો, સહસ્રગણું તે થાય. ૨

સંજય ઉવાચ

સુણ નરેંદ્ર કહું વાત તુજને, તવ સુતનું જે મન;
પાંડવની સેના જોઈ ને, દુઃખ પામ્યો દુર્યોધન. ૩
અર્ધરાત્રે ઊઠિયો, લીધા સેવક સાથે સાર;
આચાર્યની પાસે આવી, બોલિયો નિરધાર. ૪
સાતક્ષોણી દલ પાંડવ કેરું, આપણું ક્ષોણી અગિયાર;
તોયે તાપ લાગે મને, તેનો કરવો કવણ વિચાર. ૫
વ્યગ્રચિત્ત મુખ વદે વાણી, દ્રોણાચાર્ય પ્રતિ જેહ;
નવ શ્લોકે ધૃતરાષ્ટરને, સંજય કહેશે તેહ. ૬
દુર્યોધન એમ બોલિયો, જુઓ આચાર્ય મહારાજ;
પાંડવસુત સૈન્યા ઘણી, આવ્યો યુદ્ધ કરવાને કાજ. ૭
દ્રુપદસુત જે શિષ્ય તમારો, તે ધૃષ્ટદ્યુમન જેહ;

વ્યૂહરચના રાખી છે તેણે, યુદ્ધ કરવાને તેહ. ૮
શિષ્ય તમારો કહો તે શું, એનો એ અભિપ્રાય;
પાંડવ સૈન્ય પર પ્રીત ઘણેરી, એ તે શું કહેવાય. ૯
હે સ્વામી તમે સાંભળો, કાંઇ થઇને સાવધાન;
પાંડવની સેન્યામાં મળ્યા છે, મહાસુભટ બળવાન. ૧૦
ભીમસેન અર્જુન સરખા, સબળા સુર સુજાણ;
જુદ્ધ કરવાને ચતુર પૂરા, ધર્યાં ધનુષ્ય ને બાણ. ૧૧
ભીમસેન અર્જુન કેવા છે, મહાબળિયા કહેવાયે;
જેણે યુદ્ધે પ્રાજે પમાડ્યા, કૈલાસકેરા રાયે. ૧૨
યુદ્ધવિષે જે ચતુર કહેવાયે, જાજુધાન તે જાણો;
દ્રુપદ વૈરાટ સુ સરવે વેવાઇ, પાંડવના પરમાણો. ૧૩
શૂરવીર તે સબળ દીસે, સનમુખ કહી યુદ્ધ માંડે;
વૃક્ષની પેરે અચળ મહારથી, રણભૂમિ નવ છાંડે. ૧૪
ધૃષ્ટકેતુ ચેકિતાન કાશીનૃપ, કુંતિભોજ કહેવાય;
પુરુજિત નરપુંગવ બીજા, બળ અનુમાન નવ થાય. ૧૫
જેનો રથ ધ્વજદંડ દેખીને, શત્રુ પામે સૌ ત્રાસ;
ધૃષ્ટકેતુ કહીએ છે તેને, જેનો જશ જગત પ્રકાશ. ૧૬
રણવિદ્યા યુદ્ધમાં જે ચતુર છે, ચેકિતાન કહેવાય;
કાશીરાજા જેને બ્રહ્મ સુલભ, કાશી નગરનો રાય. ૧૭
સમસ્ત વેરીનાં પુર જીતે, પુરુજિત તે જાણો;
કુંતિભોજ રાજા શિવસરખા, મહાબળિયા પરમાણો. ૧૮
યુદ્ધવિષે જેને ક્રોધ ઘણેરો, જૂજુધાન તે માન;
બહુ બલ તે વિક્રાંત વખાણું, ઉત્તમોજા વીર્યવાન. ૧૯

સુભદ્રાસુત દ્રુપદીના તન, સમસ્ત મારથી જાણ્યા,
પાંડવની સૈન્યાનામુગટમણિ,તમ આગળ તે વખાણ્યા૨૦
એવાજ ઉત્તમ દ્રોણાચારજ, સાંભળો મારી વાત;
મમ સેન્યાના નાયક જે જે, વર્ણવી કહું વિખ્યાત. ૨૧
પ્રથમ તમો પછી ભીષ્મ મહાભટ,ક્રિપાચાર્ય કરણ રાય;
અશ્વત્થામા વિકર્ણ વળતા, સોમદત્ત કહેવાય. ૨૨
તમથી ધનુર્વિદ્યા બળ પામ્યો, એહવું અર્જુન નામ;
અગિયાર કોટિ રુદ્રનો સ્વામી, જીત્યો જેણે સંગ્રામ. ૨૩
ગંગાપુત્ર પવિત્ર જેનું મન, ભીષ્મ મહાબળ ધામ;
શૂરવીરશિરોમણિ સૌમાં જેણે યુદ્ધે જીત્યા પરશુરામ. ૨૪
કરણ ચતુર શત્રુ સામો, મહાબળિયો કહેવાયે;
અશ્વત્થામા અશ્વ સહિત, વેરીને રણમાં ખાયે. ૨૫
વિકર્ણની કીર્તિ સાંભળતાં, સુભટ બધિર થૈ જાયે;
તે માટે એ વિકર્ણ કેરાં, નામ તણો મહિમાયે. ૨૬
અનેક શૂરા મારે અર્થે, જીવ તજીને આવ્યા;
નાના શસ્ત્ર ધરીને ઊભા, જુદ્ધવિશારદ કહાવ્યા. ૨૭
આપણી સૈન્યાના ભીષ્મ સેનાપતિ, રક્ષાના કરનાર;
તદપિ સૈન્ય અપૂર્ણ લાગે, જદપિ ક્ષોણી અગિયાર. ૨૮
સાત ક્ષોણી પાંડવની સૈન્યા, સેનાપતિ ભીમ કહેવાય;
તદપિ બળ બહુ દીસે તેનું, એ મનનો અભિપ્રાય. ૨૯
ભીષ્મની દૃષ્ટિ પાંડવભણી ભાસે, તેણે જોર જણાયે;
આપણું સૈન્ય અસમર્થ દીસે,તે માટે ઋષિ રાયે. ૩૦
દ્રોણાચારજ પ્રમુખ સુભટ સહુ, ભીષ્મની રક્ષા કીજે;

આપ આપણા સ્થાનકથી જેને, માન બહુવિધ દીજે. ૩૧
દ્રોણાચાર્ય રાજા દુર્યોધન, માન ભીષ્મને દીધું;
દુર્યોધનને હરખ પમાડવા, પછી ભીષ્મે શું કીધું. ૩૨
કુરુવૃદ્ધ પિતા મહા બળવંત, સિંહનાદ ત્યાં કીધો;
જુદ્ધ તણો ઉત્સાહ ઉપજાવવા, શંખનાદ કરી દીધો. ૩૩
ભીષ્મ તણો ઉત્સાહ જોઇને, સુભટ સૌ તત્પર થાય;
સંજય કહે સાંભળ તું સ્નેહે, ધૃતરાષ્ટર રાજાય. ૩૪
અનેક વાજિંત્ર વાગવા લાગ્યાં, રણાંગણ કહેવાય;
શંખ ભેરી ગોમુખ પઆનક, શબ્દ ભયાનક થાય. ૩૫
હવે પાંડવની સેન્યાનો આનંદ, જુદ્ધ ઉત્સવ કહેવાય;
પાંચ શ્લોક કરી કહેવાશે, સુણ ધૃતરાષ્ટર રાય. ૩૬
ઉજ્જવળ અશ્વયુક્ત રથ રૂડો, ગિરિ કૈલાસ સમાન;
ગતિ કરે તે સકળ લોકમાં, ત્રિભુવન તેજ નિધાન. ૩૭
તે રથ ઉપર બેઠા બેઉ, અર્જુન માધવરાય;
લક્ષ્મીનાથ સાથ પારથની, શોભા વરણી ન જાય. ૩૮
ત્યાંની શંખધુની સાંભળતાં, આનંદ ઉર ન સમાય;
દુર્યોધનની સેન્યાનાં વાજિંત્ર, તે આગળ ઢંકાય. ૩૯
પંચજન્ય શંખ પૂર્યો પોતે, ઋષિકેશ ભગવાન;
દેવદત્ત શંખ પૂરિયો, કાંઇ ધનંજય બળવાન. ૪૦
પૂંઢર શંખ શબ્દ ભયંકર, પૂર્યો વૃકોદર વીર;
અનંતવિજય શંખ પૂર્યો, કાંઇ રાય યુધિષ્ઠિર ધીર. ૪૧
મણિપુષ્પ શંખ સુઘોષમંગળ, પૂર્યો નિકુળ સહદેવ;
શબ્દ તેનો સાંભળીને, મૂકે સહુ અહમેવ. ૪૨

કાશીરાજા ધૃષ્ટકેતુ, શિખંડી વૈરાટ;
ધૃષ્ટધુમન સાત્યકી, ઊભા જુદ્ધ કરવાને માટ. ૪૩
દ્રુપદરાજા દ્રુપદીસુત, સુભદ્રાનો તંન;
ભિન્નભિન્ન શંખનાદ કીધા, પૃથ્વીપતિ રાજંન. ૪૪
શંખધૂની આકાશ અવની, સુણી સુર તજે પ્રમાદ;
ધૃતરાષ્ટરસુતનું હ્રદે વિદારે, એવા થયા શંખનાદ. ૪૫
પાંડવ સેના સૂર સરવે, ઉપજ્યો મન ઉલ્લાસ;
સંજય કહે તું સાંભળ રાજા, તજ પુત્રની આશ. ૪૬
શંખધુની સુણી ત્રાસ પામે, દ્રોણ પ્રમુખ મહારાજ;
ધનુષ્ય આકર્ષણ કરીને ઊભા, જુદ્ધ કરવાને કાજ. ૪૭
તે દેખી અર્જુન કપિધ્વજ, જેની ધ્વજાએ હનુમાન;
ગાંડીવ સજ કરીને બોલ્યો, સાંભળો શ્રીભગવાન. ૪૮
સંજય કહે સાંભળ મહિપતિ, કૃષ્ણ પ્રત્યે બોલ્યો અર્જુન;
બેઉ સેના મધ્યે રાખીએ રથ, આપણો જુગજીવન. ૪૯

અર્જુન ઉવાચ

હે શ્રીકૃષ્ણ કમળદળ લોચન, કોણ સુભટ આવ્યા સામા;
તેશું જોઇને જુદ્ધ માંડીએ, જેમ ઘટે તેમ સંગ્રામ. ૫૦
ધૃતરાષ્ટર સુત દુરબુદ્ધિ જે, દુર્યોધન કહેવાય;
તેની સાથે પ્રિય કરવા, કોણ કોણ આવ્યા રાય. ૫૧

સંજય ઉવાચ

અર્જુન વાયક સાંભળી કૃષ્ણજી, કીધી અશ્વને સાન;
બેઉ સેનામધ્યે રાખિયો રથ, ઉત્તમ શ્રીભગવાન. ૫૨
ભીષ્મ દ્રોણની આદ્ય મહિપતિ, ધર્યાં કવચ ને ટોપ;

જીદ્ધ અર્થે રહ્યા ઊભા, કરી મનમાં કોપ. ૫૩
આયુધ આગળ અંગ ઢાંક્યાં, અર્જુને નવ ઓળખાય;
તેને આંગળીએ કરી, ઓળખાવે વૈકુંઠરાય. ૫૪
આ પેલો છે અશ્વત્થામા, દ્રોણ દુર્યોધન;
ક્રિપાચાર્ય ભીષ્મ વિકરણ, એ તું જો અર્જુન. ૫૫
અર્જુને જે સુભટ દીઠા, ભીષ્મપિતા સમાન;
દ્રોણાચાર્ય ગુરુ દીઠા, કરણ ભ્રાત નિદાન. ૫૬
શલ્ય પ્રમુખ માતુલ દીઠા, દુર્યોધનસુત નિજ તન;
શત્રુ સૈન્યામાં મિત્રનો ભાવ, ઊપજ્યો અર્જુન. ૫૭
સ્વસુર સહોદર બેઉ સેનામાં, અર્જુને દીઠા સરવ;
બંધુવર્ગને જોઈને, મન પારથ મૂકે ગરવ. ૫૮
પરમ કૃપા મન ઊપની, એવો જે અર્જુન;
શ્રીકૃષ્ણ પ્રત્યે બોલિયો, ખેદ પામતો મન. ૫૯

અર્જુન ઉવાચ

હે કૃષ્ણ આ સુભટ સર્વે, સ્નેહ પાત્ર પ્રવાહ;
એ સજન સહુ જોઈને, ગયો યુદ્ધનો ઉત્સાહ. ૬૦
સિદાય મમ ગાત્ર માધવ, શોકે મન સુકાય;
ત્વચા દાઝે પડે ગાંડીવ, શરીર રોમાંચિત થાય. ૬૧
પડે ધનુષબાણ હાથથી, મન ભ્રમે મહારાજ;
એવો વિવેક નથી ઊપજતો, જે શું કરવું હવે આજ. ૬૨
નિમિત્ત જોતાં અશુભ એવાં, વામ ફરકે અંગ;
સ્વજન હણ્યે શ્રેય ન દીસે, સાંભળો શ્રીરંગ. ૬૩
સંગ્રામજયની નથી આકાંક્ષા, નથી રાજની ઇચ્છાય;

વિષયભોગ નથી વાંછતો, એવું જાણજો જદુરાય. ૬૪
ઉપનિષદ વેદ શાસ્ત્રને, ઉપજાવે આનંદ;
સ્વર્ગ ધેનુ તણો સ્વામી, તેનું નામ ગોવિંદ. ૬૫
સહોદરને સંતોખવા, ઇચ્છીએ સુખ રાજ;
તે સ્વજન જીવ તજી, આવ્યા જુદ્ધ કરવાને કાજ. ૬૬
આચારજ પિતૃ પિતા, પુત્ર પુત્રાદિક તથા;
સ્વસુર સાળા સંબંધી, તેશું જુદ્ધ કરવું વૃથા. ૬૭

શ્રીભગવાન ઉવાચ

અર્જુન તુજને ઊપની, નહિ કરે જુદ્ધ એહ;
રાજ માટે તારો વધ કરશે, તેમાં નહિ સંદેહ. ૬૮

અર્જુન ઉવાચ

જો મુજને હણશે મધુસૂદન, તોયે એને હું નહિ હણું;
તુચ્છ વૈભવ ત્રિલોકનો, તો કોણ રાજ્ય પૃથ્વીતણું. ૬૯
ધૃતરાષ્ટ્રસુત દુર્યોધનાદિક, તેનો વધ કેમ કીજે;
સુકીત જાયે શું સુખ થાયે, નિશ્ચે નરક પડીજે. ૭૦
હે માધવ! હે કૃષ્ણ કૃપાનિધિ, છો તમો જાણસુજાણ;
દુર્યોધન શું જુદ્ધ કરતાં ન હોયે, આલોક પરલોક કલ્યાણ. ૭૧
એ લોભે કરી લ્હેતો નથી, ધૃતરાષ્ટ્રકેરો કુમાર;
આ લોક પરલોક નાશ કરે, ઉપજાવે દોષ અપાર. ૭૨
કૌરવ શૂન્ય થયા છે લોભે, કુલક્ષયનો દોષ ન જાણે;
મિત્રદ્રોહનું પાતક મોટું, તે હૃદયે નવ આણે. ૭૩
હે કૃષ્ણ અમો દેખું પાપને, તે કિલ્મિષ ક્યમ કીજે;
સદા જતન કરું ટાળ્યાનું, પાતક નામ ન લીજે. ૭૪

શ્રીભગવાન ઉવાચ

કહે છે કૃષ્ણ સાંભળ તું અર્જુન, મિત્ર માહરી વાત;
કુળનો નાશ કરે શું હોયે, તે કહેને વિખ્યાત. ૭૫

અર્જુન ઉવાચ

કુળનો નાશ પુત્રપુત્રાદિક, શ્રાદ્ધાદિક ટળી જાયે;
ધર્મ ગયે અધર્મ હોય જ્યારે, ત્યારે કુળ પરાભવ થાયે. ૭૬
હે કૃષ્ણ રૂડા કુળની સ્ત્રી, દુષ્ટ ચિત્ત જ્યારે થાયે;
નીચ પુરુષનો સંગ કરે, ત્યારે વર્ણસંકર કહેવાયે. ૭૭
વર્ણસંકર પુત્ર પ્રકટે, તે કુળ નરકે નાખે;
કુળનો ક્ષય કરનારો જે કોઈ, પડે કુંભિપાકે. ૭૮
સત્કર્મે પિતૃ સ્વર્ગ પામ્યા, તેને પાછા પાડે;
પૂર્વજ નામ લઈ પિંડ મૂકે, સૂચી નરક પમાડે. ૭૯
કુળમાં ઊપજે વર્ણસંકર, ધર્મ સનાતન જાયે;
અમારો ક્ષત્રિય ધર્મ તે નાશે, વંશ લોપ તે થાયે. ૮૦
જનાર્દન જેનો વર્ણાશ્રમ, ધર્મ પામ્યો નાશ;
ધર્મનાશ પામે પડે નરકે, એમ વદે વેદવ્યાસ. ૮૧
હે શ્રીકૃષ્ણ ઇશ્વર તમ સંગે, પાપ બુદ્ધિ કેમ થાયે;
રાજતણું સુખ પામવા, સજન હણવા મન જાયે. ૮૨
રણ વિષે આયુધ નહિ ધરું, નહિ કરું જુદ્ધ ઉપાયે;
એમ કરતાં એ મુજને મારશે, પાતક તો નહિ થાયે. ૮૩

સંજય ઉવાચ

સંગ્રામ વિષે ત્યાં અર્જુને, મૂક્યાં ધનુષ ને શર હેઠાં;
ગરુડાસન જુધ અરથે હતું, પાછળ જઇને બેઠાં. ૮૪

વલણ

પછાત ભાગે રથને બેઠો અર્જુન, અધ્યાય એક નિરધાર;
કહે પ્રીતમ પ્રભુ પ્રેમે કરશે, અર્જુનનો ઉદ્ધાર. ૮૫

ઇતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે અર્જુનવિષાદયોગો
નામ પ્રથમોઽધ્યાય ॥૧॥

# अध्याय २ जो–सांख्ययोग

સંજય ઉવાચ

પરમ કૃપા ઉર ઊપજી, એવો જે અર્જુન;
આંસુધારા વહે નેત્રે, તે પ્રત્યે બોલ્યા શ્રીકૃષ્ણ વચન. ૧

શ્રીભગવાન ઉવાચ

હે અર્જુન એ કલુષતા, કાયરપણું કહેવાયે;
નવ ઘટે તુજ સરખા શૂરને, એમ બોલ્યા વૈકુંઠરાયે. ૨

અર્જુન ઉવાચ

જે ભીષ્મ દ્રોણને પૂજીએ, લઇ પુષ્પ ચંદન સાર;
તેને પ્રભુ કેમ કીજીએ, નિજ બાણ કેરા પ્રહાર. ૩
ભીષ્મ દ્રોણનો વધ કરીને, ભોગવીએ જે ભોગ;
તે રુધિર ભોગથી ભિક્ષા ભલી, એ કૃત્ય ન કરવા જોગ. ૪
રાજલોભે કીજીએ, સંગ્રામ જેને માટ;
જયતણો નિશ્ચય નથી, જેમ ચાક ઉપર ઘાટ. ૫
ઘટે પોષવા પુત્ર ધૃતરાષ્ટ્રના, જે લાડ લડાવાને જોગ;
તેનો વધ કરી કેમ ઇચ્છીએ, પ્રભુ રાજસુખ ને ભોગ. ૬

કાયર સ્વભાવે દીનતા, ધરમે થયું મન મૂઢ;
હું શિષ્ય તમારો શર્ણ આવ્યો, કીજે કૃપાગરુડારૂઢ. ૭
ગુડાકેશ હૃષિકેશ પ્રત્યે, સંગ્રામ પ્રતિજ્ઞા કીધી;
રાજનું નહિ કાજ ગોવિંદ, એમ કહી મુનતા* લીધી. ૮

સંજય ઉવાચ

ઉભય સૈન્યમાં ખેદ પામ્યો, એવો જે અર્જુન;
અંતરજામી શ્રીકૃષ્ણ બોલ્યા, હસીને હિતવચન. ૯

શ્રીભગવાન ઉવાચ

દેહ આત્માનો વિવેક જ્યાંલગી, નથી તુજને મિત્ર;
શોક મોહ ત્યાંલગી ઊપજે, સાંભળ જ્ઞાન પવિત્ર. ૧૦
અશોચ્યનો શોચ કરવો, એ મોટું અજ્ઞાન;
તે માટે કાંઇ દેહનું, નથી પંડિતને અભિમાન. ૧૧
પરમારથ બુદ્ધિ વિચારે, નથી ભીષ્મદ્રોણનો નાશ;
સદા નિત્ય અખંડ ઈશ્વર, આત્મા સ્વયંપ્રકાશ. ૧૨
તેનો શોચ કરે છે માટે, તું મોટો મૂરખ જાણ્ય;
નિત્ય જ્ઞાનસ્વરૂપ આતમા, સદા ઉરમાં આણ્ય. ૧૩
નથી જતો નથી આવતો, જેમ છે તેમ આત્મા એક;
દેહ ટળે એ નવ ટળે, રાખ્ય રુદયે વિવેક. ૧૪

અર્જુન ઉવાચ

અર્જુન કહે સ્વામી સાંભળો, છે આત્મા નિત્ય એહ;
જન્મમરણ તો ખરું જીવને, એ મોટો સંદેહ. ૧૫

---

* મૌન

શ્રીભગવાન ઉવાચ

દેહ વિષે એ રહે છે, કુમાર જોબન જરા;
ધીર પુરુષ તો મોહ નવ પામે, તે જ્ઞાની કહીએ ખરા. ૧૬
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, સુખદુઃખ તેને જાણ્ય;
આગમાપાયી એ જાય આવે, આત્મા સત્ય પ્રમાણ્ય. ૧૭
પુરુષર્ષભ અર્જુન તું સાંભળ, જેને ઉષ્ણશીત સમાન;
દ્વંદ્વ સહે તે મુક્ત જાણો, પૂરણ પામ્યો જ્ઞાન. ૧૮
અવિદ્યાયુક્ત શીત ઉષ્ણાદિક, સદા નહિ નિરધાર;
આત્મા સત્ય સદાય સાચો, જેને નહિ વિકાર. ૧૯
જે આખા વિશ્વમાં રહ્યા વ્યાપી, પૂરણ સ્વયંપ્રકાશ;
ત્રિલોકમાં કોઈ નથી એવો, કરે તેનો નાશ. ૨૦
અંતવંત દેહ જાયે આવે, આત્મા અકળ અરૂપ;
શરીરી સદા સ્થિર છે, આનંદ જ્ઞાનસ્વરૂપ. ૨૧
દેહ વેધ્યે વેધાય નહિ આત્મા, દેહ મરતે તે મરે નહિ;
હું મારું એમ મારણહારો, માને તે છે મૂરખ સહી. ૨૨
ખટ વિકાર આ દેહને, છે ઉત્પત્તિ શિશુ વધ નાશ;
એમાં આત્માને એકે નહિ, આત્મા સ્વયંપ્રકાશ. ૨૩
એ આત્મા નથી જતો આવતો, નથી નવો થતો સુણ ધીર;
એ અજ પુરાણ નિત્ય અચલ શાશ્વત, એ તો મારે મરે શરીર.
પૃથુનંદન સાંભળ પારથ, જે હાવો આત્મા ચિત્ત ધરે;
તે પુરુષ તે કહીએ કેવો, તે કેહેને મારે મરે. ૨૫
વસ્ત્ર જીર્ણ પરહરીને, નવાં જેમ કોઇ નર ધરે;
નવાં ધરતાં અચળ આપે, પુરુષ પોતે નવ ફરે. ૨૬

શસ્ત્રે કરી છેદાય નહિ, પાવકમાંહે નવ બળે;
વાયુ વડે સુકાય નહિ, ઉદકમાંહી નવ ગળે. ૨૭
અછેદ આત્મા છે અવિનાશી, સદા સનાતન જાણ;
અચળ અમર અખંડ એકરસ, સ્થિર પૂરણ પ્રમાણ. ૨૮
અવ્યક્ત આત્મા અચિંત્ય એવો, અવિકારી અશરીર;
તે માર્યો મરતો નથી, તેનો શોચ તજજે વીર. ૨૯
નિત્ય મરે નિત્ય અવતરે, નિત્ય ધરે સુખદુઃખ તે સહી;
તે માટે તેનો મહાબાહુ, શોચ કરવો છે નહિ. ૩૦
જન્મ તેને મરણ નિશ્ચે, મરે તે નિશ્ચે અવતરે;
બ્રહ્માદિક સમર્થ નહિ, જે અવતારને મિથ્યા કરે. ૩૧
આદ્ય જેહ દીસે નહિ, અંતે એહ નહિ મળે;
મધ્યે પારથ શોચ શેનો, સમજ્યાથી સંશય ટળે. ૩૨
આશ્ચર્યવત્ જુએ આત્માને, આશ્ચર્યવત્ વાણી કહે;
આશ્ચર્યવત્ સહુ સાંભળે પણ, આત્મા અણજાણ્યો રહે. ૩૩
આત્મા નિત્ય અખંડ કહીએ, દેહ મારે દેહ મરે;
પરમારથ વિચાર પારથ, એનો શોચ શાને કરે. ૩૪
સ્વધર્મે સંગ્રામ કરતાં, દુઃખ ન આણીશ મન;
ક્ષત્રિયનો એ ધર્મ છે, માટે આચર તું અર્જુન. ૩૫
અણઇચ્છાએ જુદ્ધ આવ્યું, ભાગ્યતણો નહિ પાર;
સંગ્રામે ક્ષત્રિય મરે તો, ઉઘાડાં સ્વર્ગદ્વાર. ૩૬
ધર્મયુદ્ધ જો તું નહિ કરે તો, શિવ જીત્યાની કીર્તિ જશે;
ધર્મતજેય પ્રતિવાય લાગે, ઊલટું પાતિક થશે. ૩૭
સકળ લોકમાં કીર્તિ તારી, તે અપકીર્તિ બોલશે;

અપકીર્તિથી મર્ણ રૂડું, શ્રીકૃષ્ણ કહે એવું થશે. ૩૮
દુર્યોધન દુઃશાસન આદે, એવું મન માંહે જાણશે;
ભયપામીપલાયનકીધું અર્જુને,સૌમહારથીગર્વ આણશે.
નિંદશે તુજ સામર્થ્યને, અપવાદ શત્રુ બોલશે;
એ દુઃખથી બીજું નથી જે, પ્રતિષ્ઠા તારી જશે. ૪૦
બેઉ પ્રકારે લાભ તારે, હારે જીત્યે છે સહી;
મરશે તો સ્વર્ગ મળશે, જીત્યે ભોગવશો મહિ. ૪૧
સુખદુઃખનેસમાન જાણજે,લાભાલાભજયાજયએકજાણ;
જુદ્ધ કરતાં નહિ પાપ લાગે, એવું ઉરમાં આણ. ૪૨
સાંખ્યયોગ મેં કહ્યો તુજને, તેથી હોય બુદ્ધિપ્રકાશ;
બુદ્ધિપ્રકાશે દેહબંધન, સદ્ય પામે નાશ. ૪૩
કર્મજોગ નિષ્કામ આચરતાં, લાગે નહિ પ્રતિવાયે;
નિરબંધન તે નીપજે ને, અનેક ભય ટળી જાયે. ૪૪
વ્યવસાયે બુદ્ધિ અનેક કહીએ,નિશ્ચેવત્તી બુદ્ધિ એક;
કુરુનંદન કહું તુજને, સાંખ્યયોગ વિવેક. ૪૫
પુષ્પવત્ જે વેદ વાણી, ફળ કરી ગ્રહે જેહ;
વેદ કર્મ સુખ સ્વર્ગ ઇચ્છે, મૂરખ જાણો તેહ. ૪૬
વિષય આત્મા કામ ભોગે, યજ્ઞાદિક કરે જેહ;
જન્મમરણ નહિ ટળે તેહનાં, ફરી ફરી પામે દેહ. ૪૭
અર્જુન કહે સ્વામી સાંભળો, મોહ બુદ્ધિ પામે ભર્મ;
કામ ક્રિયા કેમ કહી વેદે, યજ્ઞાદિક જે ધર્મ. ૪૮
અર્જુનનાં વાયક સાંભળી, એમ વદે શ્રીભગવાન;
જેનેઆસક્તિઐશ્વર્યભોગની,તેને નહિ સાંખ્યનું જ્ઞાન.૪૯

ત્રિગુણ વિષયા વેદ વાણી, સકામ પર સંસાર;
નિરદ્વંદ્વ તું નિસ્પૃહિ થા, યોગક્ષેમરહિત નિરધાર. ૫૦

અર્જુન ઉવાચ

અર્જુન વળતો ઉચરે, સાંભળો સુંદરશ્યામ;
ફળરહિત જે કર્મ કહીએ, તે કર્યાનું શું કામ. ૫૧

શ્રીભગવાન ઉવાચ

વાપી કૂપ તણાં જળ જે કાંઈ, સમુદ્રમાં લય થાયે;
બ્રહ્મવિદ જોગીના સુખ આગે, સુખસ્વર્ગનાં દુર્બળ દેખાયે.
અર્જુન તું એમ કહીશ મુજને, કયમ જ્ઞાન ન પ્રેરો નાથ;
જ્ઞાન કર્મના અધિકારી, એ ભિન્ન છે સુણ ભ્રાત. ૫૩
કર્મનો અધિકાર તુજને, માટે કર્મ કર્ય તું વીર;
કર્મના અણકરતા જે કોઇ, તેનો સંગ ન હશો ધીર. ૫૪
કર્મફળની તજે તૃષ્ણા, તેને કર્મબંધન નહિ;
ફળ ઇચ્છે અવતાર ઊભા, ભમાવે ભવમાં સહી. ૫૫
વિષય સંગ તજી ઈશ્વર અર્થે કર્મ કર તું મિત્ર;
શુભાશુભ સમાન દૃષ્ટિ, ઉત્તમ યોગ પવિત્ર. ૫૬
હે ધનંજય કર્મફળ તજી, ધર્મ કર તું ધીર;
ફળ ઇચ્છયે અવતાર ન ટળે, ઊંચ નીચ શરીર. ૫૭
શુભાશુભ સમભાવ જેને, યોગયુક્ત જેહ;
એથી બીજું નથી સાધન, ઉત્તમ અર્જુન તેહ. ૫૮
કર્મબુદ્ધિ શુદ્ધ માનવ, ફળ ઇચ્છા જેને નહિ;
જન્મમરણ વિમુક્ત બંધન, અભયપદ પામે સહી. ૫૯

મોહ*કલિલથી તરશે બુદ્ધિ, ભાંગશે ભવભ્રાંત્ય;
વૈરાગે વિખવાદ ટળશે, મનદોષ પામે શાંત્ય. ૬૦
શાસ્ત્ર સાધન સાંભળી, મન મનોરથને નવ ગ્રહે;
અગાધ ×ધ્રહેનાં ઉદક પેરે, અચળ બુદ્ધિ થઈ રહે. ૬૧

અર્જુન ઉવાચ

સ્થિતપ્રજ્ઞ જે પુરુષ બ્રહ્મવિદ્, કેમ કરીને ઓળખાયે;
કેમ બોલે કેમ ચાલે બેસે, કહો કેશવરાયે. ૬૨

શ્રીભગવાન ઉવાચ

મનકામના વિષયવૃત્તિ, મલિનતા સહુ જાયે;
આત્મસ્વરૂપે આનંદ પામ્યો, તે સ્થિતપ્રજ્ઞ કહેવાયે. ૬૩
દુઃખ વિષે ઉદ્વેગ ન પામે, સુખ વિષે નહિ સ્નેહ;
વિતરાગા ભય ક્રોધા, સ્થિતપ્રજ્ઞ તો તેહ. ૬૪
શુભાશુભ નિંદે નહિ, નહિ દ્વેષ ને સ્નેહ;
સદા રહે સમાનબુદ્ધિ, સ્થિતપ્રજ્ઞ તો તેહ. ૬૫
વિષય થકી ઇન્દ્રિ સમેટે, જેમ કૂર્મ સમેટે અંગ;
સ્થિતપ્રજ્ઞ તો કહીએ તેને, એમ વદે શ્રીરંગ. ૬૬
આહાર જીત્યો તેણે સર્વ જીત્યું, જીત્યા વિષયવિકાર;
જ્યાંલગી રસના વશ નહિ, ત્યાંલગી સહુ ઉપચાર. ૬૭
કુંતીનંદન પુરુષ એવો, મન ઇન્દ્રિ ઉન્મત્ત સાર;
રથ અશ્વ સારથિ વશ નહિ, તો નાખે કૂપ મોઝાર. ૬૮
પદ્મ આસન પ્રાણાયમ, જીતે પ્રાણવાયુ જેહ;

* કલિલ=કાદવ × અગાધ ધ્રહ=ઊંડા પાણીના ધરા

મનઇન્દ્રિનો સંયમ કરે, સ્થિતપ્રજ્ઞ કહીએ તેહ. ૬૯
પુરુષ વિષયનું કરે સમરણ, સમરણથી હોયે સંગ;
સંગથી મન કામ ઊપજે, કામે ક્રોધ પ્રસંગ. ૭૦
ક્રોધથી મન મોહ ઉપજે, મોહે સ્મૃતિ હોએ નાશ;
સ્મૃતિ નાશે બુદ્ધિ નાશે, બુદ્ધિનાશે નર્કનિવાસ. ૭૧
રાગદ્વેષ વિમુક્તાત્મા, અનિચ્છા ભુકતે ભોગ;
મનપ્રસન્ન એહવો સંન્યાસી, સુખેપામે આતમજોગ. ૭૨
પ્રસાદે સર્વ દુઃખ હાનિ, પામે બુદ્ધિ વિવેક;
વિવેકબુદ્ધિ પામે આત્મા, ટળે તાપ અનેક. ૭૩
નાસ્તિક બુદ્ધિ જુક્ત જેની, શુદ્ધ ભાવ કયાંથી હોયે;
શુદ્ધભાવવિના નહિ શાંતિ, તેનેશાંતિવિનાસુખનહોયે ૭૪
વિષયે ચરતી ઇન્દ્રિયો, મન જેણે નવ જિતાયે;
સમુદ્રમાં જેમ વહાણ વાયુ, ઉમારગે લઈ જાયે. ૭૫
મહાબાહુ ઇન્દ્રિરૂપી, અશ્વ ઉન્મત્ત જેહ;
વિષય થકી જે પાછા વાળે, ધીર પુરુષ તો તેહ. ૭૬
જયહાં નિશા સર્વ ભૂતને, ત્યહાં જાગે જોગીજન;
જયહાં જોગી નિદ્રા કરે, ત્યહાં જાગે પ્રાણી અન્ય. ૭૭
સમસ્ત નદીઓ સમુદ્રમાં ભળે, તેણે નવ ઊભરાયે;
જોગીનું મન કામનાયે, એણીપેરે ક્ષોભ ન થાયે. ૭૮
વિશેષ સ્પૃહા નહિ જે જોગીને, નિરમમતા નિરહંકાર;
દેખવા માત્ર આ દેહ વરતાવે, તે મોક્ષ પામે સાર. ૭૯
બ્રહ્મસ્થિતિ તને કહી પારથ, પામ્યો તે નવ મૂંઝાયે;
અંતકાળે બ્રહ્મસુખમાં, એ સહેજે આવી સમાયે. ૮૦

વલણ

અધ્યાય દ્વિતીયો થયો પૂરણ, ઊપન્યો અતિ આનંદ;
કહે પ્રીતમ પ્રેમે કરી, સહુ બોલો જય ગોવિંદ. ૮૧

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં
યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે સાંખ્યયોગનિરૂ-
પણમ્ નામ દ્વિતીયોઽધ્યાયઃ ॥૨॥

# अध्याय ३ जो-कर्मयोग

અર્જુન ઉવાચ

હે કેશવ અજ ભવના સ્વામી, કર્મ ઘોર કહેવાયે;
કેમ આપો છો મને આજ્ઞા, સત્ય કહો શ્રીજદુરાયે. ૧
મિશ્રિત વાયક સાંભળી, મન મોહ પામે ભર્મ;
નિશ્ચય કરીને કહો મુજને, જ્ઞાન સત્ય કે કર્મ. ૨

શ્રીભગવાન ઉવાચ

લોક વિષે બે નિષ્ઠા અર્જુન, પરા પૂરવે ધર્મ;
સાંખ્યયોગીને જ્ઞાન શ્રેય કરે, ગૃહસ્થને સતકર્મ. ૩
સતકર્મનો આરંભ મૂકયો, ન પામ્યો નિજ જ્ઞાન;
તે સંન્યાસી સિદ્ધિ ન પામે, એમ કહે શ્રીભગવાન. ૪
ગુણ પ્રકૃતિ કર્મ કરાવે, કર્મ વિષે દેહ જાણ;
માટે શુભ કર્મ તજીએ નહિ, તું પારથ ઉરમાં આણ. ૫
કર્મ ઇન્દ્રિનો કરે સંયમ, મમ સમરણ શુદ્ધ વિચાર;
જેને ઇન્દ્રિવશ વંશ નહિ, તે મૂઢ મિથ્યા આચાર. ૬
પાંચ જ્ઞાન ઇન્દ્રિ છઠ્ઠું મન, મમ ચર્ણ રાખે જેહ;

કર્મજોગ આચરે કર્મ ઇન્દ્રિયે, હરિરૂપ પામે તેહ. ૭
નિત્ય નિમિત્ત કર્મ આચરે, ફળ ઇચ્છા ન ધરીશ મન;
કર્મ વિના નથી શરીરની સ્થિતિ, એવું જાણજે અર્જુન. ૮
નારાયણપરાયણ કીજે, યજ્ઞાદિક કર્મ જેહ;
ત્રિલોકમાં નહિ બંધન તેને, મુક્ત જાણો તેહ. ૯
પૂર્વે પ્રજાને કહ્યું બ્રહ્માએ, કરજો યજ્ઞાદિક કર્મ સાર;
કામદુર્ઘા તણી પેરે, મનવાંછિત ફળ દાતાર. ૧૦
દેવાદિકના જગન કરતાં, થશે પ્રસન્ન દેવ દયાળ;
ઇન્દ્રાદિક જે દેવતા, કરશે પ્રજાની પ્રતિપાલ. ૧૧
ઇન્દ્રાદિક સંતોષ કરતાં, ઊપજશે નહિ રોગ;
સ્ત્રીપુત્ર પરિવાર આભ્રણ, પામશો બહુ ભોગ. ૧૨
જજ્ઞશેષ અન્નપ્રાશન કરતાં, હોયે કિલ્મિષ હાણ;
દેવસમરપણ વિના ભરે ઉદર, પાપ ભક્ષણ જાણ. ૧૩
અન્ન થકી સર્વ ભૂત ઊપજે, અન્ન પ્રજન્યથી હોયે;
પ્રજન્ય હોયે યજ્ઞકર્મે, યજ્ઞકર્મ સત્ય સોયે. ૧૪
કર્મ કારણ વિશ્વનું, વેદે કહ્યાં જે કર્મ;
વેદ ઊપજ્યા નારાયણથી, માટે વેદવચન સતધર્મ. ૧૫
એવાં કર્મ ન આચરે, નર પુરુષ કહીએ જેહ;
જીવિત નિષ્ફલ તેહનું, અને પાપરૂપી દેહ. ૧૬
ઇન્દ્રિ–આરામ ટળી થયો, સાક્ષાત આત્મારામ;
કર્મ શુભાશુભતણું તેહને, કર્યાનું શું કામ. ૧૭
કર્મ કર્યાનો નહિ અર્થ તેને, ન કર્યાનો નહિ દોષ;
ફળ આશા ન મળે સ્વર્ગની, થયો પૂરણ આનંદકોષ. ૧૮

કર્મથી નિવૃત્તિ પામ્યા, એવા જનકાદિક રાજન;
લોકસંગ્રહે કર્મ કીધાં, માટે આચર તું અર્જુન. ૧૯
સતપુરુષ જે કરે આચરણ, તે આચરે સંસાર;
રૂડે મારગ ચાલતાં, સહુ સેજે પામે પાર. ૨૦
પારથ! મારે નહિ પ્રયોજન, પામવા ફળ સાર;
લોક અર્થે આચરું, તું માનજે નિરધાર. ૨૧
જદપિ હું નહિ આચરું, સતકર્મ ધર્મ પ્રકાશ;
લોક જેમતેમ આચરે, પછી હોય તેનો નાશ. ૨૨
જો હું કર્મ ન આચરું, સઉ વર્ણસંકર થાયે;
અધર્મે પ્રજા નાશ પામે, તે પાતિક મુજ કહેવાયે. ૨૩
જ્ઞાની અજ્ઞાની મૂઢ પંડિત, એ કર્મ કરે બહુ સાર;
એક ફળ આશા કરે, એક ફળ ન ઇચ્છે લગાર. ૨૪
શ્રદ્ધા ભંગ કરે નહિ પંડિત, રુચિ ઉપજાવે મનમાંય;
મૂરખ બુદ્ધિ ભેદ પામે, ઉભય લોકથી જાય. ૨૫
પ્રકૃતિ ગુણ કર્મ કરાવે, સર્વસ્વ હે અર્જુન;
અહંકારી વિમૂઢ આત્મા, અહંકારતા માને મન. ૨૬
હે મહાબાહુ તત્ત્વવેત્તા, ગુણકર્મ જાણે વિભાગ;
ગુણે ગુણનો સ્વભાવ વરતે, જ્ઞાનીને મન ત્યાગ. ૨૭
પ્રકૃતિ માયાએ વિશ્વ મોહ્યું, એ માયાના ગુણ જેહ;
ગુણે દેહ આસકત માને, મૂરખ જાણો તેહ. ૨૮
કર્મ કરે સહુ ઈશ્વર અર્પણ, જેમ સેવક સ્વામીને અર્થ;
કર્મફળની મૂકી મમતા, ઊઠય યુદ્ધ કર્ય સમર્થ. ૨૯
મારે મતે જે ચાલે માનવ, તે શ્રદ્ધાવંત કહેવાયે;

રાગદ્વેષરહિત જે જન, તે કર્મથી મુકાયે. ૩૦
મારા મતની કરે અસોયા, આચરે નહિ હેત;
જ્ઞાનવાન પણ મૂઢ જાણો, અવિવેકી તે અચેત. ૩૧
પ્રકૃતિ વશ વરતી કરે ચેષ્ટા, મૂર્ખ પંડિત સાર;
નિજ સ્વભાવ મૂકે નહિ, પ્રાચીન જે સંસ્કાર. ૩૨
ઇંદ્રિયેશું ઇંદ્રિ અર્થે, રાગદ્વેષ વિકાર;
જ્ઞાન વડે વશ રાખે તેને, તે જીતે સંસાર. ૩૩
નિજધર્મ ગુણહીણા હોય તો, આચરીએ આનંદ મહા;
સ્વધર્મે નિધને શ્રેય, અધર્મે તે ભયાવહા. ૩૪

અર્જુન ઉવાચ

કેહનો પ્રેર્યો પુરુષ જે કોઈ, આચરે છે પાપ;
અણઇચ્છતું બળાત્કારે, ઊપજે છે આપ. ૩૫
રજોગુણથી હોય ઉદ્દ્ભવ, કામ ને વળી ક્રોધ;
જ્ઞાની પુરુષનો મહાવેરી, કર્તા નિત્ય વિરોધ. ૩૬
ધુમ્ર અગ્નિ આવર્યો, જેમ મેલ દરપણ માન;
ગર્ભ ઉદર આવર્યો, એમ આવર્યું નિજ જ્ઞાન. ૩૭
આત્માના જ્ઞાનને, આવરણ કરી નિશદિન રહ્યા;
કામ ક્રોધ લોભ મત્સર, જ્ઞાનના વેરી કહ્યા. ૩૮
કામરૂપી શત્રુને, કહું રહ્યાનો એક ઠામ;
મનબુદ્ધિ ઉભય ઇંદ્રિ, તાંહાં રહે ક્રોધને કામ. ૩૯
જ્ઞાન ને વિજ્ઞાનનો, જે નાશનો કરનાર;
કામરૂપી દુષ્ટ પાપી, એ શત્રુને મારય. ૪૦
મહાબાહુ જીત્ય વેગે, શત્રુ કામ ને ક્રોધ;

નિયમ માંહી રાખ્ય નિત્યે, કરી મનનો રોધ. ૪૧

વલણ

અધ્યાય તૃતીયો થયો પૂરણ, ઉપન્યો અતિ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સૌ બોલો જય ગોવિંદ રે. ૪૨

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે કર્મયોગ નિરૂપણમ્
નામ તૃતીયોઽધ્યાયઃ ॥૩॥

---

# अध्याय ४ थो-कर्मब्रह्मार्पणयोग

શ્રીભગવાન ઉવાચ

કર્મયોગ કહ્યો અર્જુન તુજને, તે મેં પૂર્વે સૂરજને કહ્યો;
સૂરજથી વૈવસ્ત મનુ, તે મનુથી ઇક્ષ્વાકુએ લહ્યો. ૧
એવો કર્મયોગ જે પરંપરા, માટે રાજઋષિએ ગ્રહ્યો.
ઘણા કાળે નાશ પામ્યો, તે મેં તુજ આગે કહ્યો. ૨
હે અર્જુન એ સૃષ્ટિ આદ્યે, કર્મજોગ નથી નવો;
ભક્તવલ્લભ સખા જાણી, ગુપ્ત રહસ્ય મેં વર્ણવ્યો. ૩

અર્જુન ઉવાચ

દેવકીગૃહે જન્મ તમારો, હવડાં તે પ્રકાશ;
સૂરજ છે બહુ કાળનો, કહો કેમ આવે વિશ્વાસ. ૪

શ્રીભગવાન ઉવાચ

મારા જન્મ છે ઘણા અર્જુન, તારા જન્મ અપાર;
તારો તુજને ગમ નહિ, હું જાણું સર્વ વિચાર. ૫
હું સર્વાત્મા સર્વ ભૂતનો સ્વામી, અજઅવ્યય અવિનાશ;

હું માયાયે અવતાર ધરું, જ્ઞાનશક્તિ ન પામે નાશ. ૬
હે પારથ! હોય ધર્મગ્લાનિ, અધર્મ હોય જે વાર;
તે ધર્મની રક્ષાને અર્થે, હું ધરું અવતાર. ૭
પરમ સાધુની કરું રક્ષા, કરું દુષ્ટનો સંહાર;
ધર્મસ્થાપન અર્થે જુગ જુગ, ધરું હું અવતાર. ૮
જન્મ કર્મ જે પવિત્ર મારાં, જાણે તત્ત્વવેત્તા સાર;
દિવ્ય ચૈતન્ય દેહ ધરી, હું આવું વારંવાર. ૯
ભય ક્રોધ વિતરાગ જે જન, ઉપાસના તદરૂપ;
જ્ઞાન તપ મુજ અર્થે આચરે, તે પામે મારું સ્વરૂપ. ૧૦
જે ભાવે મને ભજે અર્જુન, તેને તેવું ફળ આપું;
મારા મારગને અનુસરે, હું તેનાં બંધન કાપું. ૧૧
કર્મે કરી લોક સિદ્ધિ વાંછે, જે જે ઈંદ્રાદિક દેવ;
તેને તેવી સિદ્ધિ હોયે, ઉતાવળી તત્ખેવ. ૧૨
ચતુરવર્ણ સૃષ્ટિ ઉપજાવી, ગુણકર્મ અનુસાર;
હું અવ્યય અકર્તા ઈશ્વર, તે ન જાણે સંસાર. ૧૩
કર્મે કરો લેપાઉં નહિ, નહિ ફળ ઇચ્છાય;
એવો મુજને જાણે જે કોઈ, જાણનારો નવ બંધાય. ૧૪
પૂરવે જ્ઞાતા કર્મ કરતા, ફળ તજી કરે કર્મ;
કર્મે કરી બંધાય નહિ, તે સુખે પામે પરબ્રહ્મ. ૧૫

અર્જુન ઉવાચ

કર્મ અકર્મ કહો સ્વામી, જ્યાં કવિ પંડિત મોહિત સદા,
જે કર્મને આચરીને જ્ઞાતા, મોક્ષ પામે મુદા. ૧૬

શ્રીભગવાન ઉવાચ

કર્મ અકર્મ કહું વિકર્મ જે, સમજાયે તારી વતી;
અગમ છે કોને ગમ નહિ, મહાકર્મણો ગહના ગતિ. ૧૭
ફળ ઇચ્છા શુભ આચરે, તે કર્મ કહીએ સાર;
કર્મનું ફળ તજે અકર્મ, વિકર્મ શાસ્ત્ર તિરસ્કાર. ૧૮
કામ કલ્પના જે જે કહીએ, તેનો સૌ આરંભ તજે;
જ્ઞાન અગ્નિ દગ્ધકર્મ, તે પંડિત મુજને ભજે. ૧૯
તજે ફળ સૌ કર્મ કેરું, નિરાશ્રે તે ત્રપત ઘણું
અકર્તા કર્મ આચરે, કાંઈ નહિ કિંચિત કર્તાપણું. ૨૦
નિરાશા ચિત્ત જીત આત્મા, તજે તે સૌ પરિગ્રહે;
શરીર કેવલ કર્મે, કર્મ કિલ્મિષ નવ રહે. ૨૧
જથા લાભ સંતોષ મન રહે, નહિ મોહ મચ્છર દ્વંદ્વ તે;
શુભાશુભ સમાન દૃષ્ટિ, કરતા કર્મ ન બંધ તે. ૨૨
ગયો દ્વંદ્વ થયો મુકત, આપે જ્ઞાન અવસ્થા ચેતન;
જદપિ તેને આચરે પણ, નહિ કર્મ ન બંધન. ૨૩
બ્રહ્મ હુતદ્રવ્ય બ્રહ્મઅગ્નિ, બ્રહ્મહોમ કરનાર;
બ્રહ્મકર્મ એ જજ્ઞકરતા, બ્રહ્મરૂપ નિરધાર. ૨૪
શ્રોત્રાદિક એ સમસ્ત ઇંદ્રિ, શબ્દાદિ વિષય જેહ;
સંયમ અગ્નિમાંહે હોમે, જોગી કહીએ તેહ. ૨૫
સર્વ ઇંદ્રિ વિષયવર્તિ, તેનાં કર્મ કાંહી;
પ્રાણવાયુ સહિત બાળે, જોગ અગ્નિમાંહી. ૨૬
દ્રવ્યજજ્ઞ જે તપોજજ્ઞ, જોગજજ્ઞ કહેવાયે;
સ્વાધ્યાયજ્ઞાનજજ્ઞ, શિરોમણિ મહાપુરુષ એમ ગાયે. ૨૭

અપાનમાંહી પ્રાણ મૂકે, પ્રાણમાંહી અપાન;
પ્રાણ અપાનની ગતિ રૂંધે, તે પ્રાણાયમ નિજધાન. ૨૮
કેટલા જોગી સંન્યાસી, અલ્પ કરતા આહાર;
પ્રાણવાયુ હોમ અર્થે, પાપના હરનાર. ૨૯
જજ્ઞશેષ ભોજન અમૃત, આરોગે જે જન;
બ્રહ્મસંતાનનાં સુખ પામે, પડે નહિ પ્રેતન. ૩૦
એવા જજ્ઞ અનેક બહુધા, બ્રાહ્મણે મુખ ઉચર્યા;
કર્મ જાણી જ્ઞાન અર્થે, બ્રહ્માએ પ્રગટ કર્યા. ૩૧
દ્રવ્યજજ્ઞ જે કહ્યા સર્વે, જ્ઞાનજજ્ઞ ઉત્તમ અતિ;
અખિલ કર્મ સમસ્ત કહીએ, જ્ઞાનજજ્ઞ સમાપ્તિ. ૩૨
પ્રણિપાત કરી પ્રશ્ન પૂછો, જ્ઞાનીને સર્વે સહી;
જ્ઞાનનો ઉપદેશ આપે, બંધન કોઇ રહે નહિ. ૩૩
જ્ઞાનવિનામનમોહપામે પાંડવ,હમણાંતુંમોહપામ્યો સહી;
જ્ઞાન આવે મોહ ટળશે, તહાં સંશય કરવો નહિ. ૩૪
જો આજ્ઞા અમારી નહિ કરે તો, તું અધિક પાપી થાશે;
જ્ઞાનનૌકા બેસતાં, ભવસાગર તરીને જાશે. ૩૫
જેમ અગ્નિ બાળે કાષ્ઠને, જો એક કણિકા હોયે;
જ્ઞાનઅગ્નિ કર્મને, બાળી ભસ્મ કરશે સોયે. ૩૬
નથી પવિત્ર કાંઇ જ્ઞાનથી, જેણે પાપી પાવન હોયે;
કર્મજોગ કર્યા વિના, સુધ્ય જ્ઞાન ન આવે સોયે. ૩૭
શ્રદ્ધાવંત તે જ્ઞાન પામે, જ્ઞાને હોયે મન શાંત;
શાંતિ પામે પરમપદની, રખે રાખે ભ્રાંત. ૩૮
આત્મજ્ઞાન શ્રદ્ધા વિના, સંશયે આત્મા વિનશ્યતિ;

આ લોક પરલોક માંહી, તેને સુખ ન મળે રતિ. ૩૯
જોગ અભ્યાસે કર્મ ટાળ્યાં, થયું શુદ્ધ શરીર;
આત્મજ્ઞાને સંશય ન રહે, સુણ ધનંજય વીર. ૪૦
અજ્ઞાનથી ઊપજ્યો જે સંશય, તે જ્ઞાનખડ્ગે છેદાય;
તે જ્ઞાનને પામ્યા તણો, કર્યા કર્મ જોગ ઉપાય. ૪૧

વલણ

અધ્યાય ચતુર્થ થયો પુરણ, ઉપન્યો અતિ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સૌ બોલો જય ગોવિંદ રે. ૪૨

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે કર્મબ્રહ્માર્પણ નિરૂપણ
નામ ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪ ॥

---

# अध्याय ५ मो–कर्मसंन्यासयोग

અર્જુન ઉવાચ

સંન્યાસં કર્મણો કૃષ્ણ, તમે બેઉ બતાવ્યા પંથ;
એ માંહેથી એક કહો નિશ્ચે કરી, હું પૂછું કમળાકંથ. ૧

શ્રીભગવાન ઉવાચ

કર્મજોગ સંન્યાસ કહીએ, એ બેઉ સત્યે જાણ;
કર્મજોગ વિશેષ્ય મારગ, આચરતાં કલ્યાણ. ૨
કર્મજોગી તે સંન્યાસી, નહિ બને ઇચ્છાય;
દ્વંદ્વરહિત મહાબાહુ, સુખદુઃખથી મુકાય. ૩
સાંખ્યયોગ ભિન્ન જાણે અજ્ઞાની, પ્રથક પંડિત નવ કહે;
ઉભયનું ફળ એક જાણે, જથારથ જ્ઞાની લહે. ૪

સાંખ્યજોગી જે પદને પામે, કર્મજોગી પામે પદ તેહ;
સાંખ્યજોગ કર્મજોગ એક છે, તેમાં નહિ સંદેહ. ૫
તે સંન્યાસી મહાબાહુ, જેને સુખદુઃખ છે નહિ;
જોગજુક્તો શુદ્ધ આત્મા, બ્રહ્મપદ પામે સહી. ૬
કર્મજોગ કરી શુદ્ધ આત્મા, જેણે જીત્યાં ઇંદ્રિ દેહ;
સર્વ ભૂત સમાન જાણે, કર્મે લેપાય નહિ તેહ. ૭
કરતાપણું જેને કિંચિંત, તેનો કહું સંક્ષેપ;
તે સાંભળે કરે સ્પર્શ નિર્ષણ, રસના ગ્રહ નિર્લેપ. ૮
બોલે ચાલે કરે આઘ્રણ, નિમિષ ન તજે વિચાર;
ઇંદ્રિયો ઇંદ્રિયાર્થ કારજ, હું ન્યારો નિરધાર. ૯
બ્રહ્મ વિષે જે મન રાખે, કર્મફળ ત્યાગે સહી;
પદ્મપત્ર અભેદ જળમાં, એમ પાપ તે સ્પરસે નહિ. ૧૦
કાયા મનસા બુધ્ય ઇંદ્રિ, કર્મ જે કાંઈ ઊપજે;
આપ અકર્તા રહે જોગી, કર્મના ફળને તજે. ૧૧
*જુક્ત જે તજે કર્મફળને, શાંત આત્મા કહેવાય;
+અજુક્ત ફળની આશા રાખે, તે કર્મે બંધાય. ૧૨
કર્મફળ ત્યાગી સંન્યાસી, ઉપાસી જે બ્રહ્મનો;
નવછિદ્રયુક્ત દેહે, અણકરતા એ કરમનો. ૧૩
હું ઈશ્વર પરમારથ બુધ્યે, કર્મફળને નવ ગ્રહું;
મારી માયા સરજે લોકને, હું અકર્તા આપે રહું. ૧૪
ઈશ્વર કોને પુન્ય ન પ્રેરે, પાપ આપે નહિ કદા;

* જુક્ત=યોગયુક્ત યોગી

+ અજુક્ત=યોગમાં નહિ જોડાયલો–અયોગી

જીવ આપ આપની અવિદ્યાએ, પાપ કરતા રહે સદા. ૧૫
અજ્ઞાને કરી મોહ ઊપજે, મોહથકી સંસાર;
આદિતવત્ જ્યારે જ્ઞાન પ્રગટે, સર્વ હરે અંધકાર. ૧૬
પરબ્રહ્મ વિષે રહી બુદ્ધિ જેની, આત્મવત્ મુનિ જેહ;
જ્ઞાને કરી જેનાં ધોયાં કિલ્મિષ, હરિપદ પામે તેહ. ૧૭
વિદ્યાસંપન્ન સર્વ ગુણમે, બ્રાહ્મણે ગવ હસ્તિને;
સૂની ચૈવ સુપાકેચ, પંડિતા સમદર્શને. ૧૮
નિરદોષી મન થયું નિશ્ચળ, સર્વ ભૂત સમાન;
જીવ જાતિમાં સકળ જીવક, જાણો તેહનું નિદાન. ૧૯
રૂડું પામે હર્ષ ન હોયે, કૂડે શોક ન થાય;
બ્રહ્મવિદ્ તે જાણો તેહને, સ્થિર બુદ્ધિ કહેવાય. ૨૦
બાહ્ય સ્પર્શ વિષય કહાવે, તે ન ધરે સ્નેહ;
જોગજુક્ત બ્રહ્મ અખંડ આનંદ, સદામુકત તેહ. ૨૧
વિષયસુખ ભોગ ઇન્દ્રિયોનાં, અનર્થ મૂળ દુઃખરૂપ;
તેમાં પંડિત નવ રમે, જે સદા બ્રહ્મસ્વરૂપ. ૨૨
હે પારથ! સંસારબંધન, તેથી મુકત જે કહેવાયે;
કામ ક્રોધ દુઃખ વેગે સહેતો, સુખી નર સ્થિર થાયે. ૨૩
આત્મસિદ્ધિ પરમ સુખ પામ્યો, વિષયસુખ છાંડ્યાં સહી;
અંતઃકરણ આનંદ રમતો, બ્રહ્મપદ પોતે લહી. ૨૪
બ્રહ્મપદ નિર્વાણ પામે, પાપ સહુ પરલાયે;
સર્વભૂતહિત આચરે, તે આત્મરત કહેવાયે. ૨૫
કામ ક્રોધ વિમુક્ત આત્મા, જતિ તેને જાણ;
અભય સુખને ભોગવે, ભજે બ્રહ્મપદ નિર્વાણ. ૨૬

બાહ્ય વિષય તજે સ્પર્શ, ચક્ષુ ભ્રૂમધ્ય મન;
પ્રાણ અપાન સમા રાખે, નાસિકા પર ધ્યાન. ૨૭
જિતેન્દ્રિય મનોબુદ્ધિ, મુનિ મોક્ષ પરાયણ;
વિગત ઇચ્છા ભય ક્રોધ, જીવન્મુક્ત જાણ્ય. ૨૮
જજ્ઞ તપનો ભોક્તા ઈશ્વર, મને જાણે જેહ;
સર્વ ભૂતનો સહોદર, નિજ જ્ઞાની કહીએ તેહ. ૨૯

વલણ

અધ્યાય પાંચમો થયો પૂરણ, ઉપન્યો આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સૌ બોલો જે ગોવિંદ રે. ૩૦

ઇતિ શ્રીમદ્ ભગવદ્‌ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે ગુણભેદો નિરૂપણમ્
નામ પંચમોઽધ્યાયઃ ॥ ૫ ॥

# अध्याय ६ ठो–आत्मसंयमयोग

શ્રીભગવાન ઉવાચ

અનાશ્રિત ફળ કર્મ આચરે, તજે દેહ અભિમાન;
તે સંન્યાસી તે જોગી જાણો, એમ વદે શ્રીભગવાન. ૧
કર્મયોગી ને સંન્યાસી, તેને એક પ્રમાણ્ય;
કર્મફળનો તજે સંકલ્પ, માટે સંન્યાસી તે જાણ્ય. ૨
જોગને વંછતો જે મુનિ, તેને કર્મ કારણ ઉચ્યતે;
જોગારૂઢ થયો જદા તવ, કર્મ શુભાશુભ મુચ્યતે. ૩
ઇન્દ્રિયોના વિષય છાંડ્યા, જેને નહિ વૃદ્ધિ ને હાણ્ય;
આ લોક ભોગની ટળી ઇચ્છા, જોગારૂઢ તે જાણ્ય. ૪

આત્માનો ઉદ્ધાર કરવો, ઉત્તમ આત્મા સોયે;
આપોપાનો બંધુ આત્મા,* આપોપે રિપુ હોય. ૫
બંધુ આત્મા તેને કહીએ, જે તારે ભવસંસાર;
શત્રુ આત્મા તેને જાણો, જે નાખે નરક મોઝાર. ૬
જીતાત્મા પ્રશાંત કહીએ, જેને પ્રિય ભગવાન;
શીત ઉષ્ણ સમાન જેને, રહિત માન અપમાન. ૭
જ્ઞાન વિજ્ઞાને તૃપ્ત આત્મા, સમસ્ત ઇન્દ્રિજિત;
લોષ્ટ હેમ સમાન જાણે, તે જોગીની રીત. ૮
શત્રુ મિત્ર સમાન બુદ્ધિ, પાપી પુણ્યવંત જેહ;
સહુ વિષે બ્રહ્મભાવના, સિદ્ધ જોગી જાણો તેહ. ૯
એકાકી રહે સંગવર્જિત, વશ અંતઃકરણ નિજ દેહ;
ટળી તૃષ્ણા નહિ પરિગ્રહ, રહે સજોગ તેહ. ૧૦
શુચિ દેશે કરે પ્રતિષ્ઠા, સ્થિર આસન સમુચિત કરે;
નહિ નીચું નહિ ઊંચું, મૃગચર્મ કુશ પાથરે. ૧૧
તે આસને મન કરે એકાગ્ર, જીતે ઇંદ્રિવિકાર;
વિષયથી મન વાળે પાછું, શુદ્ધ જોગી તે સાર. ૧૨
સમ કાયા શીશ ગ્રીવા, અચળ સ્થિર થાવું સહી;
નાસાગ્રે પર દૃષ્ટિ રાખે, દિશ વિદિશ જોવું નહિ. ૧૩
પ્રસન્નઆત્મા શાંત ચિત્ત, બ્રહ્મચર્યવ્રત ધારે;
મન સંયમ નિજ ધ્યાન મતપર×, તજે દેહ વેપાર. ૧૪
જયમ જયમ જોગી જીતે મનને, તેમ તેમ ટળે ઉપાધિ;

* અહીં આત્મા એટલે મન સમજવું.

× મતપર મારેપરાયણ–ઈશ્વરપરાયણ.

ધ્યાન અવસ્થા હોયે પૂરણ, પામે મોક્ષ સમાધિ. ૧૫
જોગાભ્યાસી ઘણો આહાર કરે નહિ, ભૂખે જોગ ન થાય;
નિઃશંક થઇ નિદ્રા ન કરે, જાગ્રત જોગ વિહાય. ૧૬
જુક્તે આહાર વેપાર જુક્તે, જુક્તે ચેષ્ટા કર્મ;
જુક્તે નિદ્રા જુક્તે જાગ્રત, તે પામે પરબ્રહ્મ. ૧૭
વિષયથી ચિત્ત રહ્યું ભમતું, આત્મનિષ્ઠા થાય;
આ લોકભોગની ટળી આશા, તે યોગયુક્ત કહેવાય. ૧૮
જથા દીપ નિવાત* થાનક, અચળ જ્યોતિ જ્વાળ;
એમ જોગીનું ચિત્ત સ્થિર થાયે, ડોલે નહિ કો, કાળ. ૧૯
આસન પ્રાણાયામ થયું, સ્થિર ચિત્ત થયા માયાફંદ;
આત્મસ્વરૂપને સેવતાં, તે પામ્યો પરમાનંદ. ૨૦
આત્મસુખની નહિ અવધિ, અકળ ઇન્દ્રિયાતીત;
વાણી વડે વર્ણવાય નહિ, જેને પૂરણ આતમપ્રીત. ૨૧
પરમ લાભને પામ્યો જે કોઈ, તે અધિક ન માને આન્ય;
દુઃખ વડે ડોલે નહિ, જેને આવ્યું આત્મજ્ઞાન. ૨૨
તજી પ્રમાદને પ્રેમે કરવો, જોગનો અભ્યાસ;
અભ્યાસે સુખ અખંડ ઊપજે, સમસ્ત દુઃખનો નાશ. ૨૩
તજે સર્વે કામ કલ્પના, ઊપજે સુખ સત્ત્વ;
મન ઇન્દ્રિને રાખે નિયમે, તે ચાખે રસ તત્ત્વ. ૨૪
નેહે સ્નેહે રમે રૂપમાંહી, ધરે ધીરજ ધ્યાન;
આત્મસંબંધી કરે મનને, તજે ચિતવન આન. ૨૫
ચંચળ મન જે અસ્થિર એવું, જ્યાં જ્યાં વહીને જાય;

*નિવાત=વાયુરહિત

પદારથથી પાછું વાળી, રાખે આત્મા માંય. ૨૬
એવો જોગી અનંત સુખ પ્રીતિ, શાંત આત્મા સ્વવશ;
ગયો રજોગુણ થયો નિર્મળ, બ્રહ્મભૂતો નિકલ્મષ. ૨૭
સંસારથી જે પામ્યો નિવૃત્તિ, જીવાત્મા જીત્યો સહી;
તેના સુખને તેહ જાણે, કહ્યાંમાંહી આવે નહિ. ૨૮
સર્વભૂત દેખે આત્મામાં, આત્મા વિષે સૌ કોય;
જોગજુકત એવો જોગી, સમદર્શી તે હોય. ૨૯
હરિમાંહી જગત દેખે, જગતમાં દેખે હરિ;
તેથી હું નથી વેગળો, તું માનજે સાચું કરી. ૩૦
અભેદ દૃષ્ટે દેખે મુજને, ભેદબુદ્ધિ સહુ તજે;
વિશ્વમાંહી રહ્યા વ્યાપી, તે વાસુદેવ જાણી ભજે. ૩૧
જે આપણને સુખ ઊપજે, તે સુખ સૌને ઉપજાવે;
ઉત્તમ જોગી એવો અર્જુન, તે મુજને ઘણું ભાવે. ૩૨

અર્જુન ઉવાચ

એવો જોગ જે તમે કહ્યો કૃષ્ણ, મન જીત્યાનો ઉપાય;
ચંચળ મન મહા દુર્ગ છે, તે કહો કેમ થીર થાય. ૩૩
ચંચળ મન હે કૃષ્ણ સ્વામી, કહો કેમ વશ થાયે.
સ્વારથી બલવાન દુર્જય, જો વાયુને દંડ દેવાયે. ૩૪

શ્રીભગવાન ઉવાચ

એમાં સંશય નહિ અર્જુન, એહવું મન કહેવાયે;
વૈરાગ જો ઉર ઊપજે તો, અભ્યાસે વશ થાયે. ૩૫
વૈરાગે મન વશ કર્યું, તેનો ટળ્યો ભવ રોગ;
જેણે મન જીત્યું નહિ, ભાઈ તેને દુર્લભ જોગ. ૩૬

અર્જુન ઉવાચ

ભલી શ્રદ્ધા હુતી જોગની, અધવચ પામ્યો મર્ણ;
એવો કાચો જોગી ક્યાં ગયો, તમે કહો અશરણશર્ણ. ૩૭
જેનું ચિત્ત બહુ ભ્રાંતિ પામ્યું, મોહવશ જદુરાયે;
નહિ પ્રાપ્ત જોગસિદ્ધિ, એવો જોગી તે ક્યાં જાયે. ૩૮
પૂરો જોગ પામ્યો નહિ, ને જોગભ્રષ્ટ જે જન;
ઉભય લોકથી ક્યાં ગયો, તમે તે કહો સ્વામિન. ૩૯
એ સંશય મને ઊપન્યો, સાંભળો સ્વામી સત્ય;
તમ વિણ કોણ કરે કૃષ્ણ, સંશયની નિવૃત્ય. ૪૦

શ્રીભગવાન ઉવાચ

જોગભ્રષ્ટનો નાશ ન હોયે, શુભ કર્મનો કરનાર;
દુર્ગતિ તે કેમે ન પામે, અને જન્મ પામે સાર. ૪૧
શુચિ ગૃહ શ્રીમંતનું, જોગભ્રષ્ટ ત્યાં જાયે;
અથવા કુળ જોગીતણું, મહાબુદ્ધિવંત તે થાયે. ૪૨
જોગેશ્વરકુળ જન્મ પામે, ઉત્તમ તે અવતાર;
દુલર્ભ લોકમાં જાણ્ય તેહને, બ્રહ્મવિદ નિરધાર. ૪૩
જત્ર બુદ્ધિ જોગની, જે આચરતો નિરધાર;
દેહ ધરી તે લઈ ઊઠે, પૂર્વના સંસ્કાર. ૪૪
પૂર્વ અભ્યાસી જોગનો જે, જોગ ન જાણે સહી;
પાપી પુણ્યવંત આપણા, સંસ્કારને ભૂલે નહિ. ૪૫
જત્ને જોગી પાપ ટાળે, ઊપજે તત્ત્વવિચાર;
અનેક જન્મને સંસ્કારે, જોગી પામે પાર. ૪૬
તપસીથી તે અધિકો જોગી, જ્ઞાનીથી અધિકો માન;

કર્મિષ્ઠથી તે અધિકો જોગી, તું જોગી થા અર્જુન. ૪૭
જોગીથી મમ ભક્ત અધિકો, જેને તે મારું ધ્યાન;
સેવા સમરણ શ્રદ્ધા જુક્તે, નહિ ચિંતવન આન. ૪૮

વલણ

અધ્યાય છઠ્ઠો થયો પૂરણ, ઊપન્યો અતિ આનંદ;
કહે પ્રીતમ પ્રેમે કરી, સઉ બોલો જે ગોવિંદ. ૪૯

ઇતિ શ્રીમદ્ ભગવદ્‌ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે આત્મસંયમયોગો
નામ ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬ ॥

# अध्याय ७ मो–ज्ञानविज्ञानयोग

શ્રીભગવાન ઉવાચ

મુજ આસક્ત મન જેનું પારથ, તેને તું જોગી જાણ્ય;
ઇહાં સંશય નથી કરવો, એમ કહે સારંગપાણ્ય. ૧
વિજ્ઞાનજુક્ત જે જ્ઞાન કહીએ, તે તું સાંભળ મિત્ર;
જે જાણ્યા પછી કાંયે નથી જાણવું, એવું પરમપવિત્ર. ૨
મનુષ્યાણં મલે સહસ્ત્રં, તેમાં તે સિદ્ધ કોયે;
એવા સિદ્ધ અનંત કોટિ, તેમાં તત્ત્વવિદ એક હોયે. ૩
અવની ઉદક અનલ વાયુ, ગગન કહીએ સાર;
મન બુદ્ધિ અહંકાર એ છે, પ્રકૃતિ અષ્ટ પ્રકાર. ૪
અપર માયા જીવ પ્રકૃતિ, બંધનરૂપા જેહ;
જગત સમસ્તને ધરી રહી છે, જાણી લેવી તેહ. ૫

સર્વ ભૂતને પ્રસવનારી, પ્રકૃતિ પુરુષ કહેવાય;
ચારખાણુ ઉદ્દભવ પ્રલે, હું થકી સૌ થાય. ૬
મુજ વિના કાંઈ નથી બીજું, પારથ એ વૃત્તાંત;
મારા વિષે સૌ જગત પ્રોયું, સૂત્રમણિ દૃષ્ટાંત. ૭
ઉદક રસ શશી સૂરજ કાંતિ, પ્રણવ વેદ વિચાર;
શબ્દ નભમાં ઉદ્યમ નરમાં, જાણ મને નિરધાર. ૮
પૃથ્વીમાં પુનિ ગંધ કહીએ, તેજસ્વીમાં તેજ;
જીવન સર્વે ભૂતનું, તપસીનું તપ એજ. ૯
સર્વ ભૂતનું બીજ હું છું, બુદ્ધિમાં બુદ્ધિવંત;
રૂપાળામાં રૂપ માહરું, તે તું જાણ્ય સિદ્ધાંત. ૧૦
બળિયાનું બળ જાણ મુજને, વર્જિત કામ ને રાગ;
અવિરોધ ધર્મ વિષે ભૂતને, અભિલાષ હું બડભાગ્ય. ૧૧
સાત્ત્વિકભાવ છે કેટલા, રાજસ તામસ હોયે;
એ સર્વ ગુણ વશ માહરે, પણ હું કોને વશ ન્હોયે. ૧૨
ત્રિગુણ ભાવ વશ જીવ છે, મોહિત રાગ ને દ્વેષ;
હું અવ્યય અવિનાશ છું, તેને જાણે નહિ લેશ. ૧૩
દૈવી જે સગુણમયી, મમ માયા દુર્જય જેહ;
ચર્ણ શર્ણ રહે માહરે, માયા તરંતી તેહ. ૧૪
અધમ મૂઢ નર દુકૃતિ, જેનું હર્યું માયાએ જ્ઞાન;
અસુર ભાવ રહ્યા આશ્રીને, એમ કહે શ્રીભગવાન. ૧૫
ભક્ત ચતુરવિધ મન ભજે, સુકૃતવાન જે જન;
આર્ત જિજ્ઞાસુ અરથાર્થી, ને જ્ઞાની અર્જુન. ૧૬
નિત્ય યુક્ત જે જ્ઞાની નર, ભક્તિભાવ વિશેષ;

તે જ્ઞાની પ્રિય હું પ્રિય જ્ઞાનીને, તું માન સત્ય ઉપદેશ. ૧૭
ત્રિવિધ ભક્ત તે ભજે ભલા, સર્વ ઉદાર એમ જાણ્ય;
મુજને વલ્લભ આત્મા, જ્ઞાની અધિક પ્રમાણ્ય. ૧૮
અનેક જન્મને સુકૃતે, જ્ઞાનપ્રાપ્તિ હોયે;
વાસુદેવ જાણી મુજને ભજે, તે સરખો નહિ કોયે. ૧૯
પ્રકૃતિ સ્વભાવ ને કામના, તેણે હર્યું જે જ્ઞાન;
કર વૃથા ભોગની વાંછના, તેણે દેવ ઉપાસે આન. ૨૦
જેજે દેવનો ભક્ત હોયે, તેની શ્રદ્ધા ન કરવી ભંગ;
જેને જેવી ભાવના, તેને તેવો પ્રેરું રંગ. ૨૧
શ્રદ્ધાયુક્ત ભાવે ભજે, અન્ય દેવને જેહ;
પછે માહરા નિમાયા ભોગની, હોયે પ્રાપ્તિ તેહ. ૨૨
અંતવંત ફલ તેહનું, નાશવંત કહેવાય;
મુને ભજે તે પામે મુજને, ભજે દેવ દેવને જાય. ૨૩
હું અવ્યક્તને વ્યક્ત કરી કહે, લહે ન મારું સ્વરૂપ;
જાણે નહિ મમ ભાવને, હું અવ્યય અકળ અનુપ. ૨૪
હું પ્રકાશિક સર્વનો, લહે ન લોક અજાણ,
જોગમાયાએ આવર્યા, શું પ્રીછે પુરુષ પુરાણ. ૨૫
બ્રહ્મા આદે કીટનું, હું જાણું વર્તમાન;
ભૂત ભવિષ્ય જાણું સહુ, મને લહે ન લોક અજ્ઞાન. ૨૬
ઇચ્છા દ્વેષ મોહિત સહુ, દ્વંદ્વ મોહ અર્જુન;
સર્વ ભૂત મોહિત હવા, દૃષ્ટ પદારથ અન્ય. ૨૭
ગયાં પાપ જે પુરુષનાં, થયો દ્વંદ્વ મોહથી મુક્ત;
તે મુને સેવે દૃઢ ભાવશું, તે મારો નિજ ભક્ત. ૨૮

જરા મરણથી મોક્ષ પામે, મમ આશરે રહે જન જેહ;
બ્રહ્મ સમગ્રે રૂપ માહરું, લહે અધ્યાતમ તેહ. ૨૯
દેવજજ્ઞમાં નવ જજ્ઞ, સર્વ જજ્ઞ ભોક્તા હું સાર;
પ્રયાણકાલે મમ ભક્તને, હું ચિત્ત આવું નિરધાર. ૩૦

વલણ

અધ્યાય સપ્તમો થયો પૂર્ણ, પ્રગટ્યો પરમ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સૌ બોલો જે ગોવિંદ રે. ૩૧

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે જ્ઞાનયોગનિરૂપણં
નામ સપ્તમોઽધ્યાયઃ ॥૭॥

---

# अध्याय ८ मो–अक्षरब्रह्मयोग

અર્જુન ઉવાચ

કેમ બ્રહ્મ કેમ આત્મા, કેમ કર્મ પુરુષોત્તમ;
અધિભૂત કેમ કહો કૃષ્ણ, અધિદૈવ કહો ઉત્તમ. ૧
અધિયજ્ઞ કોણ દેહમાંહી, તે કહો મધુસૂદન;
પ્રયાણકાલે ક્યમ કરવું, તે કહો જગવંદન. ૨

શ્રીભગવાન ઉવાચ

અક્ષર એ પરબ્રહ્મ, સુભાવ અધ્યાતમ ઉચ્યતે;
ભૂત ભાવો જન્મ મૃત્યુ, કર્મ બંધન મુચ્યતે. ૩
અધિભૂતો ક્ષરો ભાવો, અધિદૈવ પુરુષપુરાણ;
દેહ દેહ માંહી રહ્યો ભોક્તા, અધિજજ્ઞ પુરાણ. ૪
અંતકાળ મમ સ્મરણ કરતાં, તજે કલેવર જેહ;

પરમ ધામ તે પામે માહરું, એમાં ન મળે સંદેહ. ૫
મોર મુગટ મુકરાકૃત કુંડળ, પીતાંબર વનમાલ;
શંખ ચક્ર ગદા પદમ ધરિયાં, એ ચિંતવે રૂપરસાલ. ૬
મર્ણકાળે જેવું સમરણ, તેવું પામે તેહ;
માટે કુંતીનંદન કર્ય તું, સદા મુજશું સ્નેહ. ૭
તે માટે સ્મરણ કરે, સદા કાળ ચિત શુદ્ધ;
મન બુદ્ધિ મને અરપીને, તજ સંશય કર્ય યુદ્ધ. ૮
જોગજુક્ત અભ્યાસ કર્ય, વિષયથી વારે મન;
પરમપુરુષ દીવ્ય રૂપનું, કર્ય તું સદા ચિંતન. ૯
સર્વજ્ઞ જૂનો સદા, સૂક્ષ્મ સર્વાવાસ;
અચિંત રૂપ દૃષ્ટા હરિ, સૂરજ કોટિ પ્રકાશ. ૧૦
મરણકાળે મન નવ ચળે, ભક્તિજુક્ત બળજોગ.
ભ્રૂમધ્યે પ્રાણ આવેશ કરી, પરમપુરુષ સંજોગ. ૧૧
અક્ષરજ્ઞાન જેને વેદનું, રાગાદિક વિરક્ત;
તે પામે મમ રૂપને, જે બ્રહ્મચર્ય ગુરુભક્ત. ૧૨
સર્વદ્વાર સંયમ કરે, હરદે રૂંધે મન જેહ;
ધ્યાયે પ્રાણ નિત્ય મૂર્ધની, જોગ ધારણા તેહ. ૧૩
ૐ ઇતિ અક્ષર પ્રણવ, મમ સ્મરણ કરે જે કોયે;
દેહ તજે તે પુરુષને, સહેજે પરમગતિ હોયે. ૧૪
અનન્યભાવે સ્મરણ કરે, નિત્ય અચળ નિજ મન;
એને હું સુલભ સદા, જોગજુક્ત અર્જુન. ૧૫
મને મળે તેને નહિ પુનર્પિ, જન્મ મરણ દુઃખરૂપ;
સહેજે સિદ્ધિ તેહને, પરમગતિ તે અનુપ. ૧૬

બ્રહ્મ ભુવન જે લોક છે, તેને પુનર્પિ અવતાર;
મને પામ્યો તે પડે નહિ, ફરીને બીજી વાર. ૧૭
સહસ્ર ચોકડી જાયે જુગ, દિવસ બ્રહ્માનો હોયે;
એટલી રાત્રી જાણીએ, સમઝી લ્યો સૌ કોયે. ૧૭
બ્રહ્માના દિવસ વિષે, સૌ ઊપજે સંસાર;
રાત્રીવિષે પ્રલે સઉ, વિરંચિ તણો વેપાર. ૧૯
હે પારથ ! પ્રપંચ સહુ, ઊપજે ને હોયે નાશ;
જયમ ગાંધીનો કોથળો, તેમાં સર્વ સમાસ. ૨૦
બ્રહ્મ જીવથી છે ભલો, આદ્ય અટળ અવિનાશ;
બ્રહ્મ કદી વણસે નહિ, જીવને ઉત્પત્તિ નાશ. ૨૧
અવ્યક્તરૂપ અક્ષર સદા, દુર્લભ જોગીને જેહ;
પામે ફરી પડવું નહિ, પરમધામ તો તેહ. ૨૨
અનન્યભાવે ભક્તિ કરે, પુરુષ તજી ફળ આશ;
સર્વ ભૂતમાં હું રહ્યો, ભૂતનો મુજમાં સમાસ. ૨૩
કર્મ કરે તે અવતરે, ફરી પામે સંસાર;
જે ઉપાસક નિર્ગુણબ્રહ્મનો, તેને નહિ અવતાર. ૨૪
અર્ચિ ઉપાસક સગુણબ્રહ્મના, તે અગ્નિલોકને જાયે;
ઉત્તરાયણ સૂરજદેવને અનુક્રમી, હરિપદમાં હે સમાયે. ૨૫
ધૂમો રાત્રી તથા કૃષ્ણ, દક્ષિણાયન ખટમાસ;
ચંદ્રલોકને પામીને, આવે ફરી ગર્ભવાસ. ૨૬
શુક્લ કૃષ્ણ પક્ષ જક્તગતિ, એક સકામ એક નિષ્કામ;
સકામી ફરી અવતરે, નિષ્કામી પામે નિજધામ. ૨૭
એ બે મારગને જોગી જાણે, મોહ ન પામે મન;

સદાકાળ નિષ્કામી રહેવું, જોગજુક્ત અર્જુન. ૨૮
વેદ ભણે તપ દાન જજ્ઞ ફળ, ધૂમ અર્ચિં લહે જેહ;
દિવ્યલોક વૈકુંઠ મહારું, સુખે પામે તેહ. ૨૯

વલણ

અધ્યાય અષ્ટમો થયો પૂર્ણ, ઊપન્યો અતિ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સૌ બોલો જય ગોવિંદ રે. ૩૦

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુન સંવાદે પુરુષયોગોનિરૂપણં
નામ અષ્ટમોઽધ્યાયઃ ॥ ૮ ॥

---

# अध्याय ९ मो–राजविद्याराजगुह्ययोग

શ્રીભગવાન ઉવાચ

પરમગુહ્ય હું કહીશ તુજને, વિજ્ઞાનસહિત જે જ્ઞાન;
જે જ્ઞાને નર મોક્ષ પામે, ટળે દેહ—અભિમાન. ૧
રાજવિદ્યા રાજગુહ્ય, પવિત્રમાંહી પવિત્ર;
અવ્યય ફળ એવું જ્ઞાનનું, તે કહીશ તુજને મિત્ર. ૨
અશ્રદ્ધાળુ જે ધર્મના, તે જ્ઞાન પામે નહિ કેમે;
તેને પ્રાપ્તિ ન હોય માહરી, તે જન્મમરણ દુઃખમાં રમે. ૩
ઇન્દ્રિ અગોચર રૂપ મહારું, વિશ્વમાંહી વ્યાપી રહ્યું;
સર્વને આધાર માહરો, હું નિરાધાર તુજને કહું. ૪
અસંગી હું સંગ વર્જિત, અવ્યય અકળ અવિનાશ;
ભૂત ભાવન રૂપ માહરું, સર્વલોક પ્રકાશ. ૫

યથા આકાશમાં રહ્યો વાયુ, ગગનને નવ આવરે;
એમ સર્વ ભૂત મારે વિષે, મુજને સ્પર્શ નવ કરે. ૬
બ્રહ્મા આદે ભૂત પ્રાણી, પ્રકૃતિમાંહે સમાય;
કલ્પ આદ્યે યોગમાયાયે, સરજ્યું તે ત્યમ થાય. ૭
પ્રકૃતિ બલ સૃજું સર્વે, જીવ સમસ્ત કહેવાય;
વિધાતાની સૃષ્ટિ તે સઉ, અવિદ્યા વશ થાય. ૮
કર્મબંધન ન કરે મુજને, પારથ જાણો જુક્ત;
હું ઉદાસી થકો કરું સૃષ્ટિ, નહિ કર્મ આસક્ત. ૯
પ્રકૃતિ માયા મુજ વડે, સૌ ચરાચર વ્રતમાન;
જેમ સ્ત્રી ભરથારથી, તે ઉપજાવે સંતાન. ૧૦
મૂઢ મુજને એમ જાણે, એમાં નવ તનધારી;
સર્વ ભૂતનો હું છું ઈશ્વર, શું સમજે સંસારી. ૧૧
આશા નિષ્ફલ તેહની, જેને નહિ મુજશું હેત;
આસુરી રાક્ષસી માયાયે; મોહ્યા જીવ અચેત. ૧૨
દૈવી સ્વભાવે આશ્રિત જે જન, તે જાણે મમ રૂપ;
અનન્ય ભાવે ભજે મુજને, હું અવ્યય આદ્ય સ્વરૂપ. ૧૩
સતત મહારું કરે કીરતન, આનંદે તે દૃઢવ્રતા;
સત્ય આત્મા ભક્ત માહરો, નિત્ય જુક્ત ઉપાસિતા. ૧૪
જ્ઞાનજજ્ઞે ભજે કેટલા, કેટલાક એક કરી ધ્યાય;
પ્રથક ભાવે ભજે કેટલા, વિશ્વમુખે વિષ્ણુ પૂજાય. ૧૫
અહંકર્તા કર્મ તે હું, સ્વધાદિક જજ્ઞ હું જાણ્ય;
અગ્નિ તે હું ઔષધિ હું, સર્વત્ર મુજને પ્રમાણ્ય. ૧૬
પિતા માતા જગતનો હું, જજ્ઞ પવિત્ર ૐકાર;

વેદ તે હું જ્ઞાતા તે હું, શુભાશુભ દાતાર. ૧૭
ગતિ ભર્તા પ્રભુ સ્વામી, સૌનો હું સાક્ષી નિવાસ;
ઉદ્‌ભવ પ્રલે સ્થાનક તે હું, સૌનું બીજ અવિનાશ. ૧૮
તપું તે હું, વરસું તે હું, મૃત અમૃત હું જાણ્ય;
કારજ તે હું કારણ તે હું, સર્વત્ર મુજને પ્રમાણ્ય. ૧૯
વેદોક્ત કર્મ જજ્ઞ ઉપાસે, સોમવલી પાન કરે જેહ;
ઇન્દ્રલોકનું કરે આરાધન, સ્વર્ગ ભોગ પામે તેહ. ૨૦
સ્વર્ગભોગને ભોગવે, જ્યાંલગી પહોંચે પુન્ય;
પુન્યક્ષયે મૃત્યુલોકે, આવી પડે તે જન. ૨૧
અનન્યભાવે ભજે મુજને, આણી અંતર પ્રેમ;
નિત્ય જુકતે કરું નિરવાહ, પમાડું જોગખેમ. ૨૨
અન્યદેવનું યજન કરતા, વિધિપૂરવક જેહ;
જથાર્થ મુજને ન જાણે, માટે પડે પાછો તેહ. ૨૩
સર્વ જજ્ઞનો ભોકતા હું છું, આદ્ય પુરુષ અવિનાશ;
એવો મુજને નથી જાણતો, તે માટે તેનો નાશ. ૨૪
યજે દેવ તે દેવલોકને પામે, પિતૃ ભજે પિતૃલોકે જાય;
ભૂતઉપાસે ભૂતલોક પામે, મુજને ભજે તે મુજમાં સમાય. ૨૫
પુષ્પપત્રં ફલં તોયં, જે સમરપે સ્નેહ સાથ;
તે થકી હું તૃપ્ત થાઉં, તેહેવો નહિ રમાને હાથ. ૨૬
જે તું કરે સત્ય કર્મ જપ તપ, ખાન પાન પુન્ય દાન;
તે તું મને સઉ કર્ય સમર્પણ, એમ કહે શ્રીભગવાન. ૨૭
શુભાશુભ ફળ કર્મબંધન, તેથી તું મુકાશ;
કૃષ્ણાર્પણબુદ્ધિ કર્મ કરવું, તે જાણો સંન્યાસ. ૨૮

સર્વ ભૂત સમાન માહરે, નહિ રાગ ને દ્વેષ;
સ્વભાવે મુને ભક્ત વલ્લભ, ત્યાં સંશય નહિ લેશ. ૨૯
મહાપાપી દુરાચારી, અનન્ય ભાવે મુજને ભજે;
તેને હું સાધુ કરી માનું, અવગુણ રાખું નહિ રજે. ૩૦
ઉતાવળો તેહને આવે સુધર્મ, હોયે સમો ગુણ શાંત.
ભક્ત માહારો નિશ્ચે પામે, એ પારથ વૃત્તાંત. ૩૧
પાપયોનિ હોયે પારથ, અધમમાંયે અધમ અતિ;
સ્ત્રી વૈશ્ય શૂદ્રથી તે, તે યાંતિ પરાંગતિ. ૩૨
મને ભજે તે પામે મુજને, ભકિત એવી છે સહી;
પવિત્ર બ્રહ્મણ ઉત્તમ ક્ષત્રી, ઈહાં આશ્ચર્ય કરવું નહિ. ૩૩
મારા ભક્તને ભાવ માહારો, મને કરે નમસ્કાર;
તનમન આત્મા સુંપે મુજને, ભકિત નવધા સાર. ૩૪

વલણ

અધ્યાય નવમો થયો પૂરણ, ઉપજ્યો અતિ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સૌ બોલો જય ગોવિંદ રે. ૩૫

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે રાજવિદ્યારાજગુહ્ય-
યોગો નામ નવમોઽધ્યાયઃ ॥ ૯ ॥



# अध्याय १० मो-विभूतियोग

श्रीभगवान उवाच

વળી મહાબાહુ તું, સાંભળ મારું વચન;
હું કહીશ તારા હિતકામને, તું રાખ રૂદે અર્જુન. ૧
ન જાણે સુરગણુ મુને, જે મોટા ઋષિદેવ;
સર્વની આદ્ય સદા હું, તે કોણુ જાણે ભેવ. ૨
હું અજ અનાદિ ત્રિલોક ઈશ્વર, એહવો જાણે જેહ;
સર્વ પાપથી મુકાયો તે, એમાં નહિ સંદેહ. ૩
બુદ્ધિ જ્ઞાન જે મોહરહિતા, સમદમક્ષમા સત્ય જાણ્ય;
સુખદુઃખ ભવો ભાવો, સર્વ મુજથી પ્રમાણ્ય. ૪
અહિંસા સમતા તપ તુષ્ટિ, માનદાન જસાવજસ;
ભક્તિ ભાવોભૂત પ્રાણી, સૌ થાય છે મારે વશ. ૫
મહાઋષિ સનકાદિક ભૃગુ, સપ્તઋષિ મનુસાર;
એ વૈષ્ણુવી માયાથકી, ઊપજ્યું સૌ નિરધાર. ૬
એ વિભૂતી જોગને, જાણે તત્ત્વવિદ્ જન;
મન પામે સંશય નહિ, સાંભળ તું અર્જુન. ૭
હું વાસુદેવ બ્રહ્મરૂપથી, આ સૌ પ્રગટ હોયે;
સૌ વરતે માહરે વિષે, જાણે વિરલા કોયે. ૮
જેનું ચિત્ત માહરે વિષે, પ્રાણુ ઇન્દ્રિ વેપાર;
બોધ પરસ્પર માહરો, મન વાણી સઘ વિચાર. ૯
જે પ્રીતિપૂરવક ભજે, તેને આપું જ્ઞાન બુદ્ધિ જોગ;

જોગે કરી જાણે મુને, ટળે સકળ ભવ રોગ. ૧૦
મુજને ભજતા ભકત જે, તેના હરદાનો અંધકાર;
જ્ઞાન પ્રકાશે તેહને, ક્ષણુ ન લાગે વાર. ૧૧

અર્જુન ઉવાચ

પરંબ્રહ્મ પરંધામ, પવિત્ર પુરુષોત્તમ;
પુરુષ દિવ્ય શાશ્વત, આદિ દેવ અતિ ઉત્તમ. ૧૨
વસિષ્ઠ પરમુખ મહાઋષિ, જે દેવ ઋષિ નારદ સહી;
અસિતો દેવલો વ્યાસ, એ વિભૂતિ તાહરી કહી. ૧૩
મને કહે તું ઐશ્વર્ય તાહરું, હે કેશવ કરુણામયી;
ભગવત્ તમારું રૂપ વર્ણન, દેવ દાનવ જાણે નહિ. ૧૪
આત્માના આત્મા હરિ, પુરુષોત્તમ પૂરણાનંદ;
દેવના દેવ જગત્પતિ, ગોપીવર ગોવિંદ. ૧૫
દિવ્ય વિભૂતિ તમતણી, સજાતિ વિજાતિ ભેદ;
પ્રથક કરી મુજને કહો, જેને વરણવે વેદ. ૧૬
કયાં કયાં ચિંતવું સ્વામી તમને, નારાયણ નિજરૂપ;
તેવે ભાવે ભજું તમને, સુંદર શ્યામ સ્વરૂપ. ૧૭
આત્મજોગ જે તમારો, વિસ્તારી કહો ભગવાન;
સાભળતાં હું તૃપ્તિ ન પામું, કરી અમૃતપાન. ૧૮

શ્રીભગવાન ઉવાચ

પ્રધાન વિભૂતિ વર્ણવું, તું રાખ્ય રુદે મોઝાર;
કુરુશ્રેષ્ઠ હું કહું તુજને, વિભૂતિ વિસ્તાર. ૧૯
અયં આત્મા ગુડાકેશ, સ્થાવરજંગમમાં રહ્યું;
આદ્ય અંત મધ્ય રહ્યો વ્યાપી, તે વિભૂતિ તુજને કહું. ૨૦

બાર આદિતમાં હું વિષ્ણુ, રવિમાં જ્યોતિ રહી વસી;
મારુતમાંહી મરિચી, નક્ષત્રમાંહી તે શશી. ૨૧
વેદમાં સામવેદ અસ્મિ, દેવમાંહી વાસવ;
ઇન્દ્રિયોમાં મન અસ્મિ, ભૂતોમાં હું ચેતસ. ૨૨
રુદ્રમાંહી શંકર તે હું, યક્ષમાંહી કુબેર;
વસુમાંહી પાવક તે હું, પર્વતમાંહી મેર. ૨૩
પુરોહિતમાંહી બૃહસ્પતિ હું, કાર્તિકસ્વામી સેનાપતિ;
સરોવરમાંહી સાગર તે હું, એમ જાણય પારથ મહામતિ. ૨૪
મહાઋષિમાં ભૃગુ તે હું, ગિરા અક્ષર નિહાલિયે;
યજ્ઞમાં જપયજ્ઞ તે અસ્મિ, સ્થાવરમાંહી હેમાલિયે. ૨૬
વૃક્ષમાંહી પીંપળો હું, દેવ ઋષિ નારદ મુનિ;
ચિત્રાર્થ તે ગાંધર્વમાંહી, સિદ્ધોમાં કપીલ મુનિ. ૨૬
ઉચ્ચીશ્રવા અશ્વમાં હું, વાયુથી ચંચળ ગતિ;
હસ્તીમાં ઐરાવત તે હું, નરોમાં નરાધિપતિ. ૨૭
આયુધમાંહી વજ્ર તે હું, ધેનુમાં કામદૂધા જેહ;
પર્જન્યમાંહી કંદ્રપતે હું સર્પ વાસુકી તેહ. ૨૮
નાગમાં શેષનાગ તે હું, ઉદકનિવાસીમાં વરુણ;
પિતૃમાંહી અર્યમા તે હું, દંડધારીમાં યમદંડકરણ. ૨૯
દૈત્યમાં પ્રહ્લાદ તે હું, કાળનો હું કાળ;
મૃગમાંહી સિંહ તે હું, પક્ષીમાં ગરુડ ગોપાલ. ૩૦
વેગવંતમાં વાયુ તે હું, શસ્ત્ર ધરતામાં રામ;
મછમાંહી મગર તે હું, સરિતામાં જાહ્નવી નામ. ૩૧
સૃષ્ટિની આદ્ય અંતમધ્ય હું, સુણ પારથ તજી પ્રમાદ;

વિદ્યામાં અધ્યાતમ વિદ્યા, રાગ દ્વેષરહિત હું વાદ. ૩૨
અક્ષરમાંહી ૐકાર તે હું, દ્વંદ્વમાં દ્વંદ્વ સમાસ;
કાળે ક્ષય પામે નહિ તે હું, સૌનો કરતા પ્રકાશ. ૩૩
મૃત્યુ તે હું ઉદ્દભવ તે હું, નારીમાં કીરતિ રમા;
સ્ત્રીજાતિમાં હું સ્મૃતિ, ધૃતિ મેધા હું ક્ષમા. ૩૪
સામમાં બૃહત્સામ તે હું, છંદ ગાયત્રી ભગવંત;
માસમાંહી માગશર તે હું, ઋતુમાંહો વસંત. ૩૫
દ્યૂતમાંહી છળ અસ્મિ, તેજસ્વીમાં હું તેજ;
જયવિષે પ્રભાવ તે હું, સાત્ત્વિકમાં સાત્ત્વિક હું એજ. ૩૬
વૃષ્ણીમાં વાસુદેવ તે હું, પાંડવમાં ધનંજય હું સહી;
મુનિમાંહી વ્યાસ તે હું, કવિમાં ઉશના* કવિ. ૩૭
દુષ્ટનો દમનાર તે હું, પંચમાં ન્યાય નિદાન;
ગોપ્યમાંહી મુન તે હું, જ્ઞાનવંતનું હું જ્ઞાન. ૩૮
સર્વ ભૂતનું બીજ તે હું, સ્થાવરજંગમ જેહ;
મુજ વિના નહિ તૃણ હાલે, જાણ્ય અર્જુન તેહ. ૩૯
અર્જુન! મારી દિવ્ય વિભૂતિ, તેનો ન મળે પાર;
એટલું તું એમ ન જાણીશ, વિભૂતિ વિસ્તાર. ૪૦
ઘણી શોભા ઘણી લક્ષ્મી, ઘણી પ્રતિષ્ઠા જાણ્ય;
એ સર્વ વિભૂતિ માહરી, તું પારથ એમ પ્રમાણ્ય. ૪૧
પ્રથક દૃષ્ટિ પરહરી, એક દૃષ્ટિ ઉરમાં આણ્ય;
હું અનંત બ્રહ્માંડમાં રહ્યો વ્યાપી, મને સર્વ નિરંતર જાણ્ય.

---

* ઉશના=શુક્ર

વલણ

અધ્યાય દશમો થયો પૂરણ, ઉપન્યો અતિ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સૌ બોલો જે ગોવિંદ રે. ૪૩

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે વિભૂતિયોગનિરૂપણં
નામ દશમોઽધ્યાયઃ ॥૧૦॥

# अध्याय ११ मो–विश्वरूपदर्शनयोग

અર્જુન ઉવાચ

પરમ અનુગ્રહ કર્યો મુજને, કહ્યું ગુહ્ય અધ્યાત્મજ્ઞાન;
તમારે વચને કરી, મારો મોહ ગયો ભગવાન. ૧
કમળલોચન કૃપાસિંધુ, તમો અવ્યય ને અવિનાશ;
સર્વ ભૂત પ્રાણી તમ થકી, તે ઉત્પત્તિ ને નાશ. ૨
પરમ ઈશ્વર શુદ્ધ આત્મા, બ્રહ્માદિકના ઈશ;
એ રૂપ તમારું દેખાડો, હું જોવા ઇચ્છું જગદીશ. ૩
જો હું જોવા જોગ હોઉં તો, દેખાડો એહ રૂપ;
વિશ્વમાંહી રહ્યું વ્યાપી, અવ્યય અકળ સ્વરૂપ. ૪

શ્રીભગવાન ઉવાચ

જો તું પારથ રૂપ માહરું, સહસ્ર કોટિ પવિત્ર;
નાના વિધ્ય બહુ દિવ્ય સુંદર, નાના વર્ણ વિચિત્ર. ૫
આદિત, વસુ, રુદ્ર મરુતગણ, જો તું અશ્વિનીકુમાર;
મુજ વિષે તું ભાળ પારથ, એવાં રૂપ અપાર. ૬

જગત સર્વે જે ચરાચર, ઉત્તમ મધ્યમ અપાર;
ગુડાકેશ મુજ દેહ વિષે, તું દેખજે નિરધાર. ૭
ચર્મચક્ષુ જ્યાં લગી, ત્યાં લગી ન મળે બુધ્ય;
હું દિવ્યલોચન આપીશ તુજને, તારે પડશે સુઝ્ય. ૮

સંજય ઉવાચ

સંજય કહે સાંભળ ધૃતરાષ્ટ્ર, એવા જોગેશ્વર હરિ;
પરમ ઈશ્વર રૂપ પારથ, જોયું જે નયણે ભરી. ૯
અનેક નેત્ર અનેક વક્ત્ર, અનેક દિવ્ય આભર્ણ;
અનેક આયુધ ધર્યાં અંગે, રંગ નાના વર્ણ. ૧૦
દિવ્ય માળા ધર્યાં અંબર, દિવ્ય ગંધનાં લેપન;
સર્વ આશ્ચર્યમય દિવ્યં, વિશ્વરૂપ સનાતન. ૧૧
સહસ્ર સૂરજ અધિક કાંતિ, અસંખ્ય તેજ આકાશ;
એવું દીઠું અર્જુને, હરિ રૂપ પરમ પ્રકાશ. ૧૨
સમસ્ત વિશ્વ શરીરમાંહી, નીરખે પાંડુકુમાર;
જે લોક જોતાં જુજવા, તે દેખિયા એક ઠાર. ૧૩
ત્યારે અર્જુન વિસ્મે પામ્યો, તન રોમાંચિત થાયે;
પુષ્પાંજલી કરી શીશ નામી, પ્રેમે લાગ્યો પાયે. ૧૪

અર્જુન ઉવાચ

ઇન્દ્ર આદિ દેવ દીઠા, શિવ સહિત કૈલાસ;
કમલાસન પર બ્રહ્મા દીઠા, ઋષિ ઉરગ નિવાસ. ૧૫
અનેક બાહુ ઉદરમુખલોચન, દીઠું રૂપ અનંત;
પ્રભુ તાહારા રૂપનો નહિ, આદ્ય મધ્ય ને અંત. ૧૬
કીટ મુગટ કર ગદાચક્ર, તન તેજોમય રાસ;

પ્રલે કાલના અગ્નિ જેહવો, સૂરજ કોટિ પ્રકાશ. ૧૭
કાળે કરી જે નાશ ન પામે, અક્ષર અજ અવિનાશ;
અવ્યય શાશ્વત રૂપ સનાતન, ભક્તિ ધર્મ પ્રકાશ. ૧૮
આદ્ય અંત મધ્ય નહિ જેહનો, અનંત વીર્ય અપાર;
શશી સૂર્ય લોચન અનેક બાહુ, જેને તેજે તપે સંસાર. ૧૯
દશે દિશામાં રહ્યું વ્યાપી, વિશ્વરૂપ તમારું;
ત્રણ ભોવન આકાશ અવનિ, પોહોંચે નહિ મન મારું. ૨૦
દેવ દાનવ સૂર સઘળા, કરે તાહરા રૂપમાં પ્રવેશ;
સિદ્ધિ મુનિ ઋષિ કરે સ્તુતિ, આનંદ ઉર આવેશ. ૨૧
રુદ્ર આદિત વસુ વાયુ, સિદ્ધ અશ્વનીકુમાર;
યક્ષ ગાંધ્રવ સુર સઘળા, ભય પામે રુદા મોઝાર. ૨૨
રૂપ બહુ બહુ વક્ર લોચન, અનેક બાહુ ચરણ;
અનેક ઉદર દુષ્ટ કરાલા, સકલને ભય કરણ. ૨૩
નભને સ્પર્શે રૂપ તાહારું, દીપ્ત વર્ણ કરાલ;
પ્રલેકાલનો પાવક જેહવો, એહેવાં નેત્ર વિશાલ. ૨૪
દાઢ કરાલ વિકરાલ મુખ, માહા જોતાં ઊપજે ત્રાસ;
દેશ વિદેશની ખબર ન પડે, પ્રસિધ્ય જકત નિવાસ. ૨૫
ધૃતરાષ્ટસુત શૂર સર્વે, તે દીઠા દેવેશ;
ભીસ્મદ્રોણઆદ્યજોધઅમારા, તાહરામુખમાંકરેપ્રવેશ. ૨૬
સ્વામી સઘળા સુભટ જે જે, દેખું દાઢો હેઠ;
તેને ચાવી ચૂર્ણ કીધા, કૈનાં ફૂટયાં મસ્તક પેટ. ૨૭
જથા નદીના બહુ અંબુવેગા, સમુદ્ર માંહી સમાયે;
એમ તમારા મુખ વિષે, બહુ વીર આવે જાયે. ૨૮

અત્યંત વેગે પડે આવી, જ્યમ પાવકમાંહી પતંગ;
એમ સુભટ સૌ દેખું બળતા, સ્વામી તમારે સંગ. ૨૯
વ્યાપક વિષ્ણુ વદન વહ્નિ-જ્વાળા જાજ્વલમાન;
જિભ્યા વડે સૌ ચાટે ગ્રસવા, એહેવો તું ભગવાન. ૩૦
ઉગ્ર સ્વભાવ આ ક્યાંથી કાઢ્યો, બ્રહ્માદિકના ઇશ;
તાહરા સ્વરૂપને હું જોવા ઇચ્છું, આદ્યપુરુષ જગદીશ. ૩૧
કાળરૂપે લોકને ક્ષય, જાણ્ય હું સર્વ કરેશ;
તુજ વિના દુર્યોધન આદ્યે, સુભટ સૌને ગ્રસેશ. ૩૨
ઊઠ્ય અર્જુન, જીત્ય શત્રુ, ભોગવ્ય સમૃદ્ધિ રાજ;
એ પૂરવે મેં મારી મૂક્યા, જશકીર્તિમાળાધર્ય આજ. ૩૩
ભીષ્મદ્રોણ ને કર્ણ જયદ્રથ, અવર જોધ અનેક;
એ જીત્યાની રણ શંકા મૂકે, રાખ્ય રુદે વિવેક. ૩૪

સંજય ઉવાચ

એવાં કેશવનાં સુણી વાચક, પારથ થરથર ધ્રૂજે;
અતિભયપામ્યોમુગટમણિવડે, શ્રીકૃષ્ણચરણનેપૂજે. ૩૫
સ્થાન ઋષિકેશ તવગુણકિરતી, સુણી જકતપામેઉલ્લાસ;
સનકાદિક આદ્યે સિદ્ધ પ્રણમે, ભે રાક્ષસ પામે નાશ. ૩૬
સ્વામી તમને શેં નમે નહિ, તું બ્રહ્માદિકનો ઇશ;
અક્ષર આદ્યે જગન્નિવાસો, અનંત બ્રહ્માંડાધીશ. ૩૭
આદિ દેવ તમે પુરુષ પુરાણા, વિશ્વના આધાર;
વેદવેત્તા પરંધામ, અનન્ત રૂપ અપાર. ૩૮
વાયુ વરુણ યમ અગ્નિ બ્રહ્મા, શશી તેહેનો તું આધાર.
સહસ્રવાર હું સ્વામી તમને, ચરણે કરું નમસ્કાર. ૩૯

તમ સમર્થને નમું સ્વામી, દસે દિશા નમસ્કાર;
આત્મારૂપે રહ્યા વ્યાપી, જે જે જુગદાધાર. ૪૦
હે કૃષ્ણ! હે જાદવ! હે સખા! તું ઉતાવળો રથ આણ્ય;
અનંત મહિમા તમારો મેં જાણ્યો, નહિ હું અજાણ્ય. ૪૧
હે સ્વામી! સુખ સેજ આસન, ભોજન ભાવ પ્રસાદ;
જે કાંઈ તમને હાસ કીધું, તે ક્ષમા કરો અપરાધ. ૪૨
સ્થાવર જંગમ લોકનો પતિ, તું સ્વામી મહારાજ;
બ્રહ્માદિક ત્રિલોકનો ઈશ્વર, તે મેં જાણ્યો આજ. ૪૩
તે માટે કરું કાયાયે દંડવત્, અપરાધ ક્ષમાવા સાર;
જયમ પિતાપુત્રનોમિત્રમિત્રનોક્ષમે,અસ્ત્રીનોભરથાર. ૪૪
અદ્‌ભુત કર્મ તમારાં જે કાંઇ, વદે મોટા મુનિજન;
અજ ભવ વિષ્ણુ એક તમે છો, તમોવિનાનહિઅન્ય. ૪૫
સરસ્વતી મહિમા બોલી ન શકે, વેદ વદે ગુણગાન;
તેનું બુદ્ધિ વડેકરીકહું કેટલું,તમોસર્વઆત્માભગવાન. ૪૬
અતિ અદ્‌ભુત કર્મ તમારું, કેહેતાં ઉપમા ન આવે કોયે;
તેજ બલનો પાર ન મળે, એહેવો સમ્રથ સોયે. ૪૭
ભયે કરી મન ત્રાસ પામ્યું, ઉપજાવો આનંદ;
મિત્રરૂપ હમારું જે કાંઈ, પ્રકટાવો ગોવિંદ. ૪૮
મુગટ કુંડલ ઉર વૈજંતી, ગદા ચક્ર ભુજ ચાર;
એહેવું રૂપ દેખાડો મુજને, ક્રિપાસિંધુ મોરાર. ૪૯

શ્રીભગવાન ઉવાચ

માહારી ક્રિપાયે એ રૂપ દીઠું, તેજોમય અનંત અનૂપ;
રણ ભોમિ સૌ કૃષ્ણ દેખે, અર્જુન દેખે વિશ્વસ્વરૂપ. ૫૦

ન વેદ, જજ્ઞદાન, ક્રિયા, તપ, કરે કોટ્ય પ્રકાર;
તુજ વિના કોયે અવર બીજે, નથી દીઠું નિરધાર. ૫૧
રૂપ ભયંકર જોઇને, ભય ઊપજ્યો અર્જુન ભૂપ;
એ મૂઢપણું તજી નીરખ્ય મુજને, કોટિ કન્દ્રપરૂપ. ૫૨

સંજય ઉવાચ

અર્જુન પ્રત્યે વસુદેવનંદન, દેખાડ્યું જે રૂપ;
મેઘવર્ણ ઘનશ્યામ સુંદર, માહા મનોહર રૂપ. ૫૩

અર્જુન ઉવાચ

આનંદરૂપ સરૂપ શીતલ, મૃતસજીવન જેહ;
ભય ગયો નિર્ભે થયો, હરિરૂપ નીરખું તેહ. ૫૪

શ્રીભગવાન ઉવાચ

હે મિત્ર! સ્વરૂપ માહારું, ચર્મચક્ષુએ ન દેખાય;
બ્રહ્માદિક મન કરે મનોરથ, તેહને દર્શન નવ થાય. ૫૫
વેદવડે ન જણાયે જે કાંઇ, વ્રત ચંદ્રાયણ અગ્નિહોત્ર;
અવર ઉપાયે દીસે નહિ, તે રૂપ દીઠું મિત્ર. ૫૬
અનન્ય ભક્તિભાવ જેને, તેહને દરશન હોય;
તત્ત્વજ્ઞાનીના સંગ વિના તે, અવર ન પામે કોય. ૫૭
મુજ અરથે જેહેનાં કર્મ સઘળાં, શત્રુભાવ નહિ કોય;
ગરુડારૂઢ થૈ તે પ્રાણી, મમલોક પામે સોય. ૫૮

વલણ

અધ્યાય એકાદશ થયો પૂરણ, ઊપન્યો અતિ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સૌ બોલો જે ગોવિંદ રે. ૫૯

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે
શ્રીકૃષ્ણાર્જુનસંવાદે વિશ્વરૂપનિરૂપણં નામ
એકાદશોઽધ્યાયઃ ॥૧૧॥

# अध्याय १२ मो–भक्तियोग

અર્જુન ઉવાચ

એહેવા ભક્ત તમને ઉપાસે, નિર્ગુણ સગુણ સ્વરૂપ;
બે માંહી કિયો ભક્ત ભલો, તે કહો ત્રિભોવન ભૂપ. ૧

શ્રીભગવાન ઉવાચ

માહારે વિષે આવેશ મનનો, નિત ઉપાસે જેહ;
સેવા સમરણ રાખે શ્રદ્ધા મને વલ્લભ તેહ. ૨
અક્ષર એક અવ્યક્ત કહીએ, ઉપાસે જન જેહ;
અચલ હુતે અચિત્ત કેવલ, જોગી જાણે તેહ. ૩
સર્વ ઇન્દ્રિ રાખે નેમે, સર્વ બુધ્ય સમાન;
તેહેને પ્રાપ્તિ હોયે માહારી, એમ વદે ભગવાન. ૪
અવ્યક્ત બ્રહ્મઉપાસના, માહા કષ્ટે કરી લહેનાર;
સગુણની સેવા કરે તે, શ્રમ વિના ભવપાર. ૫
સર્વ કર્મ સમર્પે મુજને, મુજ પરાયણ જેહ,
અનન્ય યોગે પામે મુજને, એહેમાં નહિ સંદેહ. ૬
માહારે વિષે જેણે મન સુંપ્યું, આણી પ્રેમ અપાર;
સંસારસાગરથી ઉદ્ધારું, તે ક્ષણુ ન લાગે વાર. ૭
મનબુદ્ધિનો સંકલ્પ વિકલ્પ, આરોપે માહારે વિષે;
તે મુને પામે, નહિ સંશે, જન્મમર્ણનો ભે જશે. ૮
જો ચિતનું સમાધાન ન હોયે, તો જોગ અભ્યાસે જીત્ય;
જોગ વિષે જો સામ્રથ ન હોય તો, આગે બતાવું રીત્ય. ૯
અભ્યાસ કરવા નહિ સામ્રથ, તો કર સમર્પણ કર્મ;

કર્મ સમર્પણ કરીશ મુજને, તો સુખે પામીશ પરબ્રહ્મ. ૧૦
કર્મ કરવા અશક્ત હોય તો, મુજ અર્થે કર્ય વીર;
જે જે સેહેજે થૈ આવે તેહેનું, ફલ તજે મતિ ધીર. ૧૧
સર્વથી ઉત્તમ જ્ઞાન કહીએ, જ્ઞાનથી ઉત્તમ ધ્યાન;
ધ્યાનથી કર્મફલ ત્યાગ શાંતિ, એમ કહે શ્રીભગવાન. ૧૨
દ્વેષ નહિ કોયે ભૂતશું, મિત્રભાવ ક્રિપાલ;
મોહમમતારહિત સુખદુઃખ, સમક્ષમા પરમ દયાલ. ૧૩
જે સંતુષ્ટ સતંત્ર જોગી, જિતાત્મા દૃઢતા હૈયે;
મુજ અરપિત જે મનબુદ્ધિ સો મમ ભક્ત મમપ્રિયે. ૧૪
જેથી લોક ઉદ્દવેગ ન પામે, કોયેથી ન પામે પરિતાપ;
હર્ષશોક ભય મુક્ત કહીએ, તે મને પ્રિયે અતિઆપ. ૧૫
અપેક્ષારહિતશુચિઉદાસી, જેહેનીગઇજન્મમૃત્યુવ્યથા;
સર્વારંભ પરિત્યાગી, સો મમ ભક્ત પ્રિયે જથા. ૧૬
જો ન હર્ષતિ નહિજ દ્વેષ્ટિ, નહિ શોચતિ નહિ કાંક્ષતિ;
શુભાશુભકર્મબંધન ત્યાગી, સોમમભક્તપ્રિયેઅતિ. ૧૭
શત્રુ મિત્ર સમાન જેહને, તથા માન અપમાન;
શીતઉષ્ણ સમાનસુખદુઃખ, તે પ્રિયે કહે ભગવાન. ૧૮
સ્તુતિ નિંદા સમાન માને, સદા ચિત્ત સંતોષ;
નિકેત[1]રહિત જેહેની સ્થિરમતિ તે, ભક્તવલ્લભ નિર્દોષ.
હેતુધર્મ અમૃત ઉપાસે, યથાયોગ્ય ઉપગાર;
શ્રદ્ધા સર્વે મમપરાયણ, તે ભક્ત પ્રિય નિરધાર. ૨૦

---

૧ નિકેત=ઘર

વલણ

**અધ્યાય દ્વાદશ થયો પૂરણ, ઊપન્યો અતિ આનંદ રે;**
**કહે પ્રીતમ પ્રેમે કરી, સૌ બોલો જે ગોવિંદ રે.**

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે ભક્તિયોગનિરૂપણં
નામ દ્વાદશોઽધ્યાયઃ ॥૧૨॥

# अध्याय १३ मो—क्षेत्रक्षेत्रज्ञविभागयोग

અર્જુન ઉવાચ

પુરુષપ્રકૃતિ કહો કેશવ, ક્ષેત્ર ક્ષેત્રજ્ઞે ઉત્તમ;
તે સાંભળવા ઇચ્છું સ્વામી, કહો જ્ઞાન તે પુરુષોત્તમ. ૧

શ્રીભગવાન ઉવાચ

ઇદં શરીરં કુંતિનંદન, ક્ષેત્ર તેહને જાણ;
નખ શિખા સંભાલ જેને, ક્ષેત્રજ્ઞ તું પ્રમાણ. ૨
ક્ષેત્ર શરીર સમસ્ત કહીએ, ક્ષેત્રજ્ઞ મને જાણ્ય;
દેહ આત્માનો વિવેક જેને, જ્ઞાન તેહ પ્રમાણ્ય. ૩
ધર્મયુક્ત એ ક્ષેત્ર કહીએ, ઊપજે સાર અસાર;
ક્ષેત્રનો તે પ્રભાવ સાંભળ્ય, કહું તુજને વિચાર. ૪
ઋષિ પણ બહુવિધ ગાતા, વેદે વર્ણ્યો અનેક પ્રકાર;
ભિન્ન ભિન્ન કરી કહ્યો તેણે, જેહેની જેવી મતિનુસાર. ૫
મહાભૂત અહંકાર બુદ્ધિ ઇન્દ્રિયો દશ કહેવાયે;
શબ્દ સ્પર્શ રૂપરસ ગંધ, તે વિષે ઉત્પન્ન થાયે. ૬

ઇચ્છા દ્વેષ સંઘાત સુખ દુઃખ, ઊપજે અનેક વિકાર;
તત્ત્વ ચોવીસને કરે ચૈતન, જયમ લોહે અગ્નિ પ્રકાશ. ૭
અમાનઅદંભઅહિંસાક્ષાંતિ, આર્જવ આચાર્ય ઉપાસના;
શૌચધીરજઇન્દ્રિનિગ્રહ, જાણ્યે ટળે સકલ ભવશાસના. ૮
ઇન્દ્રિયાર્થે વૈરાગ્ય કરવો, તજવો મન અહંકાર;
જન્મ મૃત્યુ જરા વ્યાધિ, દુઃખ દરસે નહિ તે લગાર. ૯
સુત દારા ગ્રહે સ્નેહ તજવો, શુભાશુભ સમચિત્ત;
મોક્ષ્ય પામ્યાતણું સાધન, કહ્યું તુજને મિત્ર. ૧૦
અનન્ય યોગે કરે ભક્તિ, ઇચ્છે નહિ ફલ ભોગ;
ઉત્તમ દેશ એકાંત સેવે, સદા ટળે ભવરોગ. ૧૧
અધ્યાત્મનિત્ય તત્ત્વદર્શન, તેહેનું નામ તે જ્ઞાન;
એ વિના જે અવર બીજું, તે તું બૂજ અજ્ઞાન. ૧૨
જ્ઞેય જે તે કહું જ્ઞાત્વા, મોક્ષ અમૃતપાન;
અનાદિ પરબ્રહ્મનો, નહિ નાશ કહે ભગવાન. ૧૩
સર્વના પગપાણ શિરોમુખ, સર્વના શ્રુતિ જેહ;
સર્વ લોકમાં રહ્યો વ્યાપી, બ્રહ્મ કહીએ તેહ. ૧૪
સર્વ ઇંદ્રિ ગુણાભાસ, સર્વ ઇંદ્રિ વિવર્જીતં;
સર્વ કરે ને કરે કાંઈ, ગુણાતીત તજે શાશ્વતં. ૧૫
સર્વ ભૂતની બહાર ભીતર, વ્યાપિક સર્વ ચરાચર;
સૂક્ષ્મજ્ઞાન કેણે કળ્યો ન જાયે, અકલ રૂપ મહેશ્વર. ૧૬
સ્થાવર જંગમ જીવ જે જે, તેહમાં રહ્યો એક બ્રહ્મ;
પાલનપોષણ કરે સૌનું, જેહેને નહિ ગુણકર્મ. ૧૭
જેહેની જ્યોતિવડે સઉ જ્યોતિભાસે, ટળે તિમરઅંધકાર;

જ્ઞાનજ્ઞેય અગમ અગ્યાત, રહ્યો સૌના હૃદિયા મોઝાર. ૧૮
ક્ષેત્રક્ષેત્રજ્ઞે જ્ઞાન જે કાંઈ, કહ્યો સર્વ સમાસ;
માહારો ભક્ત તે જાણી તેને, પામે પદ અવિનાશ. ૧૯
પ્રકૃતિ પુરુષ અનાદિ છે, જેથી જીવ ઉત્પત્તિ જાણ્ય;
એ માયા ગુણના વિકાર સર્વે, એવું ઉરમાં આણ્ય. ૨૦
કાર્ય કારણ પ્રકૃતિ હેતુ, ઊપજ્યો સંસાર;
જીવરૂપી પુષ્પ છે તે, સુખદુઃખ ભોગવનાર. ૨૧
પ્રકૃતિ પુરુષ સંજોગથી, ગુણ ત્રિવિધ વિસ્તાર;
ગુણ સ્વભાવે જીવ પામે, ઊંચનીચ અવતાર. ૨૨
દેહ વિષે રહે દૃષ્ટા કહીએ, ભર્તા ભોક્તા મહેશ્વર;
પરમાત્મા તું જાણ્ય તેહેને, દેહાતીત નિરંતર. ૨૩
પ્રકૃતિ પુરુષને જૂજવાં જાણે, કરે સર્વથા વૃતમાન;
જદ્યપિ નેષ્ટ આચરે તોયે, પામે મુજને નિદાન. ૨૪
કેટલા જોગી ધ્યાને દેખે, કેટલા સાંખ્ય તત્ત્વવિચાર;
કેટલા કર્મજોગી કર્મે કરીને, પામે મને નિરધાર. ૨૫
અનેક ઉપાયે જાણે મુજને, જ્ઞાન ધ્યાન વિચાર;
ગુરુમુખથી શ્રવણ કરતાં, તરે ભવસંસાર. ૨૬
યાવત કિચિંત કશું ન મળે, એક પુરુષ પ્રકૃતિ વિના;
ક્ષેત્રક્ષેત્રજ્ઞ થકી નીપજે, જડ જંગમ ઇતર જના. ૨૭
સર્વભૂત સામાન્ય ઈશ્વર, વિશ્વતણો આધાર;
કાલ કર્મે નાશ ન પામે, એને દેખે તે દેખનાર. ૨૮
દેખે એક સર્વત્ર ઈશ્વર, નારાયણ નિરધાર;
કોનો દ્રોહ કરે નહિ, તે સેહેજે પામે પાર. ૨૯

પ્રકૃતિ ક્રિયમાણ માયા, કર્મ શુભાશુભ તે કરે;
આત્માને જે અકરતા જાણે, સંસારસાગર તે તરે. ૩૦
પ્રથક પ્રાણી દેહધારી વિષે, એક આત્મા દેખે સહી;
તે દેખનારો બ્રહ્મપદને પામે, ત્યાંહાં સંશે કરવો નહિ. ૩૧
અનાદિ આત્મા એક નિર્ગુણ, અવ્યય અળગો સર્વથી;
શરીરે કરી કુંતિનંદન, એ કાંઇ લેપાતો નથી. ૩૨
યથા સૂક્ષ્મ સર્વગતં, આકાશ નવ લેપાયે;
એમ આત્મા સદા અસંગી, દેહ આવે ને જાયે. ૩૩
યથા સૂરજ એક સઘળે, કરે તેજ પ્રકાશ;
એમ આત્મા દેહમાંહી, દેખે સર્વાવાસ. ૩૪
ક્ષેત્રક્ષેત્રજ્ઞે જે કોઇ જાણે, જેને અંતર ચક્ષુજ્ઞાન;
ભૂત પ્રકૃતિ મોક્ષ પામે, એમ વદે શ્રીભગવાન. ૩૫

વલણ

અધ્યાય ત્રયોદશ થયો પૂરણ, ઊપન્યો અતિ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સઉ બોલો જે ગોવિંદ રે. ૩૬

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગ નિરૂપણમ્
નામ ત્રયોદશોઽધ્યાયઃ ॥૧૩॥

---

# अध्याय १४ मो–त्रिगुणविभागयोग

શ્રીભગવાન ઉવાચ

હે અર્જુન હું કહીશ તુજને, જ્ઞાનમાં ઉત્તમ જ્ઞાન;
જે જ્ઞાને મુનિ સિદ્ધ પામ્યા, પરમગતિ તે નિદાન. ૧

ઇદં જ્ઞાન ઉપાસિતા, મમ ધર્મ પામે તેહ;
સર્ગ ન જાએ પ્રલે ન પામે, ધરે માહારી નિજદેહ. ૨
મમ યોનિ મહદ બ્રહ્મ, ત્યાંહાં હું ગર્ભ ધારત;
સંભવ સર્વભૂત પ્રાણી, તે તો ભવતિ ભારત. ૩
માહારી માયા પ્રસવે સહુને, બીજ મુજને જાણ્ય;
તે માટે સર્વ જીવનો, મને માતાપિતા પરમાણ્ય. ૪
સત્ત્વ રજસ તમ ત્રણ ગુણ જે, પ્રકૃતિથી પરમાણ્ય;
દેહરૂપે કરે બંધન, અવ્યય આતમા જાણ્ય. ૫
સાત્ત્વિક ગુણઅતિ પરમ ઉજ્જ્વલ, સ્ફટિક મણિમેપ્રકાશ;
સુખસંગે તે બંધન પામે, ભારત જ્ઞાને નાશ. ૬
રજોગુણને રાગ તૃષ્ણા, રક્ત વર્ણ વિશેષ;
કર્મસંગે બંધન પામે, વામે નહિ તે ક્લેશ. ૭
તામસગુણ અજ્ઞાન ઊપજે, સામ વર્ણ તે જાણ;
આલસ મોહ પ્રમાદ નિદ્રા, ભારથ બંધન પ્રમાણ. ૮
સાત્ત્વિક ગુણ સુખનું બંધન, રજોને કર્મ બંધ;
તમોગુણ અજ્ઞાન બંધન, મોહ–મતિ અતિ અંધ. ૯
એક એકથી ગુણ વૃદ્ધિ પામે, તે કર્મે કરી ઓળખાયે;
સાત્ત્વિક સુખ અહંકાર, રાજસ તામસ મોહઅધીકાયે. ૧૦
કર્ણ આદ્યે સર્વ દ્વાર, દેહનાં કરે પવિત્ર પ્રકાશ;
ઉપજાવે તે જ્ઞાનને, એ સાત્ત્વિકનો અભ્યાસ. ૧૧
રજોગુણ જ્યારે વૃદ્ધિ પામે, હોય લોભ ઇચ્છા દંભ;
પારથ એહેવું જાણજે, કરે કર્મનો આરંભ. ૧૨
જ્યારે તમોગુણ વૃદ્ધિ પામે, અવિવેક અતિ અપ્રકાશ;

આલસ મોહ પ્રમાદ ઊપજે, એ અર્જુન ગુણ અભ્યાસ. ૧૩
સાત્ત્વિક વૃદ્ધિ પામ્યા થકી હોયે, દેહાદિકનો નાશ;
ઉત્તમ ગતિ તે તેહ પામે, સતલોક કેરો વાસ. ૧૪
રજોગુણથી પ્રલે પામે, મધ્ય લોક કર્મ અનુસાર;
તામસમરણે મૂઢયોની, પામે પ્રેત અવતાર. ૧૫
સુકૃત સાત્ત્વિકનું ફલ નિર્મલ, રાજસફલ દુખરૂપ;
તામસફલ અજ્ઞાન ઊપજે, તે નાખે ભવકૂપ. ૧૬
સાત્ત્વિક ગુણથી જ્ઞાન ઊપજે, રાજસ લોભ અપાર;
તામસ મોહ પ્રમાદ ઊપજે, એ ત્રિગુણનો વિસ્તાર. ૧૭
ઊર્ધ્વ ગતિ તે સાત્ત્વિક પામે, રાજસી મધ્યલોક;
તામસી તે જાયે અધોગત, પામતો ભય શોક. ૧૮
જે ગુણનું વ્રતમાન જેને, તેહેવો પામે દેહ;
ત્રિગુણાતીત તે પામે મુજને, એહેમાં નહિ સંદેહ. ૧૯
શુદ્ધભાવે ભજે મુજને, મૂકીને ગુણદોષ;
જન્મ મૃત્યુ જરારોગ મુકાયે, પામે અમૃત મોક્ષ. ૨૦

અર્જુન ઉવાચ

ગુણાતીત ક્યમ કરી થાયે, કહો શ્રીભગવાન;
ક્રીયે ચેને જાણીએ, તે ક્યમ કરે વ્રતમાન. ૨૧

શ્રીભગવાન ઉવાચ

મોહ પ્રવૃત્તિ પ્રકાશ ગુણત્રય, તેશું નહિ દ્વેષ ને રાગ;
ગુણાતીત તે થયો અર્જુન જાણ્ય જે બડભાગ્ય. ૨૨
જે સંન્યાસી ઉદાસી ગુણે, ચલે નહિ વ્રતમાન;
દેહ ઇંદ્રિના ગુણ વડે, તે ધરે નહિ અભિમાન. ૨૩

સમ સુખદુઃખ લોષ્ટ કાંચન, પ્રિય અપ્રિય નિંદાસ્તુતિ;
ગુણાતીત તું જાણ્ય તેહેને, એમ કહે ત્રિભોવનપતિ. ૨૪
માન અપમાન તુલ્ય તેહેને, તુલ્ય મિત્ર ને અરિ;
સર્વારંભ પરિત્યાગી, ગુણાતીત તે કેહે હરિ. ૨૫
શાંતભાવે સેવે મુજને, ભક્તિયોગે જેહ;
ગુણને મસ્તક પાય દેઈને, મુને સુખે પામે તેહ. ૨૬
પરમારથ બ્રહ્મપદ પ્રતિષ્ઠા, આવે અમૃત સાર;
શાશ્વતસત ધર્મ સઉ સુખ, તેહેનો હું દાતાર. ૨૭
અધ્યાયચતુર્દશ થયો પૂરણ,ઊપન્યો અતિઆનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સૌ બોલો જે ગોવિંદ રે. ૨૮

ઇતિ શ્રીમદ્ ભગવદ્‌ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે ગુણભેદો નિરૂપણું નામ
ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૦ ॥

# अध्याय १५ मो—पुरुषोत्तमयोग

શ્રીભગવાન ઉવાચ

ઉર્ધ્વ મૂલ મધ્ય શાખા જેહેને, અશ્વત્થ અવ્યયઅખંડ;
વેદરૂપી પત્ર એને, તે વ્યાપી રહ્યો બ્રહ્માંડ. ૧
રાગાદિક મોહ મૂલ નીચાં, શાખા ત્રિગુણ પ્રમાણ્ય;
વિષયરૂપી અંકુર તેહને, ફલકર્મ બંધન જાણ્ય. ૨
સંસાર વૃક્ષનું કર્યું વર્ણન, નહિ રૂપ આદ્ય કહેવાય;
દ્રઢ મૂલ અશ્વત્થ એવું, એને અસંગ શસ્ત્રે છેદાય. ૩
વિષ્ણુપદ પામ્યા તે મારગ, ચાલવું નિરધાર;

આદ્ય પુરુષ તમને નમું, જેની પ્રકૃતિ આ સંસાર. ૪
નહિ હીન મોહ જીતદોષ, સુખદુખ અધ્યાત્મ નિત્ય નેમ;
નિવૃત્તકામ સઉ દ્વંદ્વમુક્તા, તે પામ્યા અવ્યયપદપ્રેમ ૫
સૂરજ વડે ભાસે નહિ, શશી પાવક નવ દરસાયે;
જ્યાંહાં ગયો પાછો નવ વળે, મમ ધામ તે કેહેવાયે. ૬
મારોજ અંશ તે જીવલોકે, જીવભૂત સનાતન;
પ્રકૃતિ અજ્ઞાન ટળે તે, તો પૂર્વ રૂપે પામે મને. ૭
જારે જીવ શરીર મૂકી, અન્ય દેહમાંહ્યે સમાયે;
ચૈતન વાયુ ઇન્દ્રિ મન, વિષયવાસના લેઇ જાયે. ૮
શ્રવણ ચક્ષુ ત્વચા રસના, નાસિકા નિજ દેવ;
તેહેનો અધિષ્ઠાતા મન જાણો, વિષય અનોપમ સેવ. ૯
કામક્રીડા દેહ વિષે ભોગે, જીવગુણ અભિમાન;
વિમૂઢ નર દેખે નહિ, કોય દેખે ચક્ષુ જ્ઞાન. ૧૦
કેટલા જોગી જે સમદરશી, અંતર આત્મા પેખે;
પાપરૂપ અચેત પ્રાણી, તે સ્વરૂપને નહિ દેખે. ૧૧
જે આદિત્યમાંના તેજથી, જગ્ત ભાસે અખિલ;
જે ચંદ્ર અગ્નિને પ્રકાશે પ્રેમે, તે તેજ મારું જાણ મંગળ.
ધારણશક્તિ માહેરી, ધરા ધરી રહી સંસાર;
ચંદ્રરૂપે ઔષધિ, રસ પોષું હું નિરધાર. ૧૩
અહં વિશ્વાનરો ભૂત્વા, પ્રાણીનાં દેહમાશ્રિત;
પ્રાણાપાન સમાયુક્તઃ પચામ્યન્નં ચતુર્વિધં. ૧૪
સર્વ હૃદયમાં રહ્યો તે હું, જ્ઞાન સમૃતિ હુંજથી.
વેદ વેદાંત વેદારથ તે હું, સર્વ થાયે તે મુજથી. ૧૫

બે પુરુષ આ લોકમાંહી, ક્ષર અક્ષર કહેવાયે;
ક્ષર જાણો આ ભૂત પ્રાણી, અક્ષર ઈશ્વર રાયે. ૧૬
અક્ષરાતીત પરમાત્મા તે, પુરુષમાં ઉત્તમ જાણ્ય;
ધરી રહ્યો ત્રિલોક ઈશ્વર, પુરુષોત્તમ તેહ પ્રમાણ્ય. ૧૭
ક્ષર મતિને મૂકય અર્જુન, અક્ષર મતિ ઉર આણ્ય;
લોકેવેદે પ્રસિદ્ધ છે તે, પુરષોત્તમને જાણ્ય. ૧૮
મૂઢપણું જેહેનું ગયું સર્વે, ઊપજ્યું હરિ હેતારથ;
પુરુષોત્તમને તેહ જાણે, સર્વ ભાવે ભારથ. ૧૯
ગુહ્યશાસ્ત્ર મેં કહ્યું તુજને, અઘરહિત અર્જુન;
એ જાણે તે બુદ્ધિવાન માનવ, કૃતકૃત્ય તે જન. ૨૦

વલણ

અધ્યાય પંચદશ થયો પૂરણ, ઊપન્યો અતિ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સઉ બોલો જે ગોવિંદ રે. ૨૧

ઇતિ શ્રીમદ્ ભગવદ્‌ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે પુરુષોત્તમયોગો નિરૂપણં
નામ પંચદશોઽધ્યાયઃ ॥૧૫॥

# अ. १६ मो–दैवासुरसंपद्–विभागयोग

શ્રીભગવાન ઉવાચ

અભય સાત્ત્વિક બુદ્ધિ, શુદ્ધિ, જ્ઞાન યોગ તે જાણ;
દાન દમ તપ યજ્ઞ આર્જવ, સ્વાધ્યાય એહ પ્રમાણ. ૧
અહિંસા સત્ય ક્રોધરહિતા, ત્યાગ શાંતિ સુદેશ;

ભૂતદયા ત્યજે લોલુપતા, ચપલતા નહિ લેશ. ૨
તેજ ક્ષમા શૌચ ધીરજ, દ્રોહતા ન કરે કશી,
એ જાણ્ય દૈવી સંપદા, જેહેના તે ઉરમાં રહી વસી. ૩
દંભ દર્પ ને ક્રોધ કહીએ, અતિઘણું અભિમાન;
એ આસુરી સંપદા અર્જુન, એમ કહે ભગવાન. ૪
દૈવી સંપદા મોક્ષ પામે, આસુરી બંધાયે;
દૈવી ઉત્તમ જાણજે, તું સાંભળ્ય પાંડુરાયે. ૫
સૃષ્ટિમાંહી બેહુ છે, દૈવી આસુરો એહ;
દૈવી સંપદા કહી તુજને, હાવે સાંભળ્ય આસુરી જેહ. ૬
પ્રવર્તિ વશ આસુરીજન, નહિ સત્ય શૌચ આચાર;
એ સ્વભાવે આસુરી, તું જાણ્ય પાંડુકુમાર. ૭
આસુરી જગતને કેહે નાસ્તી, નથી ઈશ્વર કોય કરનાર;
સ્ત્રીપુરુષને સંયોગે, સૌ ઉપજે સંસાર. ૮
આસુરી નરને અલ્પબુદ્ધિ, આચરે વિકર્મ;
સર્ગ લોકને પામવાને, કરે તામસી ધર્મ. ૯
કામ આશ્રિત ઉદર ભરતા, દંભ માન મદ મોહ;
અશુચિ પંથે પરવરે, ને કરે પરનો દ્રોહ. ૧૦
પ્રલય અવધિ લગી ચિંતા, કામે તૃપ્ત ન થાયે;
વિષય ભોગવે એજ પરમારથ, નહિ અવર ઉપાયે. ૧૧
આશાપાશે સદા બાંધ્યો, જીવવું તેહેનું વ્યર્થ;
કામક્રોધપરાયણ એ, નહિ બીજો અર્થ. ૧૨
આટલું ધન પામ્યો છું, વળી મનોરથ પામ્યા તણો;
અધિક તૃષ્ણા તેહને જે, લાવું દ્રવ્ય ક્યાંથી ઘણો. ૧૩

હણીશ શત્રુ હણ્યા કેટલા, જે મુજને કરતા દુઃખી;
અહં ઈશ્વર અહંભોગી, અહં સિદ્ધ બલવાન સુખી. ૧૪
હું કુલવાન ધનં પૂરણ માહારે, પાર વિનાનો પરિવાર;
કોણ એ સમોવડ કરે બીજો, આસુરી મોહઅહંકાર. ૧૫
અનેક ચિત્ત જેહેનું ભ્રાંતિ પામ્યું, મોહજાલ અપાર;
કામભોગ આસક્તિ જેહેને, તે પડે નર્ક મોઝાર. ૧૬
વિદ્યાનું અભિમાન જેને, ધનમદ અતિ અહંકાર;
દંભ અર્થે યજ્ઞ ઉપાસે, વિધિપૂર્વક નહિ લગાર. ૧૭
અહંકાર બલ દર્પ કામ ક્રોધ, અસૂયા અપાર;
મમ આત્મા રહ્યો પરદેહ વિષે, તેહનો દ્રોહનો કરનાર. ૧૮
સદમારગના શત્રુ જે કોય, અધમ નીચ ગમાર;
વ્યાઘ્ર ગર્ધવ સર્પયોનિ, આસુરી અવતાર. ૧૯
આસુરી યોનિ અવતાર પામે, જન્મ જન્મ નરમૂઢ;
ન પામે તે મુજને, એમ કહે ગરુડારૂઢ. ૨૦
સાંભળ અર્જુન કહું તુજને, ત્રિવિધિ નર્કનાં દ્વાર;
કામ ક્રોધ ને લોભ કહીએ, તેહેને દૂર નિવાર. ૨૧
મુક્ત અર્જુન જાણ્ય તેહેને, તજે ત્રિવિધ નર્કનાં દ્વાર;
આચરે શુભ કર્મ તે જન, સેજે પામે પાર. ૨૨
જે પુરુષ મૂકે શાસ્ત્રની વિધિ, કરે કામ ઉપાય;
ન પામે સિદ્ધિ મોક્ષસુખ, સંસારમાં વહી જાય. ૨૩
તે માટે શાસ્ત્ર પ્રમાણ કહીએ, કાર્યાકાર્ય હોયે;
શ્રદ્ધાયુક્ત જે આચરે, સતકર્મ જ્ઞાની સોયે. ૨૪

વલણ

અધ્યાય ષોડશ થયો પૂરણ, ઊપન્યો અતિ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી સૌ, બોલો જે ગોવિંદ રે.

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે દૈવીઆસૂરીસંપદ્ નિરૂપણં
નામ ષોડશોऽધ્યાયઃ ॥૧૬॥

# अध्याय १७ मो--श्रद्धात्रयविभागयोग

અર્જુન ઉવાચ

જે શાસ્ત્રવિધિ નથી જાણતો, યજે શ્રદ્ધાપૂર્વક સાર;
તેહેની નિષ્ઠા કોણ કૃષ્ણ, વરણવી કોહો વિસ્તાર. ૧

શ્રીભગવાન ઉવાચ

શ્રદ્ધા ત્રણ પ્રકારની તું, પારથ પ્રીછે એહ;
સાત્ત્વિકી રાજસી શ્રદ્ધા, તામસી કહું તેહ. ૨
સઉને શ્રદ્ધા ત્રિવિધા ઊપજે, પારથ એહ પ્રમાણ્ય;
સાત્ત્વિક રાજસી તામસી, ત્રિવિધિ શ્રદ્ધા જાણ્ય. ૩
સાત્ત્વિકી શ્રદ્ધા જે દેવને, રાજસી યક્ષ ને રાક્ષસ;
ભૂત પ્રેત પિશાચ પૂજે, તે તો શ્રદ્ધા તામસ. ૪
શાસ્ત્રરહિત ઘોર તપ એ, તપતા જે તપોજના;
કામ રાગ અહંકાર દંભ એ, તેને ઉર અતિ ઊપના. ૫
એહેવા મંદ અભાગી ભક્તિ મૂકી, બેઠા મહાતપ આચરી;
હું રહ્યો દેહમાં દમે તેને, જાણજે તે આસુરી. ૬

ત્રિવિધિ આહાર તપ ત્રિવિધ કહીએ,ત્રિવિધિજજ્ઞને દાન;
તે શ્રદ્ધાએ ઓળખાયે અર્જુન, ભેદ કહે ભગવાન. ૭
જે આહારથી સુખ ઊપજે, આયુષ બલવૃદ્ધિ હોયે;
ઘૃત ઘણું અંન અતિ ઉજ્જવલ,આહાર સાત્ત્વિકી સોયે.૮
ખાટું ખારું ઉષ્ણ તીખું, કટુ કસાયલું કાહાવે;
એ આહાર છે રાજસીનો, રોગ દુઃખ ઉપજાવે. ૯
કાચું દવાયુ વાસી લૂખું, રસરહિત તે અંન;
પંચ યજ્ઞ વર્જિત જાણજો, તે તામસી ભોજન. ૧૦
ફલાકાંક્ષા નહિ એકાગ્રે મન, કૃષ્ણાર્પણ બુદ્ધિ જેહ;
વેદવચને વિધિપૂરવક, યજ્ઞ સાત્ત્વિકી તેહ. ૧૧
ફલ ઇચ્છા દંભ લોક કીરતિ, એહેવો જજ્ઞ યજતા જેહ;
ભારતશ્રેષ્ઠ! તું જાણ્ય તેને, યજ્ઞ રાજસી તેહ. ૧૨
વિધિહીણ નહિ દાન અંનનું, મંત્રહીન દક્ષિણા નહિ;
શ્રદ્ધાહીણ યજ્ઞ તામસી તે, માનજે પારથ સહી. ૧૩
દેવ બ્રાહ્મણ ગુરુ વૈષ્ણવ, પૂજન કોમલપણું;
બ્રહ્મચર્ય અહિંસા ધર્મ તે, શરીર તપ તેહેને ભણું. ૧૪
અનુદ્વેગ વાચક સત્ય, પ્રિય હિત સુણી ઊપજે આનંદ;
એ વાણીનું તપ જાણજો, એમ બોલે શ્રીગોવિંદ. ૧૫
મન પ્રસંન અતિ સૌમ્ય, શીતલ, મૌન આત્મા નિગ્રહે;
શુદ્ધ નિર્મલ ભાવ જેને, હરિ માનસ તપ તેહેને કહે. ૧૬
ત્રિવિધિ તપ નર આચરે તે, તેહનો વિવેક વિચાર;

શ્રદ્ધાયુક્ત ફલરહિત કૈયે, સાત્વિક તપ તે સાર. ૧૭
સત્કાર માન પ્રમાણ માટે, પૂજા અર્થે દંભ;
એણે લક્ષણે જાણજે, તપ રાજસી આરંભ. ૧૮
મૂઢ મન અવિવેકે પીડ્યા, કરે કલેશ નહિ જુક્ત કશી;
શત્રુ હણવા સાધે ઉદ્યમ, અર્જુન એ તપ તામસી. ૧૯
ઉપગાર અરથે આચરે, તજે દેહનું અભિમાન;
ક્ષેત્રપાત્ર દેશકાલે આપે, તે તો સાત્વિક દાન. ૨૦
સ્વારથ અર્થે દાન આપે, ફલ ઇચ્છા મન ધારે;
આપતાં તે કલેશ આણે, રાજસ દાન વિચારે. ૨૧
દેશકાલ ને પાત્ર ન જાણે, તે વિષે દે દાન;
દાન તામસ તેહેને કહીએ, એમ વદે શ્રીભગવાન. ૨૨
ઓંકાર તત્ત્વથી ઊપન્યા, જે બ્રાહ્મણ યજ્ઞ ને વેદ;
તે માટે તેને ઘટે પ્રણવ, જાણવો સૌ ભેદ. ૨૩
હે અર્જુન ! જે બ્રહ્મવાદી, તપ જજ્ઞ દાન ઉદાર;
એહ સુધર્મ સૌ આચરે, પણ લેઇ આદ્ય ઓંકાર. ૨૪
કૃષ્ણાર્પણ બુદ્ધિએ કરે, તપદાન જજ્ઞ ક્રિયાય;
અવર ફલ ચિત નવ ધરે, કરે મોક્ષની ઇચ્છાય. ૨૫
સદ્દકર્મને વિષે ધરે શ્રદ્ધા, પ્રેમ પ્રીત દ્દઢાવ;
હરિ વિના નહિ બોલે બીજું, સત્ય શબ્દ ઉપર ભાવ. ૨૬
યજ્ઞ દાન જપ તપ જોગનો, કરે ઉર અંતર અભ્યાસ;
સુધર્મ વિષે તે સ્થિતિ ભલી, સત શબ્દનો વિશ્વાસ. ૨૭
શ્રદ્ધા વિના સતકર્મ કરવાં, હોમ હવન તપદાન;
આલોક પરલોક ફલ જડે નહિ, એમ કહે શ્રીભગવાન. ૨૮

વલણ

અધ્યાય સપ્તદશ થયો પૂરણ, ઊપન્યો અતિ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સઉ બોલો જે ગોવિંદ રે. ૨૯

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ-
શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે શ્રદ્ધાત્રયવિભાગયોગ નિરૂપણં
નામ સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭ ॥

# अध्याय १८ मो–संन्यासयोग

અર્જુન ઉવાચ

સંન્યાસસ્ય માહાબાહુ, ત્યાગનું જે સ્વરૂપ;
સાંભળવા ઇચ્છા કરું, તમે કોહો ત્રિભોવન ભૂપ. ૧

શ્રીભગવાન ઉવાચ

કામ્ય કર્મનો ન્યાસ કહીએ, સંન્યાસ તેને જાણ્ય;
સર્વ કર્મ ફલત્યાગી, ત્યાગ રૂપ પ્રમાણ્ય. ૨
હે અર્જુન એ સાંખ્યનો મત, દોષ દેખી તજે કર્મ;
મીમાંસા તપ યજ્ઞદાને, સત કરી થાપે ધર્મ. ૩
સાંભળ અર્જુન સ્નેહ આણી, જે તેં પૂછ્યું સાર;
કહું તુજને રાખ્ય હ્રદયે, ત્યાગ ત્રિવિધ પ્રકાર. ૪
તપદાન જજ્ઞ જે કર્મ કહીએ, ન તજવાં તે મિત્ર;
મૂકવાં મનકામના ફલ, તેણે થાયે ચિત્ત પવિત્ર. ૫
એહેમાં કારણ એટલું, ફલકર્મ તજવાં તેહ;
નિશ્ચે કરવાં કર્મ શુભ સઉ, માહારો તો મત એહ. ૬
નિત્યકર્મનો ત્યાગ ન ઘટે, જેણે મન શુદ્ધ થાયે;
મોહે કરી પરિત્યાગ કર્મનો, એ તામસ ત્યાગ કહેવાયે. ૭

કર્મને દુખરૂપ દેખી, તજે કાયાકલેશ;
એ રાજસ ત્યાગનું ફલ, જડે નહિ એમ કહે દેવેશ. ૮
નિત્ય નિમિત્ત તે કર્મ કરવાં, તજે તે ફલ આશા;
સાત્ત્વિક ત્યાગ તે કહીએ તેહેને, એમ વદે શ્રીઅવિનાશ. ૯
કર્મફલનો ત્યાગ જેહેને, યુક્ત જ્ઞાન વિવેક;
સંસારને ઉપજાવનારું, તે કર્મ ઉપર નહિ દ્વેષ. ૧૦
દેહાભિમાની પુરુષ જે કોય, તેણે કર્મ તજ્યાં કયમ જાયે;
કર્મફલનો ત્યાગ માટે, ત્યાગી તે કહેવાયે. ૧૧
ઇષ્ટ અનિષ્ટ જે કર્મ મિશ્રિ, તેહેનાં ત્રિવિધિ ફલ કહેવાય;
ઇષ્ટ દેવ ગતિ મિશ્રિત માનવ, અનિષ્ટ અધોગતિ જાય. ૧૨
પંચૈતાની મહાબાહુ, કહીશ કારણ સાર;
સાંખ્યમાં વરતાંત તેહેનું, જાણજે વિસ્તાર. ૧૩
અધિષ્ટાનં કર્તા કારણ, કર્મ ચેષ્ટા થાયે;
દેહ ઈશ્વર એ મળી પાંચે, કાર્ય તે કેહેવાયે. ૧૪
શરીર વાણી મન મળીને, કર્મ જે કહેવાયે;
સારાં નરસાં નીપજે, એ પંચ થકી તે થાયે. ૧૫
પંચ મળીને નીપજે મન, અહં કરતા માને તદા;
તે દુરમતિ નથી દેખતા, નર પાર પામે નહિ કદા. ૧૬
અહંકરતાપણું નહિ જેને, બુદ્ધિ કરમે નવ લેપાયે;
જદપિ હણે સહુ લોકને, તોયે દોષે નવ બંધાયે ૧૭
જ્ઞાન જ્ઞેય પરિજ્ઞાતા, ત્રિવિધિ કર્મ કહેવાયે;
કર્ણ ઉપકર્ણ કર્મ કર્તા, એમ કર્મ સઘળાં થાયે. ૧૮
જ્ઞાનકર્મને કર્તા કહીએ, ગુણભેદે એહ જણાયે;

હું કહીશ તુજને સાંભળ અર્જુન, તેથી સંશે જાયે. ૧૯
સ્થાવર જંગમ ભૂત સરવે, ભાળે એક ભગવાન;
ભાવાભાવ નહિ જે વિષે, તે જાણ્ય સાત્વિક જ્ઞાન. ૨૦
પ્રથક બુદ્ધિ ભાવ નાહાના, પ્રથક વિધિ વ્રતમાન;
અધિક નૂન્ય દેખે દેહ વિષે, તે જાણ્ય રાજસ જ્ઞાન. ૨૧
શરીર સમસ્તમાં રહ્યો જે હું, ચરાચર ભગવાન;
તે તજી દ્રઢભાવ પ્રતિમા, એ જાણ્ય તામસ જ્ઞાન. ૨૨
નિત્યકર્મ જે સંગ વર્જિત, રહિત દ્વેષ ને રાગ;
કર્મફલ ઇચ્છે નહિ તે, કર્મ સાત્વિક ભાગ. ૨૩
કામભોગની કરે ઇચ્છા, ધરે અતિ અહંકાર;
આશાતૃષ્ણા અધિક બોહોળી, એ રાજસકર્મવિચાર. ૨૪
જે કર્મ કરતાં સામર્થ્યનો ક્ષય, હોયે હિંસાધર્મ;
મોહારંભ મન પુરુષ અપેક્ષા, એ જાણ્ય તામસ કર્મ. ૨૫
મુક્તસંગ વાદરહિતા, ઉત્સાહ ધીરજ અપાર;
સિધ્ય અસિધ્યે નિરવિકારી, કરતા સાત્વિક સાર. ૨૬
કર્મ રાગી લોભ ફલનો, હિંસાયુક્ત જન જેહ;
હરખશોક મન અધિક વરતે, કરતા રાજસ તેહ. ૨૭
અજુક્ત કામી વિષયવર્તી, અશુચિ સૌ આલસી;
અપકીર્તિ પરછિદ્રદર્શી, એ જાણો કરતા તામસી. ૨૮
બુદ્ધિ ધીરજ ત્રિવિધિ પ્રકારે, ગુણભેદે સાંભળ સહી;
ભિન્ન ભિન્ન કહીશ સાધન જે, જ્યાં સંશય રહેશે નહિ. ૨૯
પ્રવૃત્તિ નિવૃત્તિ જાણે, ભે અભે પુન્ય પાતકી;
કાર્ય અકાર્ય બંધ મોક્ષ એ, એ પારથ બુદ્ધિસાત્વિકી. ૩૦

ધર્મને અધર્મ જાણે, જેહેને ખબર નહિ કશી;
કાર્ય અકાર્ય ન જાણે તે, પારથ બુદ્ધિ રાજસી. ૩૧
અધર્મને તે ધર્મ માને, કૂડાને રૂડું ગ્રહે;
વિપરીત ભાવના આચરે, એ અર્જુન બુદ્ધિ તામસ કહે.
જે ધીરજથી મન પ્રાણ ઇન્દ્રિ, ક્રિયાએ કરી વશ રાખીએ;
ભક્તિજોગે ધીર પારથ, તે સાત્વિક ધીરજ ભાખીએ. ૩૩
ધરે ધીરજ ધર્મ અર્થે, કામના ઉર રહી વસી;
પ્રસંગે ફલ ચાહના, એ ધીરજ પારથ રાજસી. ૩૪
જે સુપન ભય અતિ શોક વિષાદ, મોહમાન મદમેવચ;
જે ગ્રહ્યું તે મૂકે નહિ, એ ધીરજ તામસમેવચ. ૩૫
ત્રિવિધ સુખ તું સાંભળ્ય અર્જુન, આણી અંગ ઉલ્લાસ;
અભ્યાસે મન રમે સુખમાં, હોયે દુઃખનો નાશ. ૩૬
પ્રથમ તો વિષસરખું લાગે, પરિણામે અમૃત ફલ;
એ સુખ સાત્વિક જાણજે, તે આત્મસુખ નિત્ય નિર્મલ. ૩૭
વિષય ઇન્દ્રિ સંયોગ સુખ, જે પેહેલું અમૃત હોયે;
પરિણામે વિષરૂપ જાણો, રાજસ સુખ તે સોયે. ૩૮
યદા અગ્રે મોહબંધન, આત્માને તે હોયે;
આલસ નિદ્રા પ્રમાદ દેહનાં, તામસી સુખ સોયે. ૩૯
એહેવો નથી કોઇ પૃથ્વીમાંહી, સ્વર્ગમાં નવ હોયે;
પ્રકૃતિમુક્ત ત્રિગુણરહિત, એવો નથી નર કોયે. ૪૦
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર, એ વર્ણ ચાર પ્રમાણ;
ભિન્ન ભિન્ન વ્રતમાન તેહેનું, ગુણ સ્વભાવે જાણ. ૪૧
શમદમ શાંતિ શૌચ ક્ષાંતિ, ક્ષમા તપ ને આર્જવ;

જ્ઞાન વિજ્ઞાન પદ આશ્રિતા, એ બ્રહ્મ કર્મ સુભાવજ. ૪૨
તેજ શૌર્ય દક્ષ ધીરજ, યુદ્ધ પલાયન નવ કરે;
દાન દાતા ભાવ ઈશ્વર, ક્ષત્રિય સુભાવ હરિ ઉચરે. ૪૩
કૃષિવર્ણજ કરે, કરે ગૌરક્ષા, વૈશ્યનો એહ ધર્મ;
ત્રણ વર્ણની સેવા પરિચર્યા, શૂદ્ર સુભાવ એ કર્મ, ૪૪
આપ આપનો અધિકાર નિષ્ઠા, ગુણધર્મ વ્રતમાન;
એ આચરતાં તે સિદ્ધિ પામે, એમ વદે શ્રીભગવાન. ૪૫
ઉપજાવી સર્વ ભૂતને વળી, વ્યાપી રહ્યો છે જેહ;
સુકર્મે યજે અંતર્જામીને, સિદ્ધિ મોક્ષ પામે તેહ. ૪૬
ગુણહીણ ધર્મ હોયે આપણો, ગુણજુક્ત હોયે પરધર્મ;
આપણો ધર્મ આચરતાં, તેને બંધન ન કરે કર્મ. ૪૭
સહેજ કર્મ જે કુંતીનંદન, આચરતાં પાતિક નહિ;
સર્વ આરંભ દોષે ઢાંક્યા, જ્યમ ધૂમ અગ્નિ ઢાંક્યો સહી.
ગ્રેહે કુટુંબ બુદ્ધિ ન હોયે, આસક્તિ સ્પૃહા ન મળે કશી;
નિઃકામ જોગી સંન્યાસી, તે હરિપદ માંહે રહ્યા વસી. ૪૯
સિદ્ધિ પ્રાપ્ત યથા બ્રહ્મ પામે, તેહ જ્ઞાન કહું બોધ;
જ્ઞાનનિષ્ઠા રાખ્ય પારથ, ટળે સર્વ વિરોધ. ૫૦
જ્ઞાનયુક્ત શુદ્ધ બુદ્ધિ, શબ્દાદિ વિષય ત્યાગ;
જીવન્મુક્ત જાણજો, જેના ટળ્યા દ્વેષ ને રાગ. ૫૧
એકાંત દેશને સેવવો, દેહાદિક સુખત્યાગ;
મનવાણીને જીતવાં, નિત્ય ધ્યાનજોગ વૈરાગ. ૫૨
નહિ અહંકાર બલદર્પ, કામ ક્રોધ વિવર્જિત;
નિરમમતા શાંત આત્મા બ્રહ્મભૂયો કલ્પિત. ૫૩

બ્રહ્મભૂતો પ્રસન્ન આત્મા, નહિ શોચ કાંક્ષા નહિ;
સર્વભૂત સમાન દેખે, મમ ભક્તપદ પામે સહી. ૫૪
જ્ઞાન ભક્તિ એ જાણે મુજને, તત્ત્વવિત નરતેહ;
સાયુજ્ય મુક્તિ પામે માહારી, એહેમાં નહિ સંદેહ. ૫૫
સર્વ કર્મ કરી અર્પે મુજને, મુજ આશ્રય રહે નરજેહ;
માહારે પ્રસાદે કરી, વૈકુંઠ પામે તેહ. ૫૬
ચિત્ત વડે કરે કર્મ અર્પણ, બુદ્ધિ જોગ ઉપાસના;
માહારું ચિંતન કરે નિરંતર, ટળે સઉ ભવશાસના. ૫૭
તાહારું ચિત્ત તું સુંપ મુજને, ભવ તરીશ ટળશે ત્રાસ;
અહંકારે નહિ માને તો થશે, નિશ્ચે તાહારો નાશ. ૫૮
અહંકાર આશ્રિત નહિ માને, મમ વચન યુદ્ધ વહેવાર;
પ્રકૃતિ સ્વભાવ જે ક્ષત્રીનો, તને પ્રેરશે નિરધાર. ૫૯
સ્વભાવે એ કુંતીનંદન, કર્મ હોયે હમેશ;
મોહ થકો નહિ આચરે તો, પરવશ થકો તું કરેશ. ૬૦
સઉ હૃદેમાં રહ્યા ઈશ્વર, જાણે નહિ મનમૂઢ;
તે ભ્રમાવે સર્વ ભૂતને, જ્યમ જંત્ર માયા રૂઢ. ૬૧
તે ઈશ્વરને શર્ણ જા તું, ભારત સઉ ભાવે કરી;
પરમ પ્રસાદ પરમ શાંતિ, પામીશ તું વૈકુંઠપુરી. ૬૨
જ્ઞાનનું વ્યાખ્યાન કીધું, ગુહ્યમાં મહાગુહ્ય;
જ્યમ ગમે ત્યમ કરજે પાર્થ, જેહેવી તુજને સુજ્ય. ૬૩
ગોપ્ય શાસ્ત્ર મેં કહ્યું તુજને, પરમ વચન ઉદાર;
તું મુજને વલ્લભ ઘણો, સુણ પારથ પાંડુકુમાર. ૬૪
મહારે વિષે છે ભાવ જેહનો, મને કરે નમસ્કાર;

પામે મુજને નહિ સંશે, એ સત્ય વચન નિરધાર. ૬૫
સર્વ ધર્મ અધર્મ મૂકીને, તું શર્ણું માહારે આવ્ય;
શોક પાપથકી મુકાવીશ, તું મિત્ર ચિત્તમાં લાવ્ય. ૬૬
ધર્મરહિત તપરહિત જે જન, ભક્તિરહિત નર હોયે;
જે કરે અસૂયા માહ્યરી, તેહેને સંભળાવીશ નહિ સોયે. ૬૭
ઇદં શાસ્ત્રં પરમ ગુહ્યં, મમ ભક્તને સંભળાવે;
તેણે માહારો કરી ભક્તિ, અતિ પ્રિય મને ભાવે. ૬૮
ગીતાશાસ્ત્રનું શ્રવણ કીરતન, ભાવે કરે જે કોયે;
મનુષલોકમાં નહિ એહેવો, જેહેવો એ વલ્લભ હોયે. ૬૯
એ ધર્મરૂપી સંવાદ આપણો, સાંભળે સંભળાવે જે;
જ્ઞાન જજ્ઞ તે કર્યો તેણે, સકલ શિરોમણિ તેહ. ૭૦
મૂકી અસૂયા શ્રદ્ધા રાખી, સાંભળે સંવાદ;
તે પામે મમ લોકને, તજી માયા મોહ પ્રમાદ. ૭૧
હે ધનંજય! વચન માહરાં, તેં સાંભળ્યાં કે નાંહ્ય;
અજ્ઞાને ઊપન્યો મોહ એહેવો, ગયો કે નહિ જાય. ૭૨

અર્જુન ઉવાચ

મોહ ગયો થઇ જ્ઞાન સમર્તિ, તમ પ્રસાદે નાથ;
તમો કહેશો તે કરીશ હાવે, જોડીને બે હાથ. ૭૩

સંજય ઉવાચ

શ્રીકૃષ્ણ ને પારથતણો, સંવાદ ઉત્તમ સોયે;
સાંભળતાં આનંદ અદ્‌ભુત, રોમાંચિત તન હોયે. ૭૪
વ્યાસપ્રસાદે મેં સાંભળ્યું, પરમ ગુહ્ય એ જ્ઞાન;
જોગેશ્વર શ્રીકૃષ્ણ મુખથી, કહ્યું શ્રીભગવાન. ૭૫
હે રાજન! સંવાદ અદ્‌ભુત, કેશવ ને અર્જુન તણો;

વારંવાર રસપાન કીજે, પ્રેમ ઉર ઊપન્યો ઘણો. ૭૬
એહેવું અદ્ભુત રૂપ હરિનું, મુખે નવ જાયે કહ્યું;
વિસ્મે પામ્યું મન માહરું, વારંવાર હરખે હયું. ૭૭
યત્ર જોગેશ્વર હરિ, ધનુરધર પારથ જાંહાં;
સકલ શોભા સંપત્તિ, જશ કીરતિ લક્ષ્મી તાંહાં. ૭૮
સંવત અઢારસેં બાવનો, કૃષ્ણપક્ષ ભાદ્રપદ માસ;
તૃતીયા સોમવારે કીધો, ગીતા ગ્રંથ પ્રકાશ. ૭૯
ધન્ય સંગત્ય ધન્ય રામજી, ધન્ય શિવદત્ત ગોવિંદરામ;
ધન્ય સ્વામી જાનરાય ઠાકોર, ધન્ય સંદેસર ગામ. ૮૦
ગુરુ બાપુજી કરી ક્રિયા, સ્વામી આત્મારામ;
સંત સમાગમ પ્રીતમ પામ્યા, હરિચર્ણકમલ સુખધામ.

વલણ

અધ્યાય અષ્ટાદશ થયો પૂરણ, પ્રગટ્યો પરમ આનંદ રે;
કહે પ્રીતમ પ્રેમે કરી, સઉ બોલો જે ગોવિંદ રે. ૮૨

ઇતિ શ્રીમહાભારતે ભીષ્મપર્વણિ શ્રીમદ્ ભગવદ્ગીતા સૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે સંન્યાસયોગ નિરૂપણમ્ નામ અષ્ટાદશોऽધ્યાયઃ ॥ ૧૮ ॥

શ્રીગીતાજી સંપૂર્ણ કલ્યાણમસ્તુ

સંવત ૧૮૭૫ ના વરસે ચૈતર સુદ...વાર રવિ તિથિને દિવસ પ્રત સંપૂર્ણ લિખિતે સંતે અઢાર ચોપના વૈશાખ વદ ૧૨ ને દિવસ મધ્યાહ્નનને કાલે બાવોજી સધામ પધારા છે તે જાણજો. લખિતંગ સામી પ્રીતમના સીસ્ય નારાયણ દાસનો સર્વેને જે સીરામ છે.×

---

× આ ચાર લીટીઓમાં અનેક ભૂલો હોવા છતાં હસ્તલિખિત નમૂનાનો ખ્યાલ આપવા માટે તે લખેલી પ્રત મુજબજ અક્ષરશઃ આપેલી છે. —સંપાદક

# सप्तश्लोकी गीता

ॐकार एकाक्षर ब्रह्म, याको जे कोय जाणे मर्म;
अंतकाल उच्चारण करे, सहेजे परमगति परवरे;
मेरो मोक्षपद पावे तेह, प्रीतम ओहोार धरे नहि देह. १
सरवतणा जे कांई पद पाण्य, सरव शिरो लोचन मुख वाण्य;
सरवतणां श्रुति मन भयो, सरव वस्तमां व्यापी रह्यो;
मेरो रूप माने निरधार, प्रीतम परमतत्त्व सोई सार. २
जे स्थानक मम कीरति होये, सब जग हरख पावत हे सोये;
जांहां मेरी महिमाप्रकाश, राक्षस भूत प्रेत को नाश;
सरव सिध सनकादिक जेह, मेरे चरण नमत हे तेह. ३
सो स्वरूप मेरो साक्षात, प्रीतम परम गूंच ए बात;
पूरण पुरुषोत्तम प्रभु जेह, सरव जीवको करता तेह;
सूक्षम पे सूक्ष्म हे सही, जांहां मनवाणी पोचे नहि. ४
आदित तेज हजारां होये, प्रीतम पार ब्रह्म कहीए सोये;
ऊंचे मूल नीचे हे डाल, वेल छंद जाके पत्र विशाल;
एसें वृक्ष कुं जाने जेह, सम्यक ज्ञानी कहीए तेह. ५
सो ज्ञानी मेरो हे रूप, प्रीतम पुरुषोत्तम अनुप;
प्राणीमात्र के हृदये रहुं, मोते सबको समरण लहुं;
अज्ञान ज्ञान मोतें हे सार, गावत वेद मोहे निरधार. ६
वेदांत को करता ज्ञाता सही, मोतें अवर पुरुष को नहि;
मेरोरूप जाणे जे कोय, प्रीतम जन्ममर्ण नहि होय;
अर्जुन मेरे विषे मन राख्य, मेरा भजन विना सब नाख्य. ७

મેરા ભક્ત પાવત હે મોય, અંતકાલ સંત જાણો સોય,
અધિક પ્રિય ભક્તિ મમ સાર, પ્રીતમ કૃષ્ણ કહ્યો નિરધાર;
એ સપ્તશ્લોકી ગીતા સોય, પ્રીતે પાઠ કરે જે કોય. ૮
અઢાર અધ્યાયકી ફલ પ્રાપતિ, શીખે સુણે સહેજે મમ ગતિ;
એ શ્રીકૃષ્ણકા બોધપ્રમાણ, પ્રીતમ પાવે પદ નિર્વાણ. ૯

# परचूरण पद

## રામચંદ્રજીની આરતી

જે રઘુવરરાયા, જે રઘુવર રાયા, આરતી કરું આનંદે,
વ્યાપે નહિ માયા, જે રઘુવરરાયા. ૧
કીટ મુગટ મકરાકૃત કુંડળ, ભાલ તિલક રાજે; (૨)
કમળ નેણ કેસરિયો વાઘો, ધનુષ બાણ રાજે. જે રઘુવર૦ ૨
હીરા હેમ રત્નમણિ માળા, માણેક ગજમોતી; (૨)
ભુજ કંકણ બાજુબંધ પોંચી, નખ મણિગણ જ્યોતિ. જે રઘુવર૦ ૩
પીત વસન તન સુંદર સોહે, આભૂષણ અંગે; (૨)
જાનકી સતી શિરોમણિ, સીતાજી સંગે. જે રઘુવર૦ ૪
ચરણકમળરજ મહિમા મોટો, અહલ્યાજી ભાખે; (૨)
જ્યાંથી પ્રગટ્યાં ગંગા, શંકર શિર રાખે. જે રઘુવર૦ ૫
તીરથ સકળ હરિચરણે, મૌનપણું ગ્રહે છે; (૨)
સુરનર મુનિજન સેવે, આનંદે રહે છે. જે રઘુવર૦ ૬
સનકાદિક ઇંદ્રાદિક નારદ, સ્તુતિ શ્યામની ગાયે; (૨)
પ્રીતમ પ્રેમે વંદે, બલિહારી જાયે. જે રઘુવર૦ ૭

## રણછોડજીની આરતી

જે રણછોડરાયા, જે રણછોડરાયા;
અગરકપૂરે કરું આરતી, ગોપીવર ગાયા. જે રણછોડ૦ ૧
સુરતરુ કામધેનુ ચિંતામણિ, જે કોઇ જન સેવે; (૨)
ત્રિવિધિ તાપ ન વ્યાપે, ઇચ્છાફળ દેવે. જે રણછોડ૦ ૨
ચતુરાનન પંચાનન, સદા શેષ સમરે; (૨)
પદરજ શીશ ચડાવે, તે નિશ્ચે ન મરે. જે રણછોડ૦ ૩
ઈશ્વર રજ સુજશ શ્રીસંગે, અંગે રંગ રાજે; (૨)
જ્ઞાન વૈરાગ્ય વસે પૂરણ, ભવ સંકટ ભાજે. જે રણછોડ૦ ૪
રિધ સિધ નવનિધ મુક્તિ ચતુરધા, ચરણ તળે લોટે; (૨)
આનંદ મૂળ સુખ પામ્યો, કેમ બીજું ગોઠે. જે રણછોડ૦ ૫
નખશિખ રૂપ રસિકવર કેરું, જે રુદિયે ધરશે; (૨)
પ્રીતમ ગૌપદ પેરે, ભવસાગર તરશે. જે રણછોડ૦ ૬

---

## ગુરુસંતની આરતી–રાગ કલ્યાણ

આનંદ મંગળ કરું આરતી, હરિગુરુ સંતની સેવા,
પ્રેમ ધરી મંદિર પધરાવું, સુંદર સુખડાં લેવા. આનંદ૦
રત્નકુંભ ઘન વાજાં ભીતર, આનંદરૂપી એવા; (૨)
ત્રિભુવનતારણ ભક્તઉદ્ધારણ, મુહૂરત અકળ અમેવા. આનંદ૦
તીર્થ સહુ સાધુને ચરણે, ગંગા જમુના રેવા; (૨)
કહે પ્રીતમ ઓળખો અણસારો, હરિજન તો હરિજેવા. આનંદ૦

## જુમનાજીનો ગરબો

જે જે જે જુમના જુગતારણી, વંદ્રાવનચંદ્રની પટરાણી લાલ.
રંગતુરંગી તે રવિનંદની, પરસે પાવન થાએ પ્રાણી લાલ. જે૦
ભૂતળ ભગની તે ધર્મરાજની, જમકિંકરનું જોર ન ચાલે લાલ. જે૦
જળબિંદુ જેને અંગે અડે, તે તો મોહનચરણે મહાલે લાલ. જે૦
શ્રીગોકુળ આવ્યાં ગૌલોકથી, વિરજા વિશ્રામ વાસે વસિયાં લાલ.જે૦
રત્નમણિમયતત્રઠરળિયામણું, જ્યાંઝીલેગોપીજન રસિયાંલાલ.જે૦
કુસુમ કમળદળ પ્રેમ પાંખડી, મધુકર મોર ચકોર હિલોળેલાલ.જે૦
કૃષ્ણવરણપ્યારીશ્રીકૃષ્ણની, નહિ કોઇત્રિભુવનમાં એતોલે લાલ.જે૦
રાધામાધવ રહે જ્યાં રંગમાં, સખીસહચરીસંગે સોહાગી લાલ.જે૦
નવઘન નિર્મલ નીર સોહામણું, પ્રીતમ પરસે તેબડભાગીલાલ.જે૦

## ગંગાજીનો ગરબો

ભૂપ ભગીરથ ભક્તશિરોમણિ, જક્તપાવની ગંગા લાવ્યા લાલ.
સુરસરી સહસ્ત્ર ધાર શિવ પર પડી, શંકર શીશ તરંગસમાવ્યોલાલ.
રાજા એક પગે ઊભો રહ્યો, મહાવિકટ જ્યારે તપ જોયું લાલ.
શિવજી દયાળે દયા ત્યારે કરી, લઇને શિરની લટ નિચોવી લાલ.
તે ઉદકની ત્રણ ધારા થઇ, રહી ગગન ભૂતળ પાતાળે લાલ.
વરકણ કીધી વળી વિવેકશું, પતિત પાવનની દયાળે લાલ.
ગઇ જે ગગને નામ મંદાકિની, રહી ભૂતળે તે ગંગ કહેવાયે લાલ.
પહોંચી પાતાળે તે પ્રભાવતી, મહિમા નિગમ નિરંતર ગાએ લાલ.
આગે આગે રથ રાજા તણો, પાછળ પાછળ ગંગા લહેરી લાલ.
પૃથ્વી પાવન કરતાં પરવર્યાં, કાશી પ્રાગ સોરમત્રઠ હેરી લાલ.
પગ પગ પુન્ય જજ્ઞ અશ્વમેધનું, જે જાએ ચિત્તમાં ધરી કાશી લાલ.

મજ્જન પાન કરે જે માનવી, રૂપ ચતુર્ભુજ વૈકુંઠવાસી લાલ.
દરસે પરસે ગંગતરંગને, તે જાણો મોટા બડભાગી લાલ.
પ્રીતમ તે નાવે ગર્ભવાસમાં, જે જન પ્રભુપદના અનુરાગી લાલ.

## રણછોડજીનો ગરબો–૧

રૂપ તમારું રળિયામણું, રણછોડરાય;
સુંદર સરખું સોહામણું, રણછોડરાય.

માથે મનોહર મોળિયું, રણ૦ ઝાઝા તે રંગમાં ઝકોળિયું–રણ૦
છોગે છબી આવી છબી, રણ૦ મોર ચંદ્રિકા ભાસે ભલી–રણ૦
કાને તે કુંડલ ઝલકતાં રણ૦ માંય મુક્તાફલ ઢળકતાં–રણ૦
ભાલ તિલક ભલાં શોભતાં, રણ૦ મહામુનિનાં મન લોભતાં–રણ૦
મોટું મોતી મુકરાણું, રણ૦ અધર ઉપર ઓપે ઘણું–રણ૦
અધર અરુણ રંગ ચોળ છે, રણ૦ અગર સુગંધી અંગ ઢોળ છે–ર૦
કંઠે હીરા હેમ સાંકળી, રણ૦ મણિમાલા મુક્તાવલિ–રણ૦
ભુજકંકણ બાજુ બેરખા, રણ૦ રત્નજડિત કર મુદ્રિકા–રણ૦
કંદોરો કટિ ક્ષીંકની, રણ૦ પીતાંબર દુતી દામની–રણ૦
જામો જરીનો જોર છે, રણ૦ પટકે કસબી કોર છે–રણ૦
પાવલે અણવટ વીંછિયા, રણ૦ પ્રેમની દષ્ટે પ્રીછિયા–રણ૦
નેપુર ઉપર ઝૂમે ઝાંઝરી, રણ૦ રમક ઝમક રંગ ઘૂઘરી–રણ૦
સુંદરતા અંગ અંગની, રણ૦ ઉપમા કોટય અનંગની–રણ૦
રૂપ તમારું અપાર છે, રણ૦ પ્રીતમના પ્રાણ આધાર છે–રણ૦

## રણછોડજીનો ગરબો–૨

મહિમા તમારા નામનો, રણ૦ એ છે અમારા કામનો–રણ૦
નિગમ નિરંતર ગાય છે, રણ૦ જેહને જોગેશ્વર ધ્યાય છે–રણ૦

જાણ્યે અજાણ્યે જે જપે, રણ૦ સંસારમાં શાને તપે—રણ૦
નામે પથ્થર તારિયા, રણ૦ નામે અધમ ઓધારિયા—રણ૦
નામે ગગન ગુણકા ગઇ, રણ૦ નામ વડે નિરભે થઈ—રણ૦
નામનો મહિમા અપાર છે, રણ૦ સહુ કોનો આધાર છે—રણ૦
ચરણકમલરજ લીજીએ, રણ૦ જનમ કતારથ કીજીએ—રણ૦
જે સ્થલ લક્ષ્મીનિવાસ છે, રણ૦ મુનિ મન ભ્રમર વિલાસ છે—રણ૦
પદ પરસીત જલ જેહ છે, રણ૦ ત્રિભોવન પાવન તેહ છે—રણ૦
બ્રહ્મજલ સઉ કોને ભાવિયું, રણ૦ શંકરે શીશ ચડાવિયું—રણ૦
વંદે વિરંચિ શેષ શારદા, રણ૦ શુકમુનિ વ્યાસ વિશારદા—રણ૦
રજ ગઉતમ ગ્રહણીને મળી, રણ૦ કલંક ગયું સરવે ટળી—રણ૦
રજ પરસીત વૃજસુંદરી, રણ૦ રહી આનંદ રંગમાં ભરી—રણ૦
લીલા રહી જુગ છાઇને, રણ૦ પ્રીતમ જીવે જશ ગાઇને—રણ૦

## રણછોડજીનો ગરબો—૩

ડાકોર ઉપર દયા કરી, રણ૦ હેતશું વસિયા હરિ—રણ૦
બોડાણે બહુ પ્રીતશું, રણ૦ ભક્તિ કરી શુદ્ધ ચિત્તશું—રણ૦
પ્રેમે તે પ્રભુજી પધારિયા, રણ૦ ભક્તોના ભાવ વધારિયા—રણ૦
સરોવર સાગર ગોમતી, રણ૦ ડાકોર કર્યું દ્વારામતી—રણ૦
સુંદર મંદિર સાધુતણાં, રણ૦ ઘાટ વાટ રળિયામણાં—રણ૦
ઠોર ઠોર ફૂલવાડીઓ, રણ૦ આવે ગુલાબની ગાડીઓ—રણ૦
આનંદ ઉત્સવ થાય છે, રણ૦ કોય નાચે કોય ગાય છે—રણ૦
સન્મુખ સાધુનાં વૃંદ છે, રણ૦ આઠે પહોર આનંદ છે—રણ૦
ઠાકોરદાસજી દયાલ છે, રણ૦ સાધુતણા પ્રતિપાલ છે—રણ૦
કથા નિરંતર થાય છે, રણ૦ સાંભળતાં અઘ જાય છે—રણ૦

સેવાસમરણ સાર છે, રણ૦ પ્રીતમ પ્રેમ વિહાર છે–રણ૦

## રણછોડજીનો ગરબો-૪

સતસંગતથી સાર છે, રણ૦ આનંદનો અંબાર છે–રણ૦
જીવનું જોખમ જાય છે, રણ૦ જીવ ઈશ્વરત્વંત થાય છે–રણ૦
સાગર સંગે ધાળિયો, રણ૦ સમુદ્ર થનો તે ભાળિયો–રણ૦
ધન્ય ચંદનની વાસને, રણ૦ પલટે આક પલાશને–રણ૦
લોહ પારસ પરસાય છે, રણ૦ મોંઘે મૂલ વેચાય છે–રણ૦
અગ્નિમાં ઓછું ન પડે, રણ૦ વસુધામાં વાંનો ચડે–રણ૦
એમ સાધુ સંસારમાં, રણ૦ પાત્ર માંડે પલવારમાં–રણ૦
પ્રીતમનો મંત્ર એહ છે, રણ૦ સાધુ હરિનો દેહ છે–રણ૦

## મહાત્મા રવિદાસના કાગળનો પ્રત્યુત્તર*

રવિના રૂપમાં રજની ન હોય, આપે સ્વયં પ્રકાશિત સોય;
દરસન કરતાં દુક્રીત ટળે, સેજે સુખના સાગર મળે. રવિના૦ ૧
બ્રહ્મસ્વરૂપે, બ્રહ્મ વિચારે, બ્રહ્મ અજર રસભોગી;
બ્રહ્માનંદ અખંડ એક વરતે, શુધ્ધ સનાતન જોગી. રવિના૦ ૨
સ્થાવર જંગમ અણુ અજ આદે, એક આતમા દરસે;
અધમઓધારણ તાપનિવારણ, વચને અમૃત વરસે. રવિના૦ ૩
પરમ સનેહી પરઉપકારી, પરમારથમાં પૂરા;
જ્ઞાન ભક્તિ વૈરાગ વિષેખે, હરિસુમરણમાં શૂરા. રવિના૦ ૪
એકાદસ ઉત્તરને અંતે, સત કહ્યું શ્રીમુખથી;

* રવિદાસનો કાગળ આ પુસ્તકની શરૂમાં આપેલા પ્રીતમદાસના ચરિત્રમાં આપેલો છે.

તેમાં એવા સંત હોય તો, ઓળખાય નિજ લક્ષથી. રવિના૦ ૫
જે જે ઉપમા તમને દીજે, તે ઓરી રહી જાય;
દિનકર ઉપર દીપક શશિ, એ શી પામે શોભાય. રવિના૦ ૬
સુરસરી સુરતરુ ચંદ્ર વિષે ગુણ, એક એક વેદ વખાણે;
સર્વ ગુણસંપન સંત બિરાજે, જે સેવે તે જાણે રવિના૦ ૭
ગંગાજી પ્રાચીત પરજાળે, ચંદ્ર તાપને ટાળે;
કલ્પવૃક્ષ ઇચ્છાફલ આપે, સંત જનમદુઃખ ટાળે. રવિના૦ ૮
કમળ ખરું પણ કાંટા અંગે, ભમર ખરો પણ ભોગી;
ચંદન ખરું પણ વિષધર વળગ્યો, ચંદ્ર ખરો પણ રોગી.રવિના૦૯
પંડિત તો પરને પરમોદે, આપોપું નવ ટાળે;
હંસ કરે મોતીનો ચારો, સમીપ બ્રહ્મ નવ ભાળે. રવિના૦ ૧૦
ગુણ ને દોષ રહ્યા છે સહુમાં, સંત સરવથી ન્યારા;
શિવ ચતુરાનન સેવે સંતને, વૈકુંઠપતિને પ્યારા. રવિના૦ ૧૧
નિરગુણ નિજાનંદ નિરલેપી, નિરાલંબ નિરદાવે;
સુધ ચિત્તે સતસંગ કરે તો, ભવસાગરમાં નાવે. રવિના૦ ૧૨
સર્વ શિરોમણિ સર્વ સુખદાયક, સકલ ધર્મની સીમા;
કોટી કલ્પલગી કથે શારદા,તોયઅગમ સંતમહિમા. રવિના૦૧૩
સીરગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણ રામજી, સદ્‌ગુરુ સંત સરુપે;
તેહતણું દાસાતન કરવું, રેહવું આપ અરુપે. રવિના૦ ૧૪
નિરગુણ બ્રહ્મ નિરંતર ભરિયો, કોય માણે મરજીવા;
સતગુરુ ધાટે આવી ચડશે, તે પામે રસ પીવા. રવિના૦ ૧૫
મન વાણી પામે નહિ જેને, તેહને કંઈ પેર કહીએ;
કહે પ્રીતમ રવિદાસ.સમજીઅરસપરસહોય રહીએ.રવિના૦ ૧૬

## બાવાનું પદ

ભાઈ અમે બાવા રે ભાઇ બાવા,
હાથે માળા ગોવિંદગુણ ગાવા,ભાઇ અમે બાવા રે ભાઇબાવા(ટેક)
અમે માથે નાખ્યો છે છેડો, હવે ના કોઇ અમને છેડો;
નહિ તો થશે હરિ સાથે હેડો,ભાઈ અમે બાવા રે ભાઇ બાવા. ૧
ઉપર આભ ને હેઠે ધરતી, હરિ વિના બીજી નહિ વરતી;
અમે મૂકી સારી ને નરતી, ભાઈ અમે બાવા રે ભાઇ બાવા. ૨
અમારે ઘરેણામાં ગેરુ, ઘર રહેવાને દેવળ દેહેરું;
સુખસજ્યા ધરતી ને વેળુ, ભાઇ અમે બાવા રે ભાઇ બાવા. ૩
કહે પ્રીતમ મમતા મૂકી, ડગ ભરીએ ફૂંકી ફૂંકી;
નવ પડીએ ચોરાશીમાં ચૂકી, ભાઈ અમે બાવા રે ભાઇ બાવા. ૪

---

## ભક્તિનું પદ

ભક્તિ એવી રે ભાઈ એવી, તરસ્યાને પાણી રે જેવી;
ભક્તિ જુગમાં કરે નર સોઇ, જાકે ધડ પર શીશ ન હોઇ;
ભક્તિ છે રે ખાંડાની ધાર, એને સાધે કોઈ સાધનહાર. (ટેક)
એક ચોર તે ચોરી કરે છે, ઘર પૂઠળ ફેરા ફરે છે;
થઇ રાત અંધારી ઘોર, ધારી ધારણ પેઠો ચોર;
એનેશિર સાટે પરધન હરવું,એવું હરિચરણે ચિત્ત ધરવું.ભક્તિ૦ ૧
એક શૂરો તે રણમાં ચડે છે, શીશ જાતાં તે ધડ લડે છે,
એને સન્મુખ પગલું રે ભરવું, પાછી પૂંઠ કરી નવ ફરવું;
વેરી હણવો કે પંડે મરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું.ભક્તિ૦ ૨
એક ગુણકા તે ગાન કરે છે, સોળે શણગાર અંગ ધરે છે;

લઇ દરપણ મુખ નિહાળે, નખશિખ શરીર સંભાળે;
એને પારકું મનજ હરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦ ૩
એક સતી શણગાર કરે છે, તે તો અગ્નિમાં અંગ ધરે છે;
એ તો સ્વામીનું સમરણ કરતી, પ્રાણપતિ સાથે પરવરતી;
એને અગન થકી નવ ડરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦ ૪
એક છીપ સાગરમાં રે રે' છે, તે તો ખારું નીર તજે છે;
સ્વાતિ નક્ષત્ર આવે જ્યારે, આવે ઉપર તરીને તારે;
(તેને)એક સ્વાતિબું દમન કરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦ ૫
જુવતી જળ ભરવાને જાયે, ભરી નીર ને પાછી રે આવે;
શિર બેડું ને હાથ લે તાળી, મુખે હસે છે વારી વારી;
બેડું ચિત્તથી નથી રે વીસરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦ ૬
એક ભ્રમર કમળમાં રહે છે, એને વાસના એની ગમે છે;
સાંજ પડીને કમળ બિડાયું, અકળાયો નેક્યાંઇ ના જવાયું;
એને કમળની પ્રીતે છે મરવું, તેવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦ ૭
કહે પ્રીતમ સંત સનેહી, જેણે ધરી રે મનુષ્યદેહી;
તેણે અભિમાન પરહરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦ ૮



# संत प्रीतमदास

( લેખકઃ-શ્રી. સુરેશ દીક્ષિત એમ. એ., એમ. એસ સી. )

સંવત ૧૭૭૪-૮૦ ના અરસામાં પ્રીતમદાસનો જન્મ બારોટ જ્ઞાતિમાં ધોળકા પાસે બાવળા ગામમાં થયેલો. તેના પિતાનું નામ પ્રતાપસિંહ અને માતાનું નામ જેકુંવરબા હતું. નાનપણથી તેની આંખોનું તેજ ઝાંખુ થયું હશે, પરંતુ તે અંધ હતો એ માની શકાય એમ નથી. સંવત ૧૩૫૬માં થયેલા રામાનંદ સ્વામીની શિષ્યપરંપરામાં પ્રીતમદાસ હતો. ગુરુભાઈ બાપુજી અને રામાનંદી પંથના વિદ્વાન સાધુ ગોવિંદરામજીના સંતસમાગમે તેનામાં ભક્તિ અને જ્ઞાન પ્રગટ્યાં. સંવત ૧૮૧૭ માં તે ચરોતરના એક અજાણ્યા ગામડા સંદેસરમાં જઇ વસ્યો. તેનું પ્રથમ કાવ્ય સરસગીતા (કૃષ્ણલીલા) સંવત ૧૮૩૧માં લખાયેલું છે. તેનો છેલ્લો ગ્રંથ ભગવદ્ગીતાનું ભાષાંતર તેના મરણના બે વર્ષ પહેલાં સંવત ૧૮૫૨માં લખાયેલ છે. લગભગ પચીસ વર્ષના જીવનગાળામાં તેણે જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય અને શૃંગારના બાર ગ્રંથ અને તે ઉપરાંત ગરબા, ગુરુમહિમા, ભક્તનામાવલિ, નામમહિમા, કૃષ્ણાષ્ટક, મહિના, તિથિ, વાર, રવેણીઓ, છપ્પા, ચોપાઇઓ, ચેતવણીઓ અને અનેક સર્વશ્રેષ્ઠ પદ લખ્યાં છે. પ્રીતમદાસને ચોત્રીસ શિષ્ય હતા. તેઓ સર્વ તેને બાવાજી કે સ્વામીને નામે ઓળખતા. સંદેસરના મંદિરમાં તેની આસપાસ બસોઅઢીસો સાધુબાવાઓની જમાત પડીપાથરી રહેતી. તેના મરણ પછી ચરોતરથી કાઠિયાવાડ સુધીમાં તેના પંથનાં બાવન મંદિર સ્થપાયેલાં.

પ્રીતમદાસે ગૃહસ્થાશ્રમ જોયો ન હતો. મંદિરના મહંત તરીકે

તેને બ્રહ્મચારી રહેવાનું હતું. તે કાશી સુધી જાત્રાએ ગયેલો. પ્રીતમદાસના જીવનમાં અનેક દંતકથાઓ અને ચમત્કારો વણાયેલા છે. વરસાદ વરસાવવો, મૂએલા ઢોરને જીવતું કરવું, ખારા કૂવાનાં પાણી મીઠાં કરવાં વગેરે અનેક વાતો પ્રચલિત છે. પ્રીતમદાસની વાણી પાટીદાર લહિયા લખતા. નારણદાસ નામના તેના લહિયા અને શિષ્યે સ્વહસ્તે કરેલી નકલો ઉપરથી તેણે પ્રીતમના સાહિત્યને રઝળતું–ખોવાતું અટકાવ્યું છે. જે શ્રદ્ધા અને ભક્તિથી આ શિષ્યે ગુરુના મરણ પછી તેના સાહિત્યને સાચવ્યું છે, તે શ્રદ્ધા અને ભક્તિ આજ ભાગ્યેજ કોઇ પ્રકાશકમાં કે વાચકમાં જડશે. એકાદશ સ્કંધને અંતે નારણદાસ લખે છે: "સંવત અઢાર ઇછોતેરના અસાડ વદ એકાદશીને દિવસ એકાદશ ભાગવત લિખિતે લખિતંગ સાંમી પ્રીતમના શિષ્ય નારણદાસ જે કોયે વાંચે સાંભળે તેને અમારો જેસીરામ છે. રામ રામ છે. બાવા પ્રીતમજી સંવત અઢાર ચોપનાના વૈશાક વદ બારસને દિવસ મધ્યાંન કાલે સધામ પધારા છે તે જાણજો."

આખીય અઢારમી સદીના રંગરાગ, ભરતીઓટ, આફતો અને દૈવી પ્રકોપ વહેતા કાળમાં પ્રીતમદાસે જોયાં અનુભવ્યાં છે. શંખલામાં પેસી જતી ગોકળગાય જેવો તે સંદેસર જેવા ગામડામાં બેસી ગયો છે. પ્રીતમદાસનો સમય જગતના, હિંદના અને ચરોતરના ઇતિહાસમાં ધરતીકંપ સમો હતો. જગતમાં મહાન ઊથલપાથલની શરૂઆત થઇ હતી. ઇંગ્લેંડમાં જ્યોર્જ બીજા અને ત્રીજાનાં રાજ્ય હતાં. નેપોલિયન, કલાઇવ અને હેસ્ટિંગ્સ યુરોપ અને એશિયામાં વિગ્રહ અને વિનાશ કરવા તત્પર હતા. એ સદીમાં પ્લાસી અને પાણીપતમાં મોગલ અને મરાઠાનાં ભાગ્યચક્ર ફર્યાં હતાં. આવે સમયે ગુજરાતમાં સુરત, અમદાવાદ અને ખંભાતના

પ્રદેશ માટે મોગલ અને મરાઠા વચ્ચે ઝૂંટ ચાલતી હતી. રોહિલા, આરબ, હબસી અને મારવાડીનાં ભટકતાં તીડ જેવાં ટોળાં મોગલના લશ્કર તરીકે ઓળખાતાં. જવાંમર્દખાન ગુજરાતનો સૂબો હતો. ખંભાતના મુત્સદ્દી તરીકે દિલ્હીના બાદશાહી ફરમાનથી ખંભાતની ગાદીનો ટુકડો પચાવી પાડનાર મોમીનખાન નિમાયો હતો. નાનાં છોકરાં નવા રમકડા માટે લડે એમ નવા પ્રદેશ માટે પેશ્વાઇ અને ગાયકવાડી વચ્ચે અંદરઅંદરની ખેંચતાણ શરૂ થઇ હતી. મરાઠાના પેશ્વાઇ સરદાર રંગોજી અને ખંડેરાવ ગાયકવાડ વચ્ચે ઝપાઝપી થતી. બોરસદ અને ખંભાત વચ્ચે મોમીનખાન અને શ્રીપતરાવ દાવ ખેલતા હતા. જરીપટકાનો ભગવો ઝંડો, ત્રિશૂળ અને હાથીનાં જયચિહ્ન જવાંમર્દખાનને અમદાવાદમાં થથરાવતાં હતાં. કસબેકસબે ફોજદારી અમલની સત્તા ગુજરાતને જકડી રહી હતી. ઊંચી કોમ શહેર છોડી ગામડાંમાં ભરાતી. મરાઠાઓ જીતતા ત્યારે દંડ અને નવાનવતેરા કરવેરા નાખતા. વેપારી વાણિયા લશ્કર સાથે ફરી કમાતા. કોળી લોકો ગુજરાતમાં મરાઠાની મદદે હતા. તેઓ ધાડ પાડતા. વટેમાર્ગુને લૂંટતા, ઢોર ઉઠાવી જતા. એકંદરે ત્રાસત્રાસ વર્તાવતા. પ્રીતમદાસના 'સુડતાળો કાળ અથવા પ્રેમપ્રકાશ' માં અને ઠેકઠેકાણે આ સમયના દુઃખનું ચિત્ર છેઃ

"રાજા અપરાધી થયા ઘણું ચોર, લૂંટાયા લોક પ્રભુ ચહુચોર;
નહિ કોઈ રક્ષાનો કરનાર, થયા ધન ત્રિયા તણા હરનાર.
ક્ષત્રી થઇ વાળવા લાગ્યા ગાય, તેને તો મ્લેચ્છ મુકાવા જાય;
ઉત્તમ મધ્યમ કરે છે કામ, બેઠાં કળિ થાણાં ઠામોઠામ."

× × × ×

"મારગ વચ્ચે મ્લેચ્છ મળ્યા, જેણે વેઠે ઘાસ વઢાવ્યો રે."

આપણા સાહિત્યમાં નરસિંહની હારમાળા, કાન્હડદે પ્રબંધ,

બોડાણાની મૂંછનાં પદ કે કાળકાના ગરબા જેવાં થોડાંજ ઇતિહાસની ઝાંખી કરાવતાં આલેખનો છે.

આટલો માનવત્રાસ ઓછો હોય તેમ થોડે વર્ષે કુદરતી કાળ આવતો. અતિવૃષ્ટિએ રેલમાં ગામ અને ઢોર તણાઇ જતાં. ખેતી બરબાદ થતી. અનાવૃષ્ટિએ કૂવાનાં પાણી સુકાતાં. ઢોર અને માણસ ભૂખે મરતાં. સુડતાળો કાળ અને તોતેરો તણખિયો કાળ વિપત્તિઓથી ભરપૂર હતા. રૂપિયે ત્રણ શેર–ચાર શેર અનાજ મળવાં મુશ્કેલ હતાં. મુડદાંનું માંસ ખાતાં લોક ડરતા નહિ, નાનાં છોકરાં રસ્તે રઝળતાં ફેંકી દેવાતાં. ટૂંકામાં વસ્તીનું વેરાન થતું. આ વિપત્તિનું મૂળ કળિકાળ ગણાતો. પૃથ્વી ઉપર ભારોભાર પાપ વધી પડ્યું મનાતું. એની શિક્ષારૂપે નિર્જળ કાળ આવતો.

"પૃથ્વીપર વાધ્યું પાપ પરિબ્રહ્મ, વરતાઓ મહામોટો અધર્મ;
નથી કોઇ માનતું માતપિતાય, નથી કોઇ માનતું ગુરુ ને ગાય.
નથી કોઈ માનતું શાસ્ત્ર પુરાણ, નથી માનતું કોઇ કોઇની આણ;
નથી કોઈ માનતું તીરથ વ્રત, નથી કોઇ માનતું કૃત અકૃત.
નથી કોઇ માનતું જજ્ઞ ને જાગ, નથી કોઇ માનતું જોગ વૈરાગ;
નથી કોઈ માનતું તુળસી વન, નથી કોઇ માનતું વિપ્ર હરિજન."

સ્વાભાવિક રીતે આપણા સાહિત્યકાર હરરોજ રચાતા ઇતિહાસથી અળગા રહ્યા છે. દરરોજના બનતા બનાવો ભાગ્યેજ તેમણે લક્ષમાં લીધા છે. એ બનાવોને નોંધવાનું કામ ઇતિહાસલેખકનું ગણાયું છે, સાહિત્યલેખકનું નહિ. પરંતુ પ્રીતમે સુડતાળા કાળનું ઘેરું ચિત્ર દોર્યું છે. તેની વાણીમાં તે કાળના બનાવોનો સચોટ છાંયો છેઃ

"બિચારા દ્રુમ તણો શો દોષ, કાપ્યાં ડાળ મૂળ કરી રોષ;
પશુનું પાપ કશું જદુવીર, ન પામે ઘાસ દાણો ને નીર.

મરે વણ ખૂટચે સ્ત્રી ને બાળ, અનીતિ એવી કરે છે કાળ;
પરમાર્થ પુન્ય ગયું પરદેશ, દયા કાંઇ દીસે નહિ લવલેશ

× × × ×

અન્નજળ મોંઘુ કર્યું મહારાજ, જીવ્યાનો એક ન મળે ઇલાજ
એવું વિપરીત કરે છે કાળ, દીસે નહિ એક દિશા નિકાલ."

ચરોતરની ભૂમિ સાહિત્યભૂમિ છે તેટલીજ ધર્મભૂમિ છે. ત્યાંની પ્રજા શૂરવીર છે. આજ સુધી તલવાર બાંધ્યા વિના રજપૂત ફરતો નહિ, કૂકરી વિના ગુરખા કે કીરપાણ વિના શીખ ફરતા નથી, તેમજ ધારિયું કે ડાંગ લીધા વિના ચરોતરના ખેડૂતો આજ પણ ફરતા નથી. નર્મદા ને સાબરમતી વચ્ચે ગુજરાતી સાહિત્ય ઘડાયું છે, પરંતુ મહી અને વાત્રક વચ્ચેનાં ચરોતરનાં અનેક ગામ તો સાહિત્યને નકશે જડાયેલાં છે. વસ્તો બોરસદમાં, દેવીદાસ સોજીત્રામાં, શિવદાસ અને વિષ્ણુદાસ ખંભાતમાં, દ્વારકો ડાકોરમાં, પ્રીતમ સંદેસરમાં, નરભેરામ પીજમાં, રત્નો ખેડામાં, રણછોડ ભક્ત કપડવણજમાં, એવા સાહિત્યકાર અને સાધુજનો દયારામ પહેલાં એ ભૂમિને પાવન કરી ગયા હતા. બોડાણે દ્વારકાથી રણછોડજીને લાવી વૈષ્ણવ ધર્મનાં દ્વાર ઉઘાડયાં છે અને ડાકોર ગુજરાતનું દ્વારકા થયું છે. વડતાલમાં સ્વામીનારાયણે ધર્મકેન્દ્ર કરી ધાર્મિક સમાનતા સ્થાપવા યત્ન કર્યો છે. ખંભાત જૈનધર્મના તીર્થ જેવું જાણીતું છે. ટૂંકમાં મહી અને વાત્રક વચ્ચે ગુજરાતનું હૃદય છે. બોરસદ અને નડિયાદ વચ્ચે સંદેસર જેવા ગામડામાં કુંજવિહારીની પૂજા કરતા પ્રીતમદાસનો વસવાટ યુદ્ધની નોબતો પાસે છતાંય આઘે જેવો હતો. ધર્મ અને નીતિ પ્રચારતો તે ચરોતરના ઉત્તરસંડા, કાવી, નડિયાદ અને ડાકોર જેવાં ગામોમાં ફરતો.

પ્રીતમદાસની કવિતામાં નવો વિષય કે નવી ભાવના જૂજ છે.

વિષય પણ નવા નથી. મંદિરના મહંત તરીકે, એકાદ પંથના શિષ્ય તરીકે અને બાળપણથી ધાર્મિક વાતાવરણમાં ઊછરવાથી તેની વાણીના વિષય મર્યાદિત થયા છે. તેની વાણી કથા જેવી છે. કથા એ કવિતા નથી. પરંતુ યાદ રાખવા માટે ગદ્યને અપાયેલું પદ્યનું સ્વરૂપ છે. એની ભાષામાં જૂના કવિઓના શબ્દો તરી આવે છે; પરંતુ તેની ઉપમાઓમાં ચીતરાયેલાં દૃશ્યો મનોહર છે. કલ્પનાને સ્થાને હરરોજના લોકજીવનમાંથી પસંદ કરેલી ઉપમાઓ અને રૂપકો એની વાણીનું રહસ્ય છે. કંઈક વેદાંતી છે તો કંઈક વૈષ્ણવી છે.

"જુવતી જળ ભરવાને જાયે, ભરી નીર ને પાછી રે આવે;
શિર બેડું ને હાથ લે તાળી, મુખે હસે છે વારી વારી;
બેડું ચિત્તથી નથી રે વીસરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું.

× × × ×

એક ચોર તે ચોરી કરે છે, ઘર પૂઠળ ફેરા ફરે છે;
થઇ રાત અંધારી ઘોર, ધારી ધારણ પેઠો ચોર;
એને શિર સાટે પરધન હરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું.

× × × ×

ઝાંઝવાં જળે તરસ ન છીપે, છાલાં છડચે કણ કયાંથી રે ?

× × × ×

પ્રભુને પરહરી જે કોઇ અન્ય વાણી ગાવે,
આંધળો વણે ને વાંસે વાછડું ચાવે.
રેહેંટની ઘેડ્યો જેવી ઘટમાળ રે,
એક ભરાયે એક ઠાલી થાય રે

× × × ×

તન રેંટિયો સદ્‌ગુરુ શબ્દે સૂતર ફરવા લાગ્યો;
થઈ મહેર ઘણી, ગુરુ દયાળે દિલનો ધોખો ભાગ્યો.

શુભ કર્મ કાષ્ઠરેંટિયો કીધો, તે તો સુઘડ સુતારે ઘડી દીધો,
બુધ માનુનીએ માગી લીધો.
પચરંગી પાંખડિયું આરા, થાંભલિયું તોરણિયા સારા;
ચિત્ત ચપળ ચમરખે રંગ ન્યારા.

× × × ×

ખેતર જેતી ખરપડી, સાગર જેતો વહાણુ;
કહે પ્રીતમ ભૂલે નહિ, ભોમતણો નિશાન."

ન જોયેલા માનસરોવરની કલ્પનાઓ છોડી જે સુંદર ઉપમાઓ ચોપાસના જીવનમાંથી તેણે ઉપજાવી છે, તેમાં પ્રીતમની નામના છે. 'કરે વિવાહનું કાયદું;' 'મેરુ ડગે તો મન ડગે;' 'ગઇ પળ તો આવે નહિ;' એવા અનેક આજે પણ પ્રચલિત શબ્દો એની વાણીમાં છે.

રાજદ્વારે જ્યારે કવિઓ પોષાતા ત્યારે પ્રશસ્તિ અને પ્રબંધ લખતા. રાજદ્વાર બંધ થયા પછી મધ્યકાલીન કવિતા ધર્મદ્વારે ઊછરી છે. છતાંય ધાર્મિક વિષય કવિતા માટે યોગ્ય નથી એમ તો નહિજ. આપણી કવિતાનું મૂળ વેદમાં છે. ગીતામાં ધર્મ ને ગીત સાથે કવિત્વ છે. પણ વાલ્મીકિનું રામાયણ એ પણ કવિતા છે. સંસ્કૃત સાહિત્યમાં વિષય પરત્વે બંધન નથી, જ્યારે અખો, ભોજો અને પ્રીતમના વિષય એકજ છે. તેઓની વાણી ફરી ફરીને ગોખવા માટે લખાયેલી છે. એ વાણી મંજીરાં, કરતાલ, તંબૂરા કે મૃદંગ સાથે મંડળીમાં બેસી ગાવા યોગ્ય હતી. એવાં કાવ્યો માટે ભાષા, ઉપમા અને રાગ તૈયાર હતાં. પ્રીતમ કવિ કરતાં વધારે મહાન ધર્મ અને નીતિપ્રચારક છે. એનાં જોશ અને ઝનૂન એ દૃષ્ટિએ જોવાનાં છે. આજે આપણે વેદની એક ઋચા જાણ્યા સિવાય, ગીતાનો એક શ્લોક શીખ્યા વિના, રામાયણ કે મહાભારતના ભણતર વિના, હિંદુ અને સનાતની થઇ શકીએ છીએ જૂના વખતમાં એમ

ન હતું. હિંદનું ભણતર વેદ, શાસ્ત્ર, પુરાણ અને છંદમાં આવી જતું. મુસલમાનનું ભણતર કુરાનમાં આવી રહેતું. હિંદુ પૂર્વમાં કાશી જઈ પાવન થઈ પંડિત થતો, તો મુસલમાન પશ્ચિમમાં મક્કે જઈ હાજી થતો.

એ કવિઓને માથે બીજો પણ ભાર હતો. સંસ્કૃતનું જ્ઞાન લુપ્ત થાય તે પહેલાં તેને પ્રાકૃતમાં ઉતારવાનું હતું. ભાલણથી દયારામ સુધીના ખણુાખરા સાહિત્યકારોએ એકનિષ્ઠાથી આ કર્તવ્ય કર્યું છે. સંસ્કૃતમાં રચાયેલું ધર્મસાહિત્ય અને તે કરતાંયે વિચારસૃષ્ટિ લોકભાષામાં અવતરી હતી. આજની ગુજરાતી ભાષાનો પાયો મજબૂત થતો હતો તે સાથે સાહિત્ય અને મનોભૂમિકા ભૂતકાળને અનુરૂપ ઘડતાં હતાં. પાટણ પડયા પછી ગુજરાતની શક્તિનો વ્યય સંસ્કૃતને પ્રાકૃત કરવામાં અને સંસ્કૃતમાં સંચિત થયેલું જ્ઞાન પ્રાકૃતમાં લાવવામાં થયો છે. એમને શીખેલું ફરી શીખવું પડયું છે. લગભગ સદી વીત્યા છતાં એ કાર્ય પૂરું થયું નથી. એથી કરીને જૂની પ્રણાલિકા સાથે, જૂના સંસ્કાર અને સંસ્કૃત સાહિત્યની સાથે આપણો સંબંધ માદીકરી માફક જળવાઇ રહ્યો છે. અંગ્રેજો પોતાની ભાષામાં શબ્દ ન જડતાં લૅટિનમાં શોધે છે તેમ આપણે સંસ્કૃત તરફ ઢળીએ છીએ. એ દૃષ્ટિએ પ્રીતમનું તત્ત્વજ્ઞાન નવું નથી, તેનું સ્વરૂપ કે સાદ પણ જુદા નથી. પરંતુ તેનો પ્રચાર કરવાની વાણી, સાધારણ દૃશ્યો અને અનુભવોનો ઉપયોગ તેનાં પોતાનાંજ છે. એક ને એક વાત તે ફરી ફરીને કહેતાં થાકતો નથી. પોપટને શીખવતો હોય એમ અજ્ઞાન–અભણવર્ગને શીખવવા તે યત્ન કરતો હતો. પ્રીતમની કવિતામાં સ્થળેસ્થળે સંસ્કૃતનું ભાષાંતર છે. ગીતાનું પહેલું ભાષાંતર સંવત ૧૬૭૭માં નરહરિએ કરેલું, એવુંજ ભાષાંતર પ્રીતમે કર્યું છે. કબીર, મીરાં, નરસિંહ, વલ્લભ,

અખો, બોપદેવ અને ભાલણને તે ભક્તરૂપે ગણે છે–તેમની વાણીથી કાંઈક અંશે માહિત છે.

એ કાળે ધર્મનાં નીર થંભી ગયાં હતાં, વિચારનાં વહેણ અટકી ગયાં હતાં, નીતિની મર્યાદા સાંકડી બનતી હતી. જગતમાં એ કાળે ઉલ્લાસ નહોતો; જીવનમાં સુખ, આનંદ કે લહાવો નહોતો. જીવવું તે મરવા માટે હતું. મોત, મોત અને મોતનાં પડઘમ વગાડાતાં, ઈશ્વરનું અસ્તિત્વ અણુએ અણુમાં દેખાતું. યુદ્ધમાં સંહાર કરતાં ઈશ્વરનું નામ લેવાતું. કવિતાની પહેલી લીટીમાં ઈશ્વરનું ધ્યાન ધરાતું. કવિતા ને કથા સાંભળ્યે મોક્ષ મળતો. પાપ નાશ પામતાં. ચોર ચોરી કરતાં પહેલાં, ઠગ ઠગાઈ કરતાં પહેલાં દૈવી શક્તિનાં નામ લેતા.

આજે આપણા આચારવિચાર ફર્યા છે. પરલોક કરતાં આ લોકને વધારે માનીએ છીએ. વૈભવ ને વિલાસ, આનંદ ને ઉલ્લાસ જીવનમાં આપણે શોધીએ છીએ. યંત્રની નવનવી મૂર્તિઓ રચીએ છીએ ને પૂજીએ છીએ. સાહિત્યની દૃષ્ટિએ પ્રીતમ જેવા ભક્તની વાણી આજે વાંચતાં કંટાળો ઊપજે, નીરસ લાગે. એના એક પદ કરતાં એક ટૂંકી વાર્તામાં ઘડી જીવન ધન્ય માનીએ. એ ગત દિવસોમાં સાહિત્ય ક્ષણિક આનંદ માટે નહિ પણ મનન, ચિંતનને આચરણ માટે ઘડાતું અને સંભળાવાતું. સંતની વાણીથી શ્રોતા કે ગાયક મોક્ષ મેળવતા.

પ્રીતમના ઉપદેશમાં દેવને દુર્લભ એવો મનુષ્ય દેહ જૂઠા જગતના વિલાસ માટે નથી. સંસારનો ફંદ ફોગટ છે, સ્નેહ સ્વાર્થનો છે. જીવન અંતે સગાંસહોદર કોઈનાં નથી. જગતમાં ગોવિંદનું ગમતું થાય છે. માણસની ઇચ્છા પ્રમાણે કંઈજ થતું નથી. ભવ તરવાનો

ઉપાય હરિરસ પીવાનો છે. હરિને ભજતાં હુંપદ ગાળી નાખવાનું છે. દેવ દેહમાં છે, તેથી ઘટમાં જ્ઞાનદીપક અજવાળવો જોઇએ. દેહદમન કે હઠયોગથી, ઘોતિનેતિ કર્યે ઈશ્વર મળતો નથી. ભેખ ધર્યે સિદ્ધિ થતી નથી. કાયા કુસુમવત્ વણસી જશે માટે આત્મા અમર થાય એવો ઉપાય કરવો જોઇએ. વંટોળમાં વાયુ, પુષ્પમાં સુવાસ, સૂર્યમાં તેજ તેમ જીવમાં ઈશ્વર છે. જગત મૃગજળ છે. બાજીગરનો ખેલ છે. કીડી અને કુંજરમાં એકજ ચૈતન્ય છે. જીવન્મુક્તને ત્રિવિધ તાપ તપાવતા નથી. ભજન કર્યે બ્રહ્માનંદમાં ભળાય છે. દર મહિને, દર વારે અને દર તિથિએ પ્રભુભજન કરતાં પરમધામે પહોંચાય છે. આ એનો કક્કો છે—બારાક્ષરી છે. આજે આપણે જીવનનો અંત માનીએ છીએ, પરંતુ ધર્મ તેને દેહનો અંત અને જીવનનો નવો મણકો શરૂ થયાનું માને છે.

ઘડી ઘડી તે ચેતવે છે કે માથા ઉપર મોત ભમે છે માટે રામસ્મરણ કર. મધપૂડાના મધ માફક તારું સાચવ્યું કોઇક ખાશે, માટે આશા, તૃષ્ણા, લોભ અને ઇર્ષ્યા મૂકી દે. આજ સુધી તું ચાર લાખ ચોરાશીના ફેરામાં ફોગટ ફાંફા મારીને મૂઓ છું.

" કહીં કોળ થયો કહીં નોળ થયો, કહીં કીટ થયો કીલકારીને<br>
કહીં પશુ થયો કહીં પંખા થયો, કહી બેઠો પંથ પસારીને;<br>
કહીં ભૂત થયો કહીં પ્રેત થયો, કહીં ભોવન રહ્યો ભિખારીને."

દિવસે દિવસે આયુષ્ય ઓછું થાય છે માટે ભજન કરી લે, ધ્યાન ધરી લે, નહિ તો જીતી બાજી હારી જશે. અજ્ઞાની જન કાળે કૂટ્યા, જમડે લૂંટ્યા, ચોરાશી જન્મમરણના ફેરામાં રડવડશે. જગતની મોહમાયાની મધલાળમાં ઘણા ફસાયા છે. રુધિર, માંસ અને ચર્મઅસ્થિની કાયામાં મોહવા જેવું નથી. મહા મોટા જોદ્ધા

જોરાવર, કાળે કૂટી નાખ્યા છે. જેની ચાલે ધરતી ધ્રૂજે, જેની ફૂંકે પર્વત ફાટે તેવા નર મર્યા છે માટે ચિત્તમાં ચેતી લે. સંસાર અને કુટુંબ પરત્વે પ્રીતમની બેપરવાઇ એટલીજ છે, સંસાર ઉપર વૈરાગ ઉત્પન્ન કરવા એ મથે છે.

" કુટુંબકબિલો કામ નહિ આવે, સગાંસહોદર કહેવાને;
આજકાલ દિન પાંચ સાતમાં, સરવે વાટે રહેવાને.
મરનારાંને શીદ રડો છો, રડનારાં નથી રહેવાનાં;
તોપ આગળ તૂબડાં તે, સરવે ઊડી જાવાનાં.
હુતા નોહતો થઇ ગયા તે, રાજા રાવણુ જેવાને;
કહીં ગરતમાં ગરક થયા તે, ન રહ્યા ઉત્તર દેવાને.
દેહનાં સ્નેહી સકળ સ્વાર્થીઆં, અંતે અળગાં રહેશે રે;
એક ઘડી ઘરમાં નહિ રાખે, કાઢો કાઢો કહેશે રે.
પાંચ સાત દિન કોઇક સંભારે, વળતી મૂકે વિસારી રે;
પોતે પોતાને મારગ લાગશે, કોણ પુરુષ કોણ નારી રે."

પ્રીતમની વાણીમાં તત્ત્વજ્ઞાન નવું નથી, વિચારે નવા નથી, પરંતુ શૈલી નવી છે. તેની ભાષા સચોટ છે. પોતાની પરિસ્થિતિ અને વાતાવરણનો સંપૂર્ણ ઉપયોગ તેણે કર્યો છે. દરરોજનાં સાદાં દૃશ્યોમાં કોઇનું લક્ષ ન જાય એવાં દૃશ્ય અને વસ્તુઓનો એ મદારી જેવો ઉપયોગ કરે છે. સાંભળનારને અનુલક્ષીને ઉપદેશવાની તેની કવિતા ગુરુમંત્ર જેવી છે. તેના શબ્દો દાહક અને વેધક છે. તેની શૈલી રણભેરી જેવી વાગતી છે. લડવૈયાને છાજે એવી છે. ધર્મને તેણે વીરત્વમાં ઝબોળ્યો છે. તેનાં વાક્યો ભાષામાં કહેવત જેવાં થઇ પડ્યાં છે. શબ્દનો તે કીમિયાગર છે. તેનામાં શૃંગારિક ભક્તિ નામમાત્રજ છે. તેનું મન વિશુદ્ધ છે. આપણા સાહિત્યમાં પ્રીતમનાં પદ શ્રેષ્ઠ છે. તેની કવિતાનું, વિચારનું, અનુભવનું ને સર્જનનું

સત્વ એમાં છે. એનાં થોડાં પદ તો જગતના કોઇ પણ સાહિત્યમાં ઝળકે એવાં છે.

"હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઊભો જુવે તમાશો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહા સુખ માણે, દેખનહારા દાઝે જોને;
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને."

આપણા સાહિત્યમાં એની ચેતવણીઓ, સાખીઓ અને પદ જેવું વીંઝાતું, ઝંઝવાતું સાહિત્ય ગૌરવ લેવા જેવું તો છેજ. આજે આપણે તેની કવિતાને દટાયેલા ખંડિયેર કે સંસ્કૃતિના ભગ્નાવશેષ માફક જોઇ રહીએ છીએ. સંસારનું ઢાંકયું સત્ય એમાં ઉઘાડયું છે. સાહિત્યથી આનંદ આપવાનો એનો આદર્શ નથી. સંસાર અને જગતને તેણે સૂક્ષ્મ દૃષ્ટિએ નિહાળ્યાં છે. સંતનો સુધારસ નખશીશ ભર્યો છે. સંત સમુદ્રકી લેહેર હે, વાણી વચન તરંગ. એ તરંગમાં દુઃખીનો દિલાસો હતો, નિરાશની આશા હતી.

('કુમાર'ના એક અંકમાંથી)

## ભક્તિનું પદ

ભક્તિ એવી રે શાધુ એવી, તરસ્યાને પાણી રે જેવી;
ભક્તિ જુગમાં કરે નર સોઇ, જાકે ધડ પર શીશ ન હોઇ;
ભક્તિ છે રે ખાંડાની ધાર, એને સાધે કોઇ સાધનહાર. (ટેક)
એક ચોર તે ચોરી કરે છે, ઘર ખૂંદ્યા ફેરા ફરે છે;
થઇ રાત અંધારી ઘોર, ખારી ખાત્રણુ પેઠો ચોર;
એને શિર સાટે પરધન હરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૧
એક શૂરો તે રણમાં ચડે છે, શીશ જાતાં તે ધડ લડે છે;
એને સન્મુખ પગલું રે ભરવું, પાછી પૂંઠ કરી નવ ફરવું;
વેરી હણવો કે પડે મરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૨
એક ગુણકા તે ગાન કરે છે, સોળે શણગાર અંગ ધરે છે;
લઇ દરપણુ મુખ નિહાળે, નખશિખ શરીર સંભાળે;
એને પારકું મનજ હરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૩
એક સતી શણગાર કરે છે, તે તો અગ્નિમાં અંગ ધરે છે;
તે તો સ્વામીનું સમરણ કરતી, પ્રાણપતિ સાથે પરવરતી;
એને અગન થકી નવ ડરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૪
એક છીપ સાગરમાં રે રે' છે, તે તો ખારું નીર તજે છે;
સ્વાતિ નક્ષત્ર આવે જ્યારે, આવે ઉપર તરીને તારે;
(તેને)એકસ્વાતિનું ઠમનકરવું, એવું હરિચરણે ચિત્તધરવું. ભક્તિ૦ ૫
જુવતી જળ ભરવાને જાયે, ભરી નીર ને પાછી રે આવે;
શિર બેડું ને હાથ લે તાળી, મુખે હસે છે વારી વારી;
બેડું ચિત્તથી નથી રે વીસરવું, એવું હરિચરણે ચિત્તધરવું. ભક્તિ૦ ૬
એક ભ્રમર કમળમાં રહે છે, એને વાસના એની ગમે છે;
સાંજ પડીને કમળ બીડાયું, અકળાઇને ક્યાંઇ ના જવાયું;
એને કમળની પ્રીતે છે મરવું, તેવું હરિચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૭
કહે પ્રીતમ સંત સનેહી, જેણે મરી રે મનુષદેહી;
તેણે અભિમાન પરહરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૮

—આ પુસ્તકમાંથી